# સૃષ્ટિવાદ અને ઈશ્વર



રચયિતા
ભારતભૂષણ શતાવધાની
પંડિત મુનિશ્રી રત્નચંદ્રજી મહારાજ

## આ પુસ્તક મળવાનાં સ્થાન

**શ્રી ધીરજલાલ કેશવલાલ તુરખીયા**
જૈન ગુરુકુળ - **બ્યાવર**

**શ્રી અગરચંદજી ભૈરોંદાનજી સેઠિયા**
**બિકાનેર**

**શ્રી ઉત્તમલાલ કીરચંદ**
લાલ બંગલા - **ઘાટકોપર**

**શ્રી જીવણલાલ છગનલાલ સંઘવી**
પંચભાઈની પોળ, સ્થાનકવાસી
જૈન કાર્યાલય - **અમદાવાદ**

જૈન ગુરુકુલ પાઠશાળા
રાજકોટ

**શ્રી ન્યાલચંદ શિવલાલ**
નવું જ્ઞાનમંદિર - **સિદ્ધપુર**

**ડૉ. રતિલાલ સુખલાલ ગઢગાર્ડીઆ**
લીમડીના ઉતારા સામે - વઢવાણ કેમ્પ

# સૃષ્ટિવાદ અને ઈશ્વર




રચયિતા

ભારતભૂષણ શતાવધાની

પ. મુનિ શ્રી રત્નચંદ્રજી મહારાજ

શ્રી ગુલાબ-વીર ગ્રંથમાલા: રત્ન ૨૫ મું

શ્રી અર્હદ્ભ્યો નમઃ

# સૃષ્ટિવાદ અને ઈશ્વર

રચયિતા

ભારતભૂષણ શતાવધાની

પં. મુનિ શ્રી રત્નચંદ્રજી મહારાજ

પ્રકાશક

શ્રી જૈન સાહિત્યપ્રચારક સમિતિ

તરફથી

ધીરજલાલ કેશવલાલ તુરખીયા, બ્યાવર

અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું.

પ્રથમાવૃત્તિ — વીર સં. ૨૪૬૬

૧૨૦૦ — વિ. સં. ૧૯૯૬

મૂલ્ય ૧॥ રૂપિયો

## શ્રી જૈન સાહિત્યપ્રચારક સમિતિના
### સ્તમ્ભો



શ્રી ભૈરોંદાનજી સેઠિયા (બીકાનેર)



સેઠ કેદારનાથજી જૈન (દિલ્હી)

સંરક્ષકો



સેઠ સરદારમલજી પુંગલિયા (નાગપુર)



શ્રી સુગનચંદજી જામડ઼ (ભૈંવાલ)

# સમિતિના સ્તંભ, સંરક્ષક અને આજીવન સદસ્યોની નામાવલિ

**સ્તંભ**

૧ દાનવીર શેઠ અગરચંદજી ભૈરોંદાનજી સેઠિયા — બીકાનેર
૨ લાલા કેદારનાથજી રૂગનાથજી જૈન — દિલ્હી

**સંરક્ષક**

૧ શ્રીમાન્ સરદારમલજી સા. પુંગલિયા — નાગપુર
૨ ,, મીશ્રીમલજી, ચાંદમલજી, સુગનચંદજી ઝામડ — ભંવાલ

**આજીવન સદસ્ય**

૧ શ્રી ચુનીલાલ ભાઈચંદ મેહેતા — મુંબઈ
૨ શ્રી ચુનીલાલ ફૂલચંદ દોશી — મોરબી
૩ શ્રી લાલા સુખદેવસહાય જ્વાલાપ્રસાદ — કલકત્તા
૪ શ્રી લાલા મુન્શીરામ જૈન — સ્યાલકોટ
૫ શ્રી ટી. જી. શાહ — મુંબઈ
૬ શ્રી દુર્લભજી ત્રિભોવન ઝવેરી — જયપુર
૭ શ્રી રામલાલજી કીમતી — હૈદરાબાદ
૮ શ્રી પૂનમચંદજી સા. ગાંધી — હૈદરાબાદ
૯ શ્રી સરદારમલજી છાજેડ — શાહપુરા
૧૦ શ્રી રાવબહાદુર મોહનલાલ પોપટભાઈ — રતલામ
૧૧ શ્રી નટવરલાલ નેમચંદ શાહ — કલકત્તા
૧૨ શ્રી જોહરીલાલજી પન્નાલાલજી નાહર — અજમેર
૧૩ શ્રી ધેવરચંદજી રતનચંદજી ચોપડા — અજમેર
૧૪ શ્રી રંગરૂપમલજી શ્રીમાલ — અજમેર
૧૫ શ્રી નોરતનમલજી રીયાંવાલે — અજમેર
૧૬ શ્રી દીપચંદજી સા. પલ્લીવાલ — અજમેર
૧૭ શ્રી ભંવરલાલજી ચાંદમલજી નાહર — અજમેર
૧૮ શ્રી મૂલચંદજી સેઠી — અજમેર
૧૯ શ્રી સુગનચંદજી ચાંદમલજી નાહર — અજમેર
૨૦ શ્રી રાજમલજી સા. સુરાણા — અજમેર
૨૧ શ્રી સેઠ પ્યારેલાલજી રીયાંવાલે — અજમેર
૨૨ બાઈ માહકોર, શા. જગજીવનદાસ ખુલાખીદાસનાં વિધવા — અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન.

"સૃષ્ટિવાદ અને ઇશ્વર" પુસ્તક પાઠકોની સમક્ષ રજુ કરતાં અમને હર્ષ થાય છે. શતાવધાની પંડિત મુનિ મહારાજ શ્રી રત્નચંદ્રજીએ અજમેરના સાધુસંમેલનમાં ભાગ લીધા બાદ રાજપૂતાના, યુક્તપ્રાંત, દિલ્હી, પંજાબ વગેરે પ્રદેશોમાં વિહાર કર્યો ત્યારે તેમને સૃષ્ટિ અને તેના સર્જક વિષેના વાદ પર એકાદ ગ્રંથરચનાની આવશ્યકતા માલૂમ પડેલી. ગુજરાતમાં સૃષ્ટિકર્તૃત્વવાદની ચર્ચા એટલી પ્રબળ નથી કે જેટલી તે ઉત્તર હિંદમાં છે; અને એ ચર્ચાને કારણે સ્વધર્મ કે સ્વમત પરિવર્તનના બનાવો પણ બન્યા કરે છે. દિલ્હી, પંજાબ અને યુક્તપ્રાંતોમાં વિહારસમયે આ વિષયની છણાવટ પ્રકીર્ણ રીતે થતી અને કોઇ કોઇ જિજ્ઞાસુ જૈન—જૈનેતરો સાથે ચર્ચા પણ થતી.

પરન્તુ પંજાબમાંના વિહાર દરમ્યાન અર્ધમાગધી વ્યાકરણ—"જૈન સિદ્ધાન્ત કૌમુદી" નું કામ અને દિલ્હીમાં "અર્ધમાગધી કોષ" ના પાંચમા ભાગનું કામ પૂરૂં કર્યા પૂર્વે સૃષ્ટિકર્તૃત્વવાદ વિષે ગ્રંથારંભ કરવાની અનુકૂળતા મહારાજશ્રીને મળી નહિ. ઉપર્યુક્ત કાર્યોમાંથી નિવૃત્ત થતાં આગ્રામાં તેમણે એ કામનો આરંભ કર્યો. આગ્રાથી કાશી અને કલકત્તા તરફ વિહાર કરવાનો તેમનો ભાવ હતો પરન્તુ અનારોગ્યે તેમનો એ ભાવ પૂર્ણ થવા ન દીધો. આગ્રામાં આ પુસ્તકની શરૂઆત થઇ ખરી પણ શ્રી શતાવધાનીજી મહારાજની તબિયત નાદુરસ્ત થવાથી થોડોજ ભાગ ત્યાં લખાયો અને પુસ્તકનો ઘણો ભાગ અજમેરમાં લખી શકાયો.

પુસ્તકના લેખન માટે આગ્રા (માનપાડા) ના શ્રી સંઘે સહાયતા આપી હતી, તથા આગ્રામાંના ચિરંજીવ પુસ્તકાલયના સંચાલકોએ તેમજ ઉપાધ્યાય વીરવિજય પુસ્તકાલયના સંચાલકોએ પોતા પાસેનાં પુસ્તકો ઉદાર ભાવે જ્યારે જોઈએ ત્યારે મહારાજશ્રીની સમક્ષ મૂક-

વાની તત્પરતા દાખવી હતી. તે ઉપરાંત સેઠિયા જૈન પુસ્તકાલય બીકાનેરે સંખ્યાબંધ પુસ્તકો બીજી જગોએ મોકલ્યાં હતાં, તથા વૈદિક પુસ્તકાલય અજમેરે પણ પુસ્તકો જોવાની વ્યવસ્થા કરી આપવામાં ખૂબ ઉદારતા બતાવી હતી તે સૌનો અત્રે આભાર માનવામાં આવે છે. વિશેષમાં મુનિશ્રી અમરચંદ્રજી, પં. રામકૃષ્ણજી શાસ્ત્રી, શ્રીમાન્ રતનલાલજી ડોસી, પં. પૂર્ણચંદ્રજી દક આદિ મહાનુભાવોએ આ પુસ્તકલેખનમાં ઉદ્ધરણો જોવામાં શ્રી શતાવધાનીજી મહારાજશ્રીને સહાયતા કરી છે, તે બદલ પણ અમો તેમનો સૌનો આભાર માનીએ છીએ.

અજમેરમાં અને પુષ્કરમાં પુસ્તકલેખન પુનઃ આગળ વધ્યું અને પૂરું થયું, ત્યારે લેખનને અંગે પડતી જરૂરીયાતો પૂરી પાડવા માટે અજમેરનો શ્રી સંઘ પણ ધન્યવાદને પાત્ર છે.

આ રીતે આ ગ્રંથ તૈયાર થઈને આજે વાચકોના હાથમાં પહોંચે છે. પાઠકવૃંદ આ પુસ્તકને સંપૂર્ણતયા વાંચીને મનન કરશે અને યોગ્યતા પ્રાપ્ત કરશે તો લેખકનો પરિશ્રમ સફળ થયો લેખાશે.

તા. ૧૨-૩-૧૯૪૦
બ્યાવર.

નિવેદકો,
**ધીરજલાલ કે. તુરખીયા**
**કલ્યાણમલજી વૈદ**
મંત્રી, શ્રી જૈન સાહિત્યપ્રચારક સમિતિ



# ભૂમિકા

મનુષ્ય જ્યારે પોતાના નિત્યના વ્યાપારમાંથી માથું ઉંચું કરીને દિશાઓમાં દષ્ટિપાત કરે છે ત્યારે તે એક આશ્ચર્યને અનુભવે છે. આવડું મોટું વિશ્વ કોણે અને શામાટે બનાવ્યું હશે, તેમાંના એક નાના અંશરૂપ આ પૃથ્વીનું કયું સ્થાન હશે, પૃથ્વીમાંનો એક હાલતો ચાલતો માણસ પોતે ક્યાંથી આવ્યો હશે અને શામાટે આવ્યો હશે? આ બધું જેણે બનાવ્યું હશે તેનામાં કેટલી બધી શક્તિ હશે? એવી શક્તિ પોતામાં પણ કોઇ વાર આવી શકે ખરી? આવે તો કેવી રીતે આવે? વિશ્વની વિશાળતા, તેમાં ફરતાં સૂર્ય–ચંદ્ર–નક્ષત્રો, આ પૃથ્વીના જેવીજ અનેક પૃથ્વીઓ, એ બધાંનો ચાલી રહેલો નિત્યક્રમ એ બધું જોતાં તેની વિચારશક્તિ કુંઠિત થઇ જાય છે અને બુદ્ધિનો વેગ થંભી જાય છે. તેને **'नेति नेति'** ઘોષ કરનારા તત્ત્વવેત્તા ઋષિમુનિઓ સાંભરે છે અને પોતે એ વિચાર કરવા માટે કેવો પામર બુદ્ધિવાળો છે તેનું તેને ભાન થાય છે.

છતાં એ વિષે વિચાર કરવાનું માનવની બુદ્ધિએ કદાપિ છોડયું નથી. તેણે બુદ્ધિના વ્યાપારો ચલાવ્યા જ કર્યા છે; નિર્ણયો કર્યા છે, તે ફેરવ્યા છે અને નવા નિર્ણયો કર્યા છે. તે પહેલાં જુએ છે કે દરેક વસ્તુ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચ તત્ત્વોની બને છે અને કોઈ તેનો બનાવનાર હોય છે. કુંભાર માટીનો ઘડો બનાવે છે ત્યારે માટી અને પાણી મેળવીને તેનો કાચો ઘાટ કરે છે, પછી તેને વાયુથી સૂકવે છે, અગ્નિથી તપાવે છે અને અંદર–પોલાણમાં અને બહાર આકાશતત્ત્વ વ્યાપી રહેલું હોય છે. તેવીજ રીતે આ જગત્ રૂપી ઘડો પણ પાંચ તત્ત્વનો છે અને તેને બનાવનાર કોઈ મહાન કુંભાર હોવો જોઈએ. આ કલ્પનાને આધારે તે ઘટ અને જગત્ બેઉને તુલનામાં સમાન માનવા પ્રેરાય છે અને પછી તેને સર્જનારના વ્યક્તિત્વની અનેક કલ્પનાઓ દોડાવે છે.

આ કલ્પનાએ બહુવિધ શક્તિઓ ઉપર જગત્‌ના સર્જનનું આરોપણ કર્યું છે. હિંદુઓના વેદો, ઉપનિષદો અને પુરાણો, ક્રિશ્ચિયનોનું બાઇબલ, મુસલીમોનું કુરાન, જરથોસ્તીઓના ધર્મગ્રંથો, જૈનોના સૂત્રગ્રંથો અને વૈજ્ઞાનિકોનાં વિજ્ઞાનસંશોધનો એ બધાંમાં તરેહ તરેહની શક્તિઓ આ જગત્‌ના અસ્તિત્વની કારણીભૂત તરીકે ઉલ્લેખવામાં આવી છે. 'સૃષ્ટિ' શબ્દમાંનો **सृज्** ધાતુ પણ એમ જ કહી રહ્યો છે કે તે કોઈ શક્તિએ કરેલું સર્જન છે. પરન્તુ એ સર્જન વિષેના વિવાદો કહે છે કે તેઓ પોતપોતાના નિર્ણયો વિષે એકમત નથી. તેથી આગળ વધીને એમ પણ કહી શકાય કે જગત્‌નો આદિકાળ હજીસુધી કોઈ પણ નિર્ણીત કરી શક્યું નથી.

એક વેદની જ વાત કરીએ તો તેમાંથી સૃષ્ટિના સંબંધમાં અનેક વાદો પ્રચલિત થયા છે. એક વાદ અનેક દેવોએ આ જગત્ ઉત્પન્ન કર્યું અને રક્ષ્યું હોવાનું કહે છે. બીજો વાદ બ્રહ્મમાંથી જગત્ ઉત્પન્ન થયું હોવાનું કહે છે. ત્રીજો વાદ બ્રહ્મને સ્થાને ઇંદ્રને સ્થાપે છે. ચોથો ઇંદ્રને સ્થાને ઈશ્વરને મૂકી તેને ગુણવિશેષથી યુક્ત એક પ્રકારનો આત્મા કલ્પે છે. પાંચમો વાદ પ્રકૃતિ અને પુરૂષને જગત્‌નાં આદિ કારણરૂપ કહે છે. વેદોને આધારે ઉપનિષત્કારો અને પુરાણકારોએ દોડાવેલી બીજી કલ્પનાઓ પણ અનેક છે. કોઈ પ્રકૃતિને ઉપાદાન કારણ માને છે અને પુરૂષને નિમિત્ત કારણ માને છે, તો કોઈ પુરૂષને ઉપાદાન અને પ્રકૃતિને નિમિત્ત માને છે. કોઈ એક અંડમાંથી પૃથ્વીનું સર્જન થએલું કહે છે તો કોઈ પરમાત્માના અવતારે તેનું સર્જન કર્યું એમ કહે છે. કોઈ જગત્‌ને સ્વયંભૂકૃત માને છે તો કોઈ બ્રહ્માસર્જિત જગત્ માને છે. એજ રીતે સૃષ્ટિના સર્જનનું આરોપણ પ્રજાપતિ, વિરાટ્, મનુ, ધાતા, વિશ્વકર્મા, ઇત્યાદિ ઉપર કરવામાં આવે છે અને સર્જનમાં વપરાયલા તત્ત્વો સંબંધે પણ વિશાળ વિવિધતા દૃષ્ટિગોચર થાય છે. આત્મસૃષ્ટિ, સ્કંભસૃષ્ટિ, અજસૃષ્ટિ, બ્રહ્મસૃષ્ટિ, કર્મસૃષ્ટિ, ઓંકારસૃષ્ટિ, પ્રસ્વેદ

સૃષ્ટિ, પરસ્પરસૃષ્ટિ એવા સૃષ્ટિના અનેક પ્રકારો પણ એ તત્ત્વવિદોએ ઉલ્લેખ્યા છે. એમ ઉત્તર–ઉત્તર વાદ પૂર્વ–પૂર્વ વાદનું ખંડન કરીને સ્વવાદનું મંડન કરવામાં બધી શક્તિ અને કલ્પનાઓનો ઉપયોગ કરે છે.

આર્યસમાજ વેદની એક નવીન શાખા છે અને તેમાં વેદાંત, સાંખ્ય અને ન્યાય દર્શનને આધારે સૃષ્ટિપ્રક્રિયા કલ્પવામાં આવી છે. વેદાંત બ્રહ્મને જગત્ ઉપાદાન કારણ માને છે, આર્યસમાજ તેને નિમિત્ત કારણ માને છે; પુનઃ નિમિત્ત કારણના બે ભાગ પાડે છે, એક મુખ્ય અને બીજું સાધારણ. એ ત્રણે પ્રકારનાં કારણો-માંથી તે સૃષ્ટિપ્રક્રિયા થએલી માને છે.

વેદો અને ઉપનિષદોની સૃષ્ટિપ્રક્રિયાની વિવિધતા જોઇને આગળ વધીએ છીએ તો વિધવિધ પુરાણોની સૃષ્ટિપ્રક્રિયા વળી વધુ વિવિધ-તાભરી દેખાઈ આવે છે. એક પુરાણ સૃષ્ટિકર્તાને સ્થાને પુરૂષને–વિષ્ણુને, બીજું બ્રહ્માને, ત્રીજું બ્રહ્મને, ચોથું શક્તિને, પાંચમું સૂર્યને, છઠ્ઠું નારાયણને, સાતમું ઈશ્વરને–વિરાટ્‌ને, એમ જૂદી જૂદી નિરાકાર વ્યક્તિ–શક્તિને સ્થાપે છે, અને ચિત્ર–વિચિત્ર સર્જન–પ્રલ-યનો ક્રમ બતાવે છે. પુરાણોનાં સૃષ્ટિવિષયક તારતમ્યો ઉપરથી જ જોઈ શકાય છે કે મનુષ્ય પ્રાણીની સ્થૂળ દૃષ્ટિને દેખાય અને સમજાય એવી રીતની જ એની પ્રક્રિયા કલ્પવામાં આવી છે અને મુખ્ય એક અધિષ્ઠાતા દેવ કે અવતારની દિવ્યતાનું અંજન મનુષ્યની આંખોમાં આંજીને એ અધિષ્ઠાતા પ્રતિ ભક્તિ મનુષ્ય પ્રાણીમાં ઉપજાવવામાં આવી છે.

ક્રિશ્ચિયન સૃષ્ટિ, ઈસ્લામની સૃષ્ટિ અને જરથોસ્તીઓની સૃષ્ટિ વિષેની જે જે કલ્પનાઓ તે તે ધર્મના ગ્રંથોમાંથી મળે છે તે બધી માત્ર સૃષ્ટિકર્તા દેવોની જ કૃતિ હોય એમ કહે છે અને એ વસ્તુ સ્વરૂપે જૂદો પરન્તુ મૂલતઃ એક સરખો અનેકદેવવાદ જ છે. મનુષ્યની બુદ્ધિ થાકીને જ્યાં આગળ થોભે છે ત્યાં આગળ તે દિવ્ય શક્તિની જ કલ્પના કરીને ચલાવી લે છે, એમ આ બધા સૃષ્ટિ-

કર્તૃત્વવાદો ઉપરથી જોઈ શકાય છે. આ દિવ્ય શક્તિનું દર્શન કોઈએ કર્યું હોતું નથી, માત્ર તેની કૃતિઓ ઉપરથી કલ્પના કરીને તેની શક્તિમત્તાનું ચિત્ર પહેલાં ચિત્તમાં આલેખવામાં આવ્યું હોય છે. એ શક્તિનો કશો આકાર હોતો નથી—તે નિરાકાર હોય છે, તેને અનિર્વચનીય પણ માનવામાં આવે છે, છતાં જનતાના મગજમાં તેનું રેખાંકન કરવાને તેને વાણીથી બાંધવામાં આવે છે. દરેક દેશ અને ધર્મના ગ્રંથોમાં એક જ દિવ્ય શક્તિનાં જે જૂદાં જૂદાં સ્વરૂપો વાણીદ્વારા આલેખવામાં આવ્યાં છે, તે બધાં એક બીજાંથી જૂદાં પડે છે, કારણકે તેને વાણીબદ્ધ કરનારાઓનાં અને તે સ્વરૂપને પિછાણવા ઇચ્છતા જનસમુદાયનાં દેશ, કાળ અને પરિસ્થિતિ જૂદાં જૂદાં હોય છે. એ દિવ્ય શક્તિને વાણીબદ્ધ કરનારા દર્શકો અને વિચારકો પુનઃ એકબીજાનાં મતોનું ખંડન પણ કરે છે, કારણકે એક દર્શક કિંવા વિચારકને જે કલ્પના અને દર્શન ઉચિત લાગે છે તે બીજાને અણબંધબેસતાં લાગે છે. આ કારણથીજ એ ખંડન–મંડન બહુધા બુદ્ધિનાજ વિષયો અને કલ્પનાના સ્રોતો રૂપ હોય છે. જે અદૃષ્ટ શક્તિ નિરાકાર છે તેને પુનઃ સાકાર માનીને કેટલાકો તેના આકાર કલ્પે છે અને ઘડે છે, અને એ સાકારતામાં જે જૂદા જૂદા મતભેદો પડે છે, તે પણ આકારના ઔચિત્ય પરત્વે માત્ર તર્કોએ લડાવેલી કલ્પનાઓ હોય છે. આ બધા કલ્પનાવ્યાપારમાં ઉત્તમોત્તમ અને માનવજીવનને ઊર્ધ્વગામી કરે તેવી સુઘટિત કલ્પના કઈ તેનો પણ કેટલાકો વિચાર કરે છે અને પોતાના ઇશ્વરનું સ્વરૂપ ઘડે છે.

આ "સૃષ્ટિવાદ અને ઈશ્વર" ગ્રંથમાં લેખકે સૃષ્ટિકર્તૃત્વવાદની બધી કલ્પનાઓ અને તેનાં કારણોની વિસ્તારથી તપાસ લીધી છે. વૈદિક મતાનુયાયીઓએ એકંદરે સૃષ્ટિના જૂદા જૂદા ઓગણીસ પ્રકારો નોંધ્યા છે, પરન્તુ દરેક પ્રકારના સંબંધમાં જૂદા જૂદા મતના વિચારકોએ શંકાશીલતા જ વ્યક્ત કરી છે. એક અનંતશક્તિમય

બ્રહ્મમાંથી આ આખું જગત્ ઉત્પન્ન થયું એવી માન્યતા ઉપર જણાવેલા વાદોમાંના ઘણામાં દર્શાવેલી જોવામાં આવે છે જોકે પુનઃ બ્રહ્મના સ્વરૂપ વિષે મતાંતરો છે અને તે કારણે તેઓમાં પુનઃ ઉપભેદો પડ્યા છે. પરન્તુ ઋગ્વેદના નાસદીય સૂક્તમાંની ઋચાઓ કહી રહી છે કે એ બધા બુદ્ધિયુક્ત વાદવિવાદ છતાં જગત્ અને જગત્કર્તા સંબંધી કોઇ કશું જાણતું નથી !

**इयं विसृष्टिर्यत आबभूव । यदि वा दधे यदि वा न ।**
**योऽस्याध्यक्षः परमे व्योमन्-त्सो अंग वेद यदि वा न वेद ॥**

અર્થાત્—આ વિશેષસૃષ્ટિ શેમાંથી ઉત્પન્ન થઇ, અથવા કોઇએ તેને ધારણ કે ન કરી, અથવા તેનો અધ્યક્ષ પરમ આકાશમાં રહે છે કે નહિ, તે કોણ જાણે છે? આ એકજ ઋચા ઉપરથી માલૂમ પડે છે કે જગત્‌ના નિમિત્ત કે ઉપાદાન કારણ વિષે કોઇ કશું જાણતું નથી એવો અભિપ્રાય વેદકાલીન ઋષિઓનો પણ હતો. મીમાંસાદર્શનનો પણ એજ ધ્વનિ છે. પૂર્વ મીમાંસાકાર જૈમિનિ ઋષિના મીમાંસાદર્શનના પુસ્તક 'શાસ્ત્રદીપિકા' અને 'શ્લોકવાર્તિક'નું પરિશીલન જો કરીએ તો જણાઈ આવે છે કે સૃષ્ટિ અને તેના કર્તૃત્વની વિચારણામાં એ ઋષિવર્યે ગતાનુગતિકતાનું અવલંબન કર્યું નથી. મીમાંસાદર્શને ઇતર દર્શનોની બધી દલીલો અને શંકાઓનું નિરસન કરીને સ્થાપ્યું છે કે—સૃષ્ટિની આદિ હોય એવો કોઇ કાળ છે નહિ, જગત્ હમેશાં આવા પ્રકારનું જ છે...એવો કોઇ કાળ અગાઉ આવ્યો નથી કે જેમાં આ જગત્ કાંઈ પણ હતું નહિ. એજ રીતે ઇશ્વરકર્તૃત્વના સંબંધમાં પણ ઇતર સર્વ દર્શનવાદીઓને તેણે કહી દીધું છે કે ઇશ્વર પોતે જન્મમરણરહિત છે, તે બીજા પદાર્થોને ઉત્પન્ન ન કરે અને કરવા ઇચ્છે તો એક ક્ષણમાંજ બધું કરી શકે, શામાટે ક્રમે ક્રમે-વિલંબે વિલંબે કરે? સમયનો પરિપાક થયે જ કાર્યો થાય છે તેને બદલે ઇશ્વર એક ક્ષણમાંજ વર્ષોનું બધું કાર્ય કરી નાંખે. ઘડો બનાવનાર કુંભાર છે તેથી જગત્‌રૂપી ઘટ બનાવ-

નાર એક મહાન કુંભાર હોવો જોઇએ, એવું અનુમાન જો કર્યા કરો, તો ઉધેઈનો રાફડો જોઈને આશ્ચર્ય પામનારને પણ તેમાં કુંભારના કાર્યની ભ્રાન્તિ થાય! એટલે બુદ્ધિ પોતાની ગતિ કરતાં જ્યાં થાકે કે અટકે ત્યાં ઇશ્વર અને તેની અગમ્ય શક્તિને વચ્ચે લાવવી એ અકારણ છે એવો જેમ મીમાંસાદર્શનનો અભિપ્રાય છે, તેમ સાંખ્યદર્શનનો, યોગદર્શનનો અને નૈયાયિકોના કથનનો પણ પ્રધાન સૂર છે. અને એ બધાં દર્શનો વેદાનુયાયી જ છે.

આજે તો આખા જગતમાં વિજ્ઞાનયુગ વર્તી રહ્યો છે. તે પ્રત્યક્ષપણાને જ પ્રતીતિકર માને છે અને તેથી વિજ્ઞાને કરેલી શોધોએ અનેક ધર્મશાસ્ત્રગ્રંથોમાંની ગણત્રીઓ અને વિધાનોને શંકાશીલતાની કોટિમાં મૂકી દીધાં છે. જગતના અસ્તિત્વ સંબંધી બાઇબલ ભલે એમ કહે કે આ સૃષ્ટિનો આરંભ ઇશુની પૂર્વે ૩૪૮૩ કે ૪૦૦૪ વર્ષે થએલો, પણ એ ખ્રિસ્તાનુયાયી વૈજ્ઞાનિકોજ કહે છે કે એ વાત માનવાલાયક નથી. પ્રો. જોલી કહે છે કે પૃથ્વીની ઉમર ૧૦ કરોડ વર્ષની હોવી જોઈએ અને મનુસ્મૃતિની ગણત્રી ઉપરથી ૧૯૭ કરોડ વર્ષની પૃથ્વીની ઉમર ઠરે છે.

પરન્તુ આજે આગળ વધી રહેલી વૈજ્ઞાનિક શોધો એ બધાં અનુમાનોને મિથ્યા ઠરાવે છે. જે યુરેનિયમ નામની ધાતુમાંથી રેડિયમ નીકળે છે તે યુરેનિયમને રેડિયમ રૂપ બનવા માટે સાડી સાત અબજ્બ વર્ષો જોઇએ છે એવી વૈજ્ઞાનિકોએ ગણત્રી કરી છે અને એક તોલા રેડિયમ માટે ૩૦ લાખ તોલા યુરેનિયમ જોઈએ છે! આ ઉપરથી પૃથ્વી કેટલી જૂની હશે તેની કલ્પના કરી શકાય, પણ ગણત્રી તો નહિજ.

આઈન્સ્ટાઇનનો 'લૉ ઑફ રિલેટિવિટી' (સાક્ષેપવાદ) તો કહે છે કે પદાર્થ અને શક્તિ એકજ છે; તેમાં પરિવર્તન થાય છે પણ તેનો નાશ કદાપિ થતો જ નથી. સૂર્ય અનંત સમયથી ગરમી આપ્યા કરે છે પરન્તુ એ ગરમીનો નાશ થતો નથી, માત્ર તેનું

પરિવર્તન થયા કરે છે. એજ ગરમી ઝીલીને પૃથ્વીના પેટાળમાં કોયલા પાકે છે, એજ ગરમી ઝીલીને વનસ્પતિ ફળે છે અને વધે છે; એ કોયલા અને લાકડાં પુનઃ બળીને ગરમી આપે છે. આમ પ્રત્યેક પદાર્થ અને શક્તિનું રૂપાંતર થયા કરે છે–તેનો નાશ થતો નથી. પ્રત્યેક પદાર્થ અને શક્તિ સંબંધી આમ સાપેક્ષવાદની દષ્ટિએ વિચાર કરનારને જગત્‌ના અનાદિત્વ અને ઈશ્વરના અકર્તૃત્વની સમજ આપવામાં આ ગ્રંથમાંનું "વૈજ્ઞાનિક સૃષ્ટિપરામર્શ" પ્રકરણ ખૂબ મદદગાર બને તેવું નિરૂપાયું છે.

આમ સૃષ્ટિવાદ અને સૃષ્ટિકર્તૃત્વવાદના સંબંધમાં નિરીશ્વરવાદી દર્શનોએ જે કાંઈ કહ્યું છે અને વિજ્ઞાન જે હજી પ્રયોગપૂર્વક સિદ્ધ કરી રહ્યું છે, તે જૈન સૂત્ર સૂત્રકૃતાંગની થોડી પંક્તિઓમાં કહેલું છે. દેવોપ્ત, બ્રહ્મોપ્ત, ઈશ્વરકૃત, પ્રકૃતિઆદિકૃતિ, સ્વયંભૂકૃત, અંડકૃત, બ્રહ્માકૃત, એવાં જૂદાં જૂદાં જે વિધાનો કરવામાં આવે છે તેમાં જગત્‌ 'કૃત'–કરેલું–કોઈથી બનાવાયેલું છે એવો ભાવ રહેલો છે: એ વિધાનોના સંબંધમાં ભગવાન મહાવીર કહે છે કે—

**सएहिं परियाएहिं, लोयं बया कडेति य।**
**तत्तं ते ण वियाणंति, ण विणासी कयाइवि॥**

અર્થાત્—એ સૌ વાદીઓ પોતપોતાની યુક્તિથી લોક (જગત્‌) કરાયેલું છે એમ બોલે છે, પરન્તુ તેઓ તત્ત્વને—"લોક કદી પણ વિનાશી નથી" એ તત્ત્વને જાણતા નથી. મહાવીરના કાળમાં જગત્‌ના કર્તૃત્વ–અકર્તૃત્વના સંબંધમાં જે મુખ્ય વાદો પ્રચલિત હતા તે વાદોને સ્પર્શીને મહાવીરે આ પંક્તિઓમાં જે વિધાન કર્યું છે કે 'જગત્‌ કોઇએ બનાવ્યું નથી અને તેનો કદાપિ નાશ થવાનો નથી' એ વિધાનનું આ ગ્રંથમાં વિસ્તૃત રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

પુસ્તકના ઉત્તર ખંડમાં એ પ્રતિપાદન કરવામાં મુખ્યત્વે મીમાંસાદર્શનનો, સૃષ્ટિવિષયક વિજ્ઞાનવાદનો અને જૈન દર્શનનો આધાર લેવામાં આવ્યો છે. એ ત્રણેના કથિતવ્યનો જો સમન્વય કરીએ તો

એજ નિષ્પન્ન થાય છે કે જગતમાં કોઈ દ્રવ્ય કે શક્તિ વધતી–ઘટતી નથી, માત્ર પુદ્‌ગલો–પરમાણુઓ નિજમાં રહેલા સ્વભાવને અનુસરીને લીલા કરે છે અને એ લીલાથી તરેહ તરેહનાં સ્થૂળ પરિવર્તનો માનવનાં ચર્મચક્ષુઓને દેખાય છે. એ પદ્‌ગલોનો ઉત્કર્ષ–અપકર્ષ થાય છે પણ કદાપિ નાશ થતો નથી, તેમજ એ ઉત્કર્ષ–અપકર્ષ માટે કોઈના નિયંત્રણ કે નિયમનની તેને જરૂર રહેતી નથી. સૂર્ય-ચંદ્ર–ગ્રહો અને જગતમાં થતા પુદ્‌ગલોના ઉત્કર્ષ–અપકર્ષને આમ નિરાકાર ઈશ્વરની કે સર્વશક્તિમય બ્રહ્મની લીલા માનવી એ સુઘટિત કલ્પના પણ ઠરતી નથી. જાણીતા તત્ત્વવિદ્ શ્રી. કિશોરલાલ મશરૂવાળા કહે છે તેમ "અનુભવ યથાર્થ અને અયથાર્થ બન્ને જાતનો હોઈ શકે છે; વળી અનુભવ અને અનુભવનો ખુલાસો (ઉપપત્તિ) એમાં ફરક છે. આથી અનુભવનાં વચનો કે ઉપપત્તિ પણ માત્ર વિચારવાયોગ્ય જ ગણાય; એ અનુભવ અને તેની ઉત્પત્તિ આપણા અનુભવ અને વિચારમાં જેટલે અંશે ઊતરે, તેટલે અંશે તે માન્ય થાય. પ્રાચીન કાળથી તે આજસુધી જેટલે અંશે ઊંડા વિચારકોના અનુભવ અને તેની ઉપપત્તિમાં એકસરખાપણું છે, તેટલે અંશેજ શાસ્ત્રોમાં પ્રમાણભૂતતા આવે છે." પરન્તુ આવું એકસરખાપણું સૃષ્ટિકર્તૃત્વવાદમાં નથી, તે આ ગ્રંથનાં જૂદાં જૂદાં પ્રકરણો ઉપરથી જોઇ શકાય છે. અનુભવ કરતાંય વિશેષ તેમાં તર્ક, અનુમાન અને કલ્પના છે અને શ્રી. મશરૂવાળા જ કહે છે કે "એક બાજુએ અનુભવ અને બીજી બાજુએ તર્ક, અનુમાન કે કલ્પના એ બે વચ્ચે બહુ ભેદ છે. અનુમાનને સિદ્ધાંત સમજવાની કે કલ્પનાને સત્ય સમજવાની ભૂલ થવી એ સત્યશોધનમાં મોટી ખાડીઓ છે." વસ્તુતઃ સત્યશોધન કિંવા સિદ્ધાંત, અનુભવ અને પ્રયોગથી શોધાયલો અચલ નિયમ હોવો જોઈએ. મીમાંસાકાર પ્રત્યક્ષ પ્રમાણને અનુભવ માને છે, તર્ક અને કલ્પનાથી રજુ કરવામાં આવતા વાદને નહિ; અને વિજ્ઞાનશાસ્ત્ર પ્રયોગદ્વારા સિદ્ધ કરે છે કે સૃષ્ટિનો

આદિકાળ કે તેનું કર્તૃત્વ નિશ્ચિત કરી શકાય તેમ નથી. આમ અનુભવ અને પ્રયોગનું મિશ્રણ જૈન મતાનુસાર જગતના અનાદિત્વ અને અકર્તૃત્વ તરફજ વિશેષ પ્રમાણમાં ઢળે છે એ આ ગ્રંથના રચયિતાએ વિસ્તારથી સમજાવ્યું છે.

"સૃષ્ટિવાદ અને ઇશ્વિર" કેટલાક વાદોનું ખંડન કરે છે અને એક વાદનું મંડન કરે છે, એટલે તેને ખંડન-મંડનનું એક પુસ્તક કહેવામાં વાંધો નથી. આવું પુસ્તક આજની જનતા ઉપર ઉપકાર કરી શકે ખરૂં? ધાર્મિક ખંડન-મંડન આજના કાળમાં ઘણાને અનાવશ્યક લાગે છે કારણકે તેમાંથી વાદો અને વિતંડાઓ જન્મે છે અને સત્યશોધન તો દૂર રહ્યું પણ કલહ વધે છે. સૌમ્ય અને પ્રતિપાદક શૈલીએ લખાયલું આ પુસ્તક ખંડન-મંડનનું હોવા છતાં એક રીતે આજની જનતા કે જે સ્વાવલંબનના માર્ગ પ્રતિ રૂચિ ધરાવે છે, તેને ઉપયોગી થઈ પડશે ખરૂં. ઇશ્વર છેજ નહિ, એવા નાસ્તિકવાદની તે તરફેણ કરતું નથી, પરંતુ જગતનો કર્તા ઇશ્વર નથી અને જીવોના સત્કાર્ય-અપકાર્યનો નિયંતા ઇશ્વર નથી, ઇશ્વર તો પરમ મુક્ત દશાએ પહોંચેલો આત્મા છે અને મનુષ્યે પણ એ દશાને પોતાની આધ્યાત્મિક કમાણીથીજ રળવાની છે, પોતાનાજ પુરૂષાર્થ ઉપર આધાર રાખવાનો છે, એવું ઉપકારક સૂચન આ ગ્રંથનો એકંદર ધ્વનિ કરે છે. ઇશ્વરનું સૃષ્ટિકર્તાપદ અને જગન્નિયંતાપદ જનતાને નિષ્ક્રિય અને પ્રમાદી બનાવવામાં સાધનભૂત બને છે, અને પુરૂષાર્થને તે ગૌણ બનાવે છે. એ રીતે જોઇએ તો આ ગ્રંથનું તત્ત્વ પુરૂષાર્થવાદી છે. ગ્રંથનું પરિશીલન કરનાર એ તત્ત્વની તારવણી કરી શકે તેમ છે અને બંધ તથા મોક્ષના કારણીભૂત કર્મને પિછાણીને પુરૂષાર્થયુક્ત જીવન જીવી શકે તેમ છે.

ચુનીલાલ વર્ધમાન શાહ.

---

# સૃષ્ટિવાદાન્તર્ગત પ્રમાણગ્રંથોની સંકેતસૂચી.

| સંકેત | ગ્રન્થનું નામ | સંસ્કરણ આદિ | પ્રકાશન સંવત આદિ | અંકસૂચક અધ્યાય આદિ |
|---|---|---|---|---|
| ૧ અથ૦ સં૦ અથર્વ સં૦ | અથર્વવેદ સંહિતા | પં. ઋષિકુમાર રામચંદ્ર શર્મા સનાતન ધર્મ યંત્રાલય, મુરાદાબાદ | સંવત્ ૧૯૮૭ | કાણ્ડ, અનુવાક, અધ્યાય સૂક્ત, ઋચા. |
| ૨ અમ૦ | અમરકોષ | માસ્ટર ખેલાડીલાલ એન્ડ સન્સ | સન્ ૧૯૩૧ | કાણ્ડ, વર્ગ, શ્લોક. |
| ૩ આ૦ પુ૦ | આત્મપુરાણ | ગોપાલ નારાયણ કંપની મુંબઈ | શક ૧૮૨૭ | અધ્યાય, શ્લોક. |
| ૪ ઉત્ત૦ | ઉત્તરાધ્યયનસૂત્ર | સુખદેવસહાય જ્વાલાપ્રસાદ- હૈદરાબાદ | વીર સંવત્ ૨૪૪૬ | અધ્યયન, ગાથા |
| ૫ ઉપા૦ | ઉપાસકદશાંગસૂત્ર | ,, ,, ,, | ,, ,, | અધ્યયન. |
| ૬ ઉવ૦ | ઉવવાઈ સૂત્ર | ,, ,, ,, | ,, ,, | પૃષ્ઠ. |
| ૭ ઋગ્૦ | ઋગ્વેદઃ સાયણભાષ્ય સહિત | | સન્ ૧૮૬૭ | મણ્ડલ, સૂક્ત, મંત્ર. |
| ૮ ઐત૦ બ્રા૦ | ઐતરેય બ્રાહ્મણ | આનન્દાશ્રમ, પૂના | સન્ ૧૯૩૧ | પંચિકા, અધ્યાય, ખંડ. |
| ૯ કઠોપ૦ | કઠોપનિષદ્ | અષ્ટાવિંશત્યુપનિષદ્- નિર્ણયસાગર પ્રેસ મુંબઇ | સન્ ૧૯૨૩ | અધ્યાય, વલ્લી, મંત્ર |
| ૧૦ કા૦ પુ૦ | કાલિકાપુરાણ | ખેમરાજ શ્રીકૃષ્ણદાસ મુંબઈ | સંવત્ ૧૯૪૮ | અધ્યાય, શ્લોક. |
| ૧૧ કૂર્મ પુ૦ | કૂર્મ પુરાણ | ,, ,, | સંવત્ ૧૯૬૨ | ,, ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૨ કૃ૦ યજુ૦ તૈ૦ બ્રા૦ | કૃષ્ણ યજુર્વેદ તૈતરેય–બ્રાહ્મણ | સાયણભાષ્ય: આનંદાશ્રમ, પૂના | સન્ ૧૮૯૮ | કાણ્ડ, પ્રપાઠક, અનુવાદ. |
| ૧૩ કૃ૦ યજુ૦ તૈ૦ સં૦ | કૃષ્ણયજુર્વેદ તૈતરેય સંહિતા | ,, ,, ,, | સન્ ૧૯૦૦ | ,, ,, ,, |
| ૧૪ કૌપી૦ | કૌપીતકી ઉપનિષદ્ | અષ્ટાવિંશત્યુપનિષદન્તર્ગત, નિર્ણયસાગર પ્રેસ મુંબઈ | સન્ ૧૯૨૩ | |
| ૧૫ ગીતા૦ | ભગવદ્ગીતા | બાલગંગાધર તિલક : અનુવા૦– માધવરાવ સપ્રે, કેસરી પ્રેસ પુના | સંવત્ ૧૯૭૪ | અધ્યાય, શ્લોક |
| ૧૬ ગુ૦ કુ૦ | ગુજરાતી અનુવાદવાળું કુરાને શરીફ–ઉર્દૂ કોરઆને મજીદ-ગુજ૦ તરજુમો. (મુસ્લીમ ધર્મ પુસ્તક) | ભાષાંતરકર્તા–શેરમોહમદ એસફહાનિ પ્રિ૦ મુસતફાઈ પ્રિ૦ પ્રેસ–મુંબઈ | હિજરી સન્ ૧૩૧૮ | પ્રકરણ, આયત. |
| ૧૭ ગો૦ બ્રા૦ ગોપ૦ | ગોપથ બ્રાહ્મણ, પૂર્વ ભાગ. | સંપાદક ક્ષેમકરણદાસ ત્રિવેદી, પ્રયાગ. | સન્ ૧૯૨૪ | પ્રપાઠક, કણ્ડિકા. |
| ૧૮ છાન્દો૦ | છાન્દોગ્યોપનિષદ્ | સંપા૦ ગોખલે ગણેશ શાસ્ત્રી આનંદાશ્રમ, પૂના | સન્ ૧૯૧૦ | પ્રપાઠક, ખણ્ડ, મંત્ર |
| ૧૯ જૈ૦ ત૦ પ્ર૦ | જૈનતત્ત્વપ્રકાશ | પૂજ્ય અમોલખઋષિજી કૃત. ચોથી આવૃત્તિ, કિંમતી અધર્સ હૈદરાબાદ | સન્ ૧૯૩૧ | પૃષ્ઠ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૦ ત૦ ખો૦ અ૦ | તમામ ખોરદેહ અવસ્તા (પારસી ધર્મપુસ્તક) | જહાંગીર બી. કરાણીવાલી નઇ ઢબની છત્રીશ મુનાજાત સાથે પ્રકા૦ જહાંગીર બી૦ના પુત્રો વહોરા બજાર-કોટ, મુંબઇ. | સન્ ૧૨૯૯ યજદેજરદી | |
| ૨૧ ત૦ સં૦ | તત્ત્વસંગ્રહ-બૌદ્ધદર્શન આચાર્ય શાન્તિરક્ષિત કૃત. | બડૌદા સેન્ટ્રલ લાયબ્રેરી | સન્ ૧૯૨૬ | શ્લોક |
| ૨૨ ત૦ સૂ૦ | તત્ત્વાર્થ સૂત્ર | સંપા૦ પં૦ સુખલાલજી પ્રકા૦ ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ | સંવત્ ૧૯૮૬ | અધ્યાય, સૂત્ર |
| ૨૩ તૈ૦ આર૦ | તૈતરેય આરણ્યક | આનંદાશ્રમ મુદ્રણાલય, પૂના | સન્ ૧૮૯૮ | |
| ૨૪ તૈ૦ ઉપ૦ | તૈતરેય ઉપનિષદ્ | ,, ,, ,, | સન્ ૧૮૯૮ | વલ્લી, ખણ્ડ, મંત્ર. |
| ૨૫ દ૦ તિ૦ ભા૦ | દયાનન્દ તિમિર ભાસ્કર. | પં. જ્વાલાપ્રસાદ મિશ્રકૃત પ્ર૦ ખેમરાજ શ્રીકૃષ્ણદાસ મુંબઈ | સંવત્ ૧૯૫૫ | પૃષ્ઠ |
| ૨૬ દે૦ ભા૦ પુ૦ | દેવીભાગવત પુરાણ | પ્રકા૦ ખેમરાજ શ્રીકૃષ્ણદાસ મુંબઈ | સંવત્ ૧૯૭૬ | ખણ્ડ, અધ્યાય, શ્લોક. |
| ૨૭ નિ૦ દે૦ | નિરુક્ત-દેવકાણ્ડ | શ્રી વેંકટેશ્વર પ્રેસ મુંબઈ | સંવત્ ૧૯૮૨ | અધ્યાય, પાદ, ખણ્ડ. |
| ૨૮ ન્યા૦ કા૦ | ન્યાયકારિકાવલી | નિર્ણયસાગર પ્રેસ મુંબઈ | સન્ ૧૯૨૯ | કારિકા. |
| ૨૯ ન્યા૦ વા૦ ભા૦ | ન્યાયદર્શન વાત્સ્યાયન ભાષ્ય | રઘુતમ રચિત ભાષ્યચંદ્ર મ૦ મ૦ ગંગાનાથ ઝાકૃત ઉદ્યોત, પ્રકા૦ ચૌખંભા સંસ્કૃત પુસ્તકાલય બનારસ. | સન્ ૧૯૨૬ | અધ્યાય, પાદ, સૂત્ર |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૦ ન્યા૦ સૂ૦ | ન્યાયદર્શન સૂત્ર | જીવાનંદ વિદ્યાસાગર કલકત્તા. | સન્ ૧૮૭૪ | અધ્યાય, આહ્નિક સૂત્ર |
| ૩૧ પદ્મ૦ પુ૦ | પદ્મપુરાણ | આનન્દાશ્રમ મુદ્રણાલય પૂના | સન્ ૧૯૯૪ | ખણ્ડ, અધ્યાય, શ્લોક. |
| ૩૨ પ્ર૦ ક૦ મા૦ | પ્રમેય કમલ માર્તણ્ડ | નિર્ણયસાગર પ્રેસ મુંબઈ | સન્ ૧૯૧૨ | પરિચ્છેદ, પૃષ્ઠ. |
| ૩૩ બા૦ ગુ૦ | બાઈબલ: ગુજરાતી અનુવાદ ઉર્ફે પવિત્ર શાસ્ત્ર: જુનો અને નવો કરાર. | આયરીશ મીશન પ્રેસ, સુરત. | સન્ ૧૯૦૮ | પુસ્તક, અધ્યાય. |
| ,, ,, | ઉત્પત્તિ પુસ્તક અધ્યાય | | | |
| ,, ,, | ગણના ,, ,, | | | |
| ,, ,, | નિર્ગમન ,, ,, | | | |
| ,, ,, | પ્રકટીકરણ ,, ,, | | | |
| ,, ,, | માત્થી ,, ,, | | | |
| ,, ,, | લેવીય ,, ,, | | | |
| ,, ,, | શમુએલ ,, ,, | | | |
| ૩૪ બૃહ૦ બૃહદા૦ | બૃહદારણ્યક ઉપનિષદ્ | સંપા૦ બાબૂ જાલમસિંહ પ્રકા૦ નવલકિશોર પ્રેસ લખનઉ. | સન્ ૧૯૨૩ | અધ્યાય, બ્રાહ્મણ, મંત્ર |
| | | શાંકરભાષ્ય આનંદગિરિટીકા આનંદાશ્રમ મુદ્રણાલય પૂના | સન્ ૧૯૨૭ | |
| ૩૫ બ્રહ્મ પુ૦ | બ્રહ્મપુરાણ | આનંદાશ્રમ પૂના. | સન્ ૧૮૮૫ | અધ્યાય, શ્લોક. |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૬ બ્ર૦ વૈ૦<br>બ્રહ્મ૦ વૈ૦ | બ્રહ્મવૈવર્ત પુરાણ | ૧ આનંદાશ્રમ, પૂના.<br>૨ ખેમરાજ શ્રીકૃષ્ણદાસ મુંબઈ. | સંવત્ ૧૯૮૮ | અધ્યાય, શ્લોક. |
| ૩૭ બ્રહ્મ૦ સૂ૦ | બ્રહ્મસૂત્ર શાંકરભાષ્ય સહિત. | ખેમરાજ શ્રીકૃષ્ણદાસ મુંબઈ | સંવત્ ૧૯૭૦ | અધ્યાય, પાદ, સૂત્ર |
| ૩૮ ભગ૦ | ભગવતીસૂત્ર સટીક | આગમોદય સમિતિ ભાવનગર. | સન્ ૧૯૨૧ | શતક, ઉદ્દેશક, સૂત્ર. |
| ૩૯ મનુ૦ | મનુસ્મૃતિ કુલ્લુકાભટ ટીકા. | નિર્ણયસાગર પ્રેસ મુંબઈ | સન્ ૧૯૦૨ | અધ્યાય, શ્લોક. |
| ૪૦ મ૦ ભા૦<br>મહા૦ ભા૦ | મહાભારત; ૫૦ પર્વ<br>અશ્વ૦ અશ્વમેધપર્વ<br>આદિ૦ આદિપર્વ<br>શાં-શાન્તિ૦શાન્તિપર્વ | દામોદર સાતવલેકર ઔંધ | સંવત્ ૧૯૮૦ | અધ્યાય, શ્લોક, |
| ૪૧ મા૦ પુ૦ | માર્કંડેય-પુરાણ. | ખેમરાજ શ્રીકૃષ્ણદાસ મુંબઈ | સંવત્ ૧૯૮૧ | ,, ,, |
| ૪૨ મુંડ૦ | મુણ્ડકોપનિષદ્ (ઈશાદિ દસ ઉપનિષદ્ અન્તર્ગત) | વૈદિક યંત્રાલય અજમેર | સંવત્ ૧૯૬૦ | મુણ્ડક, ખંડ |
| ૪૩ મૈત્ર્યુપ૦ | ઉપનિષદ્ સમુચ્ચયાંતર્ગત મૈત્રી ઉપનિષદ્ | આનંદાશ્રમ પ્રેસ પૂના. | સન્ ૧૯૨૫ | પૃષ્ઠ. |
| ૪૪ યુ૦ દ૦ હિં૦ | યુરોપીયદર્શન-હિંદી પાંડેય રામાવતાર શર્મા કૃત. | પ્રકા૦ કાશી નાગરી પ્રચારિણી સભા-બનારસ. | ... | ... |

| | | | | |
|---|---|---|---|---|
| ૪૫ યો૦ સૂ૦ | યોગદર્શનસૂત્ર: વ્યાસ ભાષ્ય અને વાચસ્પતિ તથા ભોજદેવ ટીકા. | આનંદાશ્રમ મુદ્રણાલય, પૂના. | સન્ ૧૯૧૯ | અધ્યાય, સૂત્ર. |
| ૪૬ લો૦ પ્ર૦ | લોકપ્રકાશ વિનયવિજયકૃત | આગમોદય સમિતિ ભાવનગર. | સંવત્ ૧૯૮૫ | સર્ગ, શ્લોક |
| ૪૭ વ૦ પુ૦ | વરાહ પુરાણ | ખેમરાજ શ્રીકૃષ્ણદાસ મુંબઈ | સંવત્ ૧૯૮૦ | અધ્યાય, શ્લોક |
| ૪૮ શત૦ બ્રા૦ | શતપથ બ્રાહ્મણ | રોયલ એકેડેમી પ્રેસ. | સંવત્ ૧૮૫૨ | કાણ્ડ, અધ્યાય, બ્રાહ્મણ, કણ્ડિકા. |
| ૪૯ શા૦ દી૦ | શાસ્ત્રદીપિકા (મીમાંસા) | નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ | સન્ ૧૯૧૫ | અધ્યાય, પાદ, સૂત્ર |
| ૫૦ શા૦ વા૦ | શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચય | દેવચંદ લાલભાઈ | સંવત્ ૧૯૭૦ | સ્તબક, શ્લોક |
| ૫૧ શિ૦ પુ૦ | શિવપુરાણ | ખેમરાજ શ્રીકૃષ્ણદાસ મુંબઈ | સંવત્ ૧૯૫૨ | સંહિતા, અધ્યાય, શ્લોક |
| ૫૨ શુ૦ યજુ૦ માધ્યં૦ સં૦ | શુક્લ યજુર્વેદ માધ્યંદિની સંહિતા | ચૌખંભા સંસ્કૃત પુસ્તકાલય બનારસ. | સન્ ૧૯૧૨ | કાણ્ડ, અધ્યાય, કણ્ડિકા. |
| ૫૩ શ્વેતાશ્વ૦ | શ્વેતાશ્વતર ઉપનિષદ્ અષ્ટાદશોપનિષદંતર્ગત | ખેમરાજ શ્રીકૃષ્ણદાસ મુંબઈ | સંવત્ ૧૯૫૩ | અધ્યાય, મંત્ર |
| ૫૪ શ્લો૦ વા૦ | શ્લોકવાર્તિક (મીમાંસા) કુમારિલભટ્ટકૃત, પાર્થસારથિપ્રણીત ન્યાય-રત્નાકર ટીકા સહિત. | ચૌખંભા સંસ્કૃત પુસ્તકાલય બનારસ. | સન્ ૧૮૯૯ | અધિકરણ, શ્લોક. |
| ૫૫ સ૦ પ્ર૦ હિં૦ | સત્યાર્થ પ્રકાશ હિંદી નવમી આવૃત્તિ | વૈદિક યંત્રાલય, અજમેર | સંવત્ ૧૯૬૬ | પૃષ્ઠ. |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૬ સાં૦ કા૦ | સાંખ્ય કારિકા | જયકૃષ્ણદાસ હરિદાસ ચૌખંભા સંસ્કૃત પુસ્તકાલય | સન્ ૧૯૨૨ | કારિકા. |
| ૫૭ સાં૦ દ૦ | (૧) સાંખ્યદર્શન : વિ-જ્ઞાન ભિક્ષુકૃત સાંખ્ય પ્રવચન ભાષ્ય સહિત | ચૌખંભા સંસ્કૃત પુસ્તકાલય બનારસ. | સન્ ૧૯૦૭ | અધ્યાય, સૂત્ર |
| | (૨) સાંખ્યદર્શનઃ અનિ-રૂદ્ધ વૃત્તિ અને મ૦ મ૦ પ્રમથનાથ પ્રણીત તર્કભૂષણ ટીકા સહિત | પં૦ જીવનાનંદ વિદ્યાસાગર ભટ્ટાચાર્યં, વાચસ્પતિ યન્ત્રાલય, કલકત્તા. | સન્ ૧૯૧૬ | ,, ,, |
| ૫૮ સામ૦ | સામવેદ | વૈદિક યંત્રાલય અજમેર | સંવત્ ૧૯૫૭ | પ્રપાઠક, અધ્યાય, ખણ્ડ, સૂક્ત, મંત્ર |
| ૫૯ સામ્બ૦ પુ૦ | સામ્બપુરાણ | ખેમરાજ શ્રીકૃષ્ણદાસ મુંબઈ | સંવત્ ૧૯૫૬ | અધ્યાય, શ્લોક |
| ૬૦ સૂય૦ | સૂયગડાંગ સૂત્ર | આગમોદય સમિતિ ભાવનગર. | સન્ ૧૯૧૭ | શ્રુતસ્કન્ધ, અધ્યયન, ઉદ્દેશક, ગાથા. |
| ૬૧ સૂય૦ ટી૦ | સૂયગડાંગસૂત્ર ટીકા | આગમોદય સમિતિ ભાવનગર. | ,, | ,, |
| ૬૨ સૌ૦ ૫૦ | સૌરપરિવાર-ગૌરખપ્રસાદ ઈલાબાદ યુનિવર્સીટી. | હિન્દુસ્થાની એકેડેમી સંયુક્ત પ્રાન્ત. | સન્ ૧૯૩૧ | |

## આ પુસ્તક મળવાનાં સ્થાન



**શ્રી ધીરજલાલ કેશવલાલ તુરખીયા**

જૈન ગુરૂકુળ, બ્યાવર.

**શ્રી અગરચંદજી ભૈરોંદાનજી સેઠિયા, બિકાનેર.**

**શ્રી ઉત્તમલાલ કીરચંદ, લાલ બંગલો, ઘાટકોપર.**

**શ્રી જીવણલાલ છગનલાલ સંઘવી**

પંચભાઈની પોળ, સ્થાનકવાસી જૈન કાર્યાલય, **અમદાવાદ.**

શ્રી જૈન સાહિત્યપ્રચારક સમિતિ પાસેથી મળતાં

# અન્ય ઉત્તમ પુસ્તકો.

૧ જૈન સિદ્ધાંત કૌમુદી મૂલ્ય રૂ. ૫
[પં૦ રત્નચંદ્રજી કૃત અર્ધમાગધી વ્યાકરણ]
૨ ભાવનાશતક
[હિંદી ભાવાર્થ અને વિવેચન સહિત] રૂ. ૧॥
૩ ભાવનાશતક
[હિંદી પદ્યાનુવાદ અને ભાવાર્થ] રૂ. ૦।
૪ કર્તવ્યકૌમુદી–પ્રથમ ભાગ.
[હિંદી ભાવાર્થ અને વિવેચન સહિત] રૂ. ૧
૫ કર્તવ્યકૌમુદી–દ્વિતીય ભાગ.
[હિંદી ભાવાર્થ અને વિવેચન સહિત] રૂ. ૧
૬ કર્તવ્યકૌમુદી–પ્રથમ ભાગ.
(પદ્યાનુવાદ હિંદી) રૂ. ૦।
૭ કારણસંવાદ (હિંદી) )=
૮ કારણસંવાદ (ગુજરાતી) )-॥
૯ રૈવતીદાન સમાલોચના )≡
૧૦ સાહિત્યસંશોધન કી આવશ્યકતા )-
૧૧ નિત્યસ્તુતિપાઠ (ભક્તામરાદિ સ્તોત્ર) )=
૧૨ ભજનપદ પુષ્પવાટિકા ૦।

પ્રાપ્તિસ્થાનઃ–

ધીરજલાલ કેશવલાલ તુરખીયા,
જૈન ગુરૂકુળ, બ્યાવર.

ભારતભૂષણ શતાવધાની

પં૦ મુનિરાજ શ્રી રત્નચંદ્રજી દ્વારા સંપાદિત

# અર્ધમાગધી કોષ

( સચિત્ર )

**પ્રાકૃત, સંસ્કૃત, અંગ્રેજી, હિંદી અને ગુજરાતી ભાષામાં**

**( ભાગ ૧, ૨, ૩, ૪ અને ૫ )**

દરેક ભાગનું મૂલ્ય રૂ. ૧૦ છે. બધા ભાગો સાથે લેનારને માટે મૂલ્ય રૂ. ૪૦ પડશે. ટપાલ ખર્ચ જૂદું. દરેક ભાગની પૃષ્ઠસંખ્યા ૮૦૦ થી ૧૦૦૦ ની વચ્ચે છે.

આ અર્ધમાગધી કોષ વિષે ઈટાલી, જર્મની આદિ દેશોના વિદ્યાપીઠોના પ્રોફેસરોના અનેક અભિપ્રાયો હાર્દિક ધન્યવાદની સાથે આવ્યા છે. ભારતના અને પરદેશના અનેક વિદ્વાનોએ આ કોષને વિદ્વાનો, વિદ્યાર્થીઓ, પુસ્તકાલયો અને ગ્રંથકારો વગેરેને માટે અત્યંત ઉપયોગી હોવાનો અભિપ્રાય આપ્યો છે. માત્ર થોડી પ્રતો સીલીકમાં છે. આ પુસ્તક પર સેંકડે ૧૨॥ ટકા કમીશન આપવામાં આવશે.

પ્રાપ્તિસ્થાનઃ–

**ધીરજલાલ કેશવલાલ તુરખીયા,**

જૈન ગુરૂકુળ, **બ્યાવર.**

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨૨ | मो | यो |
| ૩ | ૧૭ | પ્રાથના | પ્રાર્થના |
| ૪ | ૨૬ | તેનો | તેને |
| ૨૧ | ૧૩ | બ્રહ્માપાસક | બ્રહ્મોપાસક |
| ૨૮ | ૫ | च | ૦ |
| ૩૦ | ૩ | અર્થવળા | અર્થવાળા |
| ૩૦ | ૭ | આપણે | સાંખ્યે |
| ૩૪ | ૮ | પૂણુ | પૂર્ણુ |
| ૩૫ | ૨૫ | भ० | म० |
| ૪૪ | ૨૪ | સ્વવંભુ-માંથી | સ્વયંભૂ-માંથી |
| ૪૫ | ૬ | નીચ | નીચે |
| ૪૬ | ૧૭ | સવ | સવ |
| ૪૭ | ૪ | મહષિ | મહર્ષિ |
| ૫૦ | ૨૪ | મન્વતર | મન્વન્તર |
| ૬૪ | ૧૧ | સવહુત્ | સર્વહુત્ |
| ૬૮ | ૧૩ | ભાકતૃત્વાદિ | ભોકતૃત્વાદિ |
| ૭૦ | ૬ | કારણરૂ | કારણરૂપ |
| ૭૨ | ૯ | ગ્રષ્મ | ગ્રીષ્મ |
| ૭૩ | ૯ | મુક્ત | યુક્ત |
| ૮૮ | ૨ | પ્રજાપાત | પ્રજાપતિ |
| ૧૦૧ | ૧૫ | અધિપત્ય | આધિપત્ય |
| ૧૧૦ | ૭ | ઉત્તર | ૦ |
| ૧૧૧ | ૧૯ | અધિષ્ઠાત્ | અધિષ્ઠાતૃ |
| ૧૧૨ | ૧૦ | थो | यो |
| ૧૧૫ | ૪ | ગાયત્રા | ગાયત્રી |
| ૧૨૦ | ૨૭ | નથી ? લાગતું | નથી લાગતું ? |
| ૧૨૨ | ૨૪ | પરમાત્માં-થી | પરમાત્મા-માંથી |
| ૧૩૧ | ૧ | રાચત | રચિત |
| ૧૩૯ | ૨૬ | શ્રતિ | શ્રુતિ |
| ૧૪૪ | ૧ | અકેંદ્રિય | એકેંદ્રિય |
| ૧૪૪ | ૨૦ | આનાદિ | અનાદિ |
| ૧૫૪ | ૪ | સમુદ્રા | સમુદ્રો |
| ૧૫૭ | ૨ | આ૦યો | આપ્યો |
| ૧૫૯ | ૮ | ,શલ્પવિદ્ય | શિલ્પ વિદ્યા |
| ૧૬૯ | ૨૩ | લાગ્ગા | લાગ્યા |
| ૧૭૭ | ૧ | તેનો | તેને |
| ૧૭૮ | ૨૩ | ચાદ | ચૌદ |
| ૧૮૫ | ૪ | રૂદ્રા | રૂદ્રો |
| ૧૮૫ | ૬ | કદર્મ | કર્દમ |
| ૧૯૧ | ૧ | મૂાત | મૂર્તિ |
| ૧૯૪ | ૧૫ | મુલને | મુખને |
| ૧૯૫ | ૮ | સવજ્ઞ | સર્વજ્ઞ |
| ૧૯૮ | ૧ | મહષિ | મહર્ષિ |
| ૨૦૦ | ૧૯ | પવતો | પર્વતો |
| ૨૦૨ | ૨૦ | છિદ્રામાં | છિદ્રોમાં |
| ૨૦૭ | ૧૮ | મના | મન |
| ૨૦૯ | ૨૪ | સવર | સવાર |
| ૨૧૭ | ૨૦ | સવકાલિક | સર્વકાલિક |
| ૨૧૯ | ૪ | સવ | સર્વ |
| ૨૧૯ | ૨૬ | સૂયમૂર્તિ | સૂર્યમૂર્તિ |
| ૨૨૪ | ૨૦ | ઉગમણથી | ઉગમણેથી |
| ૨૩૨ | ૮ | એને | અને |
| ૨૪૭ | ૮ | રહમતના | રહમતમાં |
| ૨૪૯ | ૬ | દશાવેલ | દર્શાવેલ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૫૪ | ૨ | સેવટે | સેવરે |
| ૨૫૭ | ૬ | એશચ | એશમ |
| ૨૬૨ | ૨૧ | પ્રપંની | પ્રપંચની |
| ૨૬૬ | ૨૨ | મૂત્પિડના | મૃત્પિડના |
| ૨૬૭ | ૧૩ | સવનાં | સર્વનાં |
| ૨૭૧ | ૧૦ | સર્વ | સર્વ |
| ૨૮૨ | ૭ | અથ | અર્થ |
| ૨૮૩ | ૧૭ | અવિભાવ | આવિર્ભાવ |
| ૨૮૫ | ૨૨ | વ્યાભચારી | વ્યભિચારી |
| ૨૯૩ | ૨૬ | સ્પશન | સ્પર્શન |
| ૨૯૪ | ૫ | આસદ્ધિ | અસિદ્ધિ |
| ૨૯૫ | ૧૦ | વધર્મ્ય | વૈધર્મ્ય |
| ૨૯૮ | ૭ | પૂર્વોક્ત | પૂર્વોક્ત |
| ૩૦૫ | ૯ | નયાયિક | નૈયાયિક |
| ૩૦૮ | ૫ | સવથા | સર્વથા |
| ૩૧૨ | ૨૩ | કાણ ? | કોણ ? |
| ૩૧૪ | ૨૪ | જનોનો | જૈનોનો |
| ૩૧૫ | ૧૧ | પૂર્વપક્ષા | પૂર્વપક્ષી |
| ૩૧૭ | ૨૨ | ચેતનની | ચેતન |
| ૩૧૮ | ૧ | ઉપત્પન્ન | ઉત્પન્ન |
| ૩૩૧ | ૨૩ | મસૂરી | મંસૂરી |
| ૩૩૩ | ૮ | અંગાશ | અંગારા |
| ૩૩૫ | ૨૩ | ધ્રાવ્ય | ધ્રૌવ્ય |
| ૩૩૮ | ૨૫ | ધ્રાવ્ય | ધ્રૌવ્ય |
| ૩૩૮ | ૨૬ | રેલ્મ | હેલ્મ |
| ૩૩૯ | ૨૨ | વજ્ઞાનિકોએ | વૈજ્ઞાનિકોએ |
| ૩૪૩ | ૨૬ | સા૦ | સૌ૦ |
| ૩૪૪ | ૨૦ | સા૦ | સૌ૦ |
| ૩૪૪ | ૨૫ | ભારતવષના | ભારતવર્ષના |
| ૩૪૮ | ૨૧ | વજ્ઞાનિકોની | વૈજ્ઞાનિકોની |
| ૩૫૧ | ૨૬ | ધ્વનિમાગ | ધ્વનિમાર્ગ |
| ૩૫૨ | ૧૧ | વિદ્યદ્ | વિદ્યુદ્ |
| ૩૫૭ | ૮ | ગાતમ | ગૌતમ |
| ૩૬૦ | ૪ | વતના | વર્તના |
| ૩૬૨ | ૨૪ | વણ | વર્ણ |
| ૩૬૩ | ૧૮ | પચાર્યો | પર્યાયો |
| ૩૭૨ | ૮ | અધારાધેય | આધારાધેય |
| ૩૭૫ | ૧૫ | વિસ્રાસા | વિસ્રસા |
| ૩૭૫ | ૧૬ | પારણમન | પરિણમન |
| ૩૭૯ | ૧૫ | એસશો | એસશે |
| ૩૮૨ | ૧ | સૂય | સૂર્ય |
| ૩૮૨ | ૭ | ચયાં | ચય |
| ૩૮૨ | ૨૫ | પરિવતન | પરિવર્તન |
| ૩૮૪ | ૪ | સાક્રય | સક્રિય |
| ૩૮૬ | ૨૨ | પ્રાણાતિપા-લાદિ | પ્રાણાતિપા-તાદિ |
| ૩૮૭ | ૧૮ | અરિગ્રહ | પરિગ્રહ |
| ૩૮૭ | ૨૫ | લઘુતા | લઘુતાને પ્રાપ્ત |
| ૩૮૮ | ૯ | આઢાર | અઢાર |
| ૩૮૯ | ૩ | उग्र० | उत्त० |
| ૩૮૯ | ૭ | ધમ | ધર્મ |
| ૩૯૭ | ૧૩ | સવથા | સર્વથા |
| ૪૦૯ | ૧૧ | संपूर्णा-न्दजो | संपूर्णान-न्दजी |
| ૪૧૧ | ૬ | जातो | जाती |
| ૪૧૨ | ૧૪ | दोशोंमें | देशोंमें |
| ૪૧૩ | ૧૭ | મૂત | મૂર્ત |

# અનુક્રમણિકા



## સૃષ્ટિકર્તૃત્વવાદનો પૂર્વપક્ષ

## ઈશ્વરકર્તૃત્વ-પ્રતિવાદ

# સૃષ્ટિવાદ અને ઈશ્વર

[ સૂયગડાઙ્ગ સૂત્રની પાંચ ગાથાઓના આધારે ભિન્ન-ભિન્ન ધર્માનુસાર સૃષ્ટિ તથા પ્રલયની સાથે ઈશ્વર-નો સમ્બન્ધ અને જૈન દૃષ્ટિએ સમન્વય ]

## સૃષ્ટિકર્તૃત્વવાદનો પૂર્વ પક્ષ

### વૈદિક સૃષ્ટિ—દેવવાદ

લોકવાદના સંબંધમાં મહાવીર સ્વામીએ દર્શાવેલ અન્યવાદીની માન્યતાઓ સુધર્મસ્વામી સ્વશિષ્ય જંબૂને સંભળાવે છે.

**મૂ૦ इणमन्नं तु अन्नाणं इहमेगेसिमाहियं**
**देवउत्ते अयं लोए बंभउत्तेत्ति आवरे ॥**

( સૂય૦ ૧ । ૧ । ૩ । ૫ )

**सं० छा० इदमन्यत्तु अज्ञानं इहैकेषामाख्यातम्**
**देवोप्तोऽयं लोकः ब्रह्मोप्त इत्यपरे ॥**

લોકવાદના સંબંધમાં કેટલાએક વાદીઓએ કહેલું વળી આ (નીચે દર્શાવેલ) બીજું અજ્ઞાન છે. તે આ પ્રમાણે:

" (૧) આ લોક—જગત્ દેવથી નિપજાવેલું છે. "
" (૨) આ લોક—જગત્ દેવથી રક્ષણ કરાયેલું છે. "
" (૩) આ લોક—જગત્ દેવના પુત્ર રૂપ છે. "

"(૪) આ લોક—જગત્ બ્રહ્મનું નિપજાવેલું છે."

એમ અપરવાદીનું કહેવું છે.

**વિવેચન**—આંહિ સૃષ્ટિના સંબંધમાં 'દેવ' શબ્દ વપરાયેલ છે, તે સૃષ્ટિવાદના ઇતિહાસનો આરંભકાલ સૂચવે છે. ભારતીય ધાર્મિક જગતમાં સૃષ્ટિવાદનો મુખ્ય પ્રતિનિધિ વૈદિક ધર્મ છે. મહાવીરસ્વામીએ એકજ ધર્મની વિભિન્ન શાખાઓની સૃષ્ટિ સંબંધી માન્યતાઓનો ઉલ્લેખ કરેલ છે. અસ્તુ. જ્યારે આપણે ઐતિહાસિક દૃષ્ટિથી વૈદિક ધર્મનું પર્યવેક્ષણ કરીએ છીએ, ત્યારે વૈદિક કાલ ત્રણ વિભાગમાં વ્હેંચાયેલો મળે છે: સંહિતાકાલ, બ્રાહ્મણકાલ, ઉપનિષત્કાલ. સંહિતાકાલ સ્તુતિપ્રધાન છે. બ્રાહ્મણકાલ યજ્ઞયાગાદિ કર્મકાંડ પ્રધાન છે અને ઉપનિષત્કાલ આત્મા પરમાત્મા આદિ દાર્શનિક વિચાર પ્રગટાવનાર જ્ઞાનપ્રધાન છે.

સંહિતાકાલમાં ઇશ્વર કે સૃષ્ટિ સંબંધી કોઈ વ્યવસ્થિત ચિંતન થએલું જોવામાં આવતું નથી. તે કાલમાં એક ઇશ્વરને સ્થાને અનેક દેવો ઉપસ્થિત થાય છે જે દેવોની પ્રાર્થના ઇષ્ટસિદ્ધિ માટે કરવામાં આવી છે. તે વખતની ઇષ્ટ વસ્તુ ખાન, પાન, વસ્ત્ર, કીર્તિ, શત્રુઓના સંકટથી નિવારણ, ઇત્યાદિક છે. જુઓ ઋગ્વેદ સંહિતાના મન્ત્રો—

**अस्मे धेहि श्रवो बृहद् द्युम्नं सहस्रसमर्म । इन्द्र तारथिनीरिषः ।**

**( ऋग्० १ । ९ । ८ । )**

અર્થ—હે ઇન્દ્ર! અમને મ્હોટી કીર્તિ, બહુ દાન સામર્થ્યયુક્ત ધન તથા અનેક રથપૂર્ણ અન્ન આપ.

**यो रेवान् मो अमीवहा वसुवित् पुष्टिवर्द्धनः ।**

**स नः सिषक्तु यस्तुरः ।**

**( ऋग्० १ । १८ । २ । )**

અર્થ—જે બ્રહ્મણસ્પતિ=બૃહસ્પતિ દેવતા સમ્પત્તિશાલી, રોગાપસારક, ધનદાતા, પુષ્ટિવર્ધક અને શીઘ્રફલદાતા છે, તે અમારા ઉપર અનુગ્રહ કરે.

**हत वृत्रं सुदानव इन्द्रेण सहसा युजा । मा नो दुःशंस ईशत ।**
**( ऋग्० १ । २३ । ९ )**

અર્થ—દાનપરાયણ મરૂતો ! બલવાન્ અને સહાયક ઇન્દ્રની સાથે શત્રુનો વિનાશ કરો, જેથી દુષ્ટ શત્રુ અમારા માલિક ન બની બેસે.

**पाहि नो अग्ने रक्षसः पाहि धूर्तेरराव्णः**
**पाहि रीषत उत वा जिघांसतो बृहद्भानो यविष्ठ्य ॥**
**( ऋग्० १ । ३६ । १५ )**

અર્થ—હે વિશાલકિરણ યુવક અગ્નિ ! અમને રાક્ષસોથી બચાવો. અનદાન કરવાવાળા ધૂર્તલોકથી રક્ષા કરો. હિંસક પશુથી બચાવો. ઘાતક શત્રુથી બચાવો.

**त्वं तस्य द्वयाविनोऽघशंसस्य कस्यचित् । पदाभि तिष्ठ तपुषिम् ।**
**( ऋग्० १ । ४२ । ४ )**

અર્થ—હે પૂષન્ દેવ ! જે કોઈ પ્રત્યક્ષ યા પરોક્ષ બન્ને પ્રકારથી હરણ કરે છે અને અનિષ્ટ સાધન કરે છે, તેમના પરપીડક દેહને તમે પોતાના પગથી કચડી નાખો.

આવા હજારો મંત્રો ઋગ્વેદમાં અગ્નિ, મિત્ર, વરૂણ, પૂષન્, સૂર્ય આદિ દેવોની પ્રાર્થના યા ઉપાસના રૂપ છે. આ પ્રાથનાપદ્ધતિ માત્ર સંહિતાયુગમાં જ નહિ કિન્તુ બ્રાહ્મણયુગમાં પણ પ્રચલિત છે. તેની સાબિતી માટે ઐતરેય બ્રાહ્મણના ૩૩ મા અધ્યાયમાં દર્શાવેલ હરિશ્ચંદ્ર અને શુનઃશેપનું ઉપાખ્યાન આંહિ દર્શાવવું ઉપયોગી થઇ પડશે.

ઇક્ષ્વાકુ વંશમાં વેધસ્ રાજાનો પુત્ર હરિશ્ચંદ્ર નામે એક સુપ્રસિદ્ધ રાજા રાજ્ય કરતો હતો. તેની સો રાણીઓ હતી પરન્તુ દુર્ભાગ્યે એકે પુત્ર ન હતો. "પુત્ર વિના ગતિ થતી નથી" એ વાત નારદ મુનિએ રાજાને ઠસાવી હતી તેથી રાજાના મનમાં પુત્રની અત્યન્ત ઇચ્છા હતી. રાજાએ પુત્રપ્રાપ્તિના ઉપાયો વિષે નારદને પૂછતાં નારદઋષિએ બતાવ્યું કે "વરૂણની પ્રાર્થના કરો કે 'મારે જો પુત્ર

થશે તો એજ પુત્રથી તારો યજ્ઞ કરીશ.' " વરૂણે તે પ્રાર્થના સ્વીકારી. ફલરૂપે એક પુત્રની પ્રાપ્તિ થઇ તેનું નામ રોહિત રાખ્યું. પુત્ર થતાંજ વરૂણે કહ્યું કે હે રાજન્ આ પુત્રથી મારો યજ્ઞ કર, અર્થાત્ પુત્રનું બલિદાન કર. રાજાએ કહ્યું કે જ્યાંસુધી અશૌચ નિવૃત્તિ ન થાય ત્યાં-સુધી તે યાગને યોગ્ય ન ગણાય. દશ દિવસ પછી બીજી વાર વરૂણે યાચના કરી ત્યારે કહ્યું કે દાંત ન આવે ત્યાંસુધી પશુ યજ્ઞ યોગ્ય ન ગણાય. જ્યારે દાંત આવી ગયા ત્યારે ફરી માગણી કરી ત્યારે રાજાએ કહ્યું કે આવેલા દાંત પડી જાય અને બીજા નવા દાંત ન આવે ત્યાં-સુધી યોગ્ય ન ગણાય. નવા દાંત આવ્યા પછી વરૂણ આવ્યો ત્યારે રાજાએ કહ્યું કે બીજા પશુઓ તો દાંત આવવાની સાથે યોગ્ય બની જાય છે પણ આ ક્ષત્રિય પશુ છે માટે જ્યાંસુધી ધનુર્વિદ્યાનિપુણ ન થાય ત્યાંસુધી યોગ્ય ન ગણાય. જ્યારે રોહિત ધનુર્વિદ્યાનિપુણ થયો ત્યારે વરૂણ આવ્યો અને બલિ આપવા કહ્યું ત્યારે રાજાએ રોહિતને બોલાવી સઘળી હકીકત સમજાવી કે મેં વચન આપ્યું છે માટે તારૂં બલિદાન આપવું પડશે. કુંવરે કહ્યું કે હું મરવા તૈયાર નથી. એમ કહી ધનુષ્ય બાણ લઈ વનમાં ચાલ્યો ગયો. વરૂણને બલિ ન મલ-વાથી તે રાજા ઉપર કોપાયમાન થયો અને રાજાને જલોદરનો રોગ ઉત્પન્ન કરી દીધો. રોહિત એક વરસ સુધી વનમાં ભમ્યો. દરમ્યાન સાંભળ્યું કે પિતાજીને વરૂણના કોપથી જલોદર રોગ થઈ ગયો છે, તેની શાંતિ માટે હું ભોગ આપવા જઉં એમ ધારી જવાને તૈયાર થાય છે ત્યાં ઇન્દ્રે બ્રાહ્મણરૂપે આવી તેને ભરમાવી દીધો કે તું ઘેર ન જા, વનમાં જ રહે. રોહિત ભરમાઈ ગયો ને વનમાં જ રહી ગયો. એમ બીજે ત્રીજે ચોથે અને પાંચમે વરસે ઘેર જવાની ઇચ્છા કરી પણ દરેક વખતે ઇંદ્રે તેને અટકાવી દીધો. છઠ્ઠે વરસે જ્યારે તે રાજા પાસે જવા લાગ્યો ત્યારે રસ્તામાં તેને દરિદ્રી ગરીબ અને ભૂખે મરતા અજીગર્ત નામના બ્રહ્મર્ષિનો મેલાપ થાય છે. તેનો શુનઃપુચ્છ, શુનઃશેપ અને શુનોલાંગૂલ નામના ત્રણ પુત્રો હતા તેમાંથી વચેટ

શુનઃશેપ નામના પુત્રને સો ગાયોને બદલે ખરીદી રોહિત તેની સાથે પિતા પાસે જાય છે. પિતાને કહ્યું કે વરૂણને તૃપ્ત કરવા આ શુનઃશેપની બલિ આપો એથી હું જીવતો રહીશ અને આપનું દર્દ પણ મટી જશે.

વરૂણને જ્યારે આ વાત કરવામાં આવી ત્યારે વરૂણે ખુશીથી તેનો સ્વીકાર કર્યો કેમકે ક્ષત્રિય કરતાં બ્રાહ્મણ ઉચ્ચ ગણાય. શુનઃશેપ જાતે બ્રાહ્મણ હતો. યજ્ઞની તૈયારી કરી. તેમાં વિશ્વામિત્ર હોતા, જમદગ્નિ અધ્વર્યુ, વશિષ્ટ બ્રહ્મા અને અયાસ્ય ઉદ્‌ગાતા નિમાયા. યૂપ—યજ્ઞસ્તંભમાં શુનઃશેપને બાંધવાનો સમય આવ્યો ત્યારે તે કામ કરવા કોઈ ઋષિ તૈયાર ન થયો. ત્યારે શુનઃશેપના પિતા અજીતગર્તે યાચના કરી કે બીજી સો ગાયો મને આપો તો હું મારા પુત્રને યૂપમાં બાંધું. રાજાએ સો ગાયો આપી અને બાંધવાનું કામ પૂરૂં થયું. હવે તેને કાપવાનો—મારવાનો પ્રસંગ ઉપસ્થિત થયો ત્યારે મારવા કોઈ તૈયાર ન હતો. અજીતગર્તે ફરી કહ્યું કે ત્રીજી વાર સો ગાયો મને આપો તો હું એને મારૂં. રાજાએ સો ગાયો આપી. તે હાથમાં તલવાર લઈ તેને સજ્જ તીક્ષ્ણ કરવા જાય છે, તે વખતે શુનઃશેપે નિશ્ચય કર્યો કે આ લોકો મને પશુ સમાન સમજી બલિ આપી દેશે; હવે દેવતા સિવાય બીજો કોઈ મને બચાવનાર નથી, માટે દેવતાને શરણે જઉં.

સૌથી પ્રથમ તે પ્રજાપતિને શરણે ગયો. પ્રજાપતિએ અગ્નિની પાસે, અગ્નિએ સવિતાની પાસે અને સવિતાએ વરૂણની પાસે મોકલ્યો. વરૂણે કહ્યું કે વિશ્વેદેવોની સ્તુતિ કરો. વિશ્વેદેવોએ કહ્યું કે અમારામાં સર્વથી શ્રેષ્ઠ ઇન્દ્ર છે માટે ઇન્દ્રની સ્તુતિ કરો, તે તમારૂં રક્ષણ કરશે. શુનઃશેપે ઇન્દ્રની સ્તુતિ કરી. ઇન્દ્રે પ્રસન્ન થઈ પોતાનો રથ આપ્યો અને કહ્યું કે અશ્વિનીકુમારની સ્તુતિ કરો. એવી રીતે એક એક કરી સર્વ દેવતાઓની સ્તુતિ કરવાથી શુનઃશેપનાં સર્વ બંધનો તુટ્યાં અને હરિશ્ચંદ્ર રાજાની બિમારી નષ્ટ થઈ ગઈ.

આ કથા મુખ્યત્વે સંક્ષેપથી ઋગ્વેદમાં અષ્ટક ૧ મંડલ ૧ અધ્યાય ૨ અનુવાક ૬ સૂક્ત ૨૪ થી ૩૦ સુધી છે. ઉક્ત સાત સૂક્તોમાં ખંભામાં બંધાયેલ શુનઃશેપે જુદા જુદા દેવોની સ્તુતિ કરી છે. આ કથા વિસ્તારથી ઐતરેય બ્રાહ્મણના ૩૩ મા અધ્યાયમાં આપેલી છે. એજ કથા રામાયણ બાલકાંડ ૬૧–૬૨ અધ્યાયમાં, મનુસ્મૃતિ, ભાગવત અને વિષ્ણુપુરાણમાં પલ્લવિત થઇ છે.

પ્રકૃત કથા ઉપરથી અને શુનઃશેપના પ્રાર્થનામંત્રો ઉપરથી સારાંશ એ નીકળે છે કે હરિશ્ચંદ્રના સમય પર્યન્ત નથી જગત્—સૃષ્ટિ-ચિંતન અને નથી ઇશ્વરચિંતન. ઇશ્વર સંબંધી વિચારો ઉદ્ભવ્યા હોત તો શુનઃશેપ પ્રજાપતિ, મિત્ર, વરુણ, અગ્નિ, વિશ્વેદેવ અને ઇન્દ્રને બદલે ઇશ્વરની પ્રાર્થના કરત, અથવા વિશ્વેદેવોએ કહ્યું કે "અમારામાં ઇન્દ્ર સર્વથી શ્રેષ્ઠ છે તેની પ્રાર્થના કર" એને બદલે "ઈશ્વર સર્વશ્રેષ્ઠ છે તેની પ્રાર્થના કર" એમ કહેત. પણ તેમ કહ્યું નથી તેથી એક ઇશ્વરને સ્થાને અનેકદેવવાદ પ્રતિષ્ઠિત થયેલ પ્રતીત થાય છે. ઈશ્વરવાદ અને સૃષ્ટિવાદના કંઇ યુગો પલટાયા પછી આજ પર્યંત પણ અનેકદેવવાદ હિંદુ કોમમાંથી નાબુદ થયો નથી. કેટલા-એક હલકા વર્ણના લોકોમાં આજે પણ દેવદેવીને નામે ઉપાસના—પ્રાર્થના ચાલે છે અને બલિ અપાય છે.

એ વખતની એ માન્યતા હતી કે એ દેવો પ્રસન્ન રહે તો ધન ધાન્યાદિ સામગ્રી આપે અને એ દેવો અપ્રસન્ન રહે કે કુપિત થઈ જાય તો બગાડી દે. અસ્તુ. એમને પ્રસન્ન કરવાને યજ્ઞયાગાદિ ક્રિયાઓ કરવામાં આવતી. સામાન્ય રીતે આ દેવોને કર્તા, હર્તા, રક્ષક, નાશક, કહીએ તો ઋગ્વેદ સંહિતાના મંત્રાનુસારે કહી શકાય. એ દેવોની સંખ્યા પરત્વે જુદા જુદા મત છે. તે આ પ્રમાણે:

**ये देवासो दिव्येकादशस्थ पृथिव्यामध्येकादशस्थ ।**
**अप्सुक्षितो महिनैकादशस्थ ते देवासो यज्ञमिमं जुषध्वं ॥**
**(ऋग्० १ । १३९ । ११)**

અર્થ—જે દેવતા સ્વર્ગમાં ૧૧, પૃથ્વીમાં ૧૧ અને અંતરિક્ષમાં ૧૧ છે, તે પોતપોતાની મહિમાથી યજ્ઞ સેવા કરે છે.

**ये त्रिंशति त्रयस्परो देवासो बर्हिरासदन् विदन्नह द्वितासनन्।**
**( ऋग्० ८ । २८ । १ )**

અર્થ—જે ત્રીશ અને ત્રણ અર્થાત્ ૩૩ દેવતા બર્હિ (મયૂર) ઉપર બેઠા હતા, તે અમને અવગત થઇ જાય અને એ પ્રકારનું ધનદાન કરે.

એ ૩૩ દેવતા કોણ કોણ છે તેનું પૃથક્કરણ ઋગ્વેદમાં યદ્યપિ નથી તથાપિ શતપથ બ્રાહ્મણમાં આવી રીતે વર્ગીકરણ છે :

**कतमे ते त्रयस्त्रिंशदित्यष्टौ वसव एकादश रुद्रा द्वादशादित्या स्त एकत्रिंशत् इन्द्रश्चैव प्रजापतिश्च त्रयस्त्रिंशाविति।**
**( शत० ब्रा० ११ । ६ । ३ । ५ )**

અર્થ—તે તેત્રીશ દેવતા કયા કયા ? આઠ વસુ, ૧૧ રુદ્ર, બાર આદિત્ય ૩૧, એવં ઇન્દ્ર અને પ્રજાપતિ એમ તેત્રીશ દેવતા છે.

ઐતરેય બ્રાહ્મણમાં તેત્રીશ સોમપ અને ૩૩ અસોમપ એમ ૬૬ દેવતાઓનો ઉલ્લેખ છે. અષ્ટ વસુ, એકાદશ રુદ્ર, દ્વાદશ આદિત્ય, પ્રજાપતિ અને વષટ્કાર, એ ૩૩ સોમપ; અને એકાદશ પ્રયાજ, એકાદશ અનુયાજ તથા એકાદશ ઉપયાજ, એમ તેત્રીશ અસોમપ. સોમપાયી સોમથી તૃપ્ત થાય છે અને અસોમપાયી યજ્ઞમાં હોમાતા પશુઓથી તૃપ્ત થાય છે.

( ઐત૦ બ્રા. ૨–૨૮. )

ઋગ્વેદમાં એક ઠેકાણે દેવોની સંખ્યા ૩૩૩૯ બતાવી છે.

**त्रीणि शता त्रीसहस्राण्यग्निं त्रिंशच्च देवा नव चासपर्यन्।**
**( ऋग्० १० । ५२ । ६ )**

અર્થ—ત્રણ હજાર ત્રણસો ત્રીશ અને નવ દેવગણ અગ્નિની પૂજા કરે છે. શતપથબ્રાહ્મણ ( ૧૧ । ૬ । ૩ । ૪ ) સાંખ્યાયન

શ્રૌતસૂત્ર ( ૮ । ૨૧ । ૧૪ ) આદિ વૈદિક ગ્રંથોમાં પણ ઉપર પ્રમાણે ૩૩૩૯ દેવતાઓ કહ્યા છે.

પુરાણકાળમાં તેત્રીશ શબ્દ સાથે કોટિ શબ્દ જોડાઇ જતાં દેવતાઓની સંખ્યા તેત્રીસ કરોડની થઇ ગઈ છે. જુઓ :

**सदारा विबुधाः सर्वे स्वानां स्वानां गणैः सहः**
**त्रैलोक्ये ते त्रयस्त्रिंशत्-कोटिसंख्यतयाऽभवन् ।**

**( पद्मपुराण-उत्तर खंड )**

અર્થ—આ ત્રૈલોક્યમાં દેવતા પોતાની સ્ત્રીઓ તથા પોતાના ગણો સહિત સર્વ મળીને તેત્રીશ કરોડ છે.

કોટિ શબ્દનો અર્થ કરોડ સંખ્યા બતાવવાની આ પૌરાણિક કલ્પના છે. ઇતિહાસવેત્તાઓએ તો કોટિ શબ્દનો અર્થ પ્રકાર યા વર્ગ બતાવીને 'તેત્રીશ પ્રકારના યા તેત્રીશ વર્ગના દેવતા' એમ નિશ્ચિત કરેલ છે. જુઓ હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ પૂર્વાર્ધ પૃષ્ઠ ૭ નું ટિપ્પણ. "આમાં લખ્યું છે કે દ્વાદશ આદિત્ય, એકાદશ રૂદ્ર, અષ્ટ વસુ, ઇન્દ્ર અને પ્રજાપતિ મળી તેત્રીશ દેવ કોટિ અર્થાત્ વર્ગ ગણાય છે. કોટિનો કરોડ અર્થ થઈ તેત્રીશ કરોડ દેવોની પ્રથા લોકમાં ચાલે છે."

## देवउत्त શબ્દ.

ગાથામાં કહેલ—મૌલિક **देवउत्त** શબ્દનો ટીકાકારે **'देवैर्गुप्तः'** એવો જે બીજો અર્થ કર્યો છે, તે આ પ્રસ્તુત અનેક દેવવાદને બરાબર લાગુ પડે છે, કેમકે તે યુગના વૈદિકો અગ્નિ, મિત્ર, વરૂણ, ઇન્દ્ર આદિ અનેક દેવોને રક્ષક તરીકે માનતા હતા. તેઓની માન્યતા હતી કે મનુષ્ય આખર તો મનુષ્યજ છે, તે આ સંકટ વખતે પોતાની રક્ષા ન કરી શકે. સંકટ વખતે તો દેવતાઓની કૃપાદ્વારાજ રક્ષા થઈ શકે છે. અસ્તુ. પ્રસ્તુત માન્યતાની બરાબર સંગતિ બેસાડવા ગાથામાં આવેલ લોક શબ્દથી પોતાની આસપાસનો

દૃષ્ટિગોચર લોક સમજવાનો છે, કેમકે તે વખતે તે ઋષિઓની દૃષ્ટિ બહુ લાંબી પ્રસરી ન હતી. તેઓ પોતાનું, પોતાના કુટુમ્બનું, પોતાના પશુઓનું રક્ષણ અને પોતાના દુશ્મનોનો વિનાશ દેવોની પાસે યાચતા હતા માટે '**देवैर्गुप्तः**' દેવતાઓથી રક્ષિત એ બહુવચન ઠીકજ છે.

ઉપાસ્યની અનેકતા આગળ જતાં ઉપાસકોની અનેકતામાં પરિણત થાય છે, એટલુંજ નહિ પણ માનવસમાજમાં પરસ્પર ભેદભાવ ઉત્પન્ન કર્યો જણાય છે. જેમ જેમ આ દેવતા સંબંધી વૈદિક માન્યતાઓ આગળ વધતી ગઈ અને રૂઢ થતી ગઈ, તેમતેમ તત્કાલીન ઋષિઓમાં ભેદભાવનું વિષ અધિકાધિક ફેલાતું ગયું. આ સંઘર્ષ એટલો આગળ વધ્યો કે જેથી કોઈ કોઈ ઋષિની તો દેવતાઓ પ્રત્યે અશ્રદ્ધા ઉત્પન્ન થઈ ગઈ. જુઓ ઋગ્વેદમાં એક ઋષિ ઇંદ્રના સંબંધમાં શું કહે છે :

**नेन्द्रो अस्तीति नेम उः त्व आह कई ददर्श कमभिष्टवाम ।**
**( ऋग्० ८ । १०० । ३ )**

અર્થ—નેમ ઋષિ કહે છે કે ઇન્દ્ર નામનો કોઈ દેવતા છે જ નહિ. તેને કોણે જોયો છે? અમે કોની સ્તુતિ કરીએ?

આવી અશ્રદ્ધા, સંશય અને મતભેદના કારણે દેવતાઓની સંખ્યામાં ઘટાડો થવા લાગ્યો.

## નિરૂક્તકારને મતે ત્રણ દેવતા.

નિરૂક્તકાર યાસ્કે બધા દેવતાઓનો માત્ર ત્રણ દેવતામાંજ સમાવેશ કર્યો છે. તે આ પ્રમાણે :

**तिस्र एव देवता इति नैरुक्ताः । अग्निः पृथ्वी स्थानो वायुर्वेन्द्रो वान्तरिक्षस्थानः सूर्यो द्युस्थानः तासां महाभाग्यादेकैकस्या अपि बहूनि नामधेयानि भवन्ति । इतरेतर जन्मानो भवन्तीतरेतरप्रकृतयश्च । ( नि० दे० ७ । २ । १ )**

અર્થ—નિરૂક્તકારો કહે છે કે ત્રણજ દેવતા છે. પૃથ્વીસ્થાનીય અગ્નિ, અન્તરિક્ષસ્થાનીય વાયુ અથવા ઇન્દ્ર અને દ્યુસ્થાનીય સૂર્ય. તેઓ ભાગ્યશાળી હોવાથી એક એક દેવતાના અનેક અનેક નામો છે. તેઓ એક બીજામાંથી પરસ્પર જન્મ પામે છે અને પરસ્પર સમાન પ્રકૃતિવાળા છે.

આ કલ્પના માત્ર યાસ્કની કે નિરૂક્તકારોનીજ નહિ પણ ખાસ ઋગ્વેદના મૂલમંત્રોથીજ ચાલુ થયેલી છે; તે નીચેના અવતરણથી જણાશે.

**देवानां माने प्रथमा अतिष्ठन्**
**कृन्तत्रादेषा मुपरा उदायन् ।**
**त्रयस्तपन्ति पृथिवी मनूपा**
**द्वा बृबूकं वहतः पुरीषम् ॥**

**( ऋग्० १० । २७ । २३ )**

અર્થ—દેવોની જ્યારે ગણના થઈ ત્યારે બધા દેવતાઓમાં ત્રણ દેવતા મુખ્ય ઠર્યા: વાયુ, આદિત્ય અને પર્જન્ય. કેમકે એ ત્રણે સંસારી મનુષ્યોના કર્માનુસાર વાય છે, તપે છે અને વર્ષે છે.

અર્થાત્, બધા દેવોનો ત્રણ દેવોમાંજ સમાવેશ કરી દીધો છે. એટલુંજ નહિ પણ આગળ જતાં બધા દેવોનો માત્ર એક દેવમાંજ સમાવેશ કરી દીધો છે. જુઓ ઋગ્વેદમાં—

**इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यः स सुपर्णो गरुत्मान् ।**
**एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः ॥**

**( ऋग्० १ । १६४ । ४६ )**

અર્થ—પંડિત લોક આદિત્યને ઇન્દ્ર, મિત્ર, વરૂણ અને અગ્નિ કહ્યા કરે છે. તેજ સુપર્ણ અને ગરૂત્માન્ છે. તેનેજ અગ્નિ, યમ અને માતરિશ્વા કહે છે. એ બધા એક છે, તથાપિ વિદ્વાન્ લોક તેને અનેક નામોથી બોલાવે છે.

એજ વાત શતપથ બ્રાહ્મણમાં પણ સ્પષ્ટ કરેલી છે.

**तद् यदिदमाहुरमुं यजामुं यजेत्येकैकं देवमेतस्यैव सा विसृष्टिरेष उह्येव सर्वे देवाः ॥** (शत० ब्रा० १४।४।२)

અર્થ—જે કંઈ એકેક દેવને ઉદ્દેશી કહેવામાં આવે છે કે આનો યજ્ઞ કરો કે અમુકનો યજ્ઞ કરો તે બધીએ એકનીજ સૃષ્ટિ છે. એ એકજ બધા દેવરૂપ છે, અર્થાત્ એકનાંજ અનેક નામો છે.

અહિં અનેકદેવવાદમાંથી એકદેવવાદ સ્પષ્ટ થાય છે. સ્વામી દયાનંદ સરસ્વતીએ તો એક દેવને સ્થાને એક ઈશ્વર—પરમાત્માનુંજ સ્થાપન કર્યું છે પણ સાયણ મહીધર આદિ અન્ય ભાષ્યકારોને તે વાત સંમત નથી. એમ તો અનેકદેવવાદ પણ સર્વથા લુપ્ત થયો નથી. આજે પણ અનેક વર્ગના મનુષ્યો જુદાં જુદાં દેવદેવીઓની ઉપાસના કરે છે. એટલે એકદેવવાદનો મતલબ એ છે કે અનેક દેવવાદમાંથી એકદેવવાદ ઉત્પન્ન થઈ ચૂક્યો અને અમુક ભાગમાં પ્રચલિત પણ થઇ ચૂક્યો.

## 'देवउत्त' શબ્દનો બીજો અર્થ.

સૂત્રકૃતાંગની પ્રકૃત ગાથામાં આવેલ '**देवउत्त**' શબ્દની વ્યુત્પત્તિ ટીકાકારે જે (**देवेन उप्तः=देवउप्त**) એકવચનમાં કરેલી છે, તે એકદેવવાદના આશયને અનુસરી ઠીકજ છે. એકદેવવાદની સાથે સૃષ્ટિવાદ પણ ઉપસ્થિત થાય છે. ઋષિઓની વિચારણા જેમ જેમ દાર્શનિક પદ્ધતિ ઉપર વ્યવસ્થિત બની, તેમ તેમ જગત અને તેની રચના પરત્વે વિચારોનો પણ ઉદ્ભવ થયો. સૂત્રકૃતાંગ ટીકાકાર શીલાંગસૂરિના કહેવા પ્રમાણે કર્ષક=કૃષિકારનું દૃષ્ટાંત સર્વ પ્રથમ ઉપસ્થિત થાય છે. અર્થાત્ કૃષિકાર જેમ બી વાવીને અનાજ પેદા કરે છે તેમ આ જગત્ પણ દેવનું વાવેલું ઉગ્યું જણાય છે. મૂલગત **उत्त** નું સંસ્કૃત **उप्त** રૂપ છે. તે '**वप् बीजसन्ताने**' એ ધાતુનું નિષ્ઠાન્ત રૂપ છે. એનો અર્થ 'વાવેલું ઉગેલું' એવો થાય છે. અર્થાત્

ઝાડ યા છોડ જેમ વાવ્યાં ઉગે છે તેમ આ લોક પણ એક દેવે વાવેલ ઉગ્યો છે. એ અર્થ **'देवउप्त'** શબ્દનો છે.

**वप्** ધાતુનો સમન્વય ત્યારેજ થઈ શકે કે જ્યારે જગત્ એ કોઇ વાવવાની ચીજ હોય. હા, વનસ્પતિ જગત્નો એક ભાગ છે તેની અપેક્ષાએ વાવવાની ક્રિયા ઘટી શકે પણ એકલી વનસ્પતિ તો જગત્ નથી. પહાડ નદી સમુદ્ર ચંદ્ર સૂર્ય આદિ પણ જગત્ છે. તેમાં વપનક્રિયા શી રીતે ઘટી શકે?

## લોક–જગત્‌ને વૃક્ષની ઉપમા.

આ દશ્ય પ્રપંચ–જગતને વૃક્ષનું રૂપક ઘણા પ્રાચીન સમયથી આપવામાં આવ્યું છે. પ્રાચીનમાં પ્રાચીન રૂપક ઋગ્વેદમાં મળે છે. જુઓ:

**द्वा सुपर्णा सयुजा सखाया, समानं वृक्षं परिषस्वजाते**
**तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्य–नश्नन्नन्यो अभिचाकशीति**
**(ऋग्० १ । १६४ । २०)**

અર્થ—સમાન સંબંધ રાખનારા, મિત્ર સરખા વર્તનારા બે પક્ષીઓ (જીવાત્મા અને પરમાત્મા) સંસારરૂપી વૃક્ષને આશ્રયે રહે છે. તેમાંથી એક પક્ષી (જીવાત્મા) પિપ્પલ=પુણ્ય પાપ જન્ય સુખ દુઃખ રૂપ પરિપક્વ ફલને રસપૂર્વક ખાય છે જ્યારે અન્ય પક્ષી (પરમાત્મા) તે ફલને ન ખાતાં કેવલ દેખી રહે છે.

**यस्मिन् वृक्षे मध्वदः सुपर्णा निविशन्ते सुवते चाधिविश्वे**
**तस्येदाहुः पिप्पलं स्वाद्वग्रे तन्नोन्नशद्यः पितरं न वेद**
**(ऋग्० १ । १६४ । २२)**

અર્થ—જે વિશ્વવૃક્ષ ઉપર મધુ ખાનાર સુંદર પક્ષી બેસે છે અને તેને આધારભૂત માની પોતાનાં બાળકો ઉત્પન્ન કરે છે, તે વૃક્ષના જલસમાન નિર્મલ ફલને આગળ સ્વાદિષ્ટ કહેલ છે. જે જીવરૂપ પક્ષી પિતર–પરમાત્માને જાણતો નથી તેનું વિશ્વવૃક્ષ નષ્ટ થતું નથી.

એજ રૂપક ઉપનિષદોમાં પણ દૃષ્ટિગોચર થાય છે. જુઓ મુંડક અને શ્વેતાશ્વ ઉપનિષદ્ :

**समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः**
**जुष्टं यदा पश्यत्यन्यमीश–मस्य महिमानमिति वीतशोकः ।**
**( मुंड० ३ । १ )**

ભાવાર્થ—યદ્યપિ એકજ સંસારરૂપી વૃક્ષમાં જીવાત્મા અને પરમાત્મા બન્ને સંબંધ કરી રહેલ છે, તો પણ તેમાંથી એક (જીવાત્મા) ભોગમાં આસક્ત થવાથી શોક તથા મોહજન્ય દુઃખનો અનુભવ કરે છે અને પરમાત્મા શોકરહિત રહે છે. જ્યારે જીવાત્મા યોગાભ્યાસ દ્વારા જ્ઞાનજ્ઞેય પરમાત્માને જુએ છે ત્યારે તે પણ વીતશોક થઈ જાય છે.

**स वृक्षकालाकृतिभिः परोन्यो**
**यस्मात्प्रपञ्चः परिवर्त्ततेऽयम् ।**
.............................
.............................( **श्वेताश्व० ६ । ६** )

**शांकरभाष्ये—आत्मा यद्यपि संसारवृक्षकालाद्याकृतिषु तत्तदाकाररूपेणैव तत्र तत्र प्रविष्टः.........**

ભાષ્યકારે વૃક્ષ શબ્દનો અર્થ સંસારરૂપ વૃક્ષ કર્યો છે. એજ સંસારરૂપી વૃક્ષ મહાભારતમાં વધારે વિસ્તારથી વર્ણવેલ છે. જુઓ—

**अव्यक्तबीजप्रभवो बुद्धिस्कन्धमयो महान्**
**महाहंकारविटप इन्द्रियान्तरकोटरः ॥१२॥**
**महाभूतविशाखश्च विशेषप्रतिशाखवान्**
**सदापर्णः सदापुष्पः शुभाशुभफलोदयः ॥१३॥**
**आजीव्यः सर्वभूतानां ब्रह्मवृक्षः सनातनः**
**एनं छित्वा च भित्वा च तत्त्वज्ञानासिना बुधः ॥१४॥**
**हित्वा सङ्गमयान् पाशान् मृत्युजन्मजरोदयान्**
**निर्ममो निरहंकारो मुच्यते नात्र संशयः ॥१५॥**
**( म० भा० अश्व० प० । ३५ । ४७ )**

ભાવાર્થ—અવ્યક્ત–પ્રકૃતિ જેનું બીજ છે, બુદ્ધિ–મહાન્ જેનો સ્કંધ છે, અહંકાર જેનો પ્રધાન પલ્લવ છે, મન અને દશ ઈન્દ્રિય જેના અંતર્ગત કોટર છે, સૂક્ષ્મ મહાભૂત–પાંચ તન્માત્રા જેની મોટી શાખા છે, સ્થૂલ મહાભૂત જેની નાની નાની શાખાઓ છે, સદા પત્ર, પુષ્પ અને શુભાશુભ ફલ ધારણ કરનાર, સમસ્ત પ્રાણીઓને આધારભૂત એ સનાતન વિશ્વવૃક્ષ છે. પંડિત પુરૂષ એ વૃક્ષને તત્ત્વજ્ઞાનરૂપ ખડ્ગથી છેદી ભેદીને દૂર કરે. જન્મ જરા અને મૃત્યુ ઉત્પન્ન કરનાર સંગમય પાશલાને તજીને મમતા અને અહંકાર રહિત બને તો તે પુરૂષ મુક્ત થાય એમાં જરા પણ સંશય નથી. ૧૨–૧૩–૧૪–૧૫.

ગીતામાં એજ વૃક્ષને સામાન્ય વૃક્ષથી ઉલટી રીતે દર્શાવેલ છે. જુઓ :

**ऊर्ध्वमूलमधःशाख–मश्वत्थं प्राहुरव्ययम्**
**छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥**

**( गीता १५ । १ )**

ભાવાર્થ—જેનું મૂલ ઉંચું છે અને શાખાઓ નીચી છે એવા સંસારરૂપી પિપ્પલ વૃક્ષને અવ્યય કહે છે. જેનાં પાંદડાં વેદ છે તેને જે જાણે છે તે વેદવિત્ છે.

ગીતા ભાષ્યકાર શંકરાચાર્ય કહે છે કે આ કલ્પના શ્રુતિમૂલક છે અર્થાત્ કઠોપનિષદ્માંથી ઉતરેલી છે:

**ऊर्ध्वमूलोऽवाक्शाख एषोऽश्वत्थः सनातनः**

**( कठो० ३ । २ । १ )**

આ વૃક્ષનું નામ આહિં પિપ્પલ આપેલું છે, ક્યાંક એનું નામ વડવૃક્ષ અને ઉદુંબરવૃક્ષ પણ આપેલ છે. ગમે તે હો પણ આહિં સમજવાનું એટલું છે કે સંસાર–જગત્ એક વૃક્ષ છે તો તે કોઇનું વાવેલું હશે. વૃક્ષ વાવ્યા વિના ઉગતું નથી. તો આ કોણે વાવ્યું હશે? આના ઉત્તરમાં "**देवउत्तो देवेनोप्तः**" અનેક દેવોમાંથી સૌથી

મ્હોટા દેવતરીકે ચુંટાયેલ એક દેવે આ વૃક્ષ વાવ્યું છે, એમ સંહિતાકાળના ઋષિઓ તરફથી પ્રાથમિક જવાબ મળે છે.

## देवउत्त=देवपुत्रः

શીલાંગસૂરિ કહે છે: '**देवउत्त**'નો ત્રીજો અર્થ **देवउत्त**માં **प** નો લોપ થવાથી **देवपुत्त** મૌલિક અને સંસ્કૃત શબ્દ **देवपुत्र** બને છે. '**देवस्य पुत्रः देवपुत्रः**' અનેક દેવોમાંથી એક દેવની સિદ્ધિ તો થઈ ચુકી છે એટલે **देवस्य** એ એક વચન ઉચિત જ છે. પુત્રસ્થાને લોક યા જગત્‌ને ગ્રહણ કરેલ છે આંહિ પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે દેવ અને લોકનો પિતા પુત્ર તરીકેનો વ્યવહાર ક્યાંય પણ જણાવેલ છે? હા. ઋગ્વેદ આદિ અનેક સ્થળે પિતા પુત્ર તરીકેનો વ્યવહાર આવેલ છે. જુઓ ઋગ્વેદમાં—

**द्यौर्मे पिता जनिता नाभिरत्र बन्धुर्मे माता पृथिवी महीयम्**
**उत्तानयोश्चम्वोर्योनिरन्तरत्रा पिता दुहितुर्गर्भमाधात्**
( **ऋग्**० १ । १६४ । ३३ । )

ભાવાર્થ—દ્યુલોક એટલે ( કોઈ ઠેકાણે દ્યુલોકનો અર્થ ઇંદ્ર અથવા પર્જન્ય–મેઘ પણ કરેલ છે) આદિત્ય મારા પિતા=પાલક, જનિતા=જનક–ઉત્પાદક છે. કેમકે નાભિરૂપ ભૌમરસ છે, કે જેનાથી અન્ન નિપજે છે, અન્નથી વીર્ય અને તેનાથી મનુષ્ય પેદા થાય છે. તેમજ આ મોટી પૃથ્વી માતા છે–માતૃસ્થાનીય છે. દ્યુલોક અને પૃથ્વીની વચ્ચે અંતરિક્ષ છે તે યોનિ છે. તેમાં સૂર્ય ( ઇન્દ્ર યા મેઘ ) દૂર રહેલ પૃથ્વીમાં ગર્ભ ધારણ કરાવે છે. ગર્ભ આંહિ વૃષ્ટિરૂપ સમજવો.

આમાં સૌથી મોટા દેવને પિતારૂપે કલ્પેલ છે. તેનાથી મનુષ્ય પશુ પક્ષી વગેરે ઉત્પન્ન થાય છે અને પળાય છે તેથી લોકને દેવપુત્રરૂપે જે આલેખેલ છે તે કપોલકલ્પિત નહિ પણ વેદમૂલક છે. જુઓ વધારે સ્પષ્ટ બીજી ઋચા :

**यो नः पिता जनिता यो विधाता**
**धामानि वेद भुवनानि विश्वा।**
**यो देवानां नामधा एक एव**
**तं संप्रश्नं भुवना यंत्यन्या ॥**
**( ऋग्० १० । ८२ । ३ । )**

અર્થ—જે અમારા (ચરાચરના) પિતા (રક્ષક) જન્મદાતા અને વિધાતા છે, જે વિશ્વ-જગતના સમસ્ત ધામને જાણે છે, જે અનેક દેવોનાં નામ ધારણ કરીને પણ એક અદ્વિતીય દેવ છે, તેને જાણવાને માટે અખિલ બ્રહ્માંડ ઉત્સુક છે.

આ ઋચામાં પણ અનેક નામધારી એક દેવને (ઈંદ્રાદિને) જગતના પિતા તરીકે ઓળખાવેલ છે. ખાલી વેદમાં જ નહિ ઉપનિષદોમાંથી પણ આવાં અનેક અવતરણો મળી શકે છે, પણ વિસ્તારભયથી અત્રે લેવામાં નથી આવ્યાં.

## **बंभउत्ते=ब्रह्मोप्तः**

ગાથાના ચતુર્થ ચરણમાં **बंभउत्त** શબ્દ આવે છે. મૌલિક '**उत्त**' નો સંસ્કૃત '**उप्तः**' એનો અર્થ ઉપર પ્રમાણેજ થાય છે એટલે એમાં વિશેષ કહેવાનું રહેતું નથી. વૃક્ષની ઉપમા બન્નેને સાધારણ રીતે લાગુ પડે છે, એટલું જ નહિ પણ મહાભારતના ઉપર્યુક્ત શ્લોક ૧૩ માં તો "**ब्रह्मवृक्षः सनातनः**" જગતને સ્પષ્ટ રીતે બ્રહ્મના વૃક્ષરૂપે આલેખેલ છે. એટલે ઉપ્ત શબ્દના સમન્વયમાં કોઈ પણ બાધા આવતી નથી. વાત રહી માત્ર બ્રહ્મ શબ્દની. દેવ શબ્દનું સ્થાન બ્રહ્મ શબ્દે ક્યારે લીધું અને કેવી રીતે? તેનો થોડો ઇતિહાસ જોઈએ.

# વૈદિક સૃષ્ટિ—બ્રહ્મવાદ

## આધિભૌતિકમાંથી આધ્યાત્મિક ચિંતન

સંહિતાકાળનાં આધિભૌતિક ચિંતનો કર્મકાંડમાં પરિણત થઈ બ્રાહ્મણકાળમાં આધિદૈવિકરૂપે સ્થિતિ પામી ઉપનિષતકાળમાં આધ્યાત્મિક ભાવમાં ઉદય પામે છે. કર્મકાંડ આધિભૌતિક, ઉપાસના આધિદૈવિક, અને જ્ઞાનકાંડ આધ્યાત્મિક ચિંતનનું પરિણામ છે. આધિભૌતિકમાંથી આધ્યાત્મિક ચિંતન કરનારાઓમાં પ્રથમસ્થાને શાંડિલ્ય મહર્ષિ અને શ્વેતકેતુના પિતા ઉદ્દાલક આરૂણિ મહર્ષિ આવે છે. બંનેનું વર્ણન છાંદોગ્યોપનિષદ્‌માં આવે છે. તેમાં શાંડિલ્ય મહર્ષિનું ચિંતન આ પ્રમાણે છે :

**सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत ।**

**( छांदो० ३ । १४ )**

અર્થ—આ દૃષ્ટિ સામે જે કંઈ દેખાય છે તે બધું બ્રહ્મ છે. કારણ કે તે બધું **तज्ज तल्ल** અને **तदन्** છે, અર્થાત્ **तस्माज्जायते इति तज्जम् । तत्र लीयते इति तल्लम् । तत्र अनिति इति तदन् ।** એ બધું બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે માટે **तज्ज**, બ્રહ્મમાં લય પામે છે માટે **तल्ल** અને બ્રહ્મમાં પ્રાણ ધારણ કરે છે—જીવે છે માટે **तदन्.** ન્યાયશાસ્ત્રની પરિભાષામાં પક્ષ કરી બ્રહ્મને સાધ્ય બનાવી **तज्जलान्** એ હેતુ દર્શાવેલ છે. શાંત થઈને એ બ્રહ્મની ઉપાસના કરવી, એ ઉપરના વાક્યનું તાત્પર્ય છે.

શાંડિલ્ય મહર્ષિના કથનનું તાત્પર્ય તો ઉપાસનામાં છે, પણ વચ્ચે વચ્ચે જગત્ શું છે અને તે ક્યાંથી થયું છે, તે પણ બતાવી દીધું. ઉદ્દાલક ઋષિ પોતાના પુત્ર શ્વેતકેતુને જગત્ અને બ્રહ્મ નીચે પ્રમાણે બતાવે છે :

**सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् ।**

**( छांदो० ६ । २ )**

અર્થ—હે સૌમ્ય–શ્વેતકેતુ ! આ દશ્ય જગત્ સૃષ્ટિ પહેલાં સત્–અર્થાત્ બ્રહ્મરૂપ હતું, અદ્વિતીય એકરૂપ હતું, બ્રહ્મથી નામ કે આકૃતિરૂપે જરા પણ અલગ ન હતું.

બ્રહ્મ અને જગત્‌નું સ્વરૂપ સ્પષ્ટતાથી સમજાવતાં ઉદ્દાલક ઋષિ શ્વેતકેતુને કહે છે કે—

**यथा सौम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्यात् ।**
**वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ।**
**( छान्दो० ६ । १ । ४ )**

અર્થ—હે સૌમ્ય! (શ્વેતકેતો!) એક મૃત્પિંડના જાણવાથી તે મૃત્પિંડમાંથી બનેલા ઘટ, શરાવ આદિ સર્વ કાર્યો જાણવામાં આવી જાય છે. મૃત્તિકારૂપ કારણમાંથી કાર્યરૂપ વિકાર થયો તેનાં જુદાં જુદાં નામો વાણીથી આરંભાયાં તે કહેવા માત્ર છે. ખરી રીતે તેમાં એક મૃત્તિકાજ સત્ય છે.

**यथा सौम्यैकेन लोहमणिना सर्वं लोहमयं विज्ञातं स्यात् ।**
**वाचारम्भणं विकारो नामधेयं लोहमित्येव सत्यम् ॥**
**( छान्दो० ६ । १ । ५ )**

અર્થ—પૂર્વવત્; લોહમણિ એટલે સુવર્ણ.

**यथा सौम्यैकेन नखनिकृन्तनेन सर्वं कार्ष्णायसं विज्ञातं स्यात् । वाचारम्भणं विकारो नामधेयं कार्ष्णायसमित्येव सत्यम् । ( छान्दो० ६ । १ । ३ )**

અર્થ—પૂર્વવત્; કાર્ષ્ણાયસ એટલે લોહ.

ઉપરનાં ત્રણ દૃષ્ટાન્તોથી જેમ એ સિદ્ધ થાય છે કે વિકાર એ કેવલ કથન માત્ર છે, કારણ ખરી વસ્તુ છે, તેમ જગત્ વિકાર માત્ર છે, તેનું મૂલ કારણ બ્રહ્મ સત્ય છે.

## બ્રહ્મવિદ્યાનો આરંભકાળ.

આધ્યાત્મિક ચિંતનરૂપે બ્રહ્મવિદ્યાનું વધારે સ્પષ્ટીકરણ યાજ્ઞ-

વલ્કયથી શરૂ થાય છે. યાજ્ઞવલ્કયનો પોતાના કાકા અને ગુરૂ વૈશંપાયન સાથે અમુક બાબતમાં વિરોધ થવાથી વેદવિદ્યાથી તેનો બહિષ્કાર કરવામાં આવ્યો હતો. તેથી તેણે હિમાલય ઉપર જઈ સૂર્યનું તપ કરી યજુર્વેદની વાજસનેયી શાખા સ્વતંત્રપણે પ્રવર્તાવી હતી. જુની શાખા કૃષ્ણયજુર્વેદરૂપે અને નવી શાખા શુકલયજુર્વેદરૂપે ચાલુ થઈ હતી. મિથિલા નગરીમાં જનક રાજાએ બહુદક્ષિણા નામનો યજ્ઞ આરંભ્યો હતો. એકેક ગાયનાં બન્ને શીંગડાંઓમાં દશ દશ પતરા સોનાના જડાવી તેવી એક હજાર ગાયો દક્ષિણા તરીકે તેને આપવાની હતી કે જે બ્રહ્મવિદ્યામાં સૌથી શ્રેષ્ટ નિકળે. આ દાનનો અધિકાર યાજ્ઞવલ્કયને પ્રાપ્ત થયો હતો કારણ કે તેમણે બીજા બધા ઋષિઓને હરાવ્યા હતા. તેમના પ્રત્યે પ્રશ્ન કરનારા તેમના હરીફો નીચે મુજબ હતાઃ અશ્વલઋષિ, આર્તભાગ, ભુજ્યુ, ઉષસ્ત, કહોલ, ઉદ્દાલક, ગાર્ગી, શાકલ્ય વિદગ્ધ. એઓ ઘણે ભાગે આધિદૈવિક ચિંતન કરનારા હતા તેમને યાજ્ઞવલ્કયે આધ્યાત્મિક ચિંતનથી બ્રહ્મવિદ્યાના ઉત્તરો આપી વિજય મેળવ્યો હતો. એ હિસાબે જનક રાજાનો સમય તે યાજ્ઞવલ્કયનો સમય તે બ્રહ્મવિદ્યાનો આરંભકાળ. વીરચરિત્રમાં ભવભૂતિએ પણ એજ વાતને પુષ્ટિ આપી છે :

**स एव राजा जनको मनीषो, पुरोहितेनाङ्गिरसेन गुप्तः ।**
**आदित्यशिष्यः किल याज्ञवल्क्यो, यस्मै मुनिर्ब्रह्म परं विवव्रे ॥**

સૃષ્ટિવાદનું ચિંતન કરતાં યાજ્ઞવલ્કય પોતેજ કહે છે કે

**ब्रह्म वा इदमग्र आसीत् ।**

( बृहदा० १ । ४ । १० )

અર્થ—સૃષ્ટિના આરંભ પહેલાં એક માત્ર બ્રહ્મ હતું.

**विज्ञानमानन्दं ब्रह्म ।**

( बृहदा० ३ । ९ । २८ । )

અર્થ—વિજ્ઞાનસ્વરૂપ અને આનન્દસ્વરૂપ બ્રહ્મ છે.

## બ્રહ્મ અને સૃષ્ટિ

બ્રહ્મથી જગત્‌ની ઉત્પત્તિ, બ્રહ્મમાં જગતની સ્થિતિ અને બ્રહ્મમાં જગત્‌નો લય થાય છે એ વાત પહેલાં પણ છાન્દોગ્યોપનિષદ્‌નાં ઉદ્ધરણોદ્વારા બતાવી ચૂક્યા છીએ, અને બાદરાયણપ્રણીત બ્રહ્મસૂત્રના આરંભમાં પણ દર્શાવવામાં આવી છે. જુઓ—

**" जन्माद्यस्य यतः "**

**( ब्रह्म० सू० १।१।२। )**

અર્થ—જન્મ=જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લય જે બ્રહ્મમાંથી થાય છે.

આ ઉપરથી **'बंभउत्त'** શબ્દનો અર્થ વ્યક્ત થઈ જાય છે; અર્થાત–વિશ્વરૂપી વૃક્ષ બ્રહ્મમાંથી ઉગેલ છે, એમ અપરે એટલે બ્રહ્મવાદીઓ કહે છે. એ વાત દાર્શનિક જગતમાં બિલ્કુલ સત્ય પ્રમાણિત થાય છે.

## દેવવાદ પછી બ્રહ્મવાદ.

સંહિતાકાલમાં યજ્ઞદ્વારા જે અનેક દેવોની ઉપાસના ચાલતી હતી તે એક દેવરૂપે પરિણત થયા પછી ઉપનિષત્કાલમાં એક અદ્વિતીય બ્રહ્મરૂપે પ્રગટ થાય છે. ઉપનિષત્કાલ એ દેવ અને બ્રહ્મના સંઘર્ષકાલ છે. બ્રહ્મોપાસનાથી દેવોને ખેદ થતો બૃહદારણ્યકમાં જોવામાં આવે છે. જુઓ :

**तस्य ह न देवाश्च नाभूत्या ईशते । आत्मा ह्येषां स भवति । अथ योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति न स वेद यथा पशुरेवं स देवानाम् । यथा ह वै बहवः पशवो मनुष्यं भुञ्ज्युरेवमेकैकः पुरुषो देवान् भुनक्त्येकस्मिन्नेव पशावादीयमानेऽप्रियं भवति किमु बहुषु ? । तस्मादेषां तन्न प्रियं यदेतन्मनुष्या विद्युः ।**

**( बृहदा० १।४।१० )**

ભાવાર્થ—બ્રહ્મવેત્તાનો કોઇ દેવતા વાળ વાંકો કરી શકતો નથી, કેમકે બ્રહ્મજ્ઞાની જ તે દેવતાનો આત્મા છે. જે માણસ એમ જાણે છે કે દેવતા અન્ય છે અને હું અન્ય છું, એમ જાણીને વળી જે દેવતાની ઉપાસના કરે છે તે માણસ ખરી રીતે દેવતાનો પશુ છે. જેમ પશુ મનુષ્યનો જીવનનિર્વાહ કરે છે તેમ એક એક અજ્ઞાની પુરુષ દેવતાનું પોષણ કરે છે. જ્યારે એક પશુ ચોરાયાથી તેના સ્વામીને દુઃખ થાય છે, તો ઘણા પશુ ચોરાયાથી વધારે દુઃખ થાય, તેમાં તો પુછવું જ શું? એ અનુભવસિદ્ધ વાત છે. એટલા માટે દેવતાઓને બ્રહ્મજ્ઞાન પ્રિય લાગતું નથી. દેવતાઓને એ ભય લાગે છે કે અમારા સેવક બ્રહ્મજ્ઞાની બની અમને છોડી ન દે.

આમાં દેવોપાસક અને બ્રહ્મોપાસકની હરિફાઈ સ્પષ્ટ પ્રતીત થાય છે. બ્રહ્મને ન જાણનારને દેવતાના પશુ તરીકે દર્શાવેલ છે. અર્થાત્-બ્રહ્મોપાસક દેવોપાસકને પશુ તરીકે ઓળખાવે છે. બ્રહ્મોપાસકને દેવતા કંઇ કરી શકતા નથી એમ બતાવીને બ્રહ્માની પાસે દેવો કંઇ વિસાતમાં નથી એમ જણાવ્યું છે. બ્રહ્મ, બ્રહ્મજ્ઞાન અને બ્રહ્મોપાસનાની પ્રશંસા કરતાં દેવ અને દેવોપાસનાની તુચ્છતા દર્શાવી છે. એકંદરે દેવવાદને ઉતારી પાડી બ્રહ્મવાદનું સમર્થન કરવામાં આવ્યું છે. તેથી દેવવાદ પછી બ્રહ્મવાદનો ક્રમ ઉચિત જ છે, એટલા માટે ગાથામાં **'देवउत्त'** પછી **'बंभउत्त'** શબ્દની યોજના થઇ છે તે પૂર્ણતયા અર્થસૂચક છે.

આ સંદર્ભ ઉપરથી જણાશે કે બંભ શબ્દનો અર્થ બ્રહ્મા ન કરતાં બ્રહ્મ કરવો વધારે ઉચિત છે, કેમકે બ્રહ્માનો સૃષ્ટિકર્તા તરીકે આવિર્ભાવ ઉપનિષત્કાલમાં નહિ પણ પુરાણકાલમાં છે. (૫)

# વૈદિક સૃષ્ટિ–ઈશ્વરવાદ.

**मू० ईसरेण कडे लोए पहाणाइ तहावरे ।**
**जीवाजीवसमाउत्ते सुहदुक्खसमन्निए ॥**
**( सूय० १।१।३।६ )**

**छा० ईश्वरेण कृतो लोकः प्रधानादि(ना) तथापरः ।**
**जीवाजीवसमायुक्तः सुखदुःखसमन्वितः ॥**

ભાવાર્થ—જીવ અજીવથી વ્યાપ્ત અને સુખદુઃખયુક્ત આ લોક ઈશ્વરનો કરેલ છે (એમ કેટલાએક કહે છે). તેમજ બીજા કહે છે કે પ્રધાન–પ્રકૃતિ આદિ શબ્દથી કાલ, સ્વભાવ, નિયતિ, યદચ્છા વગેરેથી લોક બનેલો છે.

**વિવેચન**—છઠ્ઠી ગાથામાં '**ईसरेण कडे लोए**' એ પદથી ઈશ્વરની ઉપસ્થિતિ થાય છે. બ્રહ્મવાદ પછી કેટલેક સમયે ઈશ્વરવાદની શરૂઆત થાય છે. એ બન્નેની વચ્ચે એક ઈન્દ્રવાદ પ્રચલિત થયો છે. તે ઈશ્વરવાદની ભૂમિકારૂપ હોવાથી તેનો ઉલ્લેખ અત્રે છોડી દેવો ઉચિત નથી; માટે તેનો વિચાર કરીએ.

## ઈન્દ્રવાદ.

બ્રહ્મવાદથી દેવવાદનો જ્યારે અપકર્ષ થવા લાગ્યો ત્યારે દેવવાદમાંથી ઈન્દ્રવાદનો આવિર્ભાવ થાય છે. અનેક દેવોમાંથી એક દેવવાદનું આવિષ્કરણ તો આગળ જણાવી ચુકયા છીએ. તેમાં એક નામનિર્દેશ સ્પષ્ટરૂપે પ્રતીત થતો નથી પણ જ્યારે એક બ્રહ્મવાદનો પ્રચાર થવા લાગ્યો ત્યારે દેવોમાંથી એક દેવ સ્પષ્ટ નામ નિર્દેશરૂપે બ્રહ્મના સ્ટેજ ઉપર પ્રગટ થાય છે અને તેનું નામ છે ઈન્દ્ર. સામવેદ અને કૌષીતકી બ્રાહ્મણોપનિષદે એનો સ્પષ્ટપણે સ્વીકાર કર્યો છે. જુઓ :

**यद्द्याव इन्द्र ते शतं शतम्भूमी रुतस्युः।**
**न त्वा वज्रिन्त्सहस्रं सूर्या अनु नजातमष्टरोदसी ॥**
**( साम० २।४।४।१।१)**

અર્થ—હે ઈન્દ્ર! તારા પરિમાણ માટે સમસ્ત દ્યુલોક સો ગણો અને તથા સમસ્ત પૃથ્વી સો ગણી મ્હોટી બની જાય તોપણ તને છોડી બહાર નિકળી શકતા નથી. હે વજ્રિન્! હજાર સૂર્યો પણ તારો અનુભવ કરી શકતા નથી. વધારે તો શું પણ દ્યાવા પૃથ્વી પણ તને વ્યાપીને બહાર નીકળી શકતા નથી. અર્થાત્—સર્વ દેવોમાં તું સૌથી મ્હોટામાં મ્હોટો છે—તારાથી મ્હોટો બીજો કોઇ દેવ નથી.

મહાભારતમાં સર્પની માતા કદ્રુ ઈંદ્રની સ્તુતિ કરતાં કહે છે કે—

**ईशोह्यसि पयः स्रष्टुं त्वमनल्पं पुरन्दर।**
**त्वमेव मेघस्त्वं वायु—स्त्वमग्निर्विद्युतोऽम्बरे ॥ ९ ॥**
**स्रष्टा त्वमेव लोकानां संहर्ता चापराजितः।**
**त्वं ज्योतिः सर्वभूतानां त्वमादित्यो विभावसुः ॥११॥**
**त्वं महद्भूतमाश्चर्यं त्वं राजा त्वं सुरोत्तमः।**
**त्वं विष्णुस्त्वं सहस्राक्षस्त्वं देवस्त्वं परायणः ॥१२॥**
**( म० भा० आदि प० अ० २६ )**

અર્થ—હે પુરંદર! તું પુષ્કળ પાણી સર્જવાને સમર્થ છે. તું મેઘ છો. તુંજ વાયુ છો. તુંજ અગ્નિ છો. આકાશમાં વિજળીરૂપ તુંજ છો. ત્રણ લોકનો સર્જનાર તું છો. કોઇથી જીતાય નહિ તેવો સંહાર કરનાર પણ તુંજ છો. તું સર્વભૂતની જ્યોતિરૂપ છો. તું આદિત્ય છો. વિભાવસુ પણ તુંજ છો. આશ્ચર્યજનક મહાભૂત તુંજ છો. તું રાજા છો. દેવોમાં ઉત્તમ દેવ તુંજ છો. તું વિષ્ણુ છો. તું હજાર આંખવાળો ઇન્દ્ર છો. તું પરાત્પર દેવ છો. (૯—૧૧—૧૨)

આ પ્રમાણે બધા દેવોમાં ઈંદ્રની મ્હોટાઈ સ્થાપિત થયા પછી ઈંદ્રજ ઉપાસ્ય તરીકે બહાર આવે છે અને જનસમાજમાં ખૂબ પૂજા પ્રતિષ્ઠાને પામે છે.

કાશીના દૈવોદાસિ (દેવોદાસના પુત્ર) પ્રતર્દન રાજા સ્વર્ગલોકમાં ઇંદ્રની પાસે જઈ 'મનુષ્યનું હિત શેમાં છે?' એ પ્રશ્ન કરે છે. પ્રસન્ન થયેલ ઇંદ્ર જવાબ આપે છે કે:

**मामेव विजानीहि पतदेवाहं मनुष्याय हिततमं मन्ये ॥**
**( कौषी० ३।१ )**

અર્થ—હે પ્રતર્દન! મનેજ વિશેષ રૂપથી જાણ. મારી ઉપાસનાજ મનુષ્યોનું વધારેમાં વધારે હિત કરનાર છે એમ હું માનું છું. આગળ જતાં તે કહે છે કે હું પ્રાણસ્વરૂપ, પ્રજ્ઞાત્મા, આયુ–જીવનકારણ અને અમૃત–અમર છું. ઇંદ્રનો અહંવાદ આટલેથીજ નથી રોકાયો, આગળ સુધી ચાલ્યો છે.

**पष लोकपालः पष लोकाधिपतिः पष सर्वेशः स मे आत्मा, इति विद्यात् ।** **( कौषी० ३।८ )**

અર્થ—એ મારો આત્મા લોકપાલ છે, લોકનો અધિપતિ છે, કિં બહુના? એજ સર્વનો ઇશ્વર છે.

આમાં ઇન્દ્ર પણ બ્રહ્મવાદીઓની પદ્ધતિ પ્રમાણે પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે અને પોતાને ઇશ્વર મનાવવાની ભાવના બતાવે છે. એટલે બ્રહ્મવાદ અને ઇશ્વરવાદની આંહિ સંધિ બને છે, અર્થાત્–ઇશ્વિરવાદની ભૂમિકા રચાય છે.

ઇશ્વિરવાદીઓનો સંપ્રદાય સાંખ્ય સૂત્રથી પણ પહેલાં ચાલુ થઇ ચુકયો હતો. આમાં બ્રહ્મવાદીઓની માફક જગતના ઉપાદાન કારણ તરીકે નહિ પણ નિમિત્ત કારણ રૂપે ઇશ્વિરનો સ્વીકાર થયો હતો. તેમની એ દલીલ હતી કે ચેતન ઉપાદાનથી જડ ઉપાદેય ન સંભવી શકે, નિરંજન નિરાકાર બ્રહ્મમાંથી સાકાર જડ જગત્ ન બની શકે; માટે જગતના ઉપાદાન કારણ તરીકે નહિ પણ નિમિત્ત કારણ તરીકે ઇશ્વરને સ્વીકારવો જોઇએ.

## ન્યાયદર્શન અને ઇશ્વર.

ન્યાયદર્શનકાર ગૌતમ ઋષિએ પોતાને મુખે ઇશ્વરનો સ્વીકાર કર્યો નથી. પણ ચોથા અધ્યાયના પહેલા આહ્નિકના ૧૯ મા સૂત્રને સ્થાને ઇશ્વરવાદીની માન્યતાને સ્થાન આપ્યું છે. એમ તો ૧૪ મા સૂત્રથી પ્રાવાદુકની દૃષ્ટિઓ બતાવી છે. અભાવવાદી, શૂન્યવાદી, સ્વભાવવાદી એ બધા વાદીઓની માન્યતા ત્રણ ત્રણ ચાર ચાર સૂત્રમાં દર્શાવી છે. તેવી રીતે ઇશ્વરવાદીની માન્યતા પણ ત્રણ સૂત્રોમાં બતાવી છે. સૂત્રને મથાળેજ અવતરણ તરીકે ભાષ્યકારે લખ્યું છે કે "**अथापर आह**" અર્થાત્—અભાવવાદીની માન્યતા બતાવ્યા પછી અપર–ઇશ્વરવાદી કહે છે કે:–

**ईश्वरः कारणम्–पुरुषकर्म्माफल्यदर्शनात् ।**
**( न्या० सू० ४।१।१९ )**
**न–पुरुषकर्माभावे फलानिष्पत्तेः। ( न्या० सू० ४।१।२० )**
**तत्कारितत्वादहेतुः। ( न्या० सू० ४।१।२१ )**

અર્થ—માણસનો પ્રયત્ન નિષ્ફળ ન જાય માટે કર્મફલ આપનાર તરીકે ઇશ્વરને કારણ રૂપે માનવો જોઇએ. અન્યવાદી શંકા કરે છે કે એમ માનવાથી પુરૂષકર્મ વિના પણ ફલની પ્રાપ્તિ થશે કારણકે ઇશ્વર ઇચ્છા નિત્ય છે.

ઇશ્વરવાદી જવાબ આપે છે કે પુરૂષકર્મ પણ ઇશ્વરપ્રેરિત હોવાથી તમારો હેતુ હેત્વાભાસ છે, અર્થસાધક નથી.

ઇશ્વરને કર્મફલદાતા તરીકે સ્વીકારનાર ઇશ્વરવાદીનાં ઉપર કહેલ ત્રણ સૂત્રોને ગૌતમ મુનિએ સ્થાન જરૂર આપ્યું છે પણ તે અપરની માન્યતા તરીકે, પોતાની માન્યતા તરીકે નહિ. એ ઉપરથી એમજ કહી શકાય કે પતંજલિ મુનિની માફક ગૌતમે ઇશ્વરવાદનો સ્વીકાર કર્યો નથી; કપિલની માફક નિષેધ પણ કર્યો નથી, તેમજ કણાદની માફક ચુપકી પણ પકડી નથી; કિન્તુ અન્યની માન્યતાને પોતાના

સંદર્ભમાં માત્ર સ્થાન આપ્યું છે. તે માન્યતા ભાષ્યકાર અને ટીકાકારોને ઇષ્ટ લાગવાથી યા પોતાની માન્યતાને અનુકૂલ જણાયાથી ભાષ્યકારે અને ટીકાકારે ગૌતમના સૂત્ર રૂપે તેના ઉપર પોતાની મ્હોર મારી દીધી છે.

## ઇશ્વર-સ્વરૂપ

ભાષ્યકાર વાત્સ્યાયને સૂત્ર વિના પણ સ્વતંત્ર પણે ઇશ્વરનું સ્વરૂપ આ પ્રમાણે દર્શાવ્યું છે:

**“ गुणविशिष्टमात्मान्तरमीश्वरः । तस्यात्मकल्पात् कल्पान्तरानुपपत्तिः अधर्ममिथ्याज्ञानप्रमादहान्या धर्मज्ञानसमाधिसम्पदा च विशिष्टमात्मान्तरमीश्वरः तस्य च धर्मसमाधिफलमणिमाद्यष्टविधमैश्वर्यं संकल्पानुविधायी चास्य धर्मः प्रत्यात्मवृत्तीन् धर्माधर्मसञ्चयान् पृथिव्यादीनि च भूतानि प्रवर्त्तयति । एवं च स्वकृताभ्यागमस्यालोपेन निर्माणप्राकाम्यमीश्वरस्य स्वकृतकर्मफलं वेदितव्यम्”** ॥

અર્થ—ગુણવિશેષથી યુક્ત એક પ્રકારનો આત્માજ ઇશ્વર છે. ઇશ્વર આત્માથી કોઈ જુદી વસ્તુ નથી. અધર્મ, મિથ્યા જ્ઞાન અને પ્રમાદ તેમાં બિલકુલ નથી. ધર્મ, જ્ઞાન અને સમાધિ સંપદાથી તે યુક્ત છે. અર્થાત્—ધર્મ, જ્ઞાન અને સમાધિવિશિષ્ટ આત્મા એજ ઇશ્વર છે. ધર્મ અને સમાધિના ફલ રૂપે અણિમા આદિ આઠ પ્રકારનું *ઐશ્વર્ય તેની પાસે છે.

ઇશ્વરને સંકલ્પમાત્રથી ધર્મ ઉત્પન્ન થાય છે, ક્રિયાનુષ્ઠાનથી નહિ. તે ધર્મ દરેક આત્માના ધર્માધર્મસંચયને તથા પૃથ્વી આદિ ભૂતોને પ્રવર્તાવે છે, અર્થાત્ પ્રવૃત્તિ કરાવે છે. એવી રીતે સ્વીકારવાથી

* अणिमा महिमा चैव लघिमा गरिमा तथा ।
ईशत्वं च वशित्वं च प्राकाम्यं प्राप्तिरेव च ॥ १ ॥

સ્વકૃતાભ્યાગમનો લોપ ન થતાં ઇશ્વરને સૃષ્ટિનિર્માણાદિ કાર્ય સ્વકૃત કર્મનું ફલ જાણવું જોઇએ.

## બ્રહ્મનું ખંડન અને ઇશ્વરનું સમર્થન

ભાષ્યકાર બ્રહ્મનું ખંડન અને ઇશ્વિરનું સમર્થન કરતાં કહે છે કે–

**"न तावदस्य बुद्धिं विना कश्चिद् धर्मो लिङ्गभूतः शक्य उपपादयितुम् । बुद्ध्यादिभिश्चात्मलिङ्गैर्निरुपाख्यमीश्वरं प्रत्याक्षानुमानागमविषयातीतं कः शक्त उपपादयितुम् । स्वकृताभ्यागमलोपेन च प्रवर्तमानस्यास्य यदुक्तं प्रतिषेधजातं अकर्मनिमित्ते शरीरसर्गे तत्सर्वं प्रसज्येत ॥**

અર્થ—બુદ્ધિ વિના બીજો કોઇ ધર્મ ઇશ્વરની ઉપપત્તિ કરવામાં લિંગ–હેતુ બની શકતો નથી. જે બ્રહ્મમાં બુદ્ધિ આદિ ધર્મો માનવામાં આવતા નથી તે પ્રત્યક્ષ અનુમાન અને આગમના અવિષયભૂત બ્રહ્મને કોણ સાધી શકે એમ છે? વળી તેમાં સૃષ્ટિ–જનક સ્વકૃત ધર્મરૂપ કર્મનો અભ્યાગમ ન સ્વીકારવાથી અકર્મનિમિત્ત શરીર સર્ગની માન્યતામાં જેટલા દોષ જણાવ્યા છે તે બધા દોષોનો આંહિ પ્રસંગ આવશે.

ભાષ્યકારે માનેલ ઇશ્વિરમાં બુદ્ધિ સંકલ્પ વગેરે હોવાથી સંકલ્પથી સૃષ્ટિજનક ધર્મરૂપ કર્મ ઉત્પન્ન થવાથી સૃષ્ટિનિર્માણ સંભવે છે. બ્રહ્મમાં બુદ્ધિ સંકલ્પ ન હોવાથી સૃષ્ટિજનક કર્મ ઉત્પન્ન ન થવાથી સૃષ્ટિનિર્માણ અસંભવિત છે. વળી તેને જાણવા માટે કોઇ પ્રમાણ પણ નથી. તેથી પ્રમાણ બહિર્ભૂત બ્રહ્મને માનશેજ કોણ? આમ બ્રહ્મવાદનો પરાજય કરવાને ઇશ્વિરવાદનો વિસ્તાર ચાલુ થયો. ભાષ્યકારની ઇશ્વરવાદ ઉપર છાપ લાગવાથી ન્યાયકુસુમાંજલિ, ન્યાયવાર્તિક, ન્યાયમંજરી, ન્યાયકંદલિ વગેરે ન્યાયના ગ્રન્થોમાં ઇશ્વિરવાદ પલ્લવિત બન્યો.

બ્રહ્મવાદ પછી ઈશ્વિરવાદ પ્રગટ થવાથી બંનેનો પૌર્વાપર્ય સ્પષ્ટ થતો હોવાથી 'बंभउत्त' પછી "ईसरेण कडे लोए" અર્થાત્ આ લોક ઈશ્વિરકૃત છે, એમ ઈશ્વિરવાદીનું કહેવું છે. તે કહે છે કે:

**ईश एवाहमत्यर्थं न च मामीशते परः।**
**ददामि च सदैवैश्वर्य-मीश्वरस्तेन कीर्त्यते ॥**
**( स्कंदपुराण )**

અર્થ—હું બધાના ઉપર અત્યન્ત સામર્થ્ય ભોગવું છું. મારા ઉપર કોઈનું સામર્થ્ય રહી શકતું નથી. હું અણિમા આદિ ઐશ્વર્ય બીજાને આપી શકું છું માટે હું ઈશ્વિર કહેવાઉં છું.

## વૈદિક સૃષ્ટિ—પ્રકૃતિવાદ.

દેવ, બ્રહ્મ અને ઈશ્વિર એ ત્રણે ચેતનરૂપ યા આત્મારૂપ હોવાથી એક પક્ષી—ચેતનપક્ષી છે. સૃષ્ટિ—જગત્ ચેતન અચેતન ઉભયતત્ત્વથી મિશ્રિત છે. તેથી આંહિ એક મોટી શંકા ઉત્પન્ન થાય છે કે ચેતન બ્રહ્મમાંથી અચેતન—શરીર અને પરમાણુ આદિ શી રીતે ઉત્પન્ન થઈ શકે? સાંખ્યદર્શન આનો સીધો જવાબ આપે છે કે અચેતન ઉપાદાનથીજ અચેતન જગત્ ઉત્પન્ન થવું જોઈએ. બ્રહ્મ ચેતન છે જ્યારે પ્રકૃતિ અચેતન છે. બ્રહ્મ નિર્ગુણ છે જ્યારે પ્રકૃતિ સગુણ એટલે સત્ત્વ રજ અને તમોગુણમય છે. જગત્માં પણ ત્રણે ગુણ દેખાય છે. તો નિર્ગુણ બ્રહ્મમાંથી ત્રિગુણાત્મક જગત્નો આવિર્ભાવ થવો અસંભવિત છે. પ્રકૃતિમાંથી તો અસંભવિત નથી? પ્રકૃતિ પરિણામશીલ છે. ત્રણે ગુણની સામ્યાવસ્થા તે પ્રકૃતિ છે અને વિષમાવસ્થા તે વિકૃતિ છે. તે આગળ પ્રમાણસિદ્ધ છે. જુઓ:

**अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां सरूपाम् ।**
**अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः ॥**
**( श्वेताश्व० ४।५। )**

અર્થ—એકેક પુરૂષ–આત્મા, લોહિત–રજોગુણ, શુકલ–સત્ત્વગુણ અને કૃષ્ણ–તમોગુણમય, અજા–સ્વયં ઉત્પન્ન ન થતી, વિકાર-રહિત, અનેક–અસંખ્ય પ્રજા–પદાર્થોને ઉત્પન્ન કરતી પ્રકૃતિને સેવતો તેમાં મગ્ન રહે છે; જ્યારે બીજો પુરૂષ–આત્મા ભોગવાયેલી પ્રકૃતિને છોડીને અલગ થાય છે. પહેલો સંસારી આત્મા અને બીજો મુક્ત આત્મા સમજવો.

પુરાણકારોએ તો આ પ્રકૃતિને દેવીનું રૂપ આપી દીધું છે.

**प्रकृष्टवाचकः प्रश्च कृतिश्च सृष्टिवाचकः।**
**सृष्टौ प्रकृष्टा या देवी प्रकृतिः सा प्रकीर्तिता ॥**
**गुणे प्रकृष्टे सत्त्वे च प्रशब्दो वर्तते श्रुतौ ।**
**मध्यमे कृश्च रजसि तिशब्दस्तमसि स्मृतः ॥**
**त्रिगुणात्मस्वरूपा या सर्वशक्तिसमन्विता।**
**प्रधाना सृष्टिकरणे प्रकृतिस्तेन कथ्यते ॥**
**( ब्रह्म० वै० २ । ५–६–७ )**

અર્થ—પ્રકૃતિ શબ્દમાં પ્ર શબ્દ પ્રકૃષ્ટ અર્થનો વાચક છે તથા કૃતિ શબ્દ સૃષ્ટિવાચક છે. અર્થાત્–સૃષ્ટિ રચવામાં જે પ્રકૃષ્ટ દેવી તે પ્રકૃતિ કહેવામાં આવે છે. શ્રુતિમાં પ્રકૃષ્ટ સત્ત્વ ગુણમાં પ્ર શબ્દ વર્તે છે. મધ્યમ રજોગુણમાં કૃ શબ્દ વર્તે છે, અને તિ શબ્દનો અર્થ તામસગુણ. સત્ત્વ, રજો અને તમો ગુણ મળી ત્રિગુણાત્મક પ્રકૃતિરૂપ અર્થ ત્રણે અક્ષરોના મળવાથી બનેલ પ્રકૃતિ શબ્દ બતાવે છે. ત્રિગુણાત્મક સ્વરૂપ છે જેનું, સર્વ પ્રકારની શક્તિઓથી યુક્ત સૃષ્ટિ રચવામાં જે પ્રધાન–મુખ્ય કારણ છે, તે પ્રકૃતિ કહેવાય છે.

## પ્રકૃતિના પર્યાયો.

પ્રકૃતિ, પ્રધાન, અવ્યક્ત, જગદ્ યોનિ, જગદ્ બીજ આદિ અનેક પર્યાયો છે. તે અનાદિ અનંત છે. પ્રલયકાળમાં ત્રણે ગુણોની સામ્યાવસ્થા રહે છે માટે પ્રલયકાળમાં પ્રકૃતિ શબ્દ સાર્થક છે. તે

વખતે તેનું સ્વરૂપ અવ્યક્ત તમસ્ રૂપ છે. સૃષ્ટિકાળમાં ગુણવૈષમ્ય થતાં પ્રકૃતિ વ્યક્ત રૂપ થાય છે, ત્યારે પ્રધાન શબ્દ વધારે સાર્થક બને છે. સૂયગડાંગ સૂત્રમાં પ્રકૃતિ અર્થવાળા પ્રધાન શબ્દનો ઉપયોગ કર્યો છે. **पहाणाइ तहावरे. 'पहाण'** એ પ્રધાન શબ્દનું પ્રાકૃત રૂપ છે. વેદાંતીઓએ જે શ્રુતિ બ્રહ્મને લાગુ પાડી છે, તે સર્વ શ્રુતિઓ સાંખ્યશાસ્ત્રે પ્રકૃતિને લાગુ પાડી છે. તેમણે બ્રહ્મને જગત્‌નું ઉપાદાન કારણ માન્યું, આપણે પ્રકૃતિને ઉપાદાન કારણ માની. વેદાંતીઓએ જગત્‌ને બ્રહ્મના વિવર્ત રૂપે માન્યું. વિવર્ત એટલે વસ્તુ નહિ પણ વસ્તુનો આભાસ—અધ્યાસ માત્ર છે. જ્યારે સાંખ્યે પ્રકૃતિના પરિણામરૂપે જગત્ માન્યું. પ્રકૃતિના બે પ્રકારનાં પરિણામ છે: સ્વરૂપ પરિણામ અને વિરૂપ પરિણામ. પ્રલયકાળમાં સ્વરૂપ પરિણામ, બ્રહ્મવાદીઓની પેઠે જગત્ મિથ્યા નહિ પણ સત્યરૂપ છે. સાંખ્યનો સત્કાર્યવાદ છે, એટલે કારણમાં જે ગુણ હોય તે કાર્યમાં પ્રગટ થાય છે. કણાદને અનંત પરમાણુઓ સૃષ્ટિના મૂલરૂપ માનવા પડે છે. જ્યારે સાંખ્ય પરમાણુથી આગળ જઈને એક પ્રકૃતિનેજ જગત્‌ના ઉપાદાન તરીકે માની સૃષ્ટિ નિર્વાહ કરે છે. સાંખ્યદર્શન પચ્ચીસ તત્ત્વો માને છે તે આ પ્રમાણે:

**मूलप्रकृतिरविकृतिर्महदाद्याः प्रकृतिविकृतयः सप्त ।**
**षोडशकस्तु विकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः ॥**
**( सां० का० ३ )**

અર્થ—(૧) વિકૃતિ રહિત મૂલ પ્રકૃતિ, (૨) મહત્તત્ત્વ=બુદ્ધિ, (૩) અહંકાર, (૪–૮) પાંચ તન્માત્રા. (મહદાદિ સાત પ્રકૃતિ વિકૃતિ ઉભય રૂપ છે.) પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને પાંચ મહાભૂત અને મન એ સોળ કેવળ વિકૃતિરૂપ છે. પચીસમો પુરૂષ કે જે પ્રકૃતિરૂપ નથી તેમ વિકૃતિ રૂપ પણ નથી.

એ પચ્ચીસ તત્ત્વોમાં આદિ અને અન્ત્ય—એ બે તત્ત્વો અનાદિ અને અનન્ત છે. તે ઉત્પન્ન થયા નથી અને નષ્ટ થવાના નથી. જુઓ:

**प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि**
**विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसम्भवान् ॥**
**कार्यकरणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते**
**पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥**
**( गीता० १३ । १९–२० )**

અર્થ—પ્રકૃતિ અને પુરૂષ એ બન્નેને અનાદિ જાણ. વિકારો અને ગુણોને પ્રકૃતિથી ઉત્પન્ન થતા જાણ. કાર્ય–દેહ, કરણ–ઈન્દ્રિયોના કર્તાપણામાં પ્રકૃતિ કારણ કહેવાય છે. સુખદુઃખના ભોગવવામાં પુરૂષ હેતુ કહેવાય છે. અર્થાત્–કર્ત્રી પ્રકૃતિ અને ભોક્તા પુરૂષ છે.

## સૃષ્ટિક્રમ.

પ્રકૃતિમાંથી સૃષ્ટિનો આરંભ થાય છે ત્યારે કેવા ક્રમથી સર્જન થાય તે બતાવવામાં આવે છે.

**प्रकृतेर्महांस्ततोऽहङ्कारस्तस्माद् गणश्च षोडशकः ।**
**तस्मादपि षोडशकात् पञ्चभ्यः पञ्च भूतानि ॥**
**( सां० का० २२ )**

અર્થ—પ્રકૃતિમાંથી મહાન્–બુદ્ધિ, તેમાંથી અહંકાર, અહંકારમાંથી પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય, મન અને પાંચ તન્માત્રા એમ સોળનો ગણ ઉત્પન્ન થાય છે. પાંચ તન્માત્રામાંથી પૃથ્વી આદિ ભૂત ઉત્પન્ન થાય છે. એવી રીતે પ્રલયકાળ આવે છે ત્યારે વિપરીત ક્રમથી ત્રેવીશે તત્ત્વોનો પ્રકૃતિમાં લય થાય છે.

## કારણ કાર્યનો અભેદ.

**त्रिगुणमविवेकि विषयः, सामान्यमचेतनं प्रसवधर्मि ।**
**व्यक्तं तथा प्रधानं, तद्विपरीतस्तथा च पुमान् ॥**
**( सां० का० ११ )**

અર્થ—પ્રકૃતિ–પ્રધાન અવ્યક્ત અને મહાદાદિ કાર્ય વ્યક્ત કહેવાય છે. તે બંને સમાનધર્મી હોવાથી અભિન્ન છે કેમકે અવ્યક્તમાં

સત્ત્વ રજ અને તમ એ ત્રણ ગુણુ છે. તેમ વ્યક્તમાં પણુ એજ ત્રણુ ગુણુ છે. માટે એક બીજાથી પૃથગ્ભૂત નથી. બન્ને પુરૂષના વિષય-ભોગ્ય છે. પુરૂષને બન્ને સમાનરૂપ છે. બન્ને અચેતન છે. બન્ને પ્રસવ-ધર્મી છે, અર્થાત્ પ્રકૃતિ બુદ્ધિને ઉત્પન્ન કરે છે, બુદ્ધિ અહંકારને અને અહંકાર ઇંદ્રિયાદિકને ઉત્પન્ન કરે છે. એટલા માટે બન્નેનું એક સરખું સ્વરૂપ છે. પુરૂપ એથી વિપરીત છે માટે ભિન્ન છે.

## એક સ્વરૂપ છે તો અલગ અલગ કેમ માન્યા?

**हेतुमदनित्यमव्यापि, सक्रियमनेकमाश्रितं लिङ्गम् ।**
**सावयवं परतन्त्रं, व्यक्तं विपरीतमव्यक्तम् ॥**

**( सां० का० १० )**

અર્થ—બુદ્ધિ આદિ વ્યક્ત હેતુમત્–કારણુજન્ય છે, અનિત્ય છે, અવ્યાપક છે, ક્રિયા સહિત છે, અનેક છે, પ્રકૃતિને આશ્રિત છે, પ્રલયકાલમાં પોતપોતાના કારણુમાં લય પામનાર છે, શબ્દ રૂપ રસાદિ અવયવો સહિત અને કારણુને આધીન પરતંત્ર છે; જ્યારે અવ્યક્ત પ્રકૃતિ તેથી વિપરીત છે અર્થાત્ અજન્ય, નિત્ય, વ્યાપક, નિષ્ક્રિય. એકરૂપ, અનાશ્રિત, કારણુમાં લય ન પામનાર, નિરવયવ અને સ્વતંત્ર છે; માટે વ્યક્ત અવ્યક્તને અલગ અલગ માનવામાં આવ્યા છે.

## સત્કાર્યવાદ.

**असदकरणादुपादानग्रहणात् सर्वसम्भवाभावात् ।**
**शक्तस्य शक्यकरणात् । कारणभावाच्च सत्कार्यम् ॥**

**( सां० का० ९ )**

અર્થ—સાંખ્ય મતે કાર્ય સદા સત્ છે. કાર્ય નવું ઉત્પન્ન થતું નથી પણુ કારણુમાં સદા વિદ્યમાન છે. કોઈ વખતે આવિર્ભાવ રૂપે અને કોઈ વખતે તિરોભાવ રૂપે–બાહ્ય નિમિત્તને યોગે આવિર્ભાવ–અભિવ્યક્તિ અને તિરોભાવ–લય થાય છે. જો કાર્યની સત્તા હમેશ ન માનીયે તો અસત્ આકાશપુષ્પની પેઠે કદિ પણુ કાર્ય ઉત્પન્ન નહિ થઈ

શકે. તે તે કાર્યના ઉપાદાનથીજ તે તે કાર્ય થાય છે. શાલિમાંથી ધઉં અને ધઉંમાંથી શાલિ ઉત્પન્ન ન થાય. તેલ તિલમાંથીજ ઉત્પન્ન થાય પણ વેળુમાંથી ઉત્પન્ન ન થાય. શકિતમાન કારણ પણ શકય કાર્યનેજ ઉત્પન્ન કરે છે, અશકય તે નહિ. કારણની મોજુદગીમાંજ કાર્ય ઉત્પન્ન થાય છે. પ્રકૃત પાંચ હેતુઓથી જણાય છે કે કારણમાં કાર્ય સદા વિદ્યમાન રહે છે.

## મહદાદિનું કારણ શું પ્રકૃતિજ છે?

**भेदानां परिमाणात्, समन्वयात् शक्तितः प्रवृत्तेश्च ॥**
**कारणकार्यविभागा–दविभागाद्वैश्वरूप्यस्य ॥**

**(सां० का० १५)**

અર્થ—બુદ્ધિ અહંકાર આદિ ભેદોનું પરિમાણ દેખાય છે. જેમકે એક બુદ્ધિ, એક અહંકાર, પાંચ ઇન્દ્રિયો ઇત્યાદિ. એમનો પ્રકૃતિ સાથે સમન્વય છે. જેમ ઘટ, શરાવલા આદિનો માટીમાં સમન્વય છે. શકિતના સદ્ભાવમાંજ કારણ કાર્યની ઉત્પત્તિ માટે વ્યાપાર કરે છે. મહદાદિક ઉત્પન્ન કરવાની શકિત પ્રકૃતિમાંજ મલે છે. જેમ ઘટની માટીમાં. કાર્ય કારણનો વિભાગ પ્રતીત થાય છે જેમ મહદાદિ કાર્ય, પ્રકૃતિ કારણ. પ્રલયકાલમાં ત્રણે લોકોનો પ્રકૃતિમાં અવિભાગ—અભેદ થઈ જાય છે. ઉકત પાંચ હેતુઓથી બુદ્ધિ આદિનું કારણ પ્રકૃતિજ છે, અન્ય કોઈ નથી, એ વાત સિદ્ધ થાય છે.

---

# વૈદિક સૃષ્ટિ—કાલવાદ

## કાલ, સ્વભાવ, યદચ્છા, નિયતિ.

'**पहाणाइ**'માં આદિ શબ્દથી કાલ, સ્વભાવ, યદચ્છા અને નિયતિ એ ચારનું ગ્રહણ કરેલ છે. ઇશ્વરવાદની સાથે સાથે કાલવાદ સ્વભાવવાદ યદચ્છાવાદ અને નિયતિવાદ પણ પ્રગટ થઇ ચુકયા

હતા. જુઓ શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં ઉક્ત વાદોનો નામોલ્લેખ આ પ્રમાણે થયેલ છે :

**कालः स्वभावो नियतिर्यदृच्छा भूतानि योनिः पुरुष इति चिन्त्यम् । संयोग एषां नत्वात्मभावात् आत्माप्यनीशः सुखदुःखहेतोः ॥ ( श्वेताश्व० १ । २ )**

અર્થ—કાલ, સ્વભાવ, નિયતિ=ભાવીભાવ, યદૃચ્છા=અકસ્માત્‌, ભૂત–પાંચ મહાભૂત; પુરૂષ જગતની યોનિ–કારણ છે એ વાત ચિંતનીય છે, એ બધાનો સંયોગ પૂણ કારણ નથી. સુખદુઃખનો હેતુ હોવાથી આત્મા પણ જગત્‌ ઉત્પન્ન કરવાને અસમર્થ છે.

## કાલવાદ

આધ્યાત્મિક ચિંતનકાલમાં ઉપર કહેલી જુદી જુદી માન્યતાઓ પ્રચલિત થઇ હતી. કાલવાદીઓ કાલનેજ જગતનું કારણ માનતા હતા. સ્વભાવવાદી સ્વભાવને ( સ્વભાવ એટલે પ્રકૃતિ પણ થઈ શકે છે ) દરેક કાર્યનું કારણ માનતા હતા. નિયતિવાદી ભાવીભાવને સુખ-દુઃખનું કારણ માનતા હતા. યદૃચ્છાવાદી અકસ્માત્‌–કોઇ પણ કારણ વિના કાર્ય હોવાનું માનતા હતા. ભૂતવાદીઓ પંચમહાભૂતથીજ સૃષ્ટિ બનવાનું કહેતા હતા. પુરૂષવાદી પુરૂષને અને આત્મવાદી આત્માને જગત્‌નું કારણ માનતા હતા. આ બધા વાદીઓમાં કાલવાદીનો પ્રચાર વધારે થયો હતો, એટલુંજ નહિ પણ તે વધારે પ્રાચીન પણ હતો. અથર્વ સંહિતામાં તેનો ઉલ્લેખ મળે છે. જુઓ :

**" कालो भूमिमसृजत काले तपति सूर्यः काले ह विश्वा भूतानि काले चक्षुर्विपश्यति " ( अथ० सं० १९ । ६ । ५३ । ६ )**

અર્થ—કાલે પૃથ્વી સર્જી, કાલને આધારે સૂર્ય તપે છે, કાલને આધારે સમગ્ર ભૂતો રહેલા છે, કાલના આધારથી આંખ દેખી શકે છે. મહાભારતમાં પણ કાલની મહિમા ખૂબ વર્ણવવામાં આવી છે.

**कालः सृजति भूतानि कालः संहरते प्रजाः ।**
**संहरन्तं प्रजाः कालं कालः शमयते पुनः ॥**

**कालो हि कुरुते भावान् सर्वलोके शुभाशुभान् ।**
**कालः संक्षिपते सर्वाः प्रजा विसृजते पुनः ॥**

**( म० भा० आदि प० १ । २४८–२४९ )**

અર્થ—કાલ ભૂતોને સર્જે છે. કાલ પ્રજાનો સંહાર કરે છે. પ્રજાનો સંહાર કરતા કાલને કાલજ ફરી શાંત કરે છે. આખા લોકમાં શુભાશુભ ભાવને કાલજ ઉત્પન્ન કરે છે. સર્વ પ્રજાને કાલ સંકેલે છે અને ફરી સર્જન કરે છે. ન્યાયકારિકાવલીમાં પણ કાલને જગતનો ઉત્પાદક બતાવ્યો છે.

**जन्यानां जनकः कालो जगतामाश्रयो मतः ।**

**( न्या० कारिकावली ४५ )**

અર્થ—કાલજન્ય પદાર્થ માત્રનો જનક–ઉત્પાદક છે. ત્રણે જગતનો આધાર કાલ છે. એવી રીતે વૈશેષિક તથા ન્યાયદર્શને કાલને કર્તા તરીકે માન્યો છે.

---

## વૈદિક સૃષ્ટિ–સ્વભાવવાદ.

કાલની માફક સ્વભાવવાદીનો પણ પુષ્કળ પ્રચાર થયેલ છે. ગીતામાં તથા મહાભારતમાં તેનો ઉલ્લેખ થયો છે. જુઓ :

**न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।**
**न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥**

**( गीता० ५ । १४ )**

અર્થ—પ્રભુ–પરમેશ્વર લોકોના કર્તૃપણાને તથા તેમના કર્મને તથા કર્મફલના સંયોગને ઉત્પન્ન નથી કરતા કિન્તુ સ્વભાવ જ ઉત્પન્ન કરે છે.

**हन्तीति मन्यते कश्चिन्नहन्तीत्यपि चापरः ।**
**स्वभावतस्तु नियतौ भूतानां प्रभवात्ययौ ॥**

**( म० भा० शान्ति प० २५ । १६ )**

અર્થ—કોઈ એમ સમજે છે કે અમુકે અમુકનો વધ કર્યો; તથા કોઇ એમ માને છે કે અમુકે અમુકનો વધ કર્યો નથી. ખરી રીતે તો પ્રાણીઓનાં જન્મ અને મરણ સ્વભાવથી નિયત થયેલાં છે.

## નિયતિવાદ

નિયતિવાદ ગોશાલકે અપનાવ્યો હતો. તેણે નિયતિવાદના સિદ્ધાંત ઉપર આજીવિક પંથ ચલાવ્યો હતો. પુરૂષાર્થનો પ્રતિપક્ષી નિયતિવાદ છે. સૂયગડાંગસૂત્રમાં તેનો ઉલ્લેખ છે. જુઓ :

**न तं सयं कडं दुक्खं कओ अन्नकडं च णं।**
**सुहं वा जइ वा दुक्खं सेहियं वा असेहियं ॥**
**सयं कडं न अन्नेहिं वेदयंति पुढो जिया।**
**संगइयं तहा तेसिं इहमेगेसिमाहियं ॥**

**( सूय० १।१।२। २–३ )**

અર્થ—સુખ અને દુઃખ પોતાના પુરૂપાર્થથી નિષ્પન્ન થયેલાં નથી, તો અન્યકૃત તો ક્યાંથીજ હોય? સૈદ્ધિક (સિદ્ધિ સંબંધી) અસૈદ્ધિક સુખદુઃખ જીવો પોતાના પુરૂપાર્થથી કરેલ વેદતા નથી, તેમ બીજાના પુરૂપાર્થથી કરેલ પણ વેદતા નથી; કિન્તુ સાંગતિક અર્થાત્ નિયતિપ્રાપ્ત વેદે છે, એમ કેટલાએકનું કહેવું છે. નિયતિ શબ્દનો સ્પષ્ટ અર્થ બતાવનાર નીચેનો શ્લોક છે :

**प्राप्तव्यो नियतिबलाश्रयेण योऽर्थः,**
**सोवश्यं भवति नृणां शुभोऽशुभो वा।**
**भूतानां महति कृतेपि हि प्रयत्ने,**
**नाभाव्यं भवति न भाविनोऽस्ति नाशः ॥ १ ॥**

**( सूय० टी० )**

ઉપાસકદશાના સાતમા અધ્યયનમાં ગોશાલકનો ઉપાસક સકડાલપુત્ત કુંભાર કે જે પાછળથી મહાવીરસ્વામીનો શ્રાવક બન્યો હતો, તેની સાથે મહાવીરસ્વામીનો જે વાર્તાલાપ થયો હતો, તે ઉપરથી

એટલું સિદ્ધ થાય છે કે આજીવિક ( ગોશાલક ) મતનો નિયતિવાદ મુખ્ય સિદ્ધાંત હતો.

---

## વૈદિક સૃષ્ટિ-યદૃચ્છાવાદ.

---

યદૃચ્છા એટલે અકસ્માત્-કાર્યને કોઇ કારણની કે નિમિત્તની જરૂર નથી. વગરનિમિત્તે દરેક કાર્ય અણચિંત્યું થાય છે. કાંટામાં જે તીક્ષ્ણતા આવે છે તેનું કંઇ પણ કારણ નથી. ઉપાયથી માણસનો બચાવ થતો હોય તો સાધનસંપન્ન માણસ દુઃખી થાય જ નહિ, રાજા મહારાજા મરેજ નહિ. પણ તેમ થતું નથી. કહ્યું છે કે "**अरक्षितं तिष्ठति दैवरक्षितं, सुरक्षितं दैवहतं विनश्यति,**" "**दैवी विचित्रा गतिः**" દૈવવાદ યા કુદરતવાદનો પણ આમાં સમાવેશ થઇ શકે છે. ખરી રીતે તો અકારણવાદ યા અનિમિત્તતાવાદનું અપર નામ યદૃચ્છાવાદ છે. અનિમિત્તતાવાદનો ઉલ્લેખ ન્યાયદર્શનના ચોથા અધ્યાયના પ્રથમ આહ્નિકમાં છે. જુઓ :

**अनिमित्ततो भावोत्पत्तिः-कण्टकतैक्ष्ण्यादिदर्शनात् ।**

**( न्या० सू० ४ । १ । २२ )**

અર્થ—શરીરાદિ ભાવની ઉત્પત્તિ નિમિત્ત વિના ઉપાદાન માત્રથી થાય છે, કાંટામાં તીક્ષ્ણતા દેખાવાથી. મહાભારતમાં ઉક્ત વાદનો ખાસ યદૃચ્છાવાદના નામથીજ ઉલ્લેખ થયેલ છે.

**पुरुषस्य हि दृष्ट्वेमामुत्पत्तिमनिमित्ततः ।**
**यदृच्छया विनाशं च शोकहर्षावनर्थकौ ॥**

**( म० भा० शां० प० ३३ । २३ )**

અર્થ—માણસની ઉત્પત્તિ અને વિનાશ નિમિત્ત વિના અકસ્માત્ થતા જોઇને શોક કે હર્ષ કરવો નિરર્થક છે.

આ બધા વાદીઓનો સંગ્રહ **'पहाणाइ'**માં આવેલ આદિ શબ્દથી થઈ શકે છે. ટીકાકારે પણ એમજ દર્શાવ્યું છે. ગાથાના ઉત્તરાર્દ્ધમાં "**जीवाजीवसमाउत्ते सुहदुक्खसमन्निए**" આ પ્રમાણે લોકનાં બે વિશેષણો દર્શાવ્યાં છે. લોક જીવ અને અજીવથી વ્યાપ્ત છે, અર્થાત્–સૃષ્ટિ ચેતન અને જડરૂપ છે. ચેતનસૃષ્ટિ સુખ-દુઃખથી વ્યાપ્ત છે. આ સંબંધમાં ઇશ્વરવાદીનું મંતવ્ય છે કે જડ ચેતન ઉભય સૃષ્ટિમાં અને પુરૂષના સુખદુઃખમાં ઈશ્વર નિમિત્ત કારણ છે; જ્યારે પ્રકૃતિ–પ્રધાનવાદીનું મંતવ્ય છે કે જડ ચેતન ઉભય સૃષ્ટિમાં પ્રકૃતિ ઉપાદાન કારણ છે. આત્મા બંનેને મતે અનંત છે અને વ્યાપક છે. ઈશ્વરવાદીને મતે આત્મા કર્તા ભોક્તા છે ત્યારે પ્રકૃતિવાદીને મતે આત્મા કર્તા નથી પણ ભોક્તા છે. (૬)

## અવતારવાદ અને અંડવાદ.

**मू०　सयंभुणा कडे लोए, इति वुत्तं महेसिणा ।**
**मारेण संथुया माया, तेण लोए असासए ॥**

(सूय० १।१।३।७)

**सं० छा० स्वयंभुवा कृतो लोक इति व्युक्तं महर्षिणा ।**
**मारेण संस्तुता माया तेन लोकोऽशाश्वतः ॥**

ભાવાર્થ—'સ્વયંભૂએ લોક કર્યો છે' એમ મહર્ષિએ કહ્યું છે. મારે માયા વિસ્તારી તેથી લોક અશાશ્વત છે.

**मू०　माहणा समणा एगे, आह अंडकडे जगे ।**
**असो तत्तमकासी य, अयाणंता मुसं वदे ॥**

(सूय० १।१।३।८)

**सं० छा० ब्राह्मणाः श्रमणा एके, आहुरण्डकृतं जगत् ।**
**असौ तत्त्वमकार्षीच्च, अजानन्तो मृषा वदन्ति ॥**

ભાવાર્થ—કેટલાએક શ્રમણ બ્રાહ્મણો કહે છે કે ઈંડામાંથી આ જગત્ બનેલું છે. બ્રહ્માએ મહાભૂતાદિ તત્ત્વો રચ્યાં. વસ્તુસ્થિતિ ન સમજનારા એ મિથ્યા બોલે છે.

**વિવેચન**—ઈશ્વરવાદીઓના નિરાકાર, આત્મવિશેષ રૂપ ઈશ્વરમાં ઇચ્છા સંકલ્પ કેવી રીતે હોઇ શકે? એ શંકા ઉભી રહે છે. સાંખ્યની પ્રકૃતિમાં પુરૂષનું સાંનિધ્ય સૃષ્ટિનું કારણ મનાયું છે, પણ પુરૂષનું સાંનિધ્ય તો હમેશાંજ રહે છે તો હમેશાં સૃષ્ટિ બનતી રહેશે. તેમાં પ્રલયનો સંભવ શી રીતે હોઈ શકે? એ શંકા પ્રકૃતિવાદમાં પણ રહે છે. બ્રહ્મવાદીઓના નિર્ગુણ-નિરાકાર બ્રહ્મમાં વિકાર કેવી રીતે આવી શકે? એ શંકા પણ ઉભી છે. આ બધી શંકાઓના સમાધાન કરવા માટે એક સગુણ, સાકાર ઇશ્વરની કલ્પના કરવામાં આવે છે જેનું નામ સ્વયંભૂ. '**स्वयं भवतीति स्वयंभूः**' જે પોતાની મેળે ઉત્પન્ન થાય છે. અર્થાત્ કર્મના યોગથી નહિ પણ, પોતાની ઇચ્છાથી જે વિશિષ્ટ આત્મા શરીર ધારણ કરે છે તે સ્વયંભૂ. ટીકાકાર આને વિષ્ણુ અથવા અન્ય નામથી કહે છે. પણ આટલેથી તેનો પરિષ્કાર થઈ શકતો નથી, કારણકે સ્વયંભૂ શબ્દની પાછળ લાંબી પ્રક્રિયા છે. શરીરધારી સૃષ્ટિકર્તા તરીકે સૌથી પ્રથમ સ્વયંભૂ ભગવાન્ ઉપસ્થિત થાય છે. આંહિથી અવતારવાદની શરૂઆત થાય છે. વૈષ્ણવો આને વિષ્ણુ કહે છે, ત્યારે શૈવો આને શિવ નામથી ઓળખે છે. સૃષ્ટિવાદીઓ આને બ્રહ્મા કહે છે. બૌદ્ધધર્મી અમરસિંહે અમરકોષમાં—

**ब्रह्मात्मभूः सुरज्येष्ठः परमेष्ठी पितामहः ।**
**हिरण्यगर्भो लोकेशः स्वयंभूश्चतुराननः ॥ अम० १ । १६**

બ્રહ્માનું નામ સ્વયંભૂ બતાવ્યું છે. સૃષ્ટિકર્તા તરીકે વધારે પ્રસિદ્ધ બ્રહ્મા છે. વિષ્ણુ પાલક અને શિવ સંહારક તરીકે પુરાણોમાં વર્ણવેલ છે. ખરી રીતે તો ત્રિમૂર્તિરૂપ આ સ્વયંભૂ છે. ત્રિગુણાત્મક પ્રકૃતિરૂપ આનું શરીર છે, રજોગુણપ્રધાન બ્રહ્માનો ઉદ્ભવ આમાંથી

થાય છે. તેવીજ રીતે સત્ત્વગુણ પ્રધાન વિષ્ણુ અને તમોગુણપ્રધાન શિવનો પણ ઉત્પાદક એજ છે. એટલા માટે એ પિતામહ પણ કહેવાય છે. આ અવતારવાદનું પ્રયોજન ગીતામાં દર્શાવવામાં આવ્યું છે. જુઓ—

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**
**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥**
**( गीता० ४।७-८। )**

અર્થ—હે ભારત! જગતમાં જ્યારે અન્યાય, અનીતિ, દુષ્ટતા અંધાધુંધી વધી જતાં સાધુઓને કષ્ટ થવા લાગે છે અને દુષ્ટોનો મહિમા વધી જાય છે ત્યારે સાધુઓનું રક્ષણ કરવા માટે, દુષ્ટોનો વિનાશ કરવા માટે તથા ધર્મની વ્યવસ્થા કરવા માટે યુગયુગમાં હું અવતાર ધારણ કરૂં છું, અર્થાત્—આત્મસૃષ્ટિ નામ આત્માનો શરીર સાથે સંબંધ જોડી જગતમાં ઉપસ્થિત થઉં છું.

આ અવતારધારણ સૃષ્ટિની વચ્ચેનો છે. સૃષ્ટિની આદિમાં તો તેવું કશું પ્રયોજન હોતું નથી. ફકત રાત્રિ પુરી થતાં પ્રલયકાલ પુરો થાય છે અને સૃષ્ટિનો પ્રારંભકાલ આવે છે; એટલે નીચે બતાવેલ મનુસ્મૃતિના શ્લોકાનુસાર સૃષ્ટિનો આરંભ થાય છે.

**ततः स्वयंभूर्भगवानव्यक्तो व्यञ्जयन्निदम् ।**
**महाभूतादि वृत्तौजाः प्रादुरासीत्तमोनुदः ॥ ( मनु० १।६ )**

અર્થ—અવ્યક્ત=બાહ્ય ઇન્દ્રિય અગોચર, કેવલ યોગાભ્યાસીઓને જાણવાયોગ્ય અને સૃષ્ટિરચનામાં અપ્રતિહત સામર્થ્યવાળા સ્વયંભૂ ભગવાન્ આકાશાદિ મહાભૂત અને મહત્તત્ત્વાદિ કે જે સૂક્ષ્મરૂપે હતા તેને સ્થૂળરૂપે પ્રકાશમાન કરતા અને પ્રલયાવસ્થાનો નાશ કરતા યા પ્રકૃતિને પ્રેરતા પ્રગટ થયા. (૬)

**सोऽभिध्याय शरीरात्स्वात् सिसृक्षुर्विविधाः प्रजाः।
अप एव ससर्जादौ तासु बीजमवासृजत्॥ (मनु० १।८)**

અર્થ—તે સ્વયંભૂએ વિવિધ પ્રજા સર્જવાની ઇચ્છા કરતાં થકા પ્રકૃતિરૂપ પોતાના શરીરમાંથી 'પાણી ઉત્પન્ન થાઓ' એવો સંકલ્પ કરીને સૌથી પહેલાં પાણીની સૃષ્ટિ કરી અર્થાત્ પાણી ઉત્પન્ન કર્યું. પછી તે પાણીમાં શક્તિરૂપી બીજ આરોપિત કર્યું. (૮)

સૂત્રકૃતાંગની સાતમી ગાથાના પૂર્વાર્દ્ધમાં કહ્યા પ્રમાણે સ્વયંભૂની સૃષ્ટિ આંહી પુરી થાયછે. '**इति वुत्तं महेसिणा**' એ પદથી મહર્ષિનો અર્થ મનુ લેવાનો છે, અર્થાત્ મનુનું આમ કહેવું છે. ઉત્તરાર્દ્ધમાં માર અને માયાનો ઉલ્લેખ છે તેનું વિવેચન આઠમી ગાથાના વિવેચન પછી કરીશું, કારણકે મનુની આ સૃષ્ટિપ્રક્રિયામાં સ્વયંભૂ, અંડ અને બ્રહ્મા એ ત્રણેનો અનુક્રમે સંકલિત પ્રબંધ છે. તેજ અનુક્રમ કાયમ રાખવાને અમે વિવેચનપદ્ધતિ તેજ પ્રમાણે યોજી છે. સ્વયંભૂ પછી અંડસૃષ્ટિનો નંબર આવે છે. એટલું કહેવું જરૂરનું છે કે અંડસૃષ્ટિ બે પ્રકારની છેઃ એક તો છાંદોગ્યોપનિષદ્‌માં બતાવી છે અને બીજી મનુસ્મૃતિમાં દર્શાવી છે. બંનેની પ્રક્રિયા જુદી જુદી છે. છાંદોગ્યોપનિષદ્‌માં અંડની સાથે સ્વયંભૂનો સંપર્ક નથી, જ્યારે મનુસ્મૃતિની સૃષ્ટિમાં સ્વયંભૂ અંડમાં પ્રવેશ કરી સૃષ્ટિ નિર્માણ કરે છે. આ વિવિધતા દર્શાવ્યા વિના સંક્ષેપ કરવાથી પાઠકના ખ્યાલમાં ન્યૂનતાત્રુટી રહી જાય એટલા માટે અંડની બંને પ્રક્રિયા અત્રે દર્શાવવામાં આવે છે. '**अंडकडे जगे**' એ સૂય૦ની ગાથાનુસાર તો છાંદોગ્યોપનિષદ્‌ની પ્રક્રિયા વધારે બંધ બેસતી છે માટે પ્રથમ છાંદોગ્યોપનિષદ્‌ની પ્રક્રિયા બતાવીને પછી મનુસ્મૃતિની પ્રકૃત પ્રક્રિયા ચાલુ કરીશું.

**छान्दोग्योपनिषत् ३-१९॥
असदेवेदमग्र आसीत्.**

અર્થ—સૃષ્ટિ પહેલાં પ્રલયકાળમાં આ જગત્ અસત્–અવ્યાકૃત નામરૂપવાળું હતું.

**तत्सदासीत्.**

અર્થ—અસત્ જગત્–સત્=નામરૂપ કાર્યને અભિમુખ થયું.

**तत्समभवत्.**

અર્થ—અંકુરીભૂત બીજની માફક ક્રમથી થોડું સ્થૂલ બન્યું.

**तदाण्डं निरवर्तत.**

અર્થ—તે જગત્ અંડરૂપે બન્યું.

**तत्संवत्सरस्य मात्रामशयत.**

અર્થ—તે એક વર્ષ પર્યન્ત અંડરૂપે રહ્યું.

**तन्निरभिद्यत.**

અર્થ—તે ઈંડું એક વર્ષ પછી ફુટ્યું.

**ते आण्डकपाले रजतश्च सुवर्णश्चाभवताम्.**

અર્થ—અંડના બે કપાલમાંથી એક ચાંદીનું અને બીજું સોનાનું બન્યું.

**तद्यद्रजतं सेयं पृथ्वी.**

અર્થ—તેમાં જે ચાંદીનું હતું તેની પૃથ્વી બની.

**यत्सुवर्णं सा द्यौः**

અર્થ—જે સોનાનું હતું તેનો ઉર્ધ્વલોક (સ્વર્ગ) બન્યો.

**यज्जरायु ते पर्वताः**

અર્થ—જે ગર્ભનું વેષ્ટન હતું તેના પર્વત બન્યા.

**यदुल्बं स मेघो नीहारः**

અર્થ—જે સૂક્ષ્મ ગર્ભ પરિવેષ્ટન હતું તે મેઘ અને ઝાકળ બન્યા.

**या धमनयः ता नद्यः**

અર્થ—જે ધમનીઓ હતી તે નદી બની ગઈ.

**यद्वास्तेयमुदकं स समुद्रः**

અર્થ—જે મૂત્રાશયનું પાણી હતું તેનો સમુદ્ર બન્યો.

**अथ यत्तदजायत सोऽसावादित्यः**

અર્થ—અંડમાંથી ગર્ભરૂપે જે પેદા થયું તે આદિત્ય=સૂર્ય બન્યો.

આ અંડની સ્વતંત્ર સૃષ્ટિ છાંદોગ્યોપનિષદ્‌ની બતાવી. એ '**अंडकडे जगे**' ગાથાના અર્થને ઠીકઠીક લાગુ પડે છે.

## મનુ મહર્ષિની અંડસૃષ્ટિ.

**तदण्डमभवद्धैमं सहस्रांशुसमप्रभम्**
**तस्मिञ्जज्ञे स्वयं ब्रह्मा सर्वलोकपितामहः ॥ (मनु० १।९)**

અર્થ—તે બીજ સ્વયંભૂની ઇચ્છાથી સૂર્ય સમાન પ્રભાવાળું સોનાનું ઇંડું બન્યું; ત્યારે ખુદ સ્વયંભૂ યોગશક્તિથી પૂર્વ ધારણ કરેલ પ્રકૃતિમય સૂક્ષ્મ શરીર તજીને સર્વલોકપિતામહ બ્રહ્મારૂપે તે ઇંડામાં ઉત્પન્ન થયા. (૯)

**तस्मिन्नण्डे स भगवानुषित्वा परिवत्सरम् ।**
**स्वयमेवात्मनो ध्यानात्तदण्डमकरोद् द्विधा ॥ (मनु० १।१२)**

અર્થ—તે ઇંડામાં તે સ્વયંભૂ ભગવાન્ બ્રહ્માના એક વર્ષ પર્યંત રહીને પોતાનાજ સંકલ્પરૂપ ધ્યાનથી તે ઇંડાના બે ટુકડા કર્યા.

**ताभ्यां स शकलाभ्यां च दिवं भूमिञ्च निर्ममे ।**
**मध्ये व्योम दिशश्चाष्टावपां स्थानं च शाश्वतम् ॥**
**(मनु० १।१३)**

અર્થ—તે ભગવાને તે બે ટુકડાથી=ઉપરના ટુકડાથી સ્વર્ગ અને નીચેના ટુકડાથી ભૂમિ બનાવી. વચલા ભાગથી આકાશ અને આઠ દિશાઓ તથા પાણીના શાશ્વત સ્થાન–સમુદ્ર બનાવ્યા. (૧૩)

---

## તત્ત્વસૃષ્ટિ.

**' असो तत्तमकासी य '**

અંડસૃષ્ટિ પછી બ્રહ્માની તત્ત્વસૃષ્ટિ ૧૪ મા શ્લોકથી શરૂ થાય

છે, કારણકે ગાથામાં 'असो' મૂ૦ સં૦ 'असौ' શબ્દ બ્રહ્માનો પરામર્શક છે. ટીકાકારે પણ એજ અર્થ દર્શાવ્યો છે. આંહીથી સ્વયંભૂનો અધિકાર બ્રહ્માને પ્રાપ્ત થાય છે. વેદાંતદષ્ટિએ બ્રહ્મ, સ્વયંભૂ અને બ્રહ્મા એક આત્મરૂપજ છે. ઉપાધિથી ભિન્ન છે. બ્રહ્મ નિરાકાર, નિર્ગુણ, સ્વયંભૂ પ્રકૃતિરૂપ શરીરધારી અને બ્રહ્મા રજોગુણપ્રધાન છે એ ઉપાધિભેદ વિશેષ છે. સાંખ્યની દષ્ટિએ સ્વયંભૂનું શરીર અવ્યાકૃત પ્રકૃતિરૂપ અને બ્રહ્માનું શરીર રજોગુણપ્રધાન વ્યાકૃત પ્રકૃતિરૂપ છે, એ વિશેષતા છે. બ્રહ્મા પ્રાણીસૃષ્ટિ રચવા માટે પ્રથમ સ્વશરીર સર્જવાને તત્ત્વસૃષ્ટિનો આરંભ કરે છે.

**उद्बबर्हात्मनश्चैव मनःसदसदात्मकम् ।**
**मनसश्चाप्यहङ्कार-मभिमन्तारमीश्वरम् ॥**
**महान्तमेव चात्मानं सर्वाणि त्रिगुणानि च ।**
**विषयाणां गृहीतॄणि शनैः पञ्चेन्द्रियाणि च ॥**
**( मनु० १ । १४ । १५ )**

અર્થ—બ્રહ્માએ સ્વયંભૂ પરમાત્મામાંથી સત્=અનુમાન આગમસિદ્ધ, અસત્=પ્રત્યક્ષાગોચર, એવા મનનું સર્જન કર્યું. મનથી પહેલાં અહંકારનું સર્જન કર્યું કે જે અહંકારથી 'હું ઇશ્વર સર્વ કાર્ય કરવા સમર્થ છું' એવો અભિમાન થયો. અહંકારથી પહેલાં મહત્તત્ત્વની રચના કરી. ટીકાકાર મેધાતિથિ કહે છે કે '**तत्त्वसृष्टिरिदानीमुच्यते**' તત્ત્વ શબ્દનો અર્થ મહત્તત્ત્વ=બુદ્ધિ સમજવાનો છે. આ હિસાબે મન અહંકાર અને મહત્તત્ત્વ એ ઉલટા ક્રમથી ગોઠવવા. એટલે પ્રથમ મહત્તત્ત્વ પછી અહંકાર અને પછી મનનું સર્જન થયું. મન પછી પાંચ તન્માત્રા, ત્રણ ગુણવાળી વિષયગ્રાહક પાંચ જ્ઞાનેંદ્રિય અને 'ચ'કારથી પાંચ કર્મેન્દ્રિયની રચના બ્રહ્માએ સ્વયંભૂમાંથી કરી.

**तेषां त्ववयवान् सूक्ष्मान् षण्णामप्यमितौजसाम् ।**
**सन्निवेश्यात्ममात्रासु सर्वभूतानि निर्ममे ॥ ( मनु० १ । १६ )**

અર્થ—પરિમિત શક્તિવાળા જે પાંચ તન્માત્રા અને એક અહંકાર એ છ તત્ત્વો, તેના સૂક્ષ્મ અવયવોને આત્માના સૂક્ષ્મ અંશોમાં મેળવીને બ્રહ્મા દેવ મનુષ્ય આદિ સર્વભૂતોને સૃજે છે, કારણકે ઉક્ત મિશ્રણજ સૃષ્ટિનું ઉપાદાન કારણ છે. મેધાતિથિ તથા કુલ્લૂક ભટ્ટ બન્ને ટીકાકારોનો ઉપર પ્રમાણે અભિપ્રાય છે. ટીકાકાર રાઘવાનંદ બન્નેથી જુદા પડી નીચે પ્રમાણે કહે છે.

**...षण्णां मन आदीनाममितौजसाम्...। आत्ममात्रासु अपरिच्छिन्नस्यैकस्यात्मन उपाधिवशात् अवयववत्प्रतीयमानेषु आत्मसु ॥**

**"[1]ममैवांशो जीवलोके जीवभूतः सनातनः" इति स्मृतेः अंशो नानाव्यपदेशादित्यादि सूत्राच्च तासु मन आदि षडवयवान् सूक्ष्मान् संनिवेश्य सर्वभूतानि सर्वान् जीवान् निर्ममे इत्यन्वयः ॥**

ભાવાર્થ—રાઘવનંદે પાંચ તન્માત્રા ઉપરાંત છઠ્ઠા અહંકારને બદલે મન રાખેલ છે. આત્મમાત્રા શબ્દથી એક બ્રહ્મના ઉપાધિભેદથી ભિન્ન થયેલ અનેક અંશ રૂપ જીવાત્માઓ લીધા છે. મન આદિ છ તત્ત્વોના અવયવોને આત્મમાત્રા સાથે મિશ્રણ કરીને બ્રહ્માએ સર્વ જીવોનું નિર્માણ કર્યું, એમ જીવસૃષ્ટિ રચવાનો રાઘવાનંદનો અભિપ્રાય છે. (૧૬)

**यन्मूर्त्यवयवाः सूक्ष्मास्तस्येमान्याश्रयन्ति षट्।**
**तस्माच्छरीरमित्याहुस्तस्य मूर्तिं मनीषिणः ॥**

**(मनु० १। १७)**

અર્થ—જે કારણથી બ્રહ્માના શરીરના સૂક્ષ્મ અવયવો=પાંચ તન્માત્રા અને અહંકાર પાંચ મહાભૂત અને ઈંદ્રિયોને ઉત્પન્ન કરે છે માટે પાંચ મહાભૂત અને ઇંદ્રિયરૂપ બ્રહ્માની મૂર્તિને વિદ્વાન્ લોકો ષડાયતનરૂપ શરીર કહે છે.

---

**१ गीता १५। ७।**

આવી રીતે બ્રહ્માના શરીરની રચના પુરી થતાં સાંખ્યના તત્ત્વોની રચના પુરી થાય છે. ૧૮ મા શ્લોકથી ૩૦ મા શ્લોક સુધી ભૂતોના કાર્ય વગેરે પરચુરણ સૃષ્ટિ બતાવી છે પણ વિસ્તાર વધી જાય એટલા માટે તેનો ઉલ્લેખ અત્રે ન કરતાં ૩૨ મા શ્લોકથી બ્રહ્માની જે બાહ્ય સૃષ્ટિ વર્ણવી છે તેનું દિગ્દર્શન આંહી કરાવવામાં આવે છે.

**द्विधा कृत्वात्मनो देहमर्धेन पुरुषोऽभवत् ।**
**अर्धेन नारी तस्यां स विराजमसृजत् प्रभुः ॥**

**( मनु० १ । ३२ )**

અર્થ—બ્રહ્માએ પોતાના શરીરના બે ટુકડા કર્યા. અર્ધ ભાગ રૂપ એક ટુકડાનો પુરૂષ બનાવ્યો અને બીજા ટુકડાની નારી બનાવી. ત્યારબાદ નારીમાં વિરાટ્ પુરૂષનું નિર્માણ કર્યું. (૩૨)

**तपस्तप्त्वासृजद्यं तु स स्वयं पुरुषो विराट् ।**
**तं मां वित्तास्य सर्वस्य स्रष्टारं द्विजसत्तमाः ॥**

**( मनु० १ । ३३ )**

અર્થ—તે વિરાટ્ પુરૂષે તપ તપીને જેનું નિર્માણ કર્યું તે હું મનુ છું. હે શ્રેષ્ઠ દ્વિજો ! નીચેની સર્વ સૃષ્ટિ કરનાર તરીકે મને જાણો. (૩૩)

## મનુસૃષ્ટિ.

**अहं प्रजाः सिसृक्षुस्तु तपस्तप्त्वा सुदुश्चरम् ।**
**पतीन्प्रजानामसृजं महर्षीनादितो दशः ( मनु० १ । ३४ )**

અર્થ—મનુ કહે છે કે દુષ્કર તપ કરીને પ્રજા સર્જવાને ઇચ્છતા મેં શરૂઆતમાં દશ મહર્ષિ પ્રજાપતિઓ ઉત્પન્ન કીધા. (૩૪)

**मरीचिमत्र्यङ्गिरसौ पुलस्त्यं पुलहं क्रतुम् ।**
**प्रचेतसं वशिष्ठं च भृगुं नारदमेव च ॥ ( मनु० १ । ३५ )**

અર્થ—દશ પ્રજાપતિનાં નામ—મરીચિ[1], અત્રિ[2], અંગિરસ[3], પુલસ્ત્ય[4], પુલહ[5], ક્રતુ[6], પ્રચેતસ[7], વશિષ્ટ[8], ભૃગુ[9] અને નારદ.[10]

**एते मनूंस्तु सप्तान्या–नसृजन्भूरितेजसः ।**
**देवान् देवनिकायांश्च महर्षींश्चामितौजसः ॥ (मनु० १ । ३६ )**

અર્થ—એ પ્રજાપતિઓએ બહુ તેજવાળા બીજા સાત મનુઓને, દેવોને, દેવના સ્થાન–સ્વર્ગાદિકને અને અપરિમિત તેજવાળા મહર્ષિ-ઓને પેદા કર્યા.

એ ઉપરાંત પ્રજાપતિઓએ જે રચના કરી તેનું વર્ણન ૩૭ થી ૪૦ શ્લોક સુધીમાં નીચે પ્રમાણે છે. યક્ષ, રાક્ષસ, પિશાચ, ગન્ધર્વ, અપ્સરા, અસુર, નાગ, સર્પ, ગરૂડ, પિતૃગણ, વિજળી, ગર્જના, મેઘ, રોહિત=દંડાકાર તેજ, ઇન્દ્રધનુષ્, ઉલ્કાપાત, ઉત્પાતધ્વનિ, કેતુ, ધ્રુવ, અગસ્ત્યાદિ જ્યોતષી, કિન્નર, વાનર, મત્સ્ય, પક્ષી, પશુ, મૃગ, મનુષ્ય, સિંહાદિ, કૃમિ, કીટ, પતંગ, જુ, માખી, માંકડ, દાંશ, મચ્છર, વૃક્ષ, લતા વગેરે અનેક પ્રકારના સ્થાવરો ઉત્પન્ન કર્યા.

ઉક્ત સાત મનુઓમાં એક મનુ તો આ પ્રકૃત મનુ છે, જે સ્વાયંભુવ મનુ કહેવાય છે. બીજા છ મનુઓનાં નામ મનુસ્મૃતિના પ્રથમ અધ્યાયના ૬૨ મા શ્લોકમાં દર્શાવ્યાં છે તે આ પ્રમાણે: ૧સ્વારોચિષ, ૨ઉત્તમ, ૩તામસ, ૪રૈવત, ૫ચાક્ષુષ, ૬વિવસ્વત્સુત. એ સાતે પોતપોતાના આંતરામાં સ્થાવર જંગમ રૂપ સૃષ્ટિને ઉત્પન્ન કરે છે.

**‘ मारेण संथुया माया ’**

સૂત્રકૃતાંગની સાતમી ગાથાના ઉત્તરાર્ધમાં માર અને માયા શબ્દ આવે છે, તે પ્રલયકાલના સૂચક છે. તેમાં માર શબ્દ મૃત્યુ રૂપ કાલવાચક છે. માયા શબ્દ સ્વયંભૂ ભગવાનની યોગમાયાનો વાચક છે. ભાગવત તૃતીય સ્કંધના પાંચમા અધ્યાયમાં કહ્યું છે કે–

**“ अथ ते भगवल्लीला योगमायोपबृंहिताः ।**
**विश्वस्थित्युद्भवान्तार्था वर्णयाम्यनुपूर्वशः ॥ ”**

વાલ્મિકિ રામાયણના ઉત્તર કાંડ ૧૦૪ સર્ગમાં ટીકાકાર રામ માયા શબ્દનો અર્થ સંકલ્પ અર્થાત્ ભગવાનની સંકલ્પશક્તિ કરે છે:

**"माया संभावितो वीरः कालः सर्वसमाहरः।"**

**टीका—"माया संभावितो=मायया संकल्पेन संभावित उत्पादितः। सर्वसमाहरः=सर्वसंहारकर्तेति"**

કાલ પોતે તપસ્વીનું રૂપ ધારણ કરી રામચંદ્રજી પાસે આવીને કહે છે કે મને બ્રહ્માએ મોકલેલ છે. તમોએ ૧૧ હજાર વરસની મર્યાદા આપી હતી તે પુરી થઈ છે, હવે સ્વર્ગલોકમાં ચાલો. હું તમારો–હિરણ્યગર્ભ અવસ્થાનો પુત્ર છું, ભગવાનની સંકલ્પશક્તિ રૂપ માયાથી પેદા થયેલ છું, સર્વનો સંહાર કરનાર હું છું. આ ઉપરથી કાલની જુદી જુદી અવસ્થા પ્રતીત થાય છે–જેમકે ઉત્પાદક કાલ, સ્થાપક કાલ અને સંહારક કાલ. સૃષ્ટિનો આરંભકાલ તે ઉત્પાદક કાલ છે. સૃષ્ટિનો સ્થિતિ કાલ તે સ્થાપક કાલ અને પ્રલયકાલ તે સંહારક કાલ. સંહારક કાલ એજ માર છે. એ મારજ તમોગુણપ્રધાન રુદ્ર નામના સ્વયંભૂ અંશને પ્રેરણા કરે છે કે દિવસ પુરો થયો–સૃષ્ટિકાલ પુરો થયો માટે હવે શયન કરો; અર્થાત્ સર્વનો સંહાર કરો. એટલે મારની પ્રેરણાથી સંકલ્પરૂપ માયાશક્તિ વડે રુદ્ર જગત્નો સંહાર કરે છે. જગતનો સંહાર થાય છે, પ્રલય થાય છે, માટે આ લોક અશાશ્વત છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે—

**एवं सर्वं स सृष्ट्वेदं मां चाचिन्त्यपराक्रमः।**
**आत्मन्यन्तर्दधे भूयः कालं कालेन पीडयन्॥**

**(मनु० १। ५१)**

અર્થ—મનુ કહે છે કે અચિન્ત્ય પરાક્રમવાળા બ્રહ્મા એવી રીતે મને અને સર્વ પ્રજાને સર્જીને છેવટ પ્રલયકાલ વડે સૃષ્ટિકાલનો નાશ કરતા થકા ફરી આત્મામાં અન્તર્ધાન–લીન થાય છે. સૃષ્ટિ પછી પ્રલય અને પ્રલય પછી સૃષ્ટિ એમ અસંખ્ય સૃષ્ટિ પ્રલય થયા અને થશે. (૫૧)

यदा स देवो जागर्ति तदेदं चेष्टते जगत् ।
यदा स्वपिति शान्तात्मा तदा सर्वं निमीलति ॥
(मनु० १।५२)

અર્થ—જ્યારે તે બ્રહ્મા જાગે છે ત્યારે આ જગત્ ચેષ્ટા-પ્રવૃત્તિ યુક્ત થાય છે અને જ્યારે તે શાંત થઈ સુઈ જાય છે ત્યારે સર્વ જગત્ નિશ્ચેષ્ટ થઈ જાય છે. (૫૨)

મહાભારતમાં પ્રલયનું વર્ણન આ પ્રમાણે છે:

यथा संहरते जन्तून् ससर्ज च पुनः पुनः ।
अनादिनिधनो ब्रह्मा नित्यश्चाक्षर एव च ॥
अहःक्षयमथो बुद्ध्वा निशि स्वप्नमनास्तथा ।
चोदयामास भगवानव्यक्तोऽहंकृतं नरम् ॥
ततः शतसहस्रांशुरव्यक्तेनाभिचोदितः ।
कृत्वा द्वादशधात्मानमादित्योऽज्वलदग्निवत् ॥
... ... ... ... ... ...
जगद्दग्ध्वाऽमितबलः केवलां जगतीं ततः ।
अम्भसा बलिना क्षिप्रमापूरयति सर्वशः ॥
ततः कालाग्निमासाद्य तदम्भो याति संक्षयम् ।
विनष्टेऽम्भसि राजेन्द्र ! जाज्वलत्यनलो महान् ॥
... ... ... ... ... ...
... ... ... समार्चिषमथाऽम्भसा ।
भक्षयामास भगवान् वायुरष्टात्मको बली ॥
... ... ... ... ... ...
तमति प्रबलं भीममाकाशं ग्रसतेऽऽत्मना ॥
आकाशमप्यभिनदन् मनो ग्रसति चाधिकम् ।
मनो ग्रसति भूतात्मा सोहङ्कारः प्रजापतिः ॥
अहङ्कारो महानात्मा भूतभव्यभविष्यवित् ।

**तमप्यनुपमात्मानं विश्वं शम्भुः प्रजापतिः ॥**
**म. भा. शान्ति प० ३१२ (२ थी १३)**

અર્થ—યાજ્ઞવલ્કય મુનિ જનક રાજાને કહે છે કે અનાદિ અનંત નિત્ય અને અક્ષર બ્રહ્મા વારંવાર જંતુઓને જેવી રીતે સર્જે છે અને સંહાર કરે છે તે બિના વિસ્તારથી કહું છું. દિવસ પુરો થયો જાણીને રાત્રે સુવાની ઇચ્છાવાળા અવ્યક્ત ભગવાને અહંકારાભિમાની રૂદ્રને પ્રેરણા કરી. રૂદ્રે લાખ કિરણવાળા સૂર્યનું રૂપ ધારણ કરી, તેના બાર વિભાગ કરી અગ્નિ જેવો પ્રચંડ તાપ ઉત્પન્ન કર્યો. જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ પ્રાણીઓને બાળીને પૃથ્વીતલ ભસ્મીભૂત કર્યું. ત્યારપછી અધિક બલવાન્ તેજ સૂર્ય આખી પૃથ્વીને જલથી પૂરે છે. ત્યારપછી અગ્નિરૂપ ધારણ કરી જલનો ક્ષય કરે છે. અગ્નિને આઠ દિશામાં વાતો પવન શમાવી દે છે. પવનને આકાશ, આકાશને મન, મનને ભૂતાત્મા પ્રજાપતિ અહંકાર અને અહંકારને ભૂત ભવિષ્ય જાણનાર મહત્તત્ત્વ=બુદ્ધિ રૂપ આત્મા–ઇશ્વર અને તે અનુપમ આત્મા રૂપ વિશ્વને શંભુ=રૂદ્ર ગ્રાસ કરી જાય છે. અર્થાત્ આ ક્રમથી આખા જગતનો ઈશ્વરમાં લય થઈ જાય છે.

બ્રહ્મપુરાણના ૨૩૨ મા અધ્યાયમાં પ્રલયનું વર્ણન નીચે પ્રમાણે છે.

**सर्वेषामेव भूतानां त्रिविधः प्रतिसञ्चरः ।**
**नैमित्तिकः प्राकृतिकः तथैवात्यन्तिको मतः ॥ १ ॥**
**ब्राह्मो नैमित्तिकस्तेषां कल्पान्ते प्रतिसञ्चरः ।**
**आत्यन्तिको वै मोक्षश्च प्राकृतो द्विपरार्द्धिकः ॥ २ ॥**

અર્થ—સર્વ ભૂતોનો પ્રલય ત્રણ પ્રકારનો છેઃ નૈમિત્તિક, પ્રાકૃતિક અને આત્યન્તિક. એક હજાર ચતુર્યુગ પરિમિત બ્રહ્માનો એક દિવસ થાય તે કલ્પ કહેવાય છે. કલ્પને અન્તે ૧૪ મન્વતર પુરાં થતાં સૃષ્ટિના ક્રમથી ઉલટી રીતે ભૂર્લોક આદિ સર્વ સૃષ્ટિનો બ્રહ્મામાં લય થઇ જતાં પૃથ્વી એકાર્ણવ થતાં સ્વયંભૂ જલમાં શયન કરે તે

નૈમિત્તિક પ્રલય કહેવાય છે. આ અન્તર પ્રલય અથવા ખંડ પ્રલય પણ કહેવાય છે. બે પરાર્દ્ધ વર્ષે ત્રણે લોકના પદાર્થોનો પ્રકૃતિમાં યા પરમાત્મામાં લય થાય તે પ્રાકૃતિક પ્રલય યા મહાપ્રલય કહેવાય છે. કોઈ સંસ્કારી આત્માની મુક્તિ થાય તે આત્યન્તિક પ્રલય કહેવાય છે.

ઉપર મહાભારતનો પ્રલય બતાવ્યો તે છે તો મહાપ્રલય પણ તેમાં વિશ્વનો લય પ્રકૃતિને બદલે ઈશ્વરમાં દર્શાવ્યો છે. મહાભારતની પ્રલય પ્રક્રિયા કરતાં બ્રહ્મપુરાણની પ્રલય પ્રક્રિયા કેટલીક જુદી છે. તે આ પ્રમાણેઃ—મહાભારતમાં પ્રથમ સૂર્ય તપે છે ત્યારે બ્રહ્મપુરાણના પ્રલયમાં પ્રથમ સો વરસ સુધી અનાવૃષ્ટિ-દુકાળ પડે છે. તેમાં અલ્પ શક્તિવાળા પાર્થિવ પ્રાણીઓનો નાશ થાય છે. ત્યારપછી વિષ્ણુ રૂદ્ર રૂપ ધારણ કરી, સૂર્યનાં સાત કિરણોમાં પ્રવેશ કરી, તળાવ સમુદ્ર વગેરે સર્વ જલને પી જાય છે. આનું સમર્થન કરનારી ઋગ્વેદની એક ઋચા છે તે આ પ્રમાણે :

**यस्मिन् वृक्षे सुपलाशे देवैः संपिबते यमः ।**
**अत्रा नो पि चिश्पतिः पिता पुराणाँ अनुवेनति ॥**
**ऋग्० १०। १३५। १ ।**

અર્થ—આ વૃક્ષ તુલ્ય સંસારમાં પિતૃ યમ=સર્વ જીવોના પિતૃસ્થાનીય સૂર્ય પોતાનાં કિરણો વડે જીવોની ઉત્પત્તિ અને રક્ષા કરે છે. વળી તેજ સૂર્ય વયોહીન જીવોના સત્ત્વને ખેંચી લઈ સ્વવશ કરે છે, અર્થાત્ મારી નાખે છે. પ્રકૃત પ્રસંગમાં પણ સૂર્ય પાણીને શોષવી જીવોને મારે છે. ત્યારપછી તેજ વિષ્ણુ સાત સૂર્ય રૂપે આકાશમાં ઉંચે નીચે તિર્યક્ ભ્રમણ કરી પાતાલ સહિત ભૂલોકને ખૂબ તપાવે છે. તેથી કૂપ નદી પર્વત ઝરણાં વગેરે સ્નેહહીન થઈ જાય છે. વૃક્ષ લતા વગેરે બળી જાય છે. ત્યારપછી રૂદ્ર કાલાગ્નિનું રૂપ ધારણ કરી પાતાલ લોકને બાળી સંપૂર્ણ પૃથ્વીતલને દગ્ધ કરી નાખે છે. ત્યારપછી તે અગ્નિજ્વાળા ઉંચે ચડી ભુવર્લોક અને સ્વર્ગ-

લોકને પણ બાળે છે. તેથી ગન્ધર્વ, પિશાચ, યક્ષ, રાક્ષસ વગેરે પણ નષ્ટ થઈ જાય છે. ત્યારપછી રૂદ્ર રૂપી વિષ્ણુ મુખના નિઃશ્વાસથી પાંચે રંગનાં વાદળ આકાશમાં બનાવે છે. તેમાંથી મૂશળધાર વરસાદ વરસવાથી અગ્નિ શાંત થઇ જાય છે. નિરંતર સો વરસ સુધી વરસાદ વરસતાં પૃથ્વી આખી એકાકાર જલાર્ણવમય થઇ જાય છે, અને ઠેઠ સપ્તઋષિના સ્થાન સુધી તે પાણી પહોંચે છે. ભૂલોક ભુવર્લોક અને સ્વર્ગલોક એકાકાર થઈ જાય છે. ત્યારપછી વાદળને વિખેરવા મુખના નિઃશ્વાસથી પવન બનાવે છે. સો વરસ સુધી પવનના તોફાનથી વાદળ વિખરાઈ જાય છે, ત્યારે વાયુને પી જઇ એકાર્ણવ જલ-પ્રવાહમાં શેષશય્યા ઉપર સૃષ્ટિકર્તા વિષ્ણુ સુઈ જાય છે. એક હજાર ચતુર્યુગ પરિમિત બ્રહ્માની રાત્રિ આખી યોગનિદ્રામાં પસાર થાય છે. એ વખતે બચી રહેલા જન લોક અને બ્રહ્મલોકસ્થિત સનકાદિ મુમુક્ષુઓ ભગવાનની સ્તુતિ કરતા રહે છે. આ નૈમિત્તિક પ્રલય કહેવાય છે. વિષ્ણુપુરાણમાં આવીજ રીતે વર્ણન છે. કૂર્મપુરાણમાં થોડો ફેરફાર છે. તેમાં પ્રલયના ત્રણને બદલે ચાર ભેદ કહ્યા છે. ત્રણ તો એ ને એ અને એક નિત્ય પ્રલય કે જે હમેશાં પશુ પક્ષી મનુષ્ય કીટ વગેરે મોત આવતાં મરે છે તે નિત્ય પ્રલયનો એક ભેદ વધાર્યો છે.

## પ્રાકૃતિક પ્રલય.

પૂર્વોક્ત રૂપમાં અનાવૃષ્ટિ અને કાલાગ્નિના સંપર્કથી જ્યારે પાતાલ આદિ લોક સ્નેહહીન—લુખા થઈ જાય છે, ત્યારે મહત્તત્ત્વાદિ પૃથ્વીપર્યન્ત વિકૃત દ્રવ્યોનો ધ્વંસ કરવા માટે પ્રાકૃતિક પ્રલયકાલ ઉપસ્થિત થાય છે. તેમાં સર્વ પ્રથમ અનાવૃષ્ટ્યાદિ કારણોથી પ્રાણી શરીર અન્નમાં લીન થાય છે. અન્ન બીજ માત્ર શેષ રહીને બાકી ભૂમિમાં લીન થાય છે. તદનન્તર ભૂમિ ગન્ધગુણમાં, ગન્ધ જલમાં, જલ રસમાં, રસ અગ્નિમાં, અગ્નિ રૂપમાં, રૂપ વાયુમાં, વાયુ સ્પર્શમાં,

સ્પર્શ આકાશમાં, આકાશ શબ્દમાં, શબ્દ તન્માત્રામાં, તન્માત્રા ઇન્દ્રિયોમાં, ઇન્દ્રિયો મનમાં, મન અહંકારમાં, અહંકાર મહત્તત્ત્વ=બુદ્ધિમાં, અને મહત્તત્ત્વ પ્રકૃતિમાં લીન થઈ જાય છે. આ સાંખ્યનો પ્રાકૃતિક પ્રલય થયો. વેદાન્ત એક કદમ ઓર આગળ વધે છે. તે કહે છે કે પ્રકૃતિ અને પુરૂષ બાકી રહ્યા હતા તેનો પરમબ્રહ્મમાં લય થઇ જાય છે. એક બ્રહ્મ માત્ર રહી જાય. તે વેદાંતનો પ્રાકૃતિક પ્રલય કહેવાય છે. આ મહાપ્રલયનું વર્ણન ભાગવત તૃતીય સ્કંધના ચતુર્થ અધ્યાયમાં કરેલ છે. તે ઉપરાંત વિષ્ણુપુરાણ, બ્રહ્મપુરાણ અને કૂર્મપુરાણમાં આવેલ છે. ભાગવત, વિષ્ણુપુરાણ અને બ્રહ્મપુરાણમાં આખરી લય વિષ્ણુમાં કરેલ છે જ્યારે કૂર્મપુરાણમાં આખરી લય રૂદ્રમાં કરેલ છે.

## કાલપરિમાણ.

મનુષ્યનો એક માસ–ત્રીસ અહોરાત્ર તે પિતૃનો એક અહોરાત્ર. મનુષ્યનો એક વરસ તે દેવતાનો એક અહોરાત્ર. દેવતાના બાર હજાર વરસે એક ચતુર્યુગ=સત્ય દ્વાપર ત્રેતા અને કલિયુગ રૂપ થાય છે. એક હજાર ચતુર્યુગે બ્રહ્માનો એક દિવસ અને તેટલેજ કાલે બ્રહ્માની એક રાત્રિ થાય છે. બ્રહ્માનો એક દિવસ તે સૃષ્ટિકાલ અને એક રાત્રિ તે નૈમિત્તિક પ્રલયકાલ સમજવો.

આમ સૃષ્ટિ પછી પ્રલય અને પ્રલય પછી સૃષ્ટિની પરંપરા ચાલવાથી આ લોક અશાશ્વત સૃષ્ટિવાદીઓ માને છે. (૭–૮)

---

# સર્જન-વિનાશવાદ.

---

**मू०　सएहिं परियाएहिं, लोयं बूया कडेति य ।**
**तत्तं ते ण वियाणंति, ण विणासी कयाइवि ॥**

सूय० १ । १ । ३ । ९

**सं० छा० स्वकैः पर्यायैः, लोकं ब्रूयुः कृतेति च ।**
**तत्त्वं ते न विजानन्ति, न विनाशी कदाचिदपि ॥**

અર્થ—પોતપોતાની યુક્તિથી "લોક કરેલ છે" એમ (જેઓ) બોલે છે તેઓ "લોક કદી પણ વિનાશી નથી" એ તત્ત્વને જાણતા નથી.

**વિવેચન**—વૈદિક ધર્મમાં સૃષ્ટિવાદના સમ્બન્ધમાં મુખ્યત્વે સાત વાદીઓ માનવામાં આવેલ છે. તેઓ લોક દેવઉપ્ત, બ્રહ્મઉપ્ત, ઈશ્વરકૃત, પ્રધાનાદિકૃત, સ્વયંભૂકૃત, અંડકૃત અને બ્રહ્માકૃત છે એમ માનનાર સાતે વાદીઓ, લોક કાર્યરૂપ છે, બનેલો છે, સૃષ્ટિરૂપ છે, એમાં એકમત છે, પરન્તુ આ જગતના સર્જનહાર કોણ છે? એના જવાબમાં બધાના જુદા જુદા મતો છે. એજ એમનું અજ્ઞાન છે. એમનું કથન જ્ઞાનપૂર્વક હોત તો મતભેદ પડત નહિ. સત્ય સિદ્ધાન્તમાં કોઈ દિવસે મતભેદ પડતો નથી. સાતે વાદીઓ વેદને પ્રમાણરૂપ માનનારા હોવા છતાં એક તત્ત્વને પહોંચી શકતા નથી. તેથી સૂત્રકારે ઠીક જ કહ્યું છે કે "**तत्तं ते न वियाणंति=तत्त्वं ते न विजानन्ति**" અર્થાત્—તે વાદીઓ ખરી વાતને=સત્ય સિદ્ધાંતને જાણતા નથી. પોતપોતાની કલ્પનાથી લોક અમુકનો કરેલ છે કે તમુકનો કરેલ છે એમ બોલે છે. કોઈ પણ સિદ્ધાંત એકલા વાદીના ઉપરથી તારવી શકાતો નથી, કિન્તુ '**वादिप्रतिवादिभ्यां निर्णीतोर्थः सिद्धान्तः**' વાદી અને પ્રતિવાદી બન્નેના કથન ઉપરથી નિર્ણીત થયેલ પદાર્થ સિદ્ધાન્ત ગણાય છે. આંહી વાદીઓનો પક્ષ તો ઉપર દર્શાવ્યો. હવે સત્ય સિદ્ધાંત તારવવાને માટે પ્રતિવાદીનો પક્ષ શું છે તેનો પણ વિચાર કરીએ. પ્રથમ તો વાદીઓ બધા એક વેદ પ્રમાણને અવલંબે છે. તે વેદ સ્મૃતિઓ તથા પુરાણોમાં કયો પક્ષ સ્થિર થાય છે તેની સમાલોચના કરીએ.

બધા વાદીઓની સમક્ષ પ્રથમ તો એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે સૃષ્ટિના પ્રારંભ પહેલાં શું તત્ત્વ હતું? જેમાંથી આ જગત્

પેદા થયું તે વસ્તુ કેવા પ્રકારની હતી? આનો જવાબ વેદ બ્રાહ્મણ અને ઉપનિષદ્‌માં કેટલે પ્રકારે અપાયો છે તે જોઇએ.

(१) **असद्वा इदमग्र आसीत्.** (तै० उप० २।७।१)

અર્થ—સૃષ્ટિની પૂર્વે આ જગત્ અસદ્‌રૂપ હતું.

(२) **सदेव सौम्येदमग्र आसीत्.** (छान्दो० ६।२।१)

અર્થ—ઉદ્દાલક ઋષિ પોતાના પુત્ર શ્વેતકેતુને કહે છે કે હે સૌમ્ય! આ જગત્ પ્રથમ સદ્‌રૂપજ હતું.

આ બંને જવાબો એક બીજાથી વિરૂદ્ધ જાય છે કેમકે જે અસદ્ હોય તે સદ્ ન હોઇ શકે અને જે સદ્ હોય તે અસદ્ ન બની શકે. બ્રહ્મસૂત્રમાં કહ્યું છે કે "**नैकस्मिन्नसम्भवात्**" સદ્ અને અસદ્ પરસ્પરવિરોધી ધર્મ એક વસ્તુની અંદર રહી શકતા નથી કારણકે વાત અસંભવિત છે. જો કે જૈન દર્શન કે જે અનેકાન્તવાદી છે, તે તો અપેક્ષાભેદથી પરસ્પરવિરોધી ધર્મોનો પણ એક ધર્મમાં સમન્વય કરી શકે છે. પણ આ તો વાત છે એકાંતવાદીઓની એટલે ઉપરના જવાબો એક બીજાથી વિરૂદ્ધ જાય છે. ચાલો હજી આગળ તપાસીએ.

(३) **आकाशः परायणम्.** (छान्दो० १।९।१)

અર્થ—સૃષ્ટિની પહેલાં આકાશ નામનું તત્ત્વ હતું કારણકે તે પરાયણ એટલે પરાત્પર અર્થાત્ સૌથી પર છે.

(४) **नैवेह किञ्चनाग्र आसीत्, मृत्युनैवेदमावृतमासीत्.** (बृह० १।२।१)

અર્થ—સૃષ્ટિની પહેલાં કંઈ પણ ન હતું. આ જગત્ મૃત્યુથી છવાઈ ગયેલ હતું, અર્થાત્ નષ્ટ થઈ ગયું હતું.

(५) **तमो वा इदमग्र आसीत्.** (मैत्र्युप० ५।२.)

અર્થ—સૌથી પહેલાં આ જગત્ અંધકારમય હતું.

એજ ભાવ મનુસ્મૃતિના પહેલા અધ્યાયના પાંચમા શ્લોકમાં દર્શાવેલ છે.

(६) आसीदिदं तमो भूतमप्रज्ञातमलक्षणम् ।
अप्रतर्क्यमविज्ञेयं प्रसुप्तमिव सर्वतः ॥ (मनु० १ । ५)

અર્થ—આ જગત્ સૃષ્ટિ પહેલાં અંધારામાં હતું. અપ્રજ્ઞાત= પ્રત્યક્ષ ગોચર ન હતું. અલક્ષણ=અનુમાનગમ્ય ન હતું. અપ્રતર્ક્ય= તર્કણાને યોગ્ય ન હતું. અવિજ્ઞેય=શબ્દ પ્રમાણદ્વારા અજ્ઞેય હતું.

જે આગમ પ્રમાણને આધારે પ્રથમના આઠ વાદીઓના જુદા જુદા મત ઉપસ્થિત થયા તેજ આગમને આધારે સૃષ્ટિ પહેલાંની અવસ્થાના સંબંધમાં જુદા જુદા પાંચ યા છ મતભેદો ઉભા થયા. સર્વ તરફથી ઘોર નિદ્રામાં લીન હોય તેમ સમસમાકાર—શૂન્યકાર હતું.

સંહિતા, બ્રાહ્મણ અને ઉપનિષદ્ વિભાગમાં તો પ્રલયાવસ્થાની હકીકત સંક્ષેપમાં દર્શાવી છે, જ્યારે પુરાણોમાં તો પ્રલયકાલનો વિસ્તાર અધ્યાયના અધ્યાયોમાં ફેલાઇ ગયો છે. તેમાંનો થોડો ભાગ મહાભારત અને બ્રહ્મપુરાણનો અમે ઉપર દર્શાવ્યો છે. તેમાં નૈમિત્તિક પ્રલયની અવસ્થા જુદી અને પ્રાકૃતિક પ્રલયની દશા જુદી ચિતરી છે. કોઈ તો જલપ્રલય બતાવે છે તો કોઈ અગ્નિપ્રલય દર્શાવે છે. જલાકાર પ્રલયમાં કોઇ વિષ્ણુને શેષશય્યા ઉપર સુવાડે છે, તો કોઈ રૂદ્રને, કોઈ સ્વયંભૂને તો કોઇ પ્રજાપતિને કાયમ રાખે છે. આર્ય સમાજીઓ તો આ પુરાણોને પ્રમાણરૂપ ન માનતાં કપોલકલ્પિત ગપ્પાં માને છે, પણ શાક્તો અને સનાતનીઓ તો તેને પ્રમાણરૂપ ગણે છે. ઘડીભર તેમની માન્યતાનો આદર કરીએ તો વેદ વિભાગની સાથે તે માન્યતાઓનો સમન્વય થવો જોઇએ કેમકે મૂલ પ્રમાણ તો વેદ છે. સ્મૃતિ અને પુરાણોની જે વાત વેદમૂલક હોય તેજ પ્રામાણિક ગણી શકાય. વેદમાં તો પ્રલયની જે અવસ્થા ઉપર દર્શાવી તેમાં તો જલ પણ નથી અને અગ્નિ પણ નથી. શેષનાગ પણ નથી અને તેની શય્યા બનાવનાર વિષ્ણુ ભગવાન્ પણ જોવામાં આવતા નથી. જો કોઈ હોત તો ઋષિઓ તેનું નામ લઈ નિર્દેશ ન કરત? કંઈ ન

હતું, યા અંધકાર હતો કે અસદ્ હતું એમ શામાટે કહ્યું ? કદાચ વિષ્ણુ કે રૂદ્ર નિદ્રાવસ્થામાં હતા, તો તેથી શું તેમની હયાતી મટી ગઈ હતી ? નિદ્રાવસ્થામાં શું તેમની હયાતી ન દર્શાવી શકાય ? ખરી વાત તો એ છે કે પુરાણો પક્ષપાતથી રચાયાં છે. શિવપુરાણે શિવનું માહાત્મ્ય બતાવ્યું અને વિષ્ણુની નિંદા કરી, તો વિષ્ણુપુરાણે વિષ્ણુનું માહાત્મ્ય દર્શાવ્યું અને શિવની નિંદા કરી. બ્રહ્મપુરાણે બ્રહ્માનું સર્વ સામર્થ્ય બતાવ્યું તો દેવી ભાગવતે દેવી કે શક્તિનુંજ સામર્થ્ય ગાયું. વેદમાં જો પ્રલયકાલની અવસ્થામાં કોઈ એક વ્યક્તિ હોવાનો ખુલાસો હોત તો પુરાણોમાં આ મતભેદો ઉપસ્થિત થાત નહિ, કારણકે પુરાણકારો વેદને તો સર્વોપરિ પ્રમાણ તરીકે સ્વીકારે છે.

## સૃષ્ટિની આરંભાવસ્થાના મતભેદો.

જેમ પ્રલયાવસ્થાના મતભેદો દર્શાવ્યા તેમ સૃષ્ટિની પ્રારંભાવસ્થામાં પણ એવાજ મતભેદો વેદવિભાગમાં જોવામાં આવે છે, તે આ પ્રમાણે :

**देवानां युगे प्रथमेऽसतः सदजायत ।**
**तदाशाअन्वजायन्त तदुत्तानपदस्परि ॥**

**( ऋग्० १० । ७२ । ३ )**

*અર્થ—દેવતાઓની સૃષ્ટિ પહેલાં અર્થાત્ સૃષ્ટિના આરંભમાં અસદ્‌માંથી સત્ ઉત્પન્ન થયું, તેના પછી દિશાઓ ઉત્પન્ન થઈ અને ત્યારબાદ ઉત્તાનપદ=વૃક્ષો ઉત્પન્ન થયાં.

**भूर्जज्ञ उत्तानपदो भुव आशा अजायन्त ।**
**अदितेर्दक्षोअजायत दक्षाद्वदितिः परि ॥**

**( ऋग्० १० । ७२ । ४ )**

અર્થ—ભૂમિએ વૃક્ષ પેદા કર્યાં. જમીનમાંથી દિશાઓ ઉત્પન્ન થઈ. અદિતિમાંથી દક્ષ પેદા થયો અને દક્ષમાંથી વળી અદિતિ ઉત્પન્ન થઇ.

---

*આ ઋચાઓનો અર્થ પ્રાયે સાયણ ભાષ્યને અનુસારે લખવામાં આવે છે.

**अदितिर्ह्यजनिष्ट दक्ष ! या दुहिता तव ।**
**तां देवा अन्वजायन्त भद्रा अमृतबन्धवः ॥**
**( ऋग्० १० । ७२ । ५ )**

અર્થ—હે દક્ષ ! જે તારી પુત્રી અદિતિ તેણીએ ભદ્ર=સ્તુત્ય અને મરણ બંધનરહિત દેવોને જન્મ આપ્યો. (અદિતિના અપત્ય=પુત્ર માટે આદિત્ય=દેવો કહેવાય છે.)

**यद्देवा अदः सलिले सुसंरब्धा अतिष्ठत ।**
**अत्रा वो नृत्यतामिव तीव्रो रेणुरपायत ॥**
**( ऋग्० १० । ७२ । ६ )**

અર્થ—હે દેવો ! જ્યારે તમે ઉત્પન્ન થયા ત્યારે પાણીમાં નૃત્ય કરતાં તમારો એક તીવ્ર રેણુ=અંશ અંતરિક્ષમાં ગયો. (તે સૂર્ય બન્યો એ અભિપ્રાય છે.)

**अष्टौ पुत्रासो अदितेर्ये जातास्तन्वस्परि ।**
**देवाँ उपप्रैत्सप्तभिः परामार्ताण्डमास्यत् ॥**
**( ऋग्० १० । ७२ । ८ )**

અર્થ—અદિતિના શરીરથી જે આઠ પુત્રો ઉત્પન્ન થયા, તેમાંથી સાત પુત્રોની સાથે અદિતિ દેવતાઓની પાસે સ્વર્ગમાં ગઈ. આઠમો પુત્ર જે માર્તાણ્ડ=(**मृतादण्डाज्जात इति मार्ताण्डः**) સૂર્ય તેને આકાશમાં છોડી ગઈ.

અદિતિના આઠ પુત્રોનાં નામઃ—

**मित्रश्च¹ वरुणश्च² धाता³ चार्यमा⁴ च ।**
**अंशश्च⁵ भगश्च⁶ इन्द्रश्च⁷ विव⁸स्वांश्चेत्येते ॥**
**( तै० आर० १ । १३ । १० )**

અર્થ પ્રસિદ્ધ છે. વિવસ્વાન્ એટલે સૂર્ય.

આમાં ત્રીજી ઋચાના પૂર્વાર્દ્ધમાં જે કહ્યું કે અસદ્‌માંથી સદ્ ઉત્પન્ન થયું, એ વિચારણીય છે. અસદ્=અભાવ, શૂન્ય, તેમાંથી

સદ્ શી રીતે ઉત્પન્ન થઇ શકે? શૂન્ય હજાર એકત્ર કરવાથી એક અંક બનવો શકય નથી. શૂન્યનો સરવાળો શૂન્ય જ રહે છે. ગીતામાં કહ્યું છે કે **"नासतो विद्यते भावो नाभावो विद्यते सतः"** અસત્માંથી સત્=ભાવ થતો નથી અને સત્નો અસત્=અભાવ બનતો નથી. અસત્નો અવ્યાકૃત બ્રહ્મરૂપ જે લાક્ષણિક અર્થ કરવામાં આવે છે તેનો વિચાર પછી કરીશું.

(૨) ત્રીજી અને ચોથી ઋચાનો પરસ્પર વિરોધ આવે છે તે એ કે ત્રીજી ઋચામાં તો કહ્યું કે સત્માંની પ્રથમ દિશાઓ ઉત્પન્ન થઈ અને પછી વૃક્ષો ઉત્પન્ન થયાં. ચોથી ઋચામાં કહ્યું કે ભૂમિએ પ્રથમ વૃક્ષ ઉત્પન્ન કર્યા અને પછી દિશાઓ ઉત્પન્ન કરી.

(૩) ચોથી ઋચાના ઉત્તરાર્ધમાં બતાવ્યું કે અદિતિએ દક્ષ ઉત્પન્ન કર્યો અને દક્ષે અદિતિ ઉત્પન્ન કરી. એ પણ પરસ્પર વિરૂદ્ધ છે. પાંચમી ઋચામાં જે દક્ષને સંબોધીને કહ્યું કે, હે દક્ષ! તારી પુત્રી અદિતિએ દેવો પેદા કર્યા. શું આ વિરોધનું સમર્થન નથી? અદિતિના આઠ પુત્રો ગણાવ્યા તેમાં દક્ષનું નામ આવતું નથી એ હિસાબે અદિતિના પિતા દક્ષ ઠરે છે. વાલ્મિકિ રામાયણના અરણ્ય-કાંડના ૧૪ મા સર્ગમાં પણ દક્ષ પ્રજાપતિની સાઠ પુત્રીઓ પૈકી અદિતિ પણ એક પુત્રી દર્શાવી છે. તો પછી અદિતિએ દક્ષને પેદા કર્યો એનું શું સમજવું? ખુદ સાયણે પણ આ શંકા ભાષ્યમાં ઉઠાવી છે અને યાસ્કનાં વચનોથી તેનું સમાધાન કર્યું છે પણ તે સંતોષકારક નથી.

(૪) છઠી ઋચામાં દેવતાઓને પાણીમાં નાચતા દર્શાવ્યા છે તો પાણી તો હજુ ઉત્પન્ન થયું નથી. જમીન, વૃક્ષ અને દિશાઓની ઉત્પત્તિ તો બતાવી પણ પાણીની સૃષ્ટિ તો બતાવી નથી છતાં પાણીમાં દેવતાઓનું નૃત્ય શી રીતે થયું?

(૫) સાતમી ઋચામાં અદિતિના આઠ પુત્રોમાં એક પુત્ર સૂર્ય

છે જે તૈતરિય આરણ્યકથી સ્પષ્ટ થાય છે. વળી સાત પુત્રોને લઇને અદિતિ સ્વર્ગમાં જાય છે અને સૂર્યને આકાશમાં છોડી જાય છે એમ કહ્યું છે અને છઠ્ઠી ઋચામાં કહ્યું કે દેવતાઓ નૃત્ય કરતા હતા તેમાંથી એક તીવ્ર રેણુ આકાશમાં ઉડયો તેનો સૂર્ય બન્યો. શું આ બે વાતમાં પરસ્પર વિરોધ નથી આવતો? વળી માર્તંડ શબ્દની વ્યુત્પત્તિ અનુસાર મૃત અંડમાંથી સૂર્યને ઉત્પન્ન થયાનું બતાવ્યું છે. તો ખરૂં શું માનવું?

પાઠકો! ચાલો થોડા આગળ વધીએ. ઋગ્વેદના ૧૨૦ મા સૂક્તમાં સૂર્યનારાયણને ખાસ પરમાત્માના પુત્ર તરીકે બતાવ્યા છે અને શત્રુના સંહારક તરીકે ઓળખાવ્યા છે. જુઓ:

**तदिदास भुवनेषु ज्येष्ठं यतो जज्ञ उग्रस्त्वेषनृम्णः ।**
**सद्यो जज्ञानो निरिणाति शत्रूननु यं विश्वे मदन्त्यूमाः ॥**
**( ऋग्० १० । १२० । १ )**

અર્થ—ભુવન=ત્રણ લોકમાં જ્યેષ્ઠ=પ્રશસ્ત યા સૌથી પ્રથમ જગત્‌નું આદિ કારણ તે હતું. (તદ્ શબ્દથી બ્રહ્મનું ગ્રહણ કર્યું છે પણ તે એકદેશી અર્થ છે. સામાન્યથી તે પરમાત્મા અર્થ થઇ શકે) તે પરમાત્મા કે જેનાથી ઉગ્ર=પ્રદીપ્ત તેજવાળો ત્વેષનૃમ્ણ=સૂર્ય ઉત્પન્ન થયો. જે સૂર્યે ઉત્પન્ન થવાની સાથેજ શત્રુઓનો સંહાર કર્યો. જે સૂર્યને જોઇને સર્વ પ્રાણીઓ ખુશ થાય છે.

આમાં સૂર્યની ઉત્પત્તિ પરમાત્માથી બતાવી ૭૨ મા સૂક્તમાં અદિતિના આઠમા પુત્ર તરીકે યા દેવતાના તીવ્ર રેણુકણ તરીકે સૂર્યને ઓળખાવ્યો. શું આમાં પરસ્પર વિરોધ નથી આવતો? ભાષ્યકાર સાયણે એમ કહ્યું કે સૂર્ય ઉત્પન્ન થતાંજ મન્દેહાદિ રાક્ષસોને મારે છે. આંહિ પણ એક શંકા એ થાય છે કે પરમાત્માએ સૂર્યને બનાવ્યા પહેલાં રાક્ષસો ક્યાંથી પ્રગટ થયા? આંહિ તો પરમાત્મા અને સૂર્યની વચ્ચે રાક્ષસોની ઉત્પત્તિ બતાવી નથી. કદાચ તે પ્રગટ થઇ ચુક્યા તો સૂર્યની સાથે તેમની શત્રુતા શી? કદાચ પૂર્વની શત્રુતા હોય તો-

પણ દયાળુ પરમાત્માના પુત્ર તરીકે જન્મ પામેલ સૂર્યમાં એવી ઘાતક વૃત્તિ=ક્રૂરતા ક્યાંથી આવી ? કદાચ અંધકારને સૂર્યનો શત્રુ માનીને તેનો નાશ કરવાને પરમાત્માએ સૂર્યને પેદા કર્યો એમ માનીએ તો '**शत्रून्**' એ બહુવચનની અનુપપત્તિ આવે છે. વળી સાયણાચાર્યે તો મન્દેહાદિ રાક્ષસોનાં નામ લઈને તેમને બહુશત્રુ તરીકે નિર્દેશ્યા છે. ત્રીજી અસંગતિ એ છે કે સૂર્યને જોઈ બધાં '**उमाः**' પ્રાણીઓ ખુશી થાય છે. તો સૂર્ય ઉત્પન્ન થયા પહેલાં શું બધાં પ્રાણીઓ ઉત્પન્ન થઈ ચુક્યાં હતાં ? આંહિ તો સૂર્ય અને પરમાત્માની વચ્ચે પ્રાણીઓની સૃષ્ટિ બતાવી નથી. આ ઋચાથી તો ઉલટું એ સિદ્ધ થાય છે કે રાક્ષસ પ્રાણીઓ વગેરે લોકમાં મોજુદ હતા જ. ફક્ત એક સૂર્યની ગેરહાજરીથી લોકો મુંઝાતા હતા. રાક્ષસો પ્રાણીઓને ડરાવતા હતા. પરમાત્માએ સૂર્યને પેદા કરવાથી રાક્ષસો યા અંધારાનો નાશ થયો તેથી પ્રાણીઓ ખુશી થયાં. અથવા તો ઈતિહાસકારોના કહેવા પ્રમાણે જ્યાં લાંબા વખત સુધી સૂર્યનાં દર્શન થતાં નથી એવા નોર્વે જેવા પ્રદેશમાં રહેતાં મનુષ્ય વગેરે પ્રાણીઓ જ્યારે એશીયામાં આવ્યાં ત્યારે દરરોજ સૂર્યનાં દર્શન થતાં અને અંધકાર નષ્ટ થયેલ જોતાં તે લોકો ખુશી થયા. તેમની દૃષ્ટિએ સૂર્યનો આવિર્ભાવ થતો જોવામાં આવ્યો. આવા સૂર્યને પરમાત્મા શિવાય બીજો કોણ પેદા કરે ? એવી કલ્પના થતાં આ ઋચાનો ઉચ્ચાર તેમના મુખેથી થયો હોય તો તેમાં શું અસંગતિ જણાય છે ? ખરી રીતે તો વિષુવવૃત્ત પ્રદેશથી ૨૩॥ અંશ દક્ષિણે અને ૨૩॥ અંશ ઉત્તરે સૂર્યનો ઉદય અસ્ત દરરોજ થયા જ કરે છે પણ અન્ય પ્રદેશમાંથી સૂર્યવાળા પ્રદેશમાં આવનાર પ્રાણીને અજાયબી લાગે કે ખુશાલી થાય તેમાં નવાઇ નથી. અસ્તુ.



# પુરૂષસૂક્તની સૃષ્ટિ

## [ વૈદિક સૃષ્ટિનો પહેલો-બીજો પ્રકાર ]

હવે આપણે પુરૂષસૂક્ત કે જે લગભગ બધા વેદોમાં આવે છે તેનું નિરીક્ષણ કરીએ.

**सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।**
**स भूमिं विश्वतो वृत्वा त्यतिष्ठद्दशाङ्गुलम् ॥**

( ऋग्० १० । ९० । १ )

અર્થ—સર્વ પ્રાણી સમષ્ટિરૂપ બ્રહ્માંડ છે દેહ જેહનો એહવો વિરાટ્ નામે પુરૂપ કે જેનાં હજાર=અનન્ત મસ્તક છે, અનન્ત આંખ છે, અનંત પગ છે તે પુરૂપ, ભૂમિ=બ્રહ્માંડને ચારે તરફથી વીંટીને દશ આંગુલ બ્હાર નીકળતો રહે છે, અર્થાત્ બ્રહ્માંડવ્યાપી છે.

**पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भव्यम् ।**
**उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ॥**

( ऋग्० १० । ९० । २ )

અર્થ—જે વર્તમાનકાલમાં જગત્ દેખાય છે, જે ભૂતકાલમાં હતું અને જે ભવિષ્યમાં હશે તે બધું પુરૂપરૂપ જ છે. તે પુરૂપ અમૃતત્વ-દેવત્વનો સ્વામી છે. તે પ્રાણીઓનાં ભોગ્ય કર્મો ભોગવાવવાના કારણથી જગદવસ્થામાં પ્રકટ થાય છે.

**एतावानस्य महिमातो ज्यायाँश्च पूरुषः ।**
**पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥**

( ऋग्० १० । ९० । ३ )

અર્થ—આટલું જગત્ તો એહનો મહિમા છે. પુરૂપ તો એ મહિમાથી ક્યાંએ અધિક છે. આ અખિલ બ્રહ્માંડ તો તેનો ચોથો હિસ્સો છે. ત્રણ હિસ્સા તો સ્વપ્રકાશ સ્વરૂપમાં જ અમૃતત્વ રૂપે રહે છે.

**त्रिपादूर्ध्व उदैत्पुरुषः पादोऽस्येहाभवत्पुनः ।**
**ततो विष्वङ्व्यक्रामत् साशनानशने अभि ॥**

**( ऋग्० १० । ९० । ४ )**

અર્થ—જે ત્રણ હિસ્સા સંસારસ્પર્શથી રહિત છે, તે હમેશાં શુદ્ધ પુરૂષરૂપે નિર્લેપજ રહે છે. શેષ એક પાદ માયાથી લિપ્ત થઈ જગત્ રૂપે બને છે. માયાને યોગે તે એક પાદ નર તિર્યંચ આદિ વિવિધ રૂપે અર્થાત્ સાશન=ભોજનવ્યવહાર સહિત ચેતન અને અનશન=ભોજન વ્યવહારરહિત જડથી વ્યાપ્ત થઈ જાય છે.

**तस्माद्विराळजायत विराजोऽधिपूरुषः ।**
**स जातोऽत्यरिच्यत पश्चाद्भूमिमथो पुरः ॥**

**( ऋग्० १० । ९० । ५ )**

અર્થ—તે આદિ પુરૂષથી વિરાટ્=બ્રહ્માંડદેહ ઉત્પન્ન થયો. તે આદિપુરૂષ તે વિરાટ્દેહમાં પ્રવેશ કરી બ્રહ્માંડાભિમાની દેવતારૂપ જીવ બન્યો. તેનું નામ વિરાટ્ પુરૂષ યા અધિપુરૂષ. ત્યારપછી તે વિરાટ્ પુરૂષ દેવતા તિર્યંચ મનુષ્યાદિ પ્રાણીરૂપે બન્યો, અર્થાત્ વિરાટ્થી જુદો પડયો. પછી તેણે ભૂમિ સર્જી અને પુર એટલે શરીરો સાત ધાતુથી પુર્યાં—અર્થાત્ જીવોનાં શરીરની સૃષ્ટિ કરી.

**यत्पुरुषेण हविषा देवा यज्ञमतन्वत ।**
**वसन्तोऽस्यासीदाज्यं ग्रीष्मइध्मः शरद्धविः ॥**

**( ऋग्० १० । ९० । ६ )**

અર્થ—ઉત્તર સૃષ્ટિની સિદ્ધિ માટે બાહ્ય દ્રવ્ય ન હોવાથી દેવોએ યજ્ઞ માંડયો. તે યજ્ઞમાં દેવોએ વિરાટ્ પુરૂષને હવિ બનાવ્યો. તે યજ્ઞ માનસિક હતો એટલે પુરૂષને આગમાં હોમવાને બદલે સંકલ્પ માત્રથી તે પુરૂષને પશુ માની યજ્ઞસ્તંભમાં બાંધી હવિરૂપે મનમાં કલ્પના કરી. વસંત ઋતુજ એ યજ્ઞમાં ઘી હતું. ગ્રીષ્મ ઋતુ ઇંધણાં અને શરદ્ ઋતુ હવિ તરીકે માનવામાં આવી.

**तं यज्ञं बर्हिषि प्रौक्षन् पुरुषं जातमग्रतः ।**
**तेन देवा अयजन्त साध्या ऋषयश्च ये ॥**
**( ऋग्० १० । ९० ।**

અર્થ—સૌથી પહેલાં ઉત્પન્ન થયેલ વિરાટ્ પુરૂષને યજ્ઞ કહેવામાં આવે છે. તે યજ્ઞપુરૂષને બર્હિષ્ એટલે માનસયજ્ઞમાં દે હોમ્યો. સૃષ્ટિ સાધવાને યોગ્ય પ્રજાપતિ આદિ દેવોએ તથા ( કૂલ ઋષિઓએ તે પશુ તરીકે માનેલા યજ્ઞપુરૂષવડે માનસ યજ્ઞ ર

**तस्माद्यज्ञात्सर्वहुतः संभृतं पृषदाज्यम् ।**
**पशून्ताँश्चक्रे वायव्या–नारण्यान् ग्राम्याश्च ये ॥**
**( ऋग्० १० । ९० ।**

અર્થ—સર્વાત્મક પુરૂષ જે યજ્ઞમાં હોમાય તે યજ્ઞનું નામ સર્વ તે સર્વહુત્=પુરૂષમેધ યજ્ઞમાંથી દેવોએ દધિયુક્ત ઘી આદિ પદાર્થ, વાયવ્ય, આરણ્યક (જંગલી) અને ગામનાં પશુઓ બના

**तस्माद्यज्ञात्सर्वहुत ऋचः सामानि जज्ञिरे ।**
**छन्दांसि जज्ञिरे तस्माद्यजुस्तस्मादजायत ॥**
**( ऋग्० १० । ९० ।**

અર્થ—તે સર્વહુત્ યજ્ઞમાંથી ઋગ્વેદ, યજુર્વેદ અને સા તથા છંદ–ગાયનો ઉત્પન્ન થયાં.

**तस्मादश्वा अजायन्त ये के चोभयादतः ।**
**गावो ह जज्ञिरे तस्मात्तस्माज्जाता अजावयः ॥**
**( ऋग्० १० । ९० ।**

અર્થ—તે યજ્ઞમાંથી ઘોડા, ઉપર નીચે દાંતવાળા ગધેડા, ગાયો, બકરી, ઘેટાં ઉત્પન્ન થયાં.

**यत्पुरुषं व्यदधुः कतिधा व्यकल्पयन् ।**
**मुखं किमस्य कौ बाहू का ऊरू पादा उच्येते ॥**
**( ऋग्० १० । ९० ।**

અર્થ—પ્રજાપતિના પ્રાણરૂપ દેવોએ જે વિરાટ્ પુરૂષને બનાવ્યો, તેની કલ્પના કેટલે પ્રકારે કરી? એ પુરૂષનું મુખ શું હતું? એ ભુજા શું હતી? એ સાથળ અને એ પગ શું હતા?

**ब्राह्मणोऽस्य मुखमासीद्बाहू राजन्यः कृतः ।**
**ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रोऽजायत ॥**
**( ऋग्० १० । ९० । १२ )**

અર્થ—બ્રાહ્મણ એ પુરૂષના મુખમાંથી ઉત્પન્ન થયા, ક્ષત્રિય ભુજામાંથી, વૈશ્ય ઉરૂમાંથી અને શૂદ્ર પગમાંથી ઉત્પન્ન થયા.

**चन्द्रमा मनसो जातश्चक्षोः सूर्यो अजायत ।**
**मुखादिन्द्रश्चाग्निश्च प्राणाद्वायुरजायत ॥**
**( ऋग्० १० । ९० । १३ )**

અર્થ—એ પુરૂષના મનમાંથી ચંદ્ર, આંખમાંથી સૂર્ય, મુખમાંથી ઇન્દ્ર અને અગ્નિ તથા પ્રાણમાંથી વાયુ ઉત્પન્ન થયો.

**नाभ्या आसीदन्तरिक्षं शीर्ष्णो द्यौः समवर्तत ।**
**पद्भ्यां भूमिर्दिशः श्रोत्रात्तथा लोकाँ अकल्पयन् ॥**
**( ऋग्० १० । ९० । १४ )**

અર્થ—એ પુરૂષની નાભિમાંથી અંતરિક્ષ, મસ્તકમાંથી સ્વર્ગ, પગમાંથી ભૂમિલોક તથા કાનમાંથી દિશાઓની કલ્પના કરી.

**सप्तास्यासन् परिधयस्त्रिःसप्त समिधः कृताः ।**
**देवा यद्यज्ञं तन्वाना अबध्नन् पुरुषं पशुम् ॥**
**( ऋग्० १० । ९० । १५ )**

અર્થ—એ યજ્ઞની ગાયત્રી આદિ સાત છંદ રૂપી સાત પરિધિ હતી. બાર માસ, પાંચ ઋતુ, ત્રણ લોક અને સૂર્ય એ એકવીશ સમિધ્--ઇંધણાં હતાં. પ્રજાપતિના પ્રાણ અને ઇન્દ્રિયરૂપ દેવોએ માનસ યજ્ઞ કરતાં વિરાટ્ પુરૂષને પશુત્વની ભાવનાથી હવિરૂપે માની યજ્ઞસ્તંભમાં બાંધ્યો.

**यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन् ।**
**तेह नाकंमहिमानः सचन्त यत्र पूर्वे साध्याः सन्ति देवाः ॥**
**( ऋग्० १० । ९० । १६ )**

અર્થ—દેવોએ માનસ યજ્ઞથી પુરૂષ યજ્ઞ યા પ્રજાપતિ યજ્ઞ કર્યો. તે યજ્ઞમાં જગન્નિર્માણ રૂપ મુખ્ય ધર્મ હતો. તે યજ્ઞના ઉપાસકો વિરાટ્ પ્રાપ્તિ રૂપ સ્વર્ગને પામે છે કે જ્યાં સાધ્ય દેવો=સૃષ્ટિ સાધવાને યોગ્ય દેવો રહે છે. એ યજ્ઞનું બીજું ફલ છે.

## સમાલોચના.

પ્રથમની ચાર ઋચાઓ પુરૂષ અને જગત્‌નું સ્વરૂપ બતાવતાં પરસ્પર વ્યાપ્ય વ્યાપકતા દર્શાવે છે. પહેલી ઋચામાં પુરૂષના હજાર મસ્તક અને હજાર આંખ તથા પગ દેખાડ્યા છે તેની ઘટના બરાબર થતી નથી કારણકે એક મસ્તક દીઠ બે આંખ અને બે પગ હોવા જોઈએ. એક મસ્તક દીઠ એક આંખ અને એક પગ હોય તો તે પુરૂષ કાણો અને લંગડો બની જાય. આ અસંગતિનો પરિહાર કરવા તો ભાષ્યકારે ઠીક ખુલાસો કરી દીધો કે સહસ્ર શબ્દ ઉપલક્ષણ માત્ર છે. તેનો અર્થ સાયણે 'અનંત' કર્યો છે. રામાનુજે 'અસંખ્ય' અર્થ કર્યો છે. મંગલાચાર્ય અને મહીધરે 'બહુત્વ' અર્થ કર્યો છે. અર્થાત્ મસ્તક આંખ અને પગવાળા જીવો જગત્‌માં અસંખ્ય=અગણિત=અનંત છે. તે બધા અવયવો આદિ પુરૂષના ગણાય માટે તે આ પુરૂષનું નામ વિરાટ્ પુરૂષ કહેવાય છે કારણકે વિરાટ્ બ્રહ્માંડ તેનું શરીર છે, અને તે શરીરનો અભિમાની તે શરીરમાં પ્રવેશ કરનાર વિરાટ્ પુરૂષ છે. બ્રહ્માંડ અને વિરાટ્ પુરૂષ પરસ્પર વ્યાપ્ય વ્યાપક છે. બીજો આદિ પુરૂષ યા મુખ્ય પુરૂષ જગત્‌વ્યાપક તો છે, પણ જગત્‌થી બ્હાર પણ રહે છે. પહેલી ઋચા એમ કહે છે કે જગત્‌થી દશ અંગુલ બ્હાર રહે છે, અર્થાત્ વિરાટ્ પુરૂષ યા બ્રહ્માંડથી આદિ પુરૂષ-પરમાત્મા દશ અંગુલ ચારે તરફ બ્હાર રહે છે. ત્રીજી ઋચામાં

કહ્યું છે કે આદિ પુરુષનો એક પાદ બ્રહ્માંડવ્યાપી બને છે અને ત્રણ પાદ બ્રહ્માંડથી બ્હાર અલિપ્ત રહે છે. એ અભિપ્રાય સાયણ અને મહીધરનો છે. એ હિસાબે પહેલી ઋચા અને ત્રીજી ઋચાનો પરસ્પર વિરોધ જણાય છે. મંગલાચાર્ય અને રામાનુજ ઉપરનો વિરોધ એવી રીતે દૂર કરે છે કે દિવિ શબ્દનો અર્થ ઉર્ધ્વલોક અથવા જનલોક અને સત્યલોક સમજવો. અર્થાત્ ત્રણ પાદ તો ઉર્ધ્વ લોકમાં પ્રકાશે છે અને એક પાદ અધોલોકમાં પ્રકાશે છે. એટલા માટે ભૂલોક કરતાં સ્વર્ગલોકમાં અધિક સુખ અને અધિક પ્રકાશ છે. આ હિસાબે પહેલી અને ત્રીજી ઋચાનો વિરોધ મટી જાય છે. પણ ભાષ્યકારોનો મતભેદ તો ઉભોજ રહે છે કેમકે સાયણ અને મહીધરને મતે બ્રહ્માંડથી ત્રણગણો મ્હોટો આદિ પુરુષ છે, જ્યારે મંગલાચાર્ય અને રામાનુજને મતે બ્રહ્માંડવ્યાપી—બ્રહ્માંડપરિમિત આદિ પુરુષ છે એટલે આદિ પુરુષ અને વિરાટ્ પુરુષ લગભગ બરાબર છે. આ એક મતભેદ.

(૨) પહેલી ઋચામાં ભૂમિ શબ્દ આવે છે. તેનો પ્રસિદ્ધ અર્થ તો પૃથ્વી થાય છે, પણ ભાષ્યકારોએ તે અર્થ છોડીને નવો અર્થ સ્વીકાર્યો છે. સાયણે તો ભૂમિ શબ્દનો અર્થ બ્રહ્માંડનો ગોળો કર્યો છે. મહીધરે ભૂમિ શબ્દ ભૂતોપલક્ષક માની તેનો અર્થ 'પૃથ્વી, જલ આદિ પાંચ ભૂત' એવો કર્યો છે. મંગલાચાર્યે ભૂશબ્દોપલક્ષિત ભૂર્ભુવઃ સ્વઃ એ ત્રૈલોક્ય ભૂમિ શબ્દનો અર્થ કર્યો છે. રામાનુજે સ શબ્દને ભૂમિ સાથે જોડી સમસ્ત ભૂમિ શબ્દનો અર્થ કર્યો છે પ્રકૃતિ સહિત. અર્થાત્ ભૂમિ એટલે પ્રકૃતિ તે સહિત જીવ કાલ અને સ્વભાવરૂપ સમુદાય એટલો અર્થ સભૂમિ શબ્દનો કર્યો છે. આમ જુદો જુદો અર્થ કરવા છતાં બ્રહ્માંડવ્યાપિત્વરૂપ તાત્પર્યમાં ચારે એકત્ર થઇ જાય છે. પણ પાંચમી ઋચામાં જે ભૂમિ શબ્દ આવે છે, ત્યાં કેમ બધા બદલી જાય છે? મહીધર અને સાયણ તો ભૂમિ એટલે પૃથ્વી અર્થ કરે છે. મંગલાચાર્ય અતલ વિતલ આદિ સાત

ભુવન યા પાતાલ લોક પચાશ ક્રોડ જોજનના વિસ્તારવાળો એમ અર્થ કરે છે, જ્યારે રામાનુજાચાર્ય ભૂમ્યન્ત સમુદાય એવો અર્થ કરે છે. એનો સમન્વય કયાં થશે? એકજ સૂક્તમાં એક ઠેકાણે એક અર્થ અને બીજે ઠેકાણે બીજો અર્થ એ કલ્પના નહિ તો બીજું શું?

(૩) એવીજ રીતે ચોથી ઋચામાં આવેલ સાશન અને અનશન શબ્દના સંબંધમાં પણ જુદા જુદા મત છે. સાયણ તો સાશન એટલે ભોજનવ્યવહાર સહિત ચેતન જગત્ અને અનશન એટલે ભોજન-વ્યવહાર રહિત જડ જગત્ એવો અર્થ કરે છે. મતલબ કે પરમાત્માનો ચતુર્થાંશ જડ ચેતન વ્યાપ્ત બને છે. ત્રણ હિસ્સા તો ચેતને ચેતન રહે છે. એ સાયણનું તાત્પર્ય છે. મહીધરનો પણ એજ અભિપ્રાય છે. મંગલાચાર્યે સાશન શબ્દનો અર્થ અધોલોક અને અનશન શબ્દનો અર્થ ઉર્ધ્વ લોક કર્યો છે, કારણકે અશન એટલે કર્મ ફલ કર્તૃત્વ ભોક્તૃત્વાદિ વ્યવહાર, તે સહિત તે સાશન અને તેવા વ્યવહાર-રહિત તે અનશન. અધોલોકમાં તેવો વ્યવહાર છે માટે સાશન અધોલોક અને અનશન ઉર્ધ્વ લોક. રામાનુજાચાર્યે અશનાનો અર્થ વાસના કર્યો છે. સાશના એટલે વાસના સહિત અધોલોક અને અનશના એટલે વાસનારહિત ઉર્ધ્વ લોક. આ હિસાબે સાયણ મહીધરનો એક મત અને મંગલાચાર્ય તથા રામાનુજાચાર્યનો બીજો મત. આ અર્થભેદથી આદિ પુરૂષની મહત્તામાં પણ મ્હોટો ભેદ પડી જાય છે તે આ પ્રમાણેઃ-સાયણ અને મહીધરના મત પ્રમાણે આદિ પુરૂષના ત્રણ હિસ્સા સંસારસ્પર્શથી રહિત અને એક હિસ્સો—ચતુર્થ ભાગ સંસારસ્પર્શ—જગદ્વિકારથી સહિત છે. જ્યારે મંગલાચાર્ય અને રામાનુજાચાર્યના મત પ્રમાણે પરમાત્માના ત્રણ હિસ્સા ઉર્ધ્વલોકમાં અને એક હિસ્સો અધોલોકમાં પ્રકાશમાન થાય છે. એટલે ચારે હિસ્સા બ્રહ્માંડમાંજ આવી જાય છે. તફાવત એટલો કે ઉર્ધ્વલોકમાં ત્રણ હિસ્સા માટે અધિક પ્રકાશ જ્યારે અધોલોકમાં એક હિસ્સો માટે ન્યૂન પ્રકાશ.

પાંચમી ઋચામાં સૃષ્ટિક્રમ સંક્ષેપથી દર્શાવ્યો છે. સૌથી પહેલાં વિરાટ્‌ની ઉત્પત્તિ થાય છે. વિરાટ્‌ના બે અર્થ થાય છે. જગત્ અને ઇશ્વરસ્થાનીય વિરાટ્ પુરૂષ. આંહિ જેની પ્રથમ ઉત્પત્તિ દર્શાવી છે તે વિરાટ્ પુરૂષ નહિ પણ બ્રહ્માંડ–જગત્ છે. બ્રહ્માંડ તૈયાર થયા પછી તેમાં પ્રવેશ કરનાર અને બ્રહ્માંડને પોતાનો દેહ બનાવી તે દેહનો અભિમાન રાખનાર વિરાટ્ પુરૂષ (હજાર મસ્તક આદિવાળો ઇશ્વર) ઉત્પન્ન થાય છે. ત્યારપછી તે વિરાટ્ પુરૂષ દેવ તિર્યંચ મનુષ્ય આદિ જીવરૂપ ધારણ કરે છે. તે જીવોને પોતાથી અલગ કરે છે. ત્યારપછી ભૂમિ–જમીન બનાવે છે અને ત્યારપછી ઉપર કહેલ જીવોનાં શરીર બનાવે છે. બસ, આ એક શ્લોકમાં વિરાટ્‌ની સૃષ્ટિનો ક્રમ પુરો થાય છે. સ્પષ્ટતાથી કહીએ તો આ પ્રમાણે—

૧ તે પુરૂષ—આદિપુરૂષ.
૨ વિરાટ્ બ્રહ્માંડ–જગત.
૩ વિરાટ્ પુરૂષ.
૪ દેવાદિ જીવો.
૫ પૃથ્વી.
૬ જીવોનાં શરીરો.

આ ક્રમ સાયણ અને મહીધરના મત પ્રમાણે છે. મંગલાચાર્ય વિરાટ્ પુરૂષને વિરાટ્ જગત્‌થી ઉત્પન્ન થયાનું કહે છે, આદિ પુરૂષથી નહિ. દેવાદિ જીવોની અલગ સૃષ્ટિ બતાવતા નથી. છઠે નંબરે જીવોનાં શરીરને બદલે જરાયુજાદિ ચતુર્વિધ ભૂતયોનિ ઉત્પન્ન થવાનું કહે છે. દેવાદિ જીવોની ઉત્પત્તિને બદલે ઉર્ધ્વલોકમાં પુરૂષ પ્રકાશે છે એમ કહે છે.

મંગલ ભાષ્યનો સ્પષ્ટ સૃષ્ટિક્રમ આ પ્રમાણે—

૧ તે પુરૂષ—આદિપુરૂષ.
૨ વિરાટ્=બ્રહ્માંડ શરીર.
૩ વૈરાજ પુરૂષ.

૪ વૈરાજ પુરૂષનું ઉર્ધ્વલોક પ્રકાશન.
૫ ભૂમિ–પૃથ્વી.
૬ જરાયુજાદિ ભૂતયોનિ.

રામાનુજના ભાષ્યાનુસાર સૃષ્ટિક્રમ—

૧ તે પુરૂષ–અંતર્યામી આદિપુરૂષ.
૨ કાર્યકારણરૂ પ્રકૃત્યધિષ્ટાતા વિરાટ્ પુરૂષ.
૩ મહત્તત્ત્વાદિ કાર્યાધિષ્ટાતા અધિપુરૂષ.
૪ મહત્તત્ત્વ અહંકારાદિરૂપ કાર્યપરિણત-સ્વતંત્ર અતિરિક્ત.
૫ ભૂમ્યન્ત સમુદાય=પંચભૂત સમુદાયસર્જન.
૬ દેહ આદિ.

ઉપર પ્રમાણે ચાર ભાષ્યકારોના જુદા જુદા અભિપ્રાય છે. સ્વામી દયાનંદજીનો અભિપ્રાય તો વળી એમનાથી પણ જુદો છે. એમણે તો ઘણે ઠેકાણે અર્થમાં ફેરફાર કર્યો છે. તેની સમાલોચના કરતાં આંહિ બહુ વિસ્તાર વધી જાય, તેથી તેનો ખાસ ઉલ્લેખ જુદા પ્રકરણમાં કરીશું.

આમાં આદિપુરૂષ વાચક તત્ શબ્દ રાખ્યો છે, તે પૂર્વ પરામર્શક છે. પૂર્વમાં તો પુરૂષ શબ્દ આવ્યો છે. પુરૂષ શબ્દ ખાસ કરીને સાંખ્ય અને યોગદર્શનને અભિમત દ્દષ્ટ વાચક છે. તેને બ્રહ્મવાદમાં શા માટે અપનાવી લીધો છે? ભાષ્યકાર ઘણે ભાગે બ્રહ્મવાદી છે માટે તેને વેદાંતશાસ્ત્રપ્રસિદ્ધ પરમાત્મા બનાવી દીધો છે? ગમે તે હો, એ ચર્ચામાં ઉતરવાની જરૂર નથી; પણ એટલું તો બ્રહ્મવાદીઓએ બતાવવું જોઇએ કે નિર્ગુણ, નિર્વિકારી, પરમબ્રહ્મરૂપ આદિ પુરૂષમાંથી બ્રહ્માંડ–જડ જગત્ શી રીતે ઉત્પન્ન થયું? નિરવયવમાંથી સાવયવ કેમ બન્યું? નિરાકારમાંથી સાકાર કેમ પેદા થયું? નિર્ગુણમાંથી સગુણ શી રીતે બન્યું? ભૂમિ અને ભૂતયોનિ પાછળથી બન્યાં તો બ્રહ્માંડ શેનું બનેલું હતું? શું બ્રહ્માંડનો ખોખો કે નકશો

પહેલાં બનાવ્યો અને તેની રચના ભૂમિ બનાવ્યા પછી કરી ? શું ઉર્ધ્વલોક પ્રથમ બનાવ્યો અને ભૂલોક પછી બનાવ્યો ? ઉર્ધ્વલોકમાં પરમાત્માનો ત્રણગણો પ્રકાશ અને ભૂમિલોકમાં ચતુર્થાંશ પ્રકાશ, આ ન્યૂનાધિકતાનું કારણ શું ? પરમાત્માના ત્રણ હિસ્સા નિર્લિપ્ત રહે છે અને એક હિસ્સામાં સૃષ્ટિ પ્રલય રૂપ જગદ્વિકાર થાય છે તે શા કારણથી ? નિરવયવ એક વસ્તુના હિસ્સા કેમ થયા ? આદિ પુરૂષમાંથી વિરાટ્ પુરૂષ ન્હાનો અને વિરાટ્ પુરુષમાંથી જીવો ન્હાના થયા તો મ્હોટામાંથી ન્હાના થવામાં મહિમા વધ્યો કે ઘટયો ? જીવ-માંથી શિવ થવું એ તો મહિમા વધ્યાનું લક્ષણ છે પણ શિવમાંથી જીવ થવું તે તો મહિમા ઘટયાનું લક્ષણ પ્રસિદ્ધ છે, તો આવી રીતે પરમાત્માનો મહિમા ઘટાડવો શું વ્યાજબી છે ? મહિમા ઘટે તેવી લીલા વાસનાવાળા પુરૂષને હોય, નિર્વાસનાવાળા પરમાત્માને વળી લીલા શી ? આનંદઘનજીએ ખરૂંજ કહ્યું છે કે—

"દોષરહિતને લીલા નવિ ઘટે રે, લીલા દોષ વિલાસ."

એક તરફ કહેવું કે **पुरुष एवेदम्**–આ જગત્ પુરૂષરૂપજ છે. બીજી તરફ કહેવું કે '**स जातोऽत्यरिच्यत**'–વિરાટ્ પુરૂષ દેવતિર્યક મનુષ્યાદિ જીવરૂપે અલગ થયો. આ બંને વસ્તુનો પરસ્પર વિરોધ આવતો નથી ? પ્રથમ જીવ બનાવ્યા પછી ભૂમિ બનાવી અને પછી જીવોનાં શરીર બનાવ્યાં તો શરીર ન બન્યાં ત્યાંસુધી જીવોને કયાં રાખ્યા ? શરીર બન્યાં ન હતાં ત્યાંસુધી પરમાત્માને '**सहस्रशीर्षा**' ઇત્યાદિ વિશેષણો લગાડ્યાં તે ઘટી શકે ખરાં કે ? આવા અનેક પ્રશ્નો અનેક મતભેદો પાંચ ઋચાની સમાલોચનામાં ઉપસ્થિત થાય છે માટે આ પ્રક્રિયા ખાસ વિચારણીય છે. ચાલો હવે પાછળની ઋચાનો વિચાર કરીએ.

છઠીથી દશમી સુધીની પાંચ ઋચાઓ દેવસૃષ્ટિનું પ્રતિપાદન કરે છે. વિરાટ્નો અધિકાર દેવોને મળે છે. વિરાટ્ રિટાયર થાય છે, દેવો

તેનું કામ ઉપાડી લે છે. સાયણ અને મહીધર કહે છે કે ઉત્તર સૃષ્ટિ માટે દ્રવ્યાંતરની જરૂર હોવાથી દેવોને યજ્ઞનો આરંભ કરવો પડે છે. યજ્ઞમાં હવિ આપવી જોઈએ. હવિ માટે કોઈ ઉત્તમ વસ્તુ જોઈએ. તેવી વસ્તુ ન મળવાથી પુરૂષનો હવિ તરીકે ઉપયોગ કરવાનો દેવો સંકલ્પ કરે છે. ભાષ્યકારના કહેવા પ્રમાણે આ યજ્ઞ માનસ યજ્ઞ હરે છે. માનસ યજ્ઞ એટલે મનની કલ્પનાથી યજ્ઞારંભ થાય છે. આ પુરૂષમેધ યજ્ઞમાં દેવો વિરાટ્પુરૂષને બલિ આપવા યજ્ઞસ્તંભમાં બાંધે છે, અર્થાત્ બાંધવાનો સંકલ્પ કરે છે. વસંતઋતુની ઘી તરીકે, ગ્રીષ્મઋતુને ઇંધણાં તરીકે અને શરદ્ઋતુને હવિ તરીકે કલ્પના કરે છે. ગાયત્રી આદિ સાત છંદને પરિધિ–વેદિકા અને બાર માસ, પાંચ ઋતુ, ત્રણ લોક અને સૂર્ય એ એકવીશ વસ્તુને સમિધ્ રૂપે કલ્પે છે. સાધ્ય દેવો અને ઋષિઓ મળી આ યજ્ઞ કરે છે. આ **સર્વકુલ** યજ્ઞમાંથી દેવો જંગલ અને ગામનાં પશુઓ તથા ઋગ્, યજુ અને સામ એ ત્રણ વેદ તથા યજ્ઞના પશુઓ ઘોડા, ગાય, બકરી, ઘેટાં વગેરે ઉત્પન્ન કરે છે. સૃષ્ટિનો ત્રીજો ટુકડો આ દેવસૃષ્ટિ થઈ.

આંહિ અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે. વિરાટ્ પુરૂષને રિટાયર કેમ થવું પડયું ? થાકી જવાથી કે શક્તિ ખુટી જવાથી ? વચમાં પડતું મુકવું એના કરતાં આરંભ ન કરવો એ વધારે ઠીક નથી ?

**अनारम्भो मनुष्याणां प्रथमं बुद्धिलक्षणम् ।**
**आरब्धस्यान्तगमनं द्वितीयं बुद्धिलक्षणम् ॥**

ઠીક છે, બાપનું કામ દીકરા કરે એમાં નવાઈ નથી. વિરાટ્ પુરૂષે ઉત્તર સૃષ્ટિનું કામ દેવોને સોંપ્યું તો દેવોને તેટલી શક્તિ કાં ન આપી ? કે યજ્ઞ કરીને તેમને શક્તિ ઉપાર્જિત કરવી પડે ? દેવોને બલિ આપવા માટે બીજી કોઈ વસ્તુ ન મળી તે પોતાના પૂજ્ય પિતા પરમાત્માને બલિ બનાવવો પડયો ? સ્તંભ અને દોરડાં ન હોવાથી બાહ્ય બંધનથી ભલે ન બાંધ્યા પણ બાંધવાનો સંકલ્પ તો કર્યો ?

મનથી પણ કોઈને ગાળો દઈએ, શાપ આપીએ કે દ્વેષ કરીએ તેથી સામા માણસને શું ખોટું લાગતું નથી? સંકલ્પહિંસાથી શું પાપ લાગતું નથી? કલ્પનામય યજ્ઞમાંથી ઘી, પશુ, ઘોડા, ગાય, બકરી, ઘેટાં વગેરે કલ્પનામય ઉત્પન્ન થયાં કે ખરાં ઘી, દૂધ આપે કે ચડવા કામ આવે તેવાં ઉત્પન્ન થયાં? કાલ્પનિક યજ્ઞમાંથી કાલ્પનિક પશુ આદિ ઉત્પન્ન થાય એમાં તો નવાઈ નથી પણ ખરાં ઉત્પન્ન થાય એ નવાઈની વાત ગણાય. તેમની સંકલ્પશક્તિ એવી હતી કે તે ચાહે તે ઉત્પન્ન કરી શકે, તો સંકલ્પશક્તિથી જ ઉત્તરસૃષ્ટિ કરવી હતી કે નવાં દ્રવ્યો બનાવી લેવાં હતાં. પિતાને હોમવાના કલંકથી મુક્ત પુરૂષમેધ યજ્ઞની શું જરૂર હતી? આવાં વર્ણનોથી નરમેધ, અજામેધ, અશ્વમેધ, વગેરે હિંસાપ્રધાન યજ્ઞોને ઉત્તેજન મળતાં પાપમય પ્રવૃત્તિની પરંપરા ચાલી હોય એમ કહી ન શકાય?

બારમી ઋચામાં દેવોનો અધિકાર ખાસ પ્રજાપતિને સોંપાય છે. એટલે પ્રજાપતિના મુખમાંથી મુખ તરીકે બ્રાહ્મણ, ભુજામાંથી યા ભુજા તરીકે ક્ષત્રિય, ઉરૂમાંથી યા ઉરૂ તરીકે વૈશ્ય અને પગમાંથી યા પગ તરીકે શૂદ્ર ઉત્પન્ન થયાનું બતાવ્યું છે. આ અધિકાર બદલવાનું શું કારણ છે તે કાંઇ જણાયું નથી. દરેક વર્ણનાં સ્ત્રી અને પુરૂષ બંને ઉત્પન્ન થયાં કે એક એક તે પણ કંઈ જણાવ્યું નથી. જો બંને એક સ્થાનથી ઉત્પન્ન થયાં હોય તો તે શું ભાઈ બ્હેન તરીકે ન ગણાય? ખરી રીતે તો એવી રીતે ઉત્પન્ન થવું કુદરતથી વિરૂદ્ધ છે. પ્રજાપતિને સૃષ્ટિનિયમ વિરૂદ્ધ આમ કરવાનું શું કારણ? શૂદ્રોએ પ્રજાપતિનો શું અપકાર કર્યો કે તેને નીચ બનાવ્યા અને બ્રાહ્મણોએ શું ઉપકાર કરી દીધો કે તેને ઉચ્ચ બનાવ્યા? જીવો જ્યારે પરમાત્માના અંશરૂપે પ્રગટ થયા ત્યારે તો બધા એકસરખા ઉત્પન્ન થયા હશે; અંશીના ગુણજ અંશમાં આવે છે તો ઉચ્ચતા નીચતા વચમાં ક્યાંથી ઘુસી ગઈ? જીવ અને શરીર તો વિરાટ્‌ના બનાવેલ છે તેમાં ભેદભાવ ઉત્પન્ન કરવાનો પ્રજાપતિને

શો અધિકાર? શું એમ કરવામાં વિરાટ્ પુરૂષનો અપકાર થતો નથી? મનુષ્યના જીવો અને શરીરો એકવાર વિરાટ્‌થી બની ચુક્યાં તેને ફરી પ્રજાપતિના મુખમાંથી અને પગમાંથી ઉત્પન્ન કરવાનું કારણ શું? આ તો સૃષ્ટિના આરંભની વાત ચાલે છે તેમાં પુનર્જન્મનો પ્રસંગ ક્યાંથી પ્રાપ્ત થઈ ગયો? ખરી રીતે તો પરમાત્માએ સમાન દૃષ્ટિથી અને ન્યાયદૃષ્ટિથી જે મનુષ્યવર્ગને એકરૂપે બનાવ્યા તેમને પ્રજાપતિ ઉંચા નીચા બનાવી કોઈ વર્ગને ઉતારી પાડે એ પ્રજાપતિનો વિરાટ્‌પુરૂષની સમાન દૃષ્ટિની સ્હામે નરો બળવો નહિ તો બીજું શું કહી શકાય?

તેરમી અને ચૌદમી ઋચામાં પ્રજાપતિના મનમાંથી ચન્દ્રમા, આંખમાંથી સૂર્ય, મુખમાંથી ઇન્દ્ર અને અગ્નિ, પ્રાણમાંથી વાયુ, નાભિમાંથી આકાશ, મસ્તકમાંથી દ્યુલોક—સ્વર્ગ, પગમાંથી ભૂમિ, કાનમાંથી દિશાઓ ઉત્પન્ન થવાનું કહ્યું છે.

સૂર્યને ઉત્પન્ન થવાના બે ત્રણ પ્રકાર આગળ બતાવી ચુક્યા છીએ. અદિતિનો આઠમો પુત્ર સૂર્ય, દેવતાનો તીવ્ર રેતકણ સૂર્ય અને મૃત અંડમાંથી ઉત્પન્ન થયેલ સૂર્ય, એ ત્રણ અને આ ચોથો પ્રકાર પ્રજાપતિની આંખમાંથી ઉત્પન્ન થતો સૂર્ય; શું આ ચાર સૂર્ય જુદા જુદા છે કે એકજ?

શું સૂર્ય પ્રથમ ન્હાનો હશે અને પછી ક્રમથી વધતાં વધતાં મ્હોટો થયો હશે કે પ્રથમથીજ આવડો હશે? વધતો તો દેખાતો નથી તો પ્રથમથીજ આટલો મ્હોટો હશે તો તે આંખમાંથી શી રીતે ઉત્પન્ન થયો હશે? શું પ્રજાપતિની આંખ સૂર્ય કરતાં પણ મ્હોટી હશે! આંખ તો ડાબી જમણી બે હોવી જોઈએ તેમાંથી કઈ આંખમાંથી સૂર્ય ઉત્પન્ન થયો હશે? એક આંખમાંથી સૂર્ય તો બીજી આંખમાંથી ચંદ્રમા ઉત્પન્ન ન થઈ શકત? તેનું ઉત્પત્તિસ્થાન મન બનાવવાનું શું પ્રયોજન? અદિતિના આઠ પુત્રોમાં ઇંદ્ર પણ

એક છે. તેને આંહિ પ્રજાપતિના મુખમાંથી ઉત્પન્ન થવાનું કહ્યું છે તે વિરોધ નથી ? નાભિમાંથી અંતરિક્ષ ઉત્પન્ન થયું તો નાભિ અંતરિક્ષ કરતાં મ્હોટી હશે ? મસ્તકમાંથી સ્વર્ગલોક તો મસ્તક કેટલું મ્હોટું હશે ? પગમાંથી ભૂમિ ઉત્પન્ન થઈ તો પગ કેટલા મ્હોટા હશે ? કાનમાંથી દિશાઓ પેદા થઈ તો કાન કેટલા મ્હોટા હશે ? કાન તો બે હોય છે. આંહિ **श्रोत्रयत्** એ એકવચન છે, તો કયા એક કાનમાંથી દિશાઓ ઉત્પન્ન થઈ ? **अजायत** ને બદલે '**अकल्पयन्**' ક્રિયાપદ છે તો ઉત્પત્તિને બદલે આ બધી કલ્પના તો નથી ને ? બ્રહ્મવાદીને મતે જગત્ માત્ર કલ્પિત છે. વસ્તુગતે કંઈ છે નહિ તો '**अजायत, अजायत**' એમ કહેવાનું શું પ્રયોજન ?

પંદરમી ઋચામાં ૨૧ સમિધમાં ઋતુ પાંચ ગણાવી છે તો બાર માસની ઋતુ છ થવી જોઇએ તેની પાંચ કેમ દર્શાવી ?

સોળમી ઋચામાં યજ્ઞનાં બે ફલ દર્શાવ્યાં છે, એક સૃષ્ટિરચના મુખ્ય ફલ, બીજું પ્રજાપતિ પદપ્રાપ્તિ.

આથી ફલિત થાય છે કે સૃષ્ટિરચનાનું ફલ મુક્તિ નથી. જેવી કરણી તેવી ભરણી, તેવી પાર ઉતરણી. સંસારરચનાનું ફલ સંસારપ્રવૃત્તિજ હોઈ શકે, સંસારથી નિવૃત્તિરૂપ મુક્તિ નહિ.

## ઉપસંહાર.

ઉપરના સાત વાદીઓમાંથી બે વાદીઓ આ સૃષ્ટિક્રમમાં આવી જાય છે, તે (૧) દેવઉત્ત, (૨) બ્રંભઉત્ત. વિરાટ્ અને પ્રજાપતિ એ બે નવા સૃષ્ટિકર્તા પુરૂપ સૂક્તમાંથી મળે છે. મનુસ્મૃતિના સૃષ્ટિક્રમમાં સ્વયંભૂ, અંડ અને બ્રહ્મા એ ત્રણ સૃષ્ટિકર્તા સાતવાદીઓ પૈકીના છે. વિરાટ્, મનુ અને પ્રજાપતિ એ ત્રણ નવા છે. વિરાટ્ અને પ્રજાપતિ પુરૂપસૂક્ત સાધારણ છે, એક મનુ નવો છે. સાતમાંથી પાંચ મનુસ્મૃતિ અને પુરૂપસૂક્તમાં આવી જાય છે. ઈશ્વર અને પ્રકૃતિ એ બે આથી બ્હાર રહે છે. વિરાટ્, મનુ અને પ્રજાપતિ એ ત્રણને સાતમાં મેળવતાં દશ સૃષ્ટિકર્તા ઉપસ્થિત થાય છે.

મનુસ્મૃતિ અને પુરૂષસૂકત એ બંનેનો સૃષ્ટિક્રમ એક સરખો મળતો નથી. જુઓ:

| મનુસ્મૃતિ—સૃષ્ટિક્રમ. | પુરૂષસુકત—સૃષ્ટિક્રમ. |
|---|---|
| ૧ સ્વયંભૂ. | ૧ આદિપુરૂષ—બ્રહ્મ. |
| ૨ અંડ. | ૨ વિરાટ્—બ્રહ્માંડ. |
| ૩ બ્રહ્મા. | ૩ વિરાટ્—પુરૂષ. |
| ૪ વિરાટ્. | ૪ દેવો—યજ્ઞદ્વારા. |
| ૫ મનુ સાત. | ૫ પ્રજાપતિ. |
| ૬ મરીચિ આદિ દશ પ્રજાપતિ. | |

પુરૂષસૂકતનો વિરાટ્, આદિ પુરૂષ અને બ્રહ્માંડનો યોગ થતાં ઉત્પન્ન થાય છે; જ્યારે મનુસ્મૃતિનો વિરાટ્ બ્રહ્માના શરીરના નરરૂપ અને નારીરૂપ એ વિભાગનો યોગ થતાં મૈથુની સૃષ્ટિથી ઉત્પન્ન થાય છે. આ બે વિરાટ્ એક કે જુદા જુદા? આવડા મ્હોટા તફાવતનું શું કારણ? શું મનુસ્મૃતિની સૃષ્ટિ વેદમૂલક નથી? છે તો પુરૂષ-સૂકત સાથે સમન્વય કેમ થતો નથી? પુરૂષસૂકતના સૃષ્ટિક્રમમાં ત્રણ વેદો યજ્ઞદ્વારા દેવોથી ઉત્પન્ન થવાનું કહ્યું છે, જ્યારે મનુના સૃષ્ટિક્રમમાં અગ્નિ, વાયુ અને સૂર્યમાંથી બ્રહ્મે ત્રણ વેદ દૂધની માફક દોહ્યા એમ કહ્યું છે. આનું કારણ શું?

## શ્રુતિ-શ્રુતિમાં ભેદ.

ઋગ્વેદ અને મનુસ્મૃતિમાં કદાચ ભેદ પડે તો તેમાં કાલાન્તરનો પણ દોષ છે. પણ શ્રુતિ-શ્રુતિમાં ભિન્નતા જણાય તેનું શું કરવું? પુરૂષસૂકતમાં સૃષ્ટિમાં અનેક હિસ્સેદાર બનાવી અનેક વાદીઓનો પોતામાં અંતર્ભાવ કરવાને કોશીશ કરી છે. પણ ૧૨૧ મા નંબરના હિરણ્યગર્ભસૂકતમાં પ્રજાપતિ સિવાય બાકીના સૃષ્ટિકર્તાની ઉપેક્ષા કરી દીધી છે. જુઓ:

**ण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत्**
**दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥**
**( ऋग्० १० । १२१ । १ )**

અર્થ—અગ્રે=સૃષ્ટિ પહેલાં હિરણ્યગર્ભ=સુવર્ણના ઈંડામાંથી પેદા ર પ્રજાપતિ વિદ્યમાન હતો. તે હિરણ્યગર્ભ માયાના અધ્યક્ષપણા સૃષ્ટિ કરવા ઈચ્છનાર પરમાત્મામાંથી ઉત્પન્ન થતાંજ તે સર્વ તનો સ્વામી થયો. તેણે સ્વર્ગલોક દ્યુલોક–અંતરિક્ષ અને ભૂમિને ગુ કર્યાં. પ્રજાપતિને અમે હવિ વડે સેવીએ છીએ.

**द्यौरुग्रा पृथिवी च दृह्ला येन स्वः स्तभितं येन नाकः**
**अन्तरिक्षे रजसो विमानः कस्मै...( ऋग्० १० । १२१ । ५ )**

અર્થ—જે પ્રજાપતિએ અંતરિક્ષ, પૃથ્વી અને સ્વર્ગને સ્થિર કર્યાં; નાક=સૂર્યને આકાશમાં રોકી રાખ્યો, જે આકાશમાં પાણીનું ણ કરે છે, તે પ્રજાપતિ દેવને અમે હવિવડે સેવીએ છીએ.

**ो हिंसीज्जनिता यः पृथिव्या, यो वा दिवं सत्यधर्मा जजान**
**ापश्चन्द्रा बृहतीर्जजान कस्मै०...( ऋग्० १० । १२१ । ९ )**

અર્થ—જે પ્રજાપતિ પૃથ્વીને ઉત્પન્ન કરનાર છે, જે સત્યધર્મ- । પ્રજાપતિએ સ્વર્ગને ઉત્પન્ન કર્યું, જેણે આલ્હાદજનક પુષ્કળ ોને પેદા કર્યું તે પ્રજાપતિદેવને હવિ વડે અમે સેવીએ છીએ.

**ापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परिता बभूव ।**

... ... ... ... ... ...

**( ऋग्० १० । १२१ । १० )**

અર્થ—હે પ્રજાપતે! તારાથી અન્ય કોઈ દેવ વિશ્વવ્યાપી મહા- દિ સર્જવાને શક્તિમાન્ નથી.

આ ચાર ઋચાઓમાં યા દશ ઋચાવાળા આખા સૂક્તમાં ા પ્રજાપતિનેજ સૃષ્ટિકર્તા તરીકે બતાવ્યા છે. દશમી ઋચામાં માર દઈ ને કહ્યું છે કે તારા વિના બીજો કોઈ સર્વ ભૂતોને

સર્જવા શક્તિમાન નથી. પુરૂષસૂક્ત અને મનુસ્મૃતિ બંનેની વાત આ સૂક્તથી ખંડિત થઈ જતી નથી? પ્રજાપતિ સિવાય બાકીના બધા ઉમેદવારોને પોતપોતાની સૃષ્ટિપોથી સંકેલવી પડતી નથી? પહેલી ઋચાના અવતરણમાં સાયણે હિરણ્યગર્ભને પ્રજાપતિના પુત્ર તરીકે આલેખ્યો છે અને ઋચાનાજ ભાષ્યમાં હિરણ્યગર્ભને પ્રજાપતિ રૂપ બતાવ્યો છે. શું આ પરસ્પર વિરોધ આવતો નથી?

## વૈદિક સૃષ્ટિનો ત્રીજો પ્રકાર (ધાતા).

**ऋतं च सत्यं चाभीद्धात्तपसोऽध्यजायत ।**
**ततो राज्यजायत ततः समुद्रोऽर्णवः ॥**

**( ऋग्० १० । १९० । १ )**

અર્થ—ઋત=માનસિક સત્ય અને સત્ય=વાચિક સત્ય, તપેલ તપથી ઉત્પન્ન થયાં. ત્યારપછી રાત્રિ=અંધકાર ઉત્પન્ન થયો. ત્યારપછી પાણીવાળો સમુદ્ર ઉત્પન્ન થયા.

**समुद्रादर्णवा दधि संवत्सरो अजायत ।**
**अहोरात्राणि विदधद्विश्वस्य मिषतो वशी ॥**

**( ऋग्० १० । १९० । २ )**

અર્થ—સમુદ્ર પછી સંવત્સર ઉત્પન્ન થયો. (સંવત્સર સર્વકાલનો ઉપલક્ષક છે, અર્થાત્ સર્વકાલ ઉત્પન્ન થયો.) સૂર્ય અહોરાત્રને (ઉપલક્ષણથી સર્વભૂતને) ઉત્પન્ન કરતો સર્વ જગતનો સ્વામી બન્યો.

**सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत् ।**
**दिवं च पृथिवीं चान्तरिक्षमथो स्वः ॥**

**( ऋग्० १० । १९० । ३ )**

અર્થ—કાલના ધ્વજરૂપ સૂર્ય અને ચન્દ્ર, સુખરૂપ સ્વર્ગ, પૃથ્વી અને અંતરિક્ષને ધાતાએ પૂર્વની માફક બનાવ્યા.

આંહિ પ્રજાપતિને બદલે ધાતાને સૃષ્ટિકર્તા તરીકે બતાવ્યો. કદાચ પ્રજાપતિ અને ધાતાને એક રૂપ માનીએ તોપણ સૃષ્ટિક્રમ તો નવીનજ છે. મનુસ્મૃતિ અને પુરૂષસૂક્ત એ બંનેના પ્રજાપતિ કરતાં આ ધાતારૂપ પ્રજાપતિની સૃષ્ટિનો ક્રમ કેટલો બધો વિલક્ષણ છે? આમાં ધાતાને તપસ્યા કરવી પડે છે. તપસ્યાને યોગે ઋત અને સત્ય ઉત્પન્ન થાય છે. સત્યથી રાત્રિ–અંધકાર. આ એક વિચિત્રતા છે. સત્યથી પ્રકાશ થવો જોઇએ કે અંધકાર? (અહોરાત્ર પાછળ આવે છે તેથી રાત્રિ શબ્દનો અર્થ અંધકાર ગીતારહસ્યની પ્રસ્તાવનામાં તિલકજીએ કર્યો છે). અંધકારમાંથી પાણીવાળા સમુદ્ર શી રીતે ઉત્પન્ન થયા? સમુદ્રમાંથી કાલ શી રીતે પેદા થયો? કાલમાંથી અહોરાત્ર એટલે સર્વભૂત ઉત્પન્ન થયા એમ સાયણે ભાષ્યમાં કહ્યું છે. સર્વભૂત ઉત્પન્ન થયા પહેલાં સમુદ્રમાં પાણી કેવી રીતે ઉત્પન્ન થયું? પાણી પણ પાંચ ભૂતમાંનું એક ભૂત છે. સૂર્ય ચંદ્રમા પાછળ ઉત્પન્ન થાય છે અને અહોરાત્ર પહેલાં, એ પણ વિરોધ નથી શું? સૂર્ય ચંદ્ર વિના રાત્રિ દિવસ શી રીતે થયા? અંતરિક્ષ પછી અને સૂર્ય ચંદ્ર પહેલા, એ પણ વિરોધ નથી જણાતો? અંતરિક્ષ વિના સૂર્ય ચંદ્ર રહ્યા ક્યાં?

## ધાતાનો સૃષ્ટિક્રમ.

| | |
|---|---|
| ૧ ઋત. | ૬ અહોરાત્ર–સર્વ ભૂત. |
| ૨ સત્ય. | ૭ સૂર્ય ચંદ્ર. |
| ૩ રાત્રિ (અંધકાર.) | ૮ સ્વર્ગ. } ત્રૈલોક્ય |
| ૪ સમુદ્ર. | ૯ પૃથ્વી. } ત્રૈલોક્ય |
| ૫ સંવત્સર–કાલ. | ૧૦ અંતરિક્ષ. } ત્રૈલોક્ય |

## વૈદિક સૃષ્ટિનો ચોથો પ્રકાર (પ્રજાપતિ).

**आपो वा इदमग्रे सलिलमासीत् । तेन प्रजापतिरश्राम्यत् । कथमिदं स्यादिति । सो पश्यत्पुष्करपर्णं तिष्ठत् । सोऽमन्यत । अस्ति वै तत् । यस्मिन्निदमधितिष्ठतीति । स वराहो रूपं कृत्वोपन्यमज्जत् । स पृथिवीमध आर्च्छत् । तस्या उपहृत्पोदमज्जत् । तत्पुष्करपर्णेऽप्रथयत् । यदप्रथयत् । तत्पृथिव्यै पृथिवित्वम् ।**

**( कृ० यजु० तै० ब्रा० १ । १ । ३ । ७ )**

અર્થ—સૃષ્ટિ પહેલાં આ જગત્ પાણીમય હતું. તેથી પ્રજાપતિએ તપ કર્યું અને વિચાર કર્યો કે આ જગત્ કેવી રીતે થાય? એટલામાં એક કમલપત્ર તેમના જોવામાં આવ્યું. તે ઉપરથી તર્ક કર્યો કે આની નીચે કંઇક હશે! વરાહનું રૂપ કરી તેણે પાણીમાં ડુબકી મારી. ભૂમિ પાસે જઇ તેમાંથી દાઢવડે થોડી આળી માટી ખોદી, ઉપર લાવી પાંદડા ઉપર પાથરી તો મ્હોટી પૃથ્વી બની ગઈ. એજ પૃથ્વીનું પૃથ્વીપણું છે. આ જોઈ પ્રજાપતિને સંતોષ થયો કે સ્થાવર જંગમના આધારભૂત પૃથ્વી બની ગઈ તો હવે બીજું પણ ઠીક થઇ જશે......

પ્રથમ કહ્યું હતું કે સૃષ્ટિ પહેલાં **"नैवेह किंचनाग्र आसीत्"** કંઈ પણ ન હતું. આંહિ કહ્યું કે પહેલાં પાણી હતું અને પાણીની નીચે આળી માટી હતી એ બે વાતોનો પરસ્પર વિરોધ આવે છે. પ્રજાપતિએ વરાહનું રૂપ લીધું તો વરાહનું રૂપ લીધા વિના પાણીમાંથી માટી લઈ આવવાની પ્રજાપતિની શક્તિ ન હતી? વરાહનું રૂપ લેવાનું શું કારણ? કમલના પાંદડા ઉપર માટી વિસ્તારી તો કમલનું પાંદડું કેટલું મ્હોટું હશે? શું કમલના પાંદડા જેટલીજ પૃથ્વી બની? પાણીની નીચે માટી હતી તો પૃથ્વી બન્યા પહેલાં માટી

ક્યાંથી આવી? અથવા પાણીની નીચે એક પૃથ્વી હતી અને પાણી ઉપર બીજી પૃથ્વી બની કે શું? પાણીના ઉપર એટલા બોઝવાળી પૃથ્વી તરતી રહી? કમલના પાંદડા ઉપર પૃથ્વી પથ્થર અને પહાડ શી રીતે રહી શકે? શું એ વિજ્ઞાન વિરૂદ્ધ નથી?

## પ્રજાપતિની ચેતનસૃષ્ટિ.

**प्रजापतिरकामयतात्मन्वन्मे जायेतेति। सोऽजुहोत्। तस्यात्मन्वदजायत। अग्निर्वायुरादित्यः। तेऽब्रुवन् प्रजापतिरहौषीदात्मनवन्मे जायेतेति। तस्य वयमजनिष्महि। जायतां न आत्मन्वदिति तेऽजुहवुः। प्राणानामग्निः। तनुवै वायुः। चक्षुष आदित्यः। तेषां हुतादजायत गौरेव इति। तस्यैव पयसि व्यायच्छन्त। मम हुतादजनि ममेति। ते प्रजापतिं प्रश्नमायन्........**

**( कृ० यजु० तै० ब्रा० २। १। ६। १ )**

અર્થ—ગિરિ નગર આદિ ઉત્પન્ન કર્યા પછી પ્રજાપતિને ચેતન-સૃષ્ટિ બનાવવાની ઇચ્છા થઈ. તેણે હોમ કર્યો. તેથી અગ્નિ વાયુ અને આદિત્ય રૂપ ચેતન સૃષ્ટિ બની. તે ત્રણેના મનમાં વિચાર થયો કે પ્રજાપતિએ હોમથી અમને ઉત્પન્ન કર્યા તો અમે પણ હોમ કરી બીજાં ચેતન પ્રાણીઓ ઉત્પન્ન કરીએ. તેમણે પણ હોમ કર્યો. અગ્નિએ પ્રાણને ઉત્પન્ન કરવાનો સંકલ્પ કર્યો. વાયુએ શરીરનો અને સૂર્યે આંખનો સંકલ્પ કર્યો. ત્રણેના સંકલ્પપૂર્વક હોમથી ગાય ઉત્પન્ન થઈ. દૂધ માટે ત્રણેમાં કલહ પેદા થયો. દરેક કહેવા લાગ્યો કે મારા હોમથી ગાય ઉત્પન્ન થઈ માટે દૂધ મને મળવું જોઈએ. ત્રણે જણા પ્રજા-પતિની પાસે જઈ પુછવા લાગ્યા કે ગાયનું દૂધ કોને મળવું જોઈએ? પ્રજાપતિએ પુછ્યું કે તમારો સંકલ્પ શું શું હતો? અગ્નિએ કહ્યું કે પ્રાણ માટે મારો હોમ હતો. વાયુએ કહ્યું કે શરીર માટે મારો હોમ-સંકલ્પ હતો. સૂર્યે કહ્યું કે આંખ માટે મારો હોમ હતો. પ્રજાપતિએ

સમાધાન કર્યું કે શરીર અને આંખ કરતાં પ્રાણ પ્રધાન છે; પ્રાણ વિના શરીર અને આંખ નિષ્ફલ છે; માટે પ્રાણને ઉદ્દેશીને હોમનારની આ ગાય છે. એ ઉપરથી અગ્નિનો હક્ક સાબિત થયો. વાયુ અને સૂર્ય હતાશ થયા. આજે પણ દૂધ ઘી અગ્નિમાં હોમવામાં આવે છે.

સૂર્યની ઉત્પત્તિના ત્રણ ચાર પ્રકાર તો અગાઉ બતાવ્યા છે. આ પ્રકાર તેનાથી જુદો પડે છે. અદિતિના આઠ પુત્રમાંનો એક પુત્ર–સૂર્ય અને આંહિ પ્રજાપતિના હોમથી ઉત્પન્ન થતો સૂર્ય એ બંનેમાં પરસ્પર વિરોધ આવતો નથી? હોમ માત્રથી દેવોની અને ગાયની શી રીતે ઉત્પત્તિ થઈ? અગ્નિ વાયુ અને સૂર્ય એ ત્રણે પ્રજાપતિના પુત્રો ગણાય, તે ત્રણેના માટે એકેક ગાય ઉત્પન્ન કરી દેવાની પ્રજાપતિની શકિત ન હતી કે શું? અથવા એ ત્રણેની એકેક ગાય ઉત્પન્ન કરવાની શક્તિ ન હતી કે શું? જો ત્રણ ગાય ઉત્પન્ન કરી લેતે તો એવા મોટા દેવોને દૂધ માટે કલહ તો ન થાત. પ્રાણ શરીર અને આંખ માત્રથી ગાય પૂર્ણ ન થઈ. કાન વગેરેની શું જરૂર ન હતી? કાન વગેરે શરીરમાં આવી ગયા તો આંખ પણ શરીરમાં આવી ન જાત? પ્રાણ જુદા માંગવાની શું જરૂર હતી? ગાયમાં પ્રાણ આવી જાત નહિ? પ્રજાપતિ, અગ્નિ, વાયુ અને સૂર્ય જેવા મ્હોટા મ્હોટા દેવોની જ્યારે એકેક ગાય ઉત્પન્ન કરવાની શક્તિ ન હતી, ત્યારે આખા જગત્‌ને તેમણે શી રીતે પેદા કર્યું હશે?

## પ્રજાપતિની અશક્તિનું બીજું ઉદાહરણ.

**प्रजापतिर्देवताः सृजमानः। अग्निमेव देवतानां प्रथममसृजत। सोऽन्यदालम्भ्यमवित्त्वा प्रजापतिमभिपर्यावर्तत। स मृत्योरबिभेत्। सोऽमुमादित्यमात्मनो निरमिमीत। तं हुत्वा पराङ् पर्यावर्तत। ततो वै स मृत्युमपाजयत्।**

**( कृ० यजु० तै० ब्रा० २। १। ६)**

અર્થ—પ્રજાપતિએ દેવતાની સૃષ્ટિ બનાવતાં પ્રથમ અગ્નિનું સર્જન કર્યું. બીજું કંઈ આલંભનીય (હોમ્ય પશુ) ન મળતાં આગ પ્રજાપતિ તરફ ધસી. પ્રજાપતિને મૃત્યુનો ડર લાગ્યો. તેણે તરતજ પોતામાંથી સૂર્યનું નિર્માણ કર્યું. સૂર્યને આગમાં હોમીને તે પાછો હઠી ગયો તેથી મોતથી બચી ગયો.

આમાં પ્રજાપતિની અલ્પજ્ઞતા અને અલ્પશક્તિનો શું પરિચય થતો નથી? પ્રજાપતિને એવી ખબર હોત કે જે અગ્નિને ઉત્પન્ન કરૂં છું તે અગ્નિ મારૂંજ ભક્ષણ કરશે તો બીજા આલંભ્યને ઉત્પન્ન કર્યા વિના અગ્નિ ઉત્પન્ન કરત? પ્રજાપતિને મોતનો ભય લાગ્યો તો તે શું સામાન્ય માણસની માફક ડરપોક હતો? અગ્નિ દેવ છે તો તેમાં એટલી પણ સજ્જનતા ન હતી કે પોતાના પિતા ઉપર મોતનું આક્રમણ ન કરે? અગ્નિને શાંત કરવા માટે પ્રજાપતિએ સૂર્ય ઉત્પન્ન કર્યો અને તેને આગમાં હોમ્યો. એ પ્રજાપતિની ક્રૂરતા નહિ? સામાન્ય માણસ પણ પુત્રને બચાવવા પોતાનો ભાગ આપી દેવાને તૈયાર થાય છે તો પ્રજાપતિમાં એટલી વત્સલતા નહિ હોય કે પોતાના પુત્રને આગમાં હોમે નહિ?

## વૈદિક સૃષ્ટિનો પાંચમો પ્રકાર (અસુરાદિ).

**इदं वा अग्रे नैव किञ्चनासीत्। न द्यौरासीत्। न पृथिवी। नान्तरिक्षम्। तदसदेव सन् मनोऽकुरुत स्यामिति। तदतप्यत। तस्मात्तेपानाद्धूमोऽजायत। तद्भूयोऽतप्यत। तस्मात्तेपानादग्निरजायत। तद्भूयोतप्यत। तस्मात्तेपानाज्ज्योतिरजायत। तद्भूयोऽतप्यत। तस्मात्तेपानादर्चिरजायत। तद्भूयोऽतप्यत। तस्मात्तेपानान्मरीचयोऽजायन्त। तद्भूयोऽतप्यत। तस्मात्तेपानादुदारा अजायन्त। तद्भूयोऽतप्यत। तदभ्रमिव समह-**

**न्यत। तद्बस्तिमभिनत्। स समुद्रोऽभवत्। तस्मात्समुद्रस्य न पिबन्ति। प्रजननमिव हि मन्यन्ते।**

**( कृ० यजु० तै० ब्रा० २। २। ९ )**

અર્થ—સૃષ્ટિ પહેલાં આ જગત્ કંઈ પણ ન હતું. ન સ્વર્ગ, ન પૃથ્વી, ન અંતરિક્ષ. કંઇ પણ ન હતું. તે અસતને સત્ રૂપ બનવાની ઈચ્છા થઈ. તેણે તપ કર્યું. તપ કરનારમાંથી ધૂમ ઉત્પન્ન થયો. ફરી તપ કર્યું. અગ્નિ ઉત્પન્ન થયો. ફરી તપ કર્યું, તેમાંથી જ્યોતિ ઉત્પન્ન થઈ. ફરી તપ કર્યું. જ્વાલા ઉત્પન્ન થઈ. ફરી તપ કર્યું. જ્વાલાનો પ્રકાશ ફેલાયો. ફરી તપ કર્યું, તેમાંથી મ્હોટી જ્વાલા ઉત્પન્ન થઇ. ફરી તપ કર્યું, તો ધૂમ જ્વાલાદિક બધું વાદળની માફક ઘનસ્વરૂપ બની ગયું. તે પરમાત્માનું બસ્તિસ્થાન–મૂત્રાશય બન્યું. તેને ભેદ્યું, તો તે સમુદ્ર બની ગયો. એટલા માટે સમુદ્રનું પાણી લોકો પીતા નથી કારણકે તેને જનનેંદ્રિય માફક માને છે.

**तद्वा इदमापः सलिलमासीत्। सोरोदीत्प्रजापतिः। स कस्मा अज्ञि। यद्यस्या अप्रतिष्ठाया इति। यदप्स्ववापद्यत। सा पृथिव्यभवत्। यद्व्यमृष्ट तदन्तरिक्षमभवत्। यदूर्ध्वमुदमृष्ट। सा द्यौरभवत्। यदरोदीत्तदनयोरोदस्त्वम्।**

**( कृ० यजु० तै० ब्रा० २।२।९ )**

અર્થ—અથવા સૃષ્ટિ પહેલાં આ જગત્ પાણી રૂપ હતું. આ જોઇને પ્રજાપતિ રોયો. એમ માનીને કે એકલું પાણી ભર્યું છે તેમાં જગત્ શી રીતે પેદા કરીશ? બેસવાની કે ઉભા રહેવાની કયાંય જગા નથી. આના કરતાં હું જન્મ્યો ન હોત તો સારૂં હતું. દુઃખથી રોતાં રોતાં તેની આંખમાંથી આંસુ પાણી ઉપર પડયાં. તે આંસુ પાણી ઉપર જામી ગયાં તેની પૃથ્વી બની ગઇ. તેમાં ઉંચાં નીચાં સ્થાનને સાફ કર્યા તો તેનું અંતરિક્ષ બની ગયું. બે હાથ ઉંચા કરીને જે સ્થાનનું પ્રજાપતિએ પ્રમાર્જન કર્યું તેનું સ્વર્ગ બની ગયું.

પ્રજાપતિના રોવાથી પૃથ્વી અને સ્વર્ગ બન્યાં માટે દ્યાવા પૃથ્વીને રોદસી શબ્દથી વિદ્વાનો બોલાવે છે.

## અસુરસૃષ્ટિ.

**स इमां प्रतिष्ठां वित्वाऽकामयत–प्रजायेयेति । स तपोऽतप्यत। सोऽन्तर्वानभवत्। स जघनादसुरानसृजत। तेभ्यो मृन्मये पात्रेऽन्नमदुहत्। याऽस्य सा तनूरासीत्। तामपाहत। सा तमिस्राऽभवत् । (कृ० यजु० तै० ब्रा० २।२।९)**

અર્થ—તે પ્રજાપતિને બેસવાની જગ્યા મળવાથી પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છા કરી. તપ કર્યું તેથી ગર્ભવાન્ બન્યો. જઘન ભાગમાંથી અસુરોને ઉત્પન્ન કર્યા. તેમને માટે માટીના પાત્રમાં અન્ન આવ્યું. જે તેનું શરીર હતું તે છોડી દીધું, તેનો અંધકાર બની ગયો, અર્થાત્ રાત્રિ થઇ ગઇ.

## મનુષ્યસૃષ્ટિ.

**सोऽकामयत प्रजायेयेति । स तपोऽतप्यत। सोऽन्तर्वानभवत्। स प्रजननादेव प्रजा असृजत। तस्मादिमा भूयिष्ठाः । प्रजननाद्ध्येना असृजत । ताभ्यो दारुमये पात्रे पयोऽदुहत् । याऽस्य सा तनूरासीत् तामपाहत । सा ज्योत्स्नाऽभवत् । ( कृ० यजु० तै० ब्रा० २।२।९ )**

અર્થ—તે પ્રજાપતિએ પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છા કરી. તપ કર્યું. તે ગર્ભવાન્ બન્યો. જનનેંદ્રિયથી મનુષ્યાદિ પ્રજા ઉત્પન્ન કરી. જનનેંદ્રિયના કારણથી પ્રજા પુષ્કળ થઇ. તેમને કાષ્ઠપાત્રમાં દૂધ આપ્યું. જે તેનું શરીર હતું તે છોડ્યું. તે જ્યોત્સ્ના—પ્રકાશ રૂપ બની ગયું.

## ઋતુસૃષ્ટિ.

**सोऽकामयत प्रजायेयेति । स तपोऽतप्यत। सोऽन्त-**

**र्वानभवत्। स उपपक्षाभ्यामेवर्तूनसृजत। तेभ्यो रजते पात्रे घृतमदुहत्। यास्य तनूरासीत् तामपाहत। साऽहोरात्रयोः सन्धिरभवत्। (कृ० यजु० तै० ब्रा० २।२।९)**

અર્થ—પ્રજાપતિએ પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છા કરી તપ કર્યું. તે ગર્ભવાન્ બન્યો. એ પડખેથી ઋતુ–કાલાભિમાની નક્ષત્રાદિ સૃષ્ટિ ઉત્પન્ન કરી. તેમને ચાંદીના પાત્રમાં ઘી આપ્યું. જે શરીર છોડ્યું, તે સન્ધ્યારૂપ બન્યું.

## દેવસૃષ્ટિ.

**सोऽकामयत प्रजायेयेति। स तपोऽतप्यत। सोऽन्तर्वानभवत्। स मुखाद्देवानसृजत। तेभ्यो हरिते पात्रे सोममदुहत्। याऽस्य सा तनूरासीत्। तामपाहत। तदहरभवत्। (कृ० यजु० तै० ब्रा० २।२।९)**

અર્થ—પ્રજાપતિએ ઇચ્છા કરી કે પ્રજા ઉત્પન્ન કરૂં. તપ કર્યું. તે ગર્ભવાન્ થયો. તેણે મુખમાંથી દેવોને ઉત્પન્ન કર્યા. તેમને હરિત-પાત્રમાં સોમરસ આપ્યો. જે શરીર ધારણ કર્યું હતું તે છોડ્યું. તેનો દિવસ થઇ ગયો. દેવ ઉત્પન્ન કરનાર શરીર દિવસરૂપ થયું એજ દેવોનું દેવપણું છે.

## સૃષ્ટિક્રમનું કોષ્ઠક.

| | | |
|---|---|---|
| ૧ ધૂમ. | ૪ પ્રકાશ | ૭ સમુદ્ર |
| ૨ અગ્નિ | ૫ મ્હોટી જ્વાલા | |
| ૩ જ્વાલા | ૬ ધૂમાદિકનું ઘન સ્વરૂપ બસ્તિરૂપ વાદળ | |

અથવા

| | |
|---|---|
| ૧ પાણી | ૫ અસુર અને રાત્રિ |
| ૨ પૃથ્વી | ૬ મનુષ્ય અને જ્યોત્સ્ના=પ્રકાશ |
| ૩ અંતરિક્ષ | ૭ ઋતુ–નક્ષત્રાદિ અને સંધ્યા |
| ૪ સ્વર્ગ | ૮ દેવતા અને દિવસ |

## સમાલોચના.

પ્રથમ કંઇ ન હતું તેમાંથી ધૂમાડો શી રીતે થયો? અગ્નિથી ધૂમ ઉત્પન્ન થાય છે એ તો ન્યાયશાસ્ત્ર પ્રસિદ્ધ છે પણ ધૂમમાંથી અગ્નિ થાય એ નવાઇ નથી લાગતી? સમુદ્રના પાણીમાંથી વરાળ બને છે તેમાંથી વાદળ થઇ વૃષ્ટિ થાય એ કુદરતી ક્રમ તો અત્યારે પણ પ્રસિદ્ધ છે, પણ ધૂમાડાનાં વાદળ થયાં તેની વૃષ્ટિ થતાં સમુદ્ર બની ગયા એ કુદરતથી વિરૂદ્ધ નથી? એકજ પ્રકરણમાં એકવાર કહ્યું કે પ્રજાપતિના બસ્તિસ્થાનમાંથી–મૂત્રાશયમાંથી પેશાબરૂપ પાણી નીકળ્યું તેના સમુદ્ર બન્યા તેથી તે પાણી પીવા યોગ્ય ન રહ્યું, એટલું કહીને ફરી તરતજ યદ્વા કહીને કહેવું કે ના–ના, તેમ નહિ, પણ પ્રથમથીજ પાણી ભર્યું હતું, એ લેખકની અનિશ્ચિતતાનું ભાન કરાવતું નથી? જ્યાં ગ્રંથકારનેજ નિશ્ચયાત્મક જ્ઞાન નથી ત્યાં વાંચનારને શી રીતે નિશ્ચય થઇ શકે? બીજા ક્રમમાં પાણી પછી પૃથ્વી બતાવવી તે ઠીક છે પણ પૃથ્વી વિના પાણી રહ્યું શેના ઉપર? અસુરાદિ ઉત્પન્ન કરવા માટે પ્રજાપતિને ગર્ભ ધારણ કરવો પડ્યો તો પ્રજાપતિનું સ્વરૂપ પુરૂષરૂપે કે સ્ત્રીરૂપે? જઘનમાંથી અસુરો પેદા કર્યા તો જઘન શબ્દ સ્ત્રીના અવયવવાચક છે. જુઓ અમરકોશમાં:

**पश्चान्नितम्बः स्त्रीकट्याः क्लीबे तु जघनं पुरः**

**(अम० २।६।७४)**

પ્રજાપતિ શબ્દ તો સ્વયં પુરૂષલિંગવાળો છે. તો એકજ પ્રજાપતિ એક વખતે પુરૂષ અને સ્ત્રીરૂપે શી રીતે હોઇ શકે? એક પુરૂષરૂપેજ હતા તો તેને ગર્ભ શી રીતે સંભવે? પ્રજાપતિને પરમાત્મા રૂપે માની તેની પાસેથી સૃષ્ટિ પેદા કરવાને તેને સગર્ભ બનાવવો તે પરમાત્માપદની અવહેલના નથી લાગતી? અસુરો, મનુષ્ય અને દેવતા એકજ ગર્ભમાં પેદા થયા છતાં જન્મ દરેકનો ભિન્ન ભિન્ન સ્થાનેથી થયો અર્થાત્ અસુરોનો જઘનસ્થાનમાંથી, મનુષ્યોનો જનનેંદ્રિયમાંથી

અને દેવતાઓનો મુખમાંથી જન્મ થવાનું કારણ શું? એકજ પ્રજાપાત પિતાના સમાન પુત્રો હોવા છતાં એકને માટીના પાત્રમાં, બીજાને કાષ્ઠપાત્રમાં, ત્રીજાને ચાંદીના પાત્રમાં અને ચોથાને હરિત=સુવર્ણના પાત્રમાં જુદો જુદો ખોરાક આપવાનું કારણ શું? શું પરમ પિતાને આવી વિષમ દૃષ્ટિ રાખવી ઉચિત છે? અસુરોની સાથે રાત્રિ ઉત્પન્ન કરી, મનુષ્યોની સાથે પ્રકાશ, ઋતુઓની સાથે સંધ્યા અને દેવોની સાથે દિવસ ઉત્પન્ન કર્યો, તો દિવસ વિના રાત્રિ અને સંધ્યા શી રીતે ઘટી શકે? દિવસ અને રાત્રિનો અંતરાળ ભાગ જ સંધ્યા કહેવાય છે. સૂર્યના ઉદય અસ્તથીજ દિવસ, રાત્રિ, સંધ્યા અને પ્રકાશ આપોઆપ બની જાય છે; તેને ઉત્પન્ન કરવાની તકલીફ પ્રજાપતિને શા માટે ઉઠાવવી પડી? આ ઉપરાંત પશુ, પક્ષી, કીટ, વૃક્ષ, લતા, વાયુ, આકાશ વગેરેની સૃષ્ટિ બતાવી નહિ, તો તે બધાં પોતાની મેળે ઉત્પન્ન થઇ ગયાં કે તેમને બીજા કોઇએ પેદા કર્યા? ગ્રંથાન્તરમાં તો તે બધાની સૃષ્ટિ પણ બતાવી છે.

---

## વૈદિક સૃષ્ટિનો છઠો પ્રકાર (વિશ્વકર્મા).

---

**आपो वा इदमग्रे सलिलमासीत्। तस्मिन् प्रजापति-र्वायुर्भूत्वाऽचरत्। स इमामपश्यत्तां वराहो भूत्वाऽहरत्तां विश्वकर्मा भूत्वा व्यमार्ट् सा प्रथत। सा पृथिव्यभवत्तत्पृथि-व्यै पृथिवीत्वम्। (कृ० यजु० तै० सं० ७।१।५)**

અર્થ—સૃષ્ટિ પહેલાં કેવળ પાણી હતું. પ્રજાપતિ વાયુરૂપ થઈ ને તેમાં ફરવા લાગ્યો. તેણે નીચે આ પૃથ્વીને જોઈ. વરાહ—ભુંડ બનીને તે પૃથ્વીને ખોદી ઉપર લઈ આવ્યો. ત્યારપછી વરાહનું રૂપ છોડી વિશ્વકર્મા બની પ્રજાપતિએ તે પૃથ્વીનું પ્રમાર્જન કર્યું અને તેનો

વિસ્તાર કર્યો. તે મ્હોટી પૃથ્વી બની ગઈ. વિસ્તારના કારણથીજ આ પૃથ્વીનું પૃથ્વીપણું છે.

**आपो वा इदमग्रे सलिलमासीत्। स प्रजापतिः पुष्करपर्णे वातो भूतोऽलेलायत्। स प्रतिष्ठां नाविन्दत। स एतदपां कुलायमपश्यत्। तस्मिन्नग्निमचिनुत। तदियमभवत्। ततो वै स प्रत्यतिष्ठत्।**

**( कृ० यजु० तै० सं० ५।६।४ )**

અર્થ—સૃષ્ટિ પહેલાં કેવળ પાણી હતું. તે પ્રજાપતિ પવનરૂપ થઈને કમલપત્ર ઉપર ડોલવા લાગ્યો. તેને સ્થિરતા ક્યાંય ન મળી. એટલામાં તેને શેવાળ જોવામાં આવી. તે શેવાળ ઉપર ઈંટોથી અગ્નિનું ચણતર કર્યું, તેથી પૃથ્વી બની ગઈ. તેના ઉપર તેને બેસવાનું સ્થાન (પ્રતિષ્ઠા) મળ્યું.

કૃષ્ણયજુર્વેદ તૈત્તરીય સંહિતાના ઉપર કહેલ બે પાઠ તથા કૃષ્ણયજુર્વેદ તૈત્તરીય બ્રાહ્મણના પ્રથમ કાંડ પ્રથમ પ્રપાઠકના ત્રીજા અનુવાકનો એક પાઠ કે જે સૃષ્ટિના ચોથા પ્રકારમાં દર્શાવેલ છે; ઉક્ત ત્રણે પાઠની પ્રક્રિયા એકજ પૃથ્વી બનાવવાની છે, છતાં ત્રણેમાં ક્રમ ભિન્ન ભિન્ન છે.

(૧) બ્રાહ્મણના પાઠમાં પ્રજાપતિ તપ કરે છે. કેવી રીતે સૃષ્ટિ રચવી તેની ચિંતા કરે છે. કમલપત્ર જોતાં તેના ઉપર બેસે છે. પાણીની નીચે આળી માટી જુવે છે. વરાહનું રૂપ કરી માટી ખોદી લાવી પાંદડા ઉપર માટીને પસારી પૃથ્વી બનાવે છે.

(૨) સંહિતાના સાતમા કાંડના પાઠમાં કમલપત્ર આવતું નથી. તપ કરવાનું કે આલોચના કરવાનું પણ આવતું નથી. પ્રજાપતિ વાયુરૂપ બનીને નીચેની પૃથ્વી જુએ છે. તેને ઉપર લાવવા વરાહનું રૂપ બનાવે છે અને તેનું પ્રમાર્જન કરવા વિશ્વકર્માનું રૂપ બનાવે છે. ત્યારપછી પૃથ્વી નિપજાવે છે.

(૩) સંહિતાના પાંચમા કાંડના પાઠમાં પાછું કમલપત્ર ઉપસ્થિત થાય છે. પ્રજાપતિ વાયુરૂપ બનીને કમલપત્ર ઉપર ડોલે છે. પ્રતિષ્ઠા ક્યાંય મળતી નથી. ત્યાં શેવાળનાં દર્શન થાય છે. શેવાળ ઉપર અગ્નિના ચણતરથી પૃથ્વી તૈયાર થાય છે. આમાં વરાહ કે વિશ્વકર્મા એ બેમાંથી કોઈ આવતું નથી. શેવાળનો તો પાયો નાખ્યો અને અગ્નિ તથા ઈંટોના ચણતરથી પૃથ્વી તૈયાર કરી લીધી. પ્રજાપતિએ વાયુરૂપે રહીનેજ પૃથ્વી બનાવી કે બીજું રૂપ લીધું તેનો કંઈ ખુલાસો નથી.

એકજ યજુર્વેદના ઉક્ત ત્રણે પાઠમાં પ્રક્રિયા જુદી જુદી હોવાનું શું કારણ હશે ? કમલના પાંદડાને આધારે કે શેવાળને આધારે પાણી ઉપર આખી પૃથ્વીને ટકાવી રાખવા વિજ્ઞાનના કયા નિયમનો પ્રજાપતિએ ઉપયોગ કર્યો હશે તેની કંઈ ખબર પડતી નથી. પાણી અને શેવાળ ઉપર અગ્નિનું ચણતર ચણાવ્યું, તો પાણીએ આગને બુઝાવી નહિ હોય ? કદાચ આ વડવાનલ અગ્નિ હોય તો જુદી વાત છે પણ પૃથ્વી અને માટી વિના ઈંટો શી રીતે બની ? જોકે મૂલમાં ઈંટો નથી પણ ભાષ્યકાર સાયણાચાર્યે તો કહ્યું છે કે "**तस्मिन् शैवालेऽग्निमिष्टकाभिश्चितवान्**" વળી આ અગ્નિ લાકડાનો કે કોલસાનો હશે ? પૃથ્વી વિના લાકડાં અને કોલસા પણ શી રીતે મળી શકે ?

---

## વૈદિક સૃષ્ટિનો સાતમો પ્રકાર (ચિતિ).

---

**आपो वा इदमग्रे सलिलमासीत्। स एतां प्रजापतिः प्रथमां चितिमपश्यत्। तामुपाधत्त। तदियमभवत्।**

**( कृ० यजु० तै० सं० ५।७।५ )**

અર્થ—સૃષ્ટિ પહેલાં કેવલ પાણી હતું. પ્રજાપતિએ પ્રથમ

ચિતિ=અગ્નિમાં આપવામાં આવતી આહુતિ જોઈ. પ્રજાપતિએ તેનું અધિષ્ઠાન બનાવ્યું તો તે ચિતિ પૃથ્વીરૂપ બની ગઈ.

**तं विश्वकर्माऽब्रवीत्। उप त्वाऽयानीति नेह लोकोऽस्तीत्यब्रवीत्। स एतां द्वितीयां चितिमपश्यत्। तामुपाधत्त। तदन्तरिक्षमभवत्। ( कृ० यजु० तै० सं० ५।७।५)**

અર્થ—વિશ્વકર્માએ પ્રજાપતિને કહ્યું કે હું તારી પાસે આવું? પ્રજાપતિએ જવાબ દીધો કે આંહિ અવકાશ નથી. એટલામાં વિશ્વકર્માએ બીજી ચિતિ=આહુતિ જોઈ. તેનો આશ્રય કર્યો તો તે ચિતિ અંતરિક્ષ બની ગઈ.

**स यज्ञः प्रजापतिमब्रवीत्। उप त्वाऽयानीति नेह लोकोऽस्तीत्यब्रवीत्। स विश्वकर्माणमब्रवीत्। उप त्वाऽयानीति। केनमोपैष्यतीति। दिश्याभिरित्यब्रवीत्तम्। दिश्याभिरुपैत्ता उपाधत्त। ता दिशोऽभवन्।**

**( कृ० यजु० तै० सं० ५।७।५)**

અર્થ—તે યજ્ઞપુરૂષે પ્રજાપતિને કહ્યું કે હું તારી પાસે પૃથ્વી ઉપર આવું? પ્રજાપતિએ કહ્યું કે આંહિ જગ્યા નથી. ત્યારે તે યજ્ઞપુરૂષે વિશ્વકર્માને પુછ્યું કે હું તારી પાસે અંતરિક્ષમાં આવું? વિશ્વકર્માએ જવાબ દીધો કે શું ચીજ લઈને તું મારી પાસે આવીશ? યજ્ઞપુરૂષે કહ્યું કે દિશાઓમાં આપવાની આહુતિ લઈ હું આવીશ. વિશ્વકર્માએ તેનો સ્વીકાર કર્યો. યજ્ઞપુરૂષે અંતરિક્ષમાં દિશ્યાનો આશ્રય લીધો તો તે પ્રાચી આદિ દિશાઓ બની ગઈ.

**स परमेष्ठी प्रजापतिमब्रवीत्। उप त्वाऽयानीति। नेह लोकोऽस्तीत्यब्रवीत्। स विश्वकर्माणञ्च यज्ञञ्चाब्रवीत्। उप वामाऽयानीति। नेह लोकोऽस्तीत्यब्रूताम्। स एतां तृतीयां चितिमपश्यत्। तामुपाधत्त तदसावभवत्।**

**( कृ० यजु० तै० सं० ५।७।५)**

અર્થ—(ત્યારપછી ચોથો પરમેષ્ટી આવે છે). પરમેષ્ઠીએ પ્રજાપતિ, વિશ્વકર્મા અને યજ્ઞપુરૂષને પુછ્યું કે હું તમારી પાસે આવું? ત્રણેએ જવાબ દીધો કે અમારી પાસે જગ્યા નથી. એટલામાં પરમેષ્ઠીએ ત્રીજી ચિતિ–આહુતિ જોઈ. તેનો આશ્રય લીધો તો તે સ્વર્ગલોક બની ગઈ.

**स आदित्यः प्रजापतिमब्रवीत्। उप त्वाऽयानीति। नेह लोकोऽस्तीत्यब्रवीत्। स विश्वकर्माणं च यज्ञं चाब्रवीत्। उप वा माऽयानीति। नेह लोकोऽस्तीत्यब्रूताम्। स परमेष्ठिनमब्रवीत्। उप त्वाऽयानीति। केन मोपैष्यसीति। लोकंपृणयेत्यब्रवीत्तम्। लोकंपृणयोपैत्तस्मादयातयाम्नी। लोकंपृणाऽयातयामा ह्यसावादित्यः। (कृ० यजु० तै० सं० ५।७।५)**

અર્થ—તે સૂર્યે પ્રજાપતિને કહ્યું કે હું તારી પાસે આવું? પ્રજાપતિએ ના કહી કે અહિં અવકાશ નથી. ત્યારપછી વિશ્વકર્મા અને યજ્ઞપુરૂષને પુછ્યું તો તે બન્નેએ ના કહી. સૂર્યે પરમેષ્ઠીને પુછ્યું તો પરમેષ્ઠીએ કહ્યું કે શું લઈને મારી પાસે આવીશ? સૂર્યે કહ્યું કે લોકંપૃણા (વારંવાર ઉપયોગ કરવા છતાં જેનું તત્ત્વ ક્ષીણ ન થાય અને ચિતિમાં જ્યાં છિદ્ર પડે તે જેનાથી પૂરવામાં આવે તે લોકંપૃણા કહેવાય છે) લઈને હું આવીશ. પરમેષ્ઠીએ કબૂલ કર્યું. સૂર્યે લોકંપૃણા સાથે સ્વર્ગલોકમાં આશ્રય લીધો અને દરરોજ આવૃત્તિ કરીને લોકને પ્રકાશ આપવાનું કામ ચાલુ રાખ્યું. લોકંપૃણા અક્ષીણ સારા છે માટે સૂર્ય પણ અક્ષીણસાર છે અર્થાત્ અખૂટ પ્રકાશવાળો છે.

**तानृषयोऽब्रुवन्नुप व आयामेति। केन न उपैष्यथेति भूम्नेत्यब्रुवन् तान् द्वाभ्यां चितीभ्यामुपायन्त।**

**(कृ० यजु० तै० सं० ५।७।५)**

અર્થ—ઋષિઓએ પ્રજાપતિ આદિ પાંચેને પુછ્યું કે અમે

તમારી પાસે આવીએ? પાંચેએ પુછ્યું કે તમે બદલામાં શું આપશો? ઋષિઓએ કહ્યું કે અમે બહુ બહુ આપીશું. તેમણે સ્વીકાર કર્યો. ઋષિઓએ ચોથી અને પાંચમી એ બે ચિતિઓ સાથે આશ્રય લીધો.

આ સૃષ્ટિક્રમ સૌથી વિલક્ષણ પ્રકારનો છે. પ્રજાપતિએ ભૂલોક બનાવ્યો તો વિશ્વકર્માએ અંતરિક્ષ લોક બનાવ્યો. પરમેષ્ઠીએ સ્વર્ગ-લોક બનાવ્યો તો યજ્ઞપુરૂષે દિશાઓ બનાવી. અનેક ભાગીદારોએ મળીને આ સૃષ્ટિ બનાવી ન કહેવાય શું? એકે બનાવેલ સૃષ્ટિમાં બીજાને પગ મુકવાનો પણ અખત્યાર નહિ તો ભાગીદારી પણ ક્યાં રહી? બદલામાં રૂસ્વત લઈને રહેવાનું સ્થાન આપવું એ સ્વાર્થવૃત્તિ ન ગણાય? ચિતિ—અગ્નિ અથવા આહુતિથી ત્રૈલોક્યની રચના શી રીતે થઈ? અગ્નિ તો પાંચ ભૂતમાંનો એક ભૂત છે. તેમાંથી પાંચે ભૂતોની ઉત્પત્તિ કેવી રીતે થઈ શકે? ત્રણ ચિતિઓમાંથી ત્રણ લોક બન્યા તો ઋષિઓની ચોથી અને પાંચમી ચિતિમાંથી શું બન્યું? શું ચેતનસૃષ્ટિ તેમાંથી ઉત્પન્ન થઈ? સૃષ્ટિકર્તા તરીકે સૌને અલગ અલગ માનવા કે સૌની એક કંપની બની? એકેકનો એક બીજાને સહકાર તો છે નહિ તો કંપની પણ કેવી રીતે માની શકાય?

## પ્રજાપતિની અશક્તિનો બીજો એક નમુનો.

**प्रजापतिः प्रजाः सृष्ट्वा प्रेणानुप्राविशत्। ताभ्यः पुनः संभवितुं नाशक्नोत्। सोऽब्रवीत्। ऋध्नवदित् स यो मेतः पुनः संचिनवदिति। तं देवाः समचिन्वन्। ततो वै त आध्नुवन्॥ (कृ० यजु० तै० सं० ५।५।२)**

અર્થ—પ્રજાપતિએ પ્રજા સર્જીને પ્રેમથી તે પ્રજામાં પ્રવેશ કર્યો. તેમાંથી ફરી નીકળવાને શક્તિમાન ન થયો. તેણે દેવોને કહ્યું કે ઋદ્ધિમાન્ થશે કે જે મને આમાંથી બ્હાર કાઢશે. દેવોએ તેને બ્હાર કાઢ્યો તેથી દેવો ઋદ્ધિમાન્ બન્યા.

પ્રજાપતિ પ્રજામાં ફસાઈ જાય તેને કાઢવા માટે લાલચ આપી દેવોને પ્રાર્થના કરવી પડે એ પ્રજાપતિની કમજોરી નહિ તો બીજું શું ? દેવો કરતાં પ્રજાપતિની શક્તિ ઓછી છે એમ શું ન કહી શકાય ?

## વૈદિક સૃષ્ટિનો આઠમો પ્રકાર (પ્રજોત્પત્તિ).

**एकयाऽस्तुवत । प्रजा अधीयन्त । प्रजापतिरधिपतिरासीत् । तिसृभिरस्तुवत । ब्रह्माऽसृज्यत । ब्रह्मणस्पतिरधिपतिरासीत् । पञ्चभिरस्तुवत । भूतान्यसृज्यन्त । भूतानां पतिरधिपतिरासीत् । सप्तभिरस्तुवत । सप्तर्षयोऽसृज्यन्त । धाताधिपतिरासीत् ॥ ( शु० यजु० माध्यं० सं० १४ । ३० । २८)**

અર્થ—પ્રજાપતિએ પ્રાણાધિષ્ઠાયક દેવોને કહ્યું કે તમે મારી સાથે સ્તુતિમાં શામેલ થાઓ, આપણે સ્તુતિ કરીને પ્રજા ઉત્પન્ન કરીએ. દેવોએ કબુલ કર્યું. પ્રજાપતિએ પ્રથમ એક વાણી સાથે સ્તુતિ કરી. તેથી પ્રજાપતિના ગર્ભરૂપ પ્રજા ઉત્પન્ન થઈ. તેનો અધિપતિ પ્રજાપતિ થયો. ૧. ત્યારપછી પ્રાણ, ઉદાન, અને વ્યાન એ ત્રણ પ્રાણો સાથે પ્રજાપતિએ બીજી સ્તુતિ કરી તો તેથી બ્રાહ્મણજાતિ ઉત્પન્ન થઈ તેનો અધિપતિ દેવતા બ્રાહ્મણસ્પતિ થયો. ૨. ત્યારપછી પાંચ પ્રાણો સાથે ત્રીજી સ્તુતિ કરી; તેથી પાંચ ભૂત ઉત્પન્ન થયા તેનો અધિપતિ ભૂતપતિ બન્યો. ૩. ત્યારપછી બે કાન, બે આંખ, બે નાક અને વાણી એ સાતની સાથે પ્રજાપતિએ ચોથી સ્તુતિ કરી તો તેથી સપ્તઋષિ ઉત્પન્ન થયા. ધાતા તેમનો અધિપતિ દેવ બન્યો. ૪.

**नवभिरस्तुवत । पितरोऽसृज्यन्त । अदितिरधिपत्नी आसीत् एकादशभिरस्तुवत । ऋतवोऽसृज्यन्त । आर्तवा**

**अधिपतय आसन्। त्रयोदशभिरस्तुवत। मासा असृज्यन्त। संवत्सरोऽधिपतिरासीत्। पञ्चदशभिरस्तुवत। क्षत्रमसृज्यत। इन्द्रोऽधिपतिरासीत्। सप्तदशभिरस्तुवत। ग्राम्याः पशवोऽसृज्यन्त। बृहस्पतिरधिपतिरासीत्।**

**(शु० यजु० माध्यं० सं० १४।३०।२९)**

અર્થ—બે આંખ, બે કાન, બે નાક, એક વાણી એ સાત ઉર્ધ્વપ્રાણ તથા બે અધઃપ્રાણ એમ નવ પ્રાણની સાથે પ્રજાપતિએ પાંચમી સ્તુતિ કરી, તેથી પિતરોની ઉત્પત્તિ થઇ. અદિતિ એમની અધિપત્ની બની. ૫. દશ પ્રાણ અને એક આત્મા એમ ૧૧ ની સાથે પ્રજાપતિએ છઠી સ્તુતિ કરી, તેથી ઋતુઓની ઉત્પત્તિ થઇ. આર્તવદેવ એમના અધિપતિ બન્યા. ૬. દશ પ્રાણ, બે પગ અને એક આત્મા એમ તેરની સાથે પ્રજાપતિએ સાતમી સ્તુતિ કરી તેથી મહિનાઓની ઉત્પત્તિ થઇ. સંવત્સર એમનો અધિપતિ થયો. ૭. હાથની દશ આંગળી, બે હાથ, બે બાહુ અને એક નાભિની ઉપરનો ભાગ એમ પંદરની સાથે પ્રજાપતિએ આઠમી સ્તુતિ કરી, તેથી ક્ષત્રિય જાતિની ઉત્પત્તિ થઇ. ઇન્દ્ર તેનો અધિપતિ બન્યો. ૮. પગની દશ આંગળી, બે સાથળ, બે જંઘ અને એક નાભિથી નીચેનો ભાગ એમ સત્તરની સાથે પ્રજાપતિએ નવમી સ્તુતિ કરી તેથી ગ્રામ્ય પશુની ઉત્પત્તિ થઇ. બૃહસ્પતિ તેમનો અધિપતિ થયો. ૯.

**नवदशभिरस्तुवत। शूद्रार्यावसृज्येतामहोरात्रे अधिपत्नी आस्ताम्। एकविंशत्याऽस्तुवत। एकशफाः पशवोऽसृज्यन्त। वरुणोऽधिपतिरासीत्। त्रयोविंशत्याऽस्तुवत। क्षुद्राः पशवोऽसृज्यन्त। पूषाधिपतिरासीत्। पञ्चविंशत्याऽस्तुवत। आरण्याः पशवोऽसृज्यन्त। वायुरधिपतिरासीत्। सप्तविंशत्याऽस्तुवत। द्यावापृथिवी व्यैतां। वसवो रुद्रा आदित्या अनुव्यायंस्त एवाधिपतय आसन्।**

**( शु० यजु० माध्यं० सं० १४।३०।३० )**

અર્થ—દશ હાથની આંગળી અને ઉપર નીચે રહેલ શરી
નવ છિદ્રો એમ ૧૯ પ્રાણોની સાથે પ્રજાપતિએ દશમી સ્તુતિ
તેથી શુદ્ર અને વૈશ્ય ઉત્પન્ન થયા. અહોરાત્ર તેના અધિપતિ થ
૧૦. હાથ અને પગની વીશ આંગળી અને એક આત્મા એ ર
વીશની સાથે પ્રજાપતિએ ૧૧ મી સ્તુતિ કરી તેથી એક ખરીવ
પશુઓની ઉત્પત્તિ થઈ. વરૂણ એમનો અધિપતિ થયો. ૧૧.
આંગળી, બે પગ, એક આત્મા એમ ત્રેવીશની સાથે પ્રજાપતિ
બારમી સ્તુતિ કરી તેથી ક્ષુદ્ર પશુઓ ઉત્પન્ન થયા. પૂષા એ
અધિપતિ થયો. ૧૨. હાથ પગની વીશ આંગળી, બે પગ, બે હ
એક આત્મા, એ પચીશની સાથે પ્રજાપતિએ તેરમી ઇંટની સ્
કરી, તેથી આરણ્ય પશુઓની ઉત્પત્તિ થઈ. વાયુ એમનો અધિ
થયો. ૧૩. હાથ પગની વીશ આંગળી, બે ભુજા, બે સાથળ, બે પ્રા
અને એક આત્મા, એમ સત્તાવીશની સાથે પ્રજાપતિએ ચૌ
સ્તુતિ કરી તેથી સ્વર્ગ અને પૃથ્વી ઉત્પન્ન થયાં. તેમજ વસુ અ
રૂદ્ર અગીઆર અને આદિત્ય બાર પણ ઉત્પન્ન થયા. એજ એ
અધિપતિ બન્યા. ૧૪

**नवविंशत्याऽस्तुवत । वनस्पतयोऽसृज्यन्त । सोमो
धिपतिरासीत । एकत्रिंशत्याऽस्तुवत । प्रजा असृज्यन्त
यवाश्चायवाश्चाधिपतय आसन् । त्रयस्त्रिंशताऽस्तुवत । भू
न्यशाम्यन् । प्रजापतिः परमेष्ठ्यधिपतिरासीत् ॥**

**( शु० यजु० माध्यं० सं० १४ । ३० । ३**

અર્થ—હાથ પગની વીશ આંગળી અને નવ છિદ્રરૂપ પ્રાણ
૨૯ ની સાથે પ્રજાપતિએ પંદરમી ઇંટની સ્તુતિ કરી, તેથી વનસ્પતિ
ઉત્પન્ન થઈ. સોમ તેમનો અધિપતિ થયો. ૧૫. વીશ આંગળી,
ઇન્દ્રિય અને આત્મા એમ એકત્રીશની સાથે પ્રજાપતિએ સોળ
ઇંટની સ્તુતિ કરી, તેથી પ્રજા ઉત્પન્ન થઈ, યવ અને અયવ

તેના અધિપતિ બન્યા. ૧૬. વીશ આંગળી, દશ ઇંદ્રિયો, બે પગ, અને એક આત્મા એમ તેત્રીશની સાથે પ્રજાપતિએ સત્તરમી સ્તુતિ કરી તેથી સર્વ પ્રાણીઓ સુખી થયાં. પરમેષ્ઠી પ્રજાપતિ તેમનો અધિપતિ બન્યો. ૧૭.

## સૃષ્ટિક્રમ કોષ્ઠક.

| | | |
|---|---|---|
| ૧ સામાન્ય પ્રજા | ૮ ક્ષત્રિય | ૧૩ જંગલી પશુ |
| ૨ બ્રાહ્મણ | ૯ ગ્રામ્ય પશુ | ૧૪ દ્યાવા, પૃથ્વી, વસુ આદિ દેવો |
| ૩ પાંચ ભૂત | ૧૦ શૂદ્ર અને વૈશ્ય | ૧૫ વનસ્પતિ |
| ૪ સપ્ત ઋષિ | ૧૧ એક ખરીવાળા પશુ | ૧૬ સામાન્ય પ્રજા |
| ૫ પિતર | ૧૨ ક્ષુદ્ર પશુ—અજા વગેરે | ૧૭ પ્રાણીઓની સુખસંપત્તિ. |
| ૬ ઋતુઓ | | |
| ૭ માસ | | |

## સમાલોચના.

આ ક્રમમાં પૃથ્વી ચૌદમે નંબરે ઉત્પન્ન થાય છે તો શંકા એ થાય છે કે બ્રાહ્મણ આદિ ચાર વર્ણ, ગામનાં અને જંગલનાં પશુઓ પૃથ્વી વિના ક્યાં રહ્યાં હશે? આગળના ક્રમમાં દેવો પ્રથમ ઉત્પન્ન થતા દર્શાવ્યા છે. આમાં મનુષ્યો પ્રથમ અને દેવો પાછળ રહી ગયા તેનું શું કારણ? પ્રજાપતિએ સ્તુતિ કરવામાં પ્રાણોની અને શરીરના અવયવોની સહાયતા લીધી તો પ્રજાપતિ એકલાની શું શક્તિ ન હતી? હતી તો બીજાની સહાનુભૂતિ કેમ લેવી પડી? ઇંટની સ્તુતિ કરવાથી સૃષ્ટિ ઉત્પન્ન થઈ એમાં કયા વૈજ્ઞાનિક નિયમની પ્રવૃત્તિ છે? સૂર્ય-ચંદ્રની ઉત્પત્તિ તો આ ક્રમમાં ક્યાંય દેખાતી નથી તો તેના વિના ઋતુ અને મહિનાની ઉત્પત્તિ શી રીતે થઈ? પાંચ મહાભૂત ઉત્પન્ન થયા પહેલાં બ્રાહ્મણ જાતિનાં શરીર શી રીતે ઉત્પન્ન થયાં? મહાભૂત વિના તો શરીર બનવું શક્ય નથી.

---

## વૈદિક સૃષ્ટિનો નવમો પ્રકાર (પ્રજાપતિની વિષયલીલા).

**स वै नैव रेमे तस्मादेकाकी न रमते। स द्वितीयमैच्छत्। स हैतावानास यथा स्त्रीपुमांसौ संपरिष्वक्तौ। स इममेवात्मानं द्वेधाऽपातयत्ततः पतिश्च पत्नी चाभवतां तस्मादिदमर्धबृगलमिव स्व इति ह स्माह याज्ञवल्क्यस्तस्मादयमाकाशः स्त्रिया पूर्यत एव तां समभवत्ततो मनुष्या अजायन्त।**

**(बृहदा० १।४।३)**

અર્થ—તે પ્રજાપતિને ચેન ન પડયું. એકાકી હોવાથી રતિ ન પડી. તે બીજાને ચ્હાવા લાગ્યો. તે એટલો મ્હોટો થયો કે આલિંગિત સ્ત્રીપુરૂષ યુગલ જેટલા મ્હોટા હોય. ત્યારપછી પ્રજાપતિએ પોતાના બે ભાગ કર્યા. એક ભાગ પતિ અને બીજો ભાગ પત્નીરૂપ બન્યો. એક ચણાની દાળના બે ભાગ થાય તેવી રીતે પોતાના બે ભાગ કર્યા, એમ યાજ્ઞવલ્કયે કહ્યું છે. આકાશનો અર્ધ ભાગ પુરૂષથી અને અર્ધ ભાગ સ્ત્રીથી પુરાયો. પુરૂષભાગે સ્ત્રીભાગ સાથે રતિક્રીડા કરી તેથી મનુષ્યો ઉત્પન્ન થયા.

**सा हेयमीक्षांचक्रे कथं नु मात्मन एव जनयित्वा संभवति हन्त तिरोऽसानीति सा गौरभवद्दृषभ इतरस्तां समेवाभवत् ततो गावोऽजायन्त। वडवेतराभवदश्ववृष इतरः। गर्दभीतरा गर्दभ इतरस्तां समेवाभवत्तत एकशफमजायत। अजेतराभवद्बस्त इतरोऽविरितरा मेष इतरस्तां समेवाभवत्ततोऽजावयोऽजायन्तैवमेव यदिदं किंच मिथुनमापीपिलिकाभ्यस्तत्सर्वमसृजत।** **(बृहदा० १।४।४)**

અર્થ—સ્ત્રીભાગનું નામ શતરૂપા રાખવામાં આવ્યું છે. તે શતરૂપા વિચારવા લાગી કે પ્રજાપતિની હું પુત્રી બની કારણકે તેણે મને ઉત્પન્ન કરી. પુત્રીએ પિતા સાથે પતિસંબંધ કરવો સ્મૃતિમાં

પણ નિષિદ્ધ છે, તો આ શું અકૃત્ય કર્યું? હું ક્યાંક છુપાઈ જઉં. એમ ધારી તે ગાય થઈ ગઈ. ત્યારે પ્રજાપતિ વૃષભ બન્યો ને તેની સાથે સંગમ કર્યો, તેથી ગાયો ઉત્પન્ન થઈ. શતરૂપા ઘોડી થઈ તો પ્રજાપતિ ઘોડો થયો. શતરૂપા ગધેડી બની તો પ્રજાપતિ ગધેડો થયો. બંનેનો સંગમ થયો તો તેમાંથી એક ખરીવાળાં પ્રાણીઓની સૃષ્ટિ થઈ. ત્યારપછી શતરૂપા બકરી થઈ તો પ્રજાપતિ બકરો થયો. શતરૂપા ઘેટી થઈ તો પ્રજાપતિ ઘેટો થયો. બંનેના સંગમથી ઘેટા બકરાની સૃષ્ટિ થઈ. એવી રીતે દરેક પ્રાણીના યુગલ બનતાં બનતાં કીડી મંકોડા પર્યંતની સૃષ્ટિ ઉત્પન્ન કરી.

## સમાલોચના.

ઉપરના પ્રસંગમાં પ્રજાપતિમાં ઇશ્વરતત્ત્વ જેવું કંઈ દેખાતું નથી. પ્રજાપતિને સામાન્ય વિષયી મનુષ્ય જેવો દેખાડવામાં આવ્યો છે. ખુદ ભાષ્યકાર શંકરાચાર્ય પ્રસ્તુત મંત્રના ભાષ્યમાં જણાવે છે કે-"**संसारविषय एव प्रजापतिस्त्वं यतः स प्रजापतिर्वै नैव रेमे रतिं नान्वभवदरत्याविष्टोऽभूदित्यर्थोऽस्मदादिवदेव**" ભાષ્યની ટીકા કરનાર આનંદગિરિ પણ કહે છે કે-"**प्रजापतेर्भयाविष्टत्वेन संसारान्तर्भूतत्वमुक्तमिदानीं तत्रैव हेत्वन्तरमाह इतश्चेति अरत्याविष्टत्वे प्रजापतेरेकाकित्वं हेतूकरोति यत इति.**" અર્થાત્-એકાકિપણે રહેતાં પ્રજાપતિને ભય લાગવાથી તથ અરતિ જણાયાથી પ્રજાપતિ અમારા જેવા સંસારી પ્રતીત થાય છે ભાષ્યકાર અને ટીકાકારના કહેવા પ્રમાણે પ્રજાપતિને સામાન્ય મનુષ્યકોટિમાં ગણીએ તોપણ તેની વિષયલીલા જોતાં તેમાં શિષ્ટતા કે સભ્યતા જેવા ગુણો રહી શકે છે ખરા? ખુદ શતરૂપાને શરમીંદા થઈને છુપાઈ જવું પડે છે. નીચ કોટિનો માણસ પણ પુત્રીસંગમ ન કરે તેવું કાર્ય પ્રજાપતિને કેવળ સૃષ્ટિ માટે કરવું પડે એવી સૃષ્ટિ વિના પ્રજાપતિનું કયું રાજ્ય રંડાઈ જતું હતું? જો તે સારૂં કામ

હોત તો તેનીજ અર્ધાંગના શતરૂપાને શા માટે છુપાવું પડત અને ઘોડી, ગધેડી, કૂતરી જેવાં રૂપ--સ્વાંગ લેવાં પડત? જે જે પાપથી શતરૂપાને ભાગવું પડયું તે તે પાપકાર્ય કરવા માટે પ્રજાપતિને ઘોડા, ગધેડા, કૂતરા જેવા સ્વાંગ ધારણ કરવા પડ્યા એમાં પ્રજાપતિની પુરેપુરી ફજેતી થઈ ન ગણાય? આ સૃષ્ટિપ્રક્રિયાથી દુનિયાને વ્યભિચાર કર્મનો યા વિષયાસક્તિનો પાઠ પ્રજાપતિએ શીખવ્યો એમ ન કહી શકાય? પ્રજાપતિએ જે કાર્ય કર્યું તેનો નિષેધ સ્મૃતિકારોને શા માટે કરવો પડ્યો? "**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः। स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते**" એ ગીતાની નીતિ પ્રમાણે પ્રજાપતિએ જે આચર્યું તે આચરવામાં બીજાઓનો શો ગુન્હો? અથવા તો પ્રજાપતિ શ્રેષ્ટ કોટિમાં ન ગણાય. આવી વિષય-ક્રીડાથી માણસની પણ શ્રેષ્ટતા રહી શકે નહિ તો પ્રજાપતિની શ્રેષ્ટતા ક્યાંથી રહી શકે?

---

## વૈદિક સૃષ્ટિનો દશમો પ્રકાર (માદુષ).

---

**प्रजापतिर्वै स्वां दुहितरमभ्यध्यायत्...। तामृश्यो भूत्वा रोहितं भूतामभ्यैत्तं देवा अपश्यन्नकृतं वै प्रजापतिः करोतीति ते तमैच्छन्य एनमारिष्यत्येतमन्योऽन्यस्मिन्नाविन्दंस्तेषां या एव घोरतमास्तन्व आसंस्ता एकधा समभरंस्ताः संभृता एष देवोऽभवत्तदस्यैतद्भूतवन्नाम।...**

**तं देवा अब्रुवन्नयं वै प्रजापतिरकृतमकरिमं विध्येति स तथेत्यब्रवीत्स वै वो वरं वृणा इति वृणीष्वेति स एतमेव वरमवृणीत पशूनामाधिपत्यं तदस्यैतत्पशुमन्नाम।...**

**तमभ्यायत्याविध्यत्स विद्ध ऊर्ध्व उदप्रपतत्तमेतं मृग**

**इत्याचक्षते, य उ एव मृगव्याधः स उ एव स या रोहित्सा रोहिणी यो एवेषुस्त्रिकाण्डा सो एवेषुस्त्रिकाण्डा ।**

**( ऐत० ब्रा० ३ । ३ । ९ )**

અર્થ—પ્રજાપતિએ પોતાની પુત્રીને પત્ની બનાવવાનું ધ્યાન કર્યું. પ્રજાપતિએ મૃગ બનીને લાલ વર્ણની મૃગીરૂપ પુત્રીનો સંગમ કર્યો. દેવોએ તે જોયું. પ્રજાપતિ આ અકૃત્ય કરે છે માટે તેને મારવો જોઈએ એમ દેવોની ઇચ્છા થઈ. જે એને દુઃખ આપી શકે તેવી વ્યક્તિને દેવો શોધવા લાગ્યા. પરંતુ પોતાનામાં તેવો કોઈ હિમ્મતવાન મળ્યો નહિ. તેઓમાં જે ઘોર–ઉગ્ર શરીરવાળા હતા, તે બધા મળીને એકરૂપ થયા, અર્થાત્ એક મહાન્ શરીરવાળો દેવ બન્યો. તેનું નામ રૂદ્ર રાખવામાં આવ્યું. તે શરીર ભૂતોથી નિષ્પન્ન થયું માટે તેનું નામ ભૂતવત્ યા ભૂતપતિ પણ પ્રસિદ્ધ થયું.

દેવોએ રૂદ્રને કહ્યું કે પ્રજાપતિએ અકૃત્ય કર્યું માટે તેને બાણથી વિંધી નાખો. રૂદ્રે તે કબૂલ કર્યું. દેવોએ કહ્યું કે એના બદલામાં તમે અમારી પાસેથી કંઈ માગી લ્યો. રૂદ્રે કહ્યું કે પશુઓનું અધિપત્ય આપો, દેવોએ તે આપ્યું, તેથી રૂદ્રનું નામ પશુવત્ વા પશુપતિ પ્રસિદ્ધ થયું.

પ્રજાપતિને લક્ષ્ય કરીને રૂદ્રે ધનુષ્ય ખેંચી બાણ ફેંક્યું. મૃગ-રૂપી પ્રજાપતિ બાણથી વિંધાઇને ઉંચે મુખે ઉંચે ઉછળ્યો. તે આકાશમાં મૃગશર નક્ષત્રરૂપે રહી ગયો. રૂદ્ર તેની પાછળ પડ્યો તે મૃગવ્યાધના તારા રૂપે આકાશમાં રહી ગયો. લાલ વર્ણની મૃગી હતી તે આકાશમાં રોહિણી નક્ષત્રરૂપે રહી ગઈ. રૂદ્રના હાથમાંથી જે બાણ છુટયું, તે અણી, શલ્ય અને પિંખડા રૂપ ત્રણ અવયવવાળું હોવાથી ત્રિકાંડ તારારૂપે રહી ગયું. આજસુધી તે આકાશમાં એકબીજાની પાછળ ઘુમ્યા કરે છે.

## મનુષ્યસૃષ્ટિ.

**तद्वा इदं प्रजापते रेतः सिक्तमधावत् तत्सरोऽभवत्, ते देवा अब्रुवन् मेदं प्रजापतेरेतो दुषदिति यदब्रुवन्मेदं प्रजापते रेतो दुषदिति तन्मादुषमभवत्, तन्मादुषस्य मादुषत्वम्। मादुषं ह वै नामैतद्यन्मानुषं सन्मानुषमित्याचक्षते परोक्षेण परोक्षप्रिया इव हि देवाः।**

**(ऐत० ब्रा० ३।३।९)**

અર્થ—મૃગરૂપ પ્રજાપતિએ મૃગીમાં જે વીર્ય સિંચ્યું તે ઘણું હોવાથી બહાર જમીન પર પડ્યું. તેનો પ્રવાહ ચાલ્યો તે એક નીચાણની જમીનમાં એકઠું થયું, તેનું તળાવ બની ગયું. દેવોએ કહ્યું કે પ્રજાપતિનું આ વીર્ય દૂષિત મા થાઓ, તેથી તે તળાવનું નામ 'માદુષ' એવું પડ્યું. એજ માદુષનું માદુષપણું છે. લોકોએ પાછળથી દ ને ઠેકાણે નકારનો ઉચ્ચાર કર્યો તેથી માનુષ શબ્દ (મનુષ્યવાચક) બન્યો. દેવો પરોક્ષપ્રિય હોય છે તેથી પરોક્ષપણે જે નકારનો પ્રવેશ થતાં માનુષ શબ્દ બન્યો તે દેવોએ પણ સ્વીકાર્યો. મતલબ એ છે કે પ્રજાપતિના સંચિત થયેલ વીર્યતળાવમાંથી મનુષ્ય-સૃષ્ટિ બની.

## દેવસૃષ્ટિ.

**तदग्निना पर्यादधुस्तन्मरुतोऽधून्वंस्तदग्निर्न प्राच्यावयत् तदग्निना वैश्वानरेण पर्यादधुस्तन्मरुतोऽधून्वंस्तदग्निर्वैश्वानरः प्राच्यावयत्तस्य यद्रेतसः प्रथममुददीप्यत तदसावादित्यो ऽभवद्यद् द्वितीयमासीत्तद् भृगुरभवत्तं वरुणो न्यगृह्णीत तस्मात्स भृगुर्वारुणिरथ यत्तृतीयमदीदेदिव त आदित्या अभवन् येऽङ्गारा आसंस्तेऽङ्गिरसोऽभवन्, यदङ्गाराः पुनरवशान्ता उददीप्यन्त तद् बृहस्पतिरभवत्।**

**(ऐत० ब्रा० ३।३।१०)**

અર્થ—મનુષ્યો થયા પછી જે પ્રજાપતિનું વીર્ય અવશિષ્ટ રહ્યું તેને ઘનીભૂત બનાવવા અને તેમાં રહેલ દ્રવત્વ દૂર કરવા દેવોએ તે તળાવની ચારે કોરે અગ્નિ પ્રજ્વલિત કર્યો. બીજી તરફ વાયુએ તેની આર્દ્રતા શોષવાનું કામ કર્યું. આટલું છતાં તે વીર્ય પાક્યું નહિ, અર્થાત્ તેનું દ્રવત્વ શોષાયું નહિ. ત્યારપછી વૈશ્વાનર નામના અગ્નિએ પકાવવાનું કામ કર્યું અને વાયુએ શોષવાનું કામ જારી રાખ્યું, તેથી તે વીર્ય પાકીને પિણ્ડીભૂત બની ગયું. તે પિંડમાંથી એક પ્રથમ પિંડિકા ઉદ્દીપ્ત થઇ પ્રકાશવા લાગી તે આદિત્ય=સૂર્ય બન્યો. બીજી નીકળી તે ભૃગુઋષિ બન્યો; તેને વરૂણે ગ્રહણ કર્યો તેથી ભૃગુ વરૂણનો પુત્ર કહેવાયો. ત્રીજી પિંડિકા નીકળી તેમાંથી અદિતિના સૂર્ય સિવાય બાકીના પુત્રો–દેવો બન્યા. જે અંગારા રહ્યા, તે અંગિરસ ઋષિઓ બન્યા. જે અંગારા ઉત્કર્ષથી દીપ્ત થયા તે બૃહસ્પતિ થયો.

## પશુસૃષ્ટિ

**यानि परिक्षाणान्यासंस्ते कृष्णाः पशवोऽभवन्, या लोहिनी मृत्तिका ते रोहिता, अथ यद् भस्माऽऽसीत् तत्परुष्यं व्यसर्पद् गौरो गवय ऋश्य उष्ट्रो गर्दभ इति ये चैतेऽरुणाः पशवस्ते च । (ऐत० ब्रा० ३।३।१०)**

અર્થ—જે કાળા રંગનાં લાકડાં રહ્યાં તે કાળા રંગનાં પશુઓ થયાં. અગ્નિદાહથી જે માટી લાલ રંગની બની ગઇ હતી, તેમાંથી લાલ રંગનાં પશુઓ બન્યાં. જે રાખ બની હતી તેમાંથી કઠોર શરીરવાળાં ગૌર, રોઝ, મૃગ, ઉંટ, ગર્દભ વગેરે અરણ્ય–જંગલનાં પશુઓ બન્યાં તે જંગલમાં ફરવા લાગ્યાં.

## સમાલોચના.

શતરૂપાને જે કૃત્ય અકૃત્યરૂપ લાગ્યું તે કૃત્યને દેવોએ પણ અકૃત્યરૂપે જાહેર કર્યું; એટલુંજ નહિ પણ દેવોએ તો તેને સજા

પણ કરી; તો એવી રીતે સૃષ્ટિ બનાવનાર શું ગુન્હેગાર ન ગણી શકાય? પ્રજાપતિને મૃગશિર નક્ષત્રરૂપે કોણે બનાવ્યો? રૂદ્રે કે પોતાની મેળે? રૂદ્રે બનાવ્યો તો પ્રજાપતિ કરતાં રૂદ્રની શક્તિ વધારે છે? રૂદ્રને મૃગવ્યાધના તારારૂપે કોણે બનાવ્યો? પ્રજાપતિને મારવા માટે રૂદ્રે વ્યાધરૂપ ધારણ કર્યું છતાં આજસુધી રૂદ્ર તેને મારી તો શક્યો નહિ, તો રોજ ને રોજ બાણ લઈને પાછળ ફરવાથી શું ફાયદો? પ્રજાપતિનો કદાચ ગુન્હો હતો અને તેને સજા કરી પણ શતરૂપાએ શું ગુન્હો કર્યો કે તેને રોહિણી બનીને મૃગશિરની પાછળ ફરવું પડ્યું? કદાચ આ રૂપક અલંકાર હોય તો તે પણ ઘટતું નથી. મિથુની કૃત્યમાં શતરૂપા આગળ અને પ્રજાપતિ તેની પાછળ સ્વાંગ બદલાવે છે; જ્યારે આકાશભ્રમણમાં મૃગશરરૂપ પ્રજાપતિ આગળ અને રોહિણીરૂપ શતરૂપા પાછળ રહે છે. પ્રજાપતિના વીર્યથી આખું સરોવર ભરાઈ ગયું એ શું સંભવિત છે? માદુષ કે માનુષ એ ઉચ્ચારણથી માદુષ કે માનુષ શબ્દની સિદ્ધિ થઈ શકે પણ મનુષ્ય જાતિની ઉત્પત્તિ તેથી શી રીતે થઈ શકે? વીર્યમાંથી મનુષ્ય શરીર બન્યાં તો તે ગર્ભમાં રહીને બન્યાં કે વિના ગર્ભ? ગર્ભમાં રહી બન્યાં તો તે કોના ગર્ભમાં? મનુષ્યજાતિ તો હજી ઉત્પન્ન થઈ નથી. ગર્ભ વિના બન્યાં તો તે સંભવિત છે? વીર્યને અગ્નિથી પકાવતાં સૂર્ય આદિ દેવ બન્યા એ પણ શું અનુભવગમ્ય વાત છે? સૂર્યની ઉત્પત્તિ તો પહેલાં અનેક પ્રકારે બતાવી છે. બીજા દેવો પણ અદિતિ અને પ્રજાપતિથી ઉત્પન્ન થયેલ દર્શાવ્યા છે. કાષ્ઠ, માટી અને રાખમાંથી વિવિધ પશુઓ બન્યાં એ પણ બુદ્ધિગ્રાહ્ય વાત જણાતી નથી.

---

# વૈદિક સૃષ્ટિનો અગીઆરમો પ્રકાર (આત્મસૃષ્ટિ).

**तस्माद्वा एतस्मादात्मनः आकाशः सम्भूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः । अद्भ्यः पृथिवी । पृथिव्या ओषधयः । ओषधिभ्योऽन्नम् । अन्नाद्रेतः । रेतसः पुरुषः ।**

**( तै० उप० ब्र० व० प्रथमखण्डः २ । १ )**

અર્થ--તે પ્રસિદ્ધ આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું. આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જલ, જલમાંથી પૃથ્વી, પૃથ્વીમાંથી ઓષધિઓ, ઓષધિમાંથી અન્ન, અન્નથી રેત-વીર્ય અને વીર્યથી પુરૂષ ઉત્પન્ન થાય છે.

## સૃષ્ટિક્રમ કોષ્ઠક.

| | |
|---|---|
| ૧ આત્મા | ૬ પૃથ્વી |
| ૨ આકાશ | ૭ ઔષધિ |
| ૩ વાયુ | ૮ અન્ન |
| ૪ અગ્નિ | ૯ રેત-વીર્ય |
| ૫ જલ | ૧૦ પુરૂષ. |

## સમાલોચના.

સૃષ્ટિના ચોથા, છઠા અને સાતમા પ્રકારમાં "**आपो वा इदमग्रे आसीत्**" સૌથી પહેલાં પાણી હતું એમ દર્શાવ્યું છે અને આ ક્રમમાં સૌથી પહેલાં આત્મા, ત્યારપછી આકાશ, વાયુ, અગ્નિ ઉત્પન્ન થયા પછી પાંચમે નંબરે જલની ઉત્પત્તિ થાય છે એમ બતાવ્યું છે. શું આ વિરોધ નથી? સૃષ્ટિના છઠા પ્રકારમાં વાયુ પહેલાં પાણી દર્શાવ્યું છે જ્યારે આ ક્રમમાં વાયુ પહેલાં આકાશની ઉત્પત્તિ બતાવી છે. અર્થાત્ વાયુનું કારણ આકાશ અને આકાશનું

કાર્ય વાયુ. આવો કાર્યકારણભાવ બીજા કોઈ પણ પ્રકારમાં દર્શાવેલ નથી તો આ નવો ક્રમ યોજવાનું શું કારણ? ઓષધિ, અન્ન અને રેતની પણ આ ક્રમમાં નવીનતા છે. આત્મા ચેતનરૂપ છે તેમાંથી જડરૂપ આકાશની ઉત્પત્તિ શી રીતે સંભવે? ચેતનમાંથી ચેતન અને જડમાંથી જડ ઉત્પન્ન થાય એ તો સંભવિત ગણાય, પણ ચેતનમાંથી જડ ઉત્પન્ન થાય એ નિયમ વિરૂદ્ધ નથી? પુરૂપ ઉત્પન્ન થયા પહેલાં અન્નમાંથી વીર્ય શી રીતે ઉત્પન્ન થાય?

## વૈદિક સૃષ્ટિનો બારમો પ્રકાર (સ્કંભસૃષ્ટિ).

અથર્વણ વેદના દશમા કાંડના ચોથા અનુવાદના સાતમા સૂક્તમાં મ્હોટામાં મ્હોટો સૃષ્ટિકર્તા દેવ સ્કંભ જણાવ્યો છે. સાતમા સૂક્તના આરંભમાં જ ભાષ્યકાર જણાવે છે કે **स्कंभ इति सनातनतमो देवो ब्रह्मणोप्याद्यभूतः अतो ज्येष्ठं ब्रह्मेति तस्य संज्ञा । तस्मिन् सर्वमेतत्तिष्ठति । तत्सर्वमेतेनाविष्टम् । विराडपि तस्मिन्नेव समाहितः । तस्मिन्नेव देवादयः सर्वे समाहिताः । इत्यादि वर्णनम् ।**

અર્થ—બ્રહ્મથી પણ પહેલાંનો જુનામાં જુનો દેવ સ્કંભ છે, એટલા માટે એનું નામ જ્યેષ્ઠ બ્રહ્મ છે. તેમાં બધું રહે છે. તે સર્વ એનાથી વ્યાપ્ત છે. વિરાટ્ પણ તેમાં સમાઈ જાય છે. સર્વ દેવો પણ તેમાં ધારણ કરાયેલા છે.

**यस्मिन्त् स्तब्ध्वा प्रजापतिर्लोकान्त् सर्वाँ अधारयत् ।**
**स्कम्भं तं ब्रूहि कतमः स्विदेव सः ॥**

(अथ० सं० १० । ४ । ७ । ७)

અર્થ—જેમાં સ્તબ્ધ થઇને પ્રજાપતિ સર્વ લોકને ધારણ કરી રહે છે તે સ્કંભને બતાવો. તે કોણ છે?

**यस्मिन् भूमिरन्तरिक्षं द्यौर्यस्मिन्नध्याहिता ।**
**यत्राग्निश्चन्द्रमाः सूर्यो वातस्तिष्ठन्त्यार्पिताः ।**
**स्कंभं तं ब्रूहि कतमः स्विदेव सः ॥**

**( अथ० सं० १० । ४ । ७ । १२ )**

અર્થ—જેમાં ભૂમિ, અંતરિક્ષ અને સ્વર્ગ સમાયેલા છે; અગ્નિ, ચંદ્રમા, સૂર્ય અને વાયુ જેને અર્પણ કરાયેલા છે; તે સ્કંભનું વર્ણન કરો કે તે કયો દેવ છે?

**यस्य त्रयस्त्रिंशद् देवा अङ्गे सर्वे समाहिताः ।**
**स्कंभं तं ब्रूहि कतमः स्विदेव सः ॥**

**( अथ० सं० १० । ४ । ७ । १३ )**

અર્થ—જેના અંગમાં તેત્રીશ દેવો પ્રતિષ્ઠિત છે, તે સ્કંભને જણાવો કે તે કયો દેવ છે?

**यत्रादित्याश्च रुद्राश्च वसवश्च समाहिताः ।**
**भूतं च यत्र भव्यं च सर्वे लोकाः प्रतिष्ठिताः ॥**
**स्कंभं तं......** **( अथ० सं० १० । ४ । ७ । २२ )**

અર્થ—જેમાં આદિત્ય, રૂદ્ર અને વસુદેવો પ્રતિષ્ઠિત છે, ભૂત અને ભાવી સર્વ લોક જેમાં પ્રતિષ્ઠા પામેલા છે તે સ્કંભને બતાવો કે તે કોણ છે?

**हिरण्यगर्भं परममनत्युद्यं जना विदुः ।**
**स्कंभस्तदग्रे प्रासिञ्चद्धिरण्यं लोके अन्तरा ।**

**( अथ० सं० १० । ४ । ७ । २८ )**

અર્થ—જે પરમ હિરણ્યગર્ભને લોકો અવર્ણનીય સમજે છે, તે હિરણ્યગર્ભને સૌથી પહેલાં સ્કંભેજ પ્રાસિંચન કર્યું હતું.

**स्कंभो दाधार द्यावापृथिवी उभे इमे स्कंभो दाधारोर्वऽन्तरिक्षम् । स्कंभो दाधार प्रदिशः षडुर्वीः स्कंभ इदं विश्वं भुवनमाविवेश ॥**

**( अथ० सं० १० । ४ । ७ । ३५ )**

અર્થ—સ્કંભે દ્યાવાપૃથિવીને ધારણ કરી રાખેલ છે. સ્કંભેજ આ વિશાલ અંતરિક્ષને ધારણ કરેલ છે. સ્કંભ જ પ્રદિશા તથા છ ઉર્વિઓને ધારણ કરે છે. સ્કંભ જ આ ભુવનમાં પ્રવિષ્ટ છે.

---

## વૈદિક સૃષ્ટિનો તેરમો પ્રકાર (અજસૃષ્ટિ).

---

પંચૌદન નામના યજ્ઞમાં અજની હવિ આપવામાં આવે છે. તે અજ ઇંદ્રને તૃપ્ત કરી ત્રીજે સ્વર્ગે—પુણ્યલોકમાં જાય છે, એમ અથર્વણના નવમા કાંડના ત્રીજા અનુવાકના પાંચમા સૂક્તના આરંભમાં ભાષ્યકારે કહ્યું છે.

**अजो वा इदमग्रे व्यक्रमत तस्योर इयमभवद् द्यौः पृष्ठम् । अन्तरिक्षं मध्यं दिशः पार्श्वे समुद्रौ कुक्षी ॥**

**( अथ० सं० ९ । ३ । ५ । २० )**

અર્થ—સૃષ્ટિ બન્યા પછી પહેલાં સૌથી પૂર્વે અજે (બકરાએ) વ્યક્રમણ કર્યું. અજનું ઉર—છાતી તે પૃથ્વી બની, તેનું પૃષ્ઠ—પીઠ સ્વર્ગ બની, તેનો મધ્યભાગ અન્તરિક્ષ બન્યો, તેનાં બે પડખાં દિશાઓ બની, અને કુક્ષિભાગ સમુદ્ર બન્યા.

**सत्यं चर्तं च चक्षुषी विश्वं सत्यं श्रद्धा प्राणो विराट् शिरः । एष वा अपरिमितो यज्ञो यदजः पञ्चौदनः ॥**

**( अथ० सं० ९ । ३ । ५ । २१ )**

અર્થ—તેનાં બે નેત્ર સત્ય અને ઋત બન્યાં. તેના પ્રાણ સંપૂર્ણ સત્ય અને શ્રદ્ધા બન્યા. તેનું શિર–મસ્તક વિરાટ્ બન્યું. એટલા માટે આ પંચૌદન એજ અપરિમિત યજ્ઞ છે.

## સમાલોચના.

આંહિ યજ્ઞ અને યજ્ઞમાં હોમવાના બકરાની પ્રશંસા કરતાં સૃષ્ટિનું સ્વરૂપ દર્શાવ્યું છે. અથર્વસંહિતા જેવા આદર્શ પુસ્તકમાં કેવળ અલંકાર રૂપ તો આ બ્યાન નજ હોય. પ્રશંસા છે તો તે ખોટી પ્રશંસા તો ન હોય. જો સાચી પ્રશંસા છે તો તેનો ઉપર જણાવેલ અર્થ નિકળે છે. આંહિ સવાલ એ થાય છે કે આ બકરો જીવતો કે મૃતક? જીવતો તો ન હોઇ શકે કેમકે તેનું તો બલિદાન દેવાઇ ચુક્યું તે ઇંદ્રને તૃપ્ત કરી ત્રીજે સ્વર્ગે પહોંચી ગયો. ત્યારે રહ્યો મૃતક બકરો. અર્થાત્ બકરાનું શરીર–તેમાંથી ઉપર જણાવ્યા પ્રમાણે સ્વર્ગ. પૃથ્વી, અંતરિક્ષ, દિશાઓ, સમુદ્ર, સત્ય, ઋત, શ્રદ્ધા, વિરાટ્ વગેરે બનવાનું ઉપર કહેવાઇ ચુક્યું છે. શું આ પ્રશંસા યુક્તિહીન મિથ્યાતિશયોક્તિરૂપ નથી લાગતી? બીજી વાત એ છે કે સૌથી પહેલાં અજ આવ્યો ક્યાંથી? પશુસૃષ્ટિ બન્યા પહેલાં અજની ઉત્પત્તિ ક્યાંથી થઇ? મનુષ્યસૃષ્ટિ કે દેવસૃષ્ટિ બન્યા પહેલાં યજ્ઞસમારંભ કોણે કર્યો? અજની આહુતિ કોણે આપી? જો અજની આટલી શક્તિ બતાવી તેની આહુતિ આપવી એ કૃતઘ્નતા નથી?

---

# વૈદિક સૃષ્ટિનો ચૌદમો પ્રકાર (બ્રહ્મસૃષ્ટિ).

केनेयं भूमिर्विहिता केन द्यौरुत्तरा हिता ।
केनेदमूर्ध्वं तिर्यक् चान्तरिक्षं व्यचो हितम् ॥
ब्रह्मणा भूमिर्विहिता ब्रह्म द्यौरुत्तरा हिता ।
ब्रह्मेदमूर्ध्वं तिर्यक् चान्तरिक्षं व्यचो हितम् ॥
( अथ० सं० १० । १ । २ । २४–२५ )

અર્થ—આ પૃથ્વી કોણે બનાવી છે? ઉત્તર દ્યૌ–સ્વર્ગ કોણે બનાવ્યું? ઉર્ધ્વભાગ, તિર્યગ્ ભાગ અને જેમાં પ્રાણીઓ ગમનાગમન કરે છે એવું અંતરિક્ષ કોણે બનાવ્યું છે? ઉત્તર—બ્રહ્મે ભૂમિ બનાવી. બ્રહ્મેજ શ્રેષ્ઠ સ્વર્ગને બનાવેલ છે. ઉર્ધ્વભાગ, તિર્યગ્ભાગ અને પ્રાણીઓના ગમનાગમનવાળું અંતરિક્ષ પણ બ્રહ્મેજ બનાવેલ છે.

## સમાલોચના.

એક ને એક અથર્વસંહિતામાં ભૂમિ અંતરિક્ષ અને સ્વર્ગ બનાવનાર ત્રણ જુદી જુદી વ્યક્તિ બતાવી: સ્કંભ, અજ અને બ્રહ્મ. તેમાં સ્કંભને જ્યેષ્ઠ બ્રહ્મ તરીકે ઓળખાવી તેનાથીજ સર્વ સૃષ્ટિ બની જવાનું કહ્યું તો પછી આ લઘુ બ્રહ્મને ત્રિલોકી કર્તા તરીકે બતાવવાનું શું કારણ? શું ત્રણે મળીને અમુક હિસ્સા બનાવ્યા કે અલગ અલગ?

# વૈદિક સૃષ્ટિનો પંદરમો પ્રકાર (કર્મસૃષ્ટિ).

**यन्मन्युर्जायामावहत् संकल्पस्य गृहादधि ।**
**क आसं जन्याः के वराः क उ ज्येष्ठवरोऽभवत् ॥**
**तपश्चैवास्तां कर्म चान्तर्महत्यर्णवे ।**
**त आसं जन्यास्ते वरा ब्रह्म ज्येष्ठवरोऽभवत् ॥**

(अथ० सं० ११ । ४ । १० । १-२)

અર્થ—આ ઋચામાં વર વહૂ અને જાનૈયા સૃષ્ટિસમયે કોણ હતા એ પ્રશ્ન છે. મન્યુ શબ્દનો અર્થ **सर्वं जानातीति-सर्वज्ञः** કર્યો છે જ્યારે મન્યુ—ઇશ્વરનો સંકલ્પના ઘરમાં વિવાહ થયો ત્યારે જાનૈયા કોણ હતા? કન્યાપક્ષ અને વરપક્ષના સંબંધી કોણ કોણ હતા અને કન્યા તથા પ્રધાન વર કોણ હતો? ઉત્તર—પ્રલયકાલરૂપી સમુદ્રમાં સૃષ્ટિ પહેલાં પર્યાલોચનરૂપ તપ અને પ્રાણીઓનાં ભોગ્ય કર્મ એ બે વિદ્યમાન હતાં. એજ કન્યાપક્ષ અને વરપક્ષના સંબંધી હતાં. અર્થાત્ એજ જાનૈયા (બરાતી) હતા. જગત્કારણરૂપ બ્રહ્મ જ્યેષ્ટ વરરાજા અને માયાશક્તિ તેની વધૂ હતી.

**दश साकमजायन्त देवा देवेभ्यः पुरा ।**

... ... ... ... ...

(अथ० सं० ११ । ४ । १० । ३)

અર્થ—ઉક્ત વર વહૂના લગ્ન થતાં તેમાંથી અગ્નિ આદિ અધિષ્ટાત્ દેવોની પહેલાં પાંચ જ્ઞાનેંદ્રિય અને પાંચ કર્મેન્દ્રિયરૂપી દશ દેવો એક સાથે પ્રગટ થયા. અર્થાત્ પ્રથમ દશ પુત્રો થયા, અથવા બે કાન, બે નાક, બે આંખ, એક મુખ, એ સાત શિરપ્રાણ, એક મુખ્ય પ્રાણ અને બે પ્રાણ, એ દશ દેવતા પ્રગટ થયા; અથવા નીચે જણાવેલ દશ દેવતા—

**प्राणापानौ चक्षुः श्रोत्रमक्षितिश्च क्षितिश्च या।**
**व्यानोदानौ वाङ्मनस्ते वा आकूतिमावहन्॥**
**(अथ० सं० ११।४।१०।४)**

અર્થ—હૃદયકમલસ્થિત ક્રિયાશક્તિરૂપ મુખ્ય પ્રાણની પ્રાણ અને અપાન નામની [2]બે વૃત્તિઓ, [3]નેત્ર, [4]શ્રોત્રેન્દ્રિય, [5]અક્ષિતિ = અક્ષીણ જ્ઞાનશક્તિ, [6]ક્ષિતિ = મોક્ષ થતી વખતે લિંગ શરીર સાથે ક્ષય પામનાર ક્રિયાશક્તિ, અન્નરસને બધી નાડીઓમાં પ્રેરિત કરનારી [7]વ્યાનવૃત્તિ, ઓડકારના વ્યાપારને કરનારી [8]ઉદાનવૃત્તિ, બોલવામાં સાધનભૂત [9]વાણી, અને મન[10] = અંતઃકરણ: એ દશ દેવો પ્રગટ થયા.

**अजाता आसन्नृतवो थो धाता बृहस्पतिः।**
**इन्द्राग्नी अश्विना तर्हि कं ते ज्येष्ठमुपासत॥**
**तपश्चैवास्तां कर्म चान्तर्महत्यर्णवे।**
**तपो ह जज्ञे कर्मणस्तत् ते ज्येष्ठमुपासत॥**
**(अथ० सं० ११।४।१०।५–६)**

અર્થ—સૃષ્ટિ વખતે વસંત આદિ ઋતુઓ ઉત્પન્ન થઇ ન હતી; ધાતા, બૃહસ્પતિ, ઇંદ્ર, અગ્નિ અને અશ્વિનીકુમાર, એ ઋતુચક્રના અધિપતિ દેવતાઓ પણ ઉત્પન્ન થયા ન હતા; ત્યારે ધાતા આદિ દેવોએ પોતાની ઉત્પત્તિ માટે જ્યેષ્ઠ કારણભૂત કયા ઉત્પાદકની અભ્યર્થના કરી હતી? ઉત્તર—પ્રલયકાલરૂપ મહાસમુદ્રમાં જગત્સ્રષ્ટાના પર્યાલોચનરૂપ તપ અને પ્રાણીઓનાં ભોગ્યકર્મ એ બે વિદ્યમાન હતાં, તેમાં પણ તપની ઉત્પત્તિ પ્રાણીઓનાં ભોગ્યકર્મથી થાય છે, એટલા માટે ધાતા આદિ દેવો પોતાની ઉત્પત્તિ માટે જ્યેષ્ઠ કારણ કર્મની જ ઉપાસના કરે છે.

**कुत इन्द्रः कुतः सोमः कुतो अग्निरजायत।**
**कुतस्त्वष्टा समभवत् कुतो धाताऽजायत॥**

**इन्द्रादिन्द्रः सोमात्सोमोऽग्नेरग्निरजायत।**
**त्वष्टा ह जज्ञे त्वष्टुर्धातुर्धाताऽजायत॥**
**( अथ० सं० ११।४।१०। ८-९ )**

અર્થ—વર્તમાન સૃષ્ટિમાં ઇન્દ્ર ક્યાંથી થયો? સોમ ક્યાંથી થયો? અગ્નિ શેમાંથી થયો? ત્વષ્ટા ક્યાંથી ઉત્પન્ન થયો? અને ધાતા શેમાંથી ઉત્પન્ન થયો? ઉત્તર—પ્રલયની પહેલાં જે સૃષ્ટિ હતી તેમાં જે ઇન્દ્ર હતો તેમાંથી વર્ત્તમાન સૃષ્ટિનો ઇન્દ્ર થયો. આગલા કલ્પમાં જે સોમ હતો તેમાંથી વર્તમાન કલ્પનો સોમ થયો. એવીજ રીતે પૂર્વના અગ્નિમાંથી વર્તમાન અગ્નિ, પૂર્વના ત્વષ્ટામાંથી વર્તમાનનો ત્વષ્ટા અને પૂર્વના ધાતામાંથી વર્તમાન ધાતા ઉત્પન્ન થયો. અથવા પૂર્વનો ઇન્દ્ર શબ્દ કર્મવાચક છે તેથી ઇન્દ્રત્વ યોગ્ય પૂર્વકર્મથી ઇંદ્ર પેદા થયો; એમજ સોમાદિક પણ જાણવા.

## સમાલોચના.

સૃષ્ટિની ઉત્પત્તિમાં જીવોનાં કર્મ જ જ્યારે મુખ્ય કારણ છે, પોતપોતાના કર્માનુસાર તે તે પદની પ્રાપ્તિ થાય છે, ધાતા વગેરે પણ કર્મની જ ઉપાસના કરે છે, તો જીવ અને કર્મની વચ્ચે ઈશ્વિર યા બ્રહ્મને પડવાની શું જરૂર છે? કારણથી કાર્ય ઉત્પન્ન થાય છે, એ પ્રસિદ્ધ નિયમાનુસાર કર્મરૂપ કારણથી તે તે કાર્યની ઉત્પત્તિ થઈ જશે તો બ્રહ્મને માયાશકિત સાથે પરણાવવાની અને વરવધૂના જોડલાં કલ્પવાની શું જરૂર છે? સંસારમાં પરિભ્રમણ કરીને જે મુકત થયા છે તેને પુનઃ સંસારના ચક્રમાં ફસાવવાની શા માટે કલ્પના કરવી જોઈએ?

---

## વૈદિક સૃષ્ટિનો સોળમો પ્રકાર ( ઑંકારસૃષ્ટિ ).

**ब्रह्म ह वै ब्रह्माणं पुष्करे ससृजे, स खलु ब्रह्मा सृष्टश्चिन्तामापेदे केनाहमेकेनाक्षरेण सर्वांश्च कामान् सर्वांश्च लोकान् सर्वांश्च देवान् सर्वांश्च वेदान् सर्वांश्च यज्ञान् सर्वांश्च शब्दान् सर्वांश्च व्युष्टीः सर्वाणि च भूतानि स्थावरजङ्गमान्यनुभवेयमिति स ब्रह्मचर्यमचरत् । स ओमित्येतदक्षरमपश्यद् द्विवर्णं चतुर्मात्रं सर्वव्यापि सर्वविभ्वयातयामब्रह्म ब्राह्मी व्याहृतिं ब्रह्मदैवतं, तया सर्वांश्च कामान् सर्वांश्च लोकान् ...... सर्वाणि च भूतानि स्थावरजङ्गमान्यन्वभवत् । तस्य प्रथमेन वर्णेनापस्नेहश्चान्यभवत् । तस्य द्वितीयेन वर्णेन तेजो ज्योतींष्यन्वभवत् । ( गोप० ब्रा० पू० भा० १ । १६ )**

અર્થ—બ્રહ્મે બ્રહ્માને કમલમાં ઉત્પન્ન કર્યો. ઉત્પન્ન થયેલ તે બ્રહ્માએ ચિંતા કરી કે હું એક અક્ષર માત્રથી સર્વ કામ, સર્વ લોક, સર્વ દેવો, સર્વ વેદો, સર્વ યજ્ઞો, સર્વ શબ્દો, સર્વ વસતિઓ, સર્વ ભૂત, સ્થાવર જંગમ રૂપને કેવી ઉત્પન્ન કરૂં? એમ ચિંતવીને તેણે બ્રહ્મચર્ય રૂપ બ્રહ્મ તપ આચર્યું. તેણે ૐકાર એવો અક્ષર જોયો. બે અક્ષરવાળો, ચાર માત્રા વાળો, સર્વવ્યાપી, સર્વશક્તિમાન્, અયાતયામ-નિર્વિકાર બ્રહ્મવાળો, બ્રાહ્મી વ્યાહૃતિ અને બ્રહ્મદેવતાવાળો ૐકાર જોયો. તે ૐકારથી સર્વ કામ, સર્વ લોક, સર્વ દેવો, સર્વ યજ્ઞો, સર્વ શબ્દો, સર્વ વસતિઓ, સર્વ ભૂતો અને સ્થાવર જંગમરૂપ સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કર્યાં. તેના પહેલા વર્ણથી જલ અને ચિકણાઈ ઉત્પન્ન કરી. તેના બીજા વર્ણથી તેજ અને જ્યોતિ ઉત્પન્ન કર્યાં.

**तस्य प्रथमया स्वरमात्रया पृथिवीमग्निमोषधिवनस्पतीन्, ऋग्वेदं भूरिति व्याहृतिर्गायत्रं छन्दस्त्रिवृतं स्तोमं**

**प्राचीं दिशं वसन्तमृतुं वाचमध्यात्मं जिह्वां रसमितीन्द्रियाण्यन्वभवत् । ( गो. ब्रा. पू० भा० १ । १७ )**

અર્થ—તે ઓંકારની પહેલી સ્વર માત્રાથી બ્રહ્માએ પૃથ્વી, અગ્નિ, વનસ્પતિ, ઋગ્વેદ, ભૂ નામની વ્યાહૃતિ, ગાયત્રી છંદ, જ્ઞાન કર્મ અને ઉપાસના એ ત્રણથી યુક્ત સ્તોમ=સ્તુતિ, પૂર્વદિશા, વસંતઋતુ, અધ્યાત્મવાણી, જીહ્વા અને રસગ્રાહક ઈંદ્રિય બનાવી.

**तस्य द्वितीयया स्वरमात्रयाऽन्तरिक्षं, वायुं, यजुर्वेदं, भुव इति व्याहृतिस्त्रैष्टुभं छन्दः, पंचदशं स्तोमं, प्रतीचीं दिशं, ग्रीष्ममृतुं, प्राणमध्यात्मन्नासिके गन्धघ्राणमितीन्द्रियाण्यन्वभवत् । ( गो० ब्रा० पू० भा० १ । १८ )**

અર્થ—તેની બીજી સ્વરમાત્રાથી બ્રહ્માએ અન્તરિક્ષ, વાયુ, યજુર્વેદ, ભુવ એવા પ્રકારની વ્યાહૃતિ, ત્રૈષ્ટુભ છંદ, પાંચ પ્રાણ, પાંચ ઇંદ્રિય અને પાંચ ભૂત એ પંદર પ્રકારની સ્તુતિ, પશ્ચિમ દિશા, ગ્રીષ્મઋતુ, આધ્યાત્મિક પ્રાણ, એ નાસિકા અને ગન્ધગ્રાહક ઘ્રાણેન્દ્રિય બનાવ્યાં.

**तस्य तृतीयया स्वरमात्रया दिवमादित्यं सामवेदं स्वरिति व्याहृतिर्जागतं छन्दः सप्तदशं स्तोममुदीचीं दिशं वर्षाऋतुं ज्योतिरध्यात्मं चक्षुषी दर्शनमितीन्द्रियाण्यन्वभवत् । ( गो० ब्रा० पू० भा० १ । १९ )**

અર્થ—તેની ત્રીજી સ્વરમાત્રાથી બ્રહ્માએ સ્વર્ગલોક, આદિત્ય—સૂર્ય, સામવેદ, સ્વર્ એ પ્રકારની વ્યાહૃતિ, જગતી છંદ, દશ દિશા, સત્ત્વ રજ અને તમ એ ત્રણ ગુણ, ઈશ્વર, જીવ અને પ્રકૃતિ એ સોળ સહિત સત્તરમો સંસાર એ સત્તર પ્રકારની સ્તુતિ, ઉત્તર દિશા, વર્ષા ઋતુ, અધ્યાત્મ જ્યોતિ, એ આંખ અને રૂપગ્રાહક ઇન્દ્રિયો ઉત્પન્ન કર્યાં.

**तस्य वकारमात्रयाऽऽपश्चन्द्रमसमथर्ववेदं नक्षत्राणि,**

**ओमिति स्वमात्मानं जनदित्यङ्गिरसामानुष्टुभं छन्दः एकविंशं स्तोमं दक्षिणां दिशं शरदमृतुं मनोऽध्यात्मं ज्ञानं ज्ञेयमितीन्द्रियाण्यन्वभवत् । ( गो० ब्रा० पू० भा० १ । २० )**

અર્થ—તેની વકારમાત્રાથી બ્રહ્માએ પાણી, ચંદ્રમા, અથર્વવેદ, નક્ષત્રો, ૐ રૂપ પોતાના સ્વરૂપને ઉત્પન્ન કરતું જ્ઞાન, અનુષ્ટુપ છંદ, પાંચ સૂક્ષ્મ ભૂત, પાંચ સ્થૂલ ભૂત, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને અંતઃકરણ એ એકવીશ સ્તોમ–સ્તુતિ, દક્ષિણ દિશા, શરદ્ ઋતુ, આધ્યાત્મિક મન, જ્ઞાન, જાણવાયોગ્ય વસ્તુ અને ઇંદ્રિયોને ઉત્પન્ન કર્યાં.

**तस्य मकारश्रुत्येतिहासपुराणं वाकोवाक्यगाथा नाराशंसीरुपनिषदोऽनुशासनानामिति वृधत् करद्गुहन् महत्तच्छमोमिति व्याहृतीः स्वरशम्यनानातंत्रीः, स्वरनृत्यगीतवादित्राण्यन्वभवच्चैत्ररथं दैवतं वैद्युतं ज्योतिर्बार्हतं छन्दस्तृणवत् त्रयस्त्रिंशौ स्तोमौ ध्रुवामूर्ध्वां दिशं हेमन्तशिशिरावृतू श्रोत्रमध्यात्मं शब्दश्रवणमितीन्द्रियाण्यन्वभवत् ।**

**( गो. ब्रा. पू० भा० १ । २१ )**

અર્થ—તેની મકાર માત્રાથી બ્રહ્માએ ઇતિહાસ, પુરાણ, બોલવાનું સામર્થ્ય, વાકય, ગાથા અને વીરનરોની ગુણકથાઓ, ઉપનિષદ્, અનુશાસન=શિક્ષા–ઉપદેશ, વૃધત્=વધતીવાળા પરિપૂર્ણ બ્રહ્મ, કરત્=સૃષ્ટિકર્તા બ્રહ્મ, ગૃહન્=છુપું રહેલું અંતર્યામી બ્રહ્મ, મહત=પૂજનીય બ્રહ્મ, તત્=ફેલાયેલ બ્રહ્મ, એ પાંચ મહાવ્યાહૃતિ, શમ્=શાંતિરક્ષક બ્રહ્મ, ૐ=સર્વરક્ષક બ્રહ્મ એ બે પાંચમાં મેળવતાં સાત મહાવ્યાહૃતિ, સ્વરથી શાંતિ ઉપજાવનાર નાના પ્રકારની વીણા આદિની વિદ્યાઓ, સ્વર, નૃત્ય, ગીત, વાદિત્રને બનાવ્યાં. વળી વિચિત્ર ગુણવાળા દિવ્ય પદાર્થોના સમૂહ, વિવિધ પ્રકાશવાળી જ્યોતિ, વેદવાણીથી યુકત છંદ,

ત્રણ કાલમાં સ્તુતિ કરાયેલ તેત્રીશ દેવતા, સૃષ્ટિ પ્રલય રૂપ એ સ્તોમ–સ્તુતિ, ઉંચી નીચી દિશા, હેમંત અને શિશિરઋતુ, આધ્યાત્મિક શ્રોત્ર, શબ્દ અને સાંભળવાનું સામર્થ્ય, જ્ઞાન કર્મ સાધનરૂપ ઇન્દ્રિયો એજ બ્રહ્માએ બનાવી.

## સમાલોચના.

બ્રહ્મમાં પૂર્ણ સામર્થ્ય છે તો બ્રહ્મે બ્રહ્માને ઉત્પન્ન કરી બધી સૃષ્ટિ તેની પાસેથી શું કામ કરાવી? બ્રહ્મા વિના બ્રહ્મમાં સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય ન હતું? બ્રહ્માએ પણ ૐકારની સહાયતાથી સૃષ્ટિ બનાવી. તો બ્રહ્મા મ્હોટો કે ૐકાર મ્હોટો? બ્રહ્મા કરતાં ૐકારમાં સામર્થ્ય વધારે કે ૐકાર કરતાં બ્રહ્મામાં સામર્થ્ય વધારે? બ્રહ્મામાં વધારે હોત તો ૐકારની મદદ શામાટે લેવી પડી? ૐકાર તો શબ્દ છે. શબ્દની એક એક માત્રામાં ભૂર્લોક સ્વર્ગલોક અંતરિક્ષ વગેરે આખું જગત્ અથવા જગત્નાં બીજકો ભર્યાં હતાં કે વિના બીજક ભૂર્લોકાદિ પ્રગટ થયાં? જો એમ કહો કે ઉપાદાન કારણ બ્રહ્મ છે તેમાંથી ભૂર્લોકાદિ પ્રગટ થયા, તો ૐકારની માત્રામાંથી શું પ્રગટ થયું? સૃષ્ટિ પહેલાં કંઇ ન હતું તો ૐકારનો ઉચ્ચાર કોણે કર્યો? બ્રહ્મ તો નિરંજન નિરાકાર છે, તેને શરીર કે મુખ છે નહિ, તો ૐકાર શબ્દ ક્યાંથી પ્રગટ થયો? શું ઉચ્ચારણ કર્યા વિના પોતાની મેળે તે પ્રગટ થયો? જો ૐકાર વિનાકારણ ઉત્પન્ન થઇ શકયો તો જગત્ને ઉત્પન્ન થવામાં શું બાધ આવતો હતો? જગત્ પોતાની મેળે ઉત્પન્ન થાય તો ૐકાર અને બ્રહ્માની પણ શું જરૂર રહે?

# વૈદિક સૃષ્ટિનો સત્તરમો પ્રકાર (પ્રસ્વેદસૃષ્ટિ)

સૃષ્ટિના આરંભ પહેલાં બ્રહ્મ શિવાય બીજું કંઈ ન હતું. બ્રહ્મે પોતાને એકલો જોઇને વિચાર કર્યો કે હું આટલો મ્હોટો છતાં એકલો કેમ? બીજા દેવને બનાવું? આ વિચારથી તેણે તપ કર્યું. તપના કારણથી લલાટ ઉપર પસીનો ઝલક્યો. તેણે ફરીથી વધારે તપ કર્યું. તેથી દરેક રોમમાંથી પસીનાની ધારા વહેવા લાગી. તે ધારાનું પાણી બની ગયું. પાણીમાં પોતાની છાયા જોઈ. એટલામાં તેનું રેત=વીર્ય સ્ખલિત થયું તે પાણીમાં પડ્યું. પછી બ્રહ્મ તે પાણીને ચારે તરફથી તપાવ્યું. તેથી વીર્યસહિત પાણીના બે ભાગ પડી ગયા. તેમાંનો એક ભાગ ન પીવા યોગ્ય ક્ષાર સમુદ્ર બન્યો. બીજો ભાગ પેય=પીવા યોગ્ય, સ્વાદિષ્ટ અને રોચક રહ્યો. પાણીના તપાવવાથી વીર્ય પરિ-પક્વ થતાં તેમાંથી ભૃગુ ઉત્પન્ન થયો. ઉત્પન્ન થઇને પૂર્વ દિશા તરફ ચાલવા લાગ્યો ત્યાં વાણીએ તેને રોક્યો ત્યારે તે દક્ષિણ તરફ ચાલવા લાગ્યો. ત્યાં પણ વાણીએ રોક્યો. પછી પશ્ચિમ તરફ ચાલવા માંડ્યું. ત્યાં પણ વાણીએ તેને રોક્યો ત્યારે ઉત્તર તરફ ચાલવા માંડ્યું. ત્યાં પણ વાણીએ રોકીને કહ્યું કે સામેના જલમાં તે પુરૂષને ખોજ. ભૃગુએ તેમ કર્યું તો તેને જલમાં ઉત્પન્ન થયેલ અથર્વા જોવામાં આવ્યો. બ્રહ્મે અથર્વા ઋષિને તપાવ્યો ત્યારે તેમાંથી અથર્વણ વેદની ઉત્પત્તિ થઈ. તે વેદને તપાવ્યો તો તેમાંથી ૐ અક્ષરની ઉત્પત્તિ થઈ. બ્રહ્મે ફરી તપ કર્યું તો ખુદ પોતામાંથી ત્રણ લોકનું તથા દેવાદિનું નિર્માણ કર્યું તે આ પ્રમાણે:

**स खलु पादाभ्यामेव पृथिवीं निरमिमत। उदरादन्त-रिक्षम्। मूर्द्ध्नो दिवम्। स तां स्त्रींल्लोकानभ्यश्राम्यदभ्य-तपत्समतपत्, तेभ्यः श्रान्तेभ्यस्ततेभ्यः सन्तप्तेभ्यस्त्रीन् देवान्**

**निरमिमत–अग्निं वायुमादित्यमिति। स खलु पृथिव्या एवाग्निं निरमिमत, अन्तरिक्षाद्वायुं, दिव आदित्यम्। स तांस्त्रीन् देवानभ्यश्राम्यदभ्यतपत् समतपत्, तेभ्यः श्रान्तेभ्यस्तप्तेभ्यः सन्तप्तेभ्यस्त्रीन् वेदान्निरमिमत–ऋग्वेदं, यजुर्वेदं, सामवेदमिति। अग्नेऋग्वेदं, वायोर्यजुर्वेदमादित्यात्सामवेदम्। ( गो० ब्रा० पू० भा० १। ६)**

અર્થ—તે બ્રહ્મે પગમાંથી પૃથ્વીનું નિર્માણ કર્યું, ઉદરમાંથી અંતરિક્ષ અને મસ્તકમાંથી સ્વર્ગનું નિર્માણ કર્યું. ત્યારપછી તેણે ત્રણ લોકને તપાવ્યા. તેમાંથી અગ્નિ વાયુ અને આદિત્ય એ ત્રણ દેવોની ઉત્પત્તિ થઇ. તેણે પૃથ્વીમાંથી અગ્નિ, અંતરિક્ષમાંથી વાયુ અને સ્વર્ગમાંથી આદિત્ય ઉત્પન્ન કર્યો. તેણે ત્રણ દેવોને તપાવ્યા તો તેમાંથી ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ ત્રણ વેદોની ઉત્પત્તિ થઇ. અગ્નિમાંથી ઋગ્વેદ, વાયુમાંથી યજુર્વેદ અને આદિત્યમાંથી સામવેદ બન્યો.

**स भूयोऽश्राम्यत, भूयोऽतप्यत, भूय आत्मानं समतपत्स मनस एव चन्द्रमसं निरमिमत, नखेभ्यो नक्षत्राणि, लोमभ्य ओषधिवनस्पतीन्, क्षुद्रेभ्यः प्राणेभ्योऽन्यान् बहून्, देवान्। (गो० ब्रा० पू० भा० १। १२)**

અર્થ—તે બ્રહ્મે ફરી શ્રમપૂર્વક તપ કર્યું તેથી મનમાંથી ચંદ્રમા, નખમાંથી નક્ષત્રો, રોમરાજીમાં ઔષધિ તથા વનસ્પતિઓ અને ક્ષુદ્ર પ્રાણોમાંથી અન્ય ઘણા દેવોને ઉત્પન્ન કર્યા.

## સમાલોચના.

બ્રહ્મને તપના કારણથી પરિશ્રમ થતાં લલાટ ઉપર પસીનો થયો. ભલા એ તો કહો કે બ્રહ્મ નિરાકાર નિરવયવ છે, તેને શરીર તો છે નહિ, તો લલાટ અને લલાટ ઉપર પસીનો શી રીતે ઝળક્યો? **मूलं नास्ति कुतः शाखा?** શરીર રૂપ મૂલ નથી તો લલાટ રૂપી

અને પસીના રૂપી શાખા ક્યાંથી? પસીનો પણ એટલો થયો કે તેની ધારાની ધારા ચાલી કે જેથી સમુદ્ર બની ગયા! શું આ સંભવિત છે? પ્રથમ તો બ્રહ્મને શરીર નથી. કદાચ શરીર માની લેવામાં આવે તો એવું તકલાદી શરીર શામાટે માનવામાં આવે કે જેથી તપનો પરિશ્રમ લેતાં પસીનાની ધારા છુટે? આજકાલના સામાન્ય તપસ્વીઓ પંચાગ્નિ તાપ કરી ઉંધે માથે લટકે છે છતાં પસીનાની ધારા તો છુટતી નથી તો બ્રહ્મને એટલું સામર્થ્ય ન હતું કે તપ કરવા માટે એક મજબૂત શરીર બનાવી લે? જો તેવું શરીર ન બનાવી શકત તો એટલું અસહ્ય તપ કરવાની મુસીબતમાં ઉતરવાની તેને શું જરૂર હતી? પસીનાના ક્ષાર સમુદ્ર બનાવ્યા વિના તેનું કયું કામ અટકી રહ્યું હતું? તે પોતે વિજ્ઞાનમય અને આનંદમય છે તો તેના આનંદમાં શું તોટો પડી ગયો હતો કે તેના માટે આટલી તકલીફ લેવાની તેને જરૂર પડે? પાણીમાં વીર્ય સ્ખલિત થયું તો શરીર વિના વીર્ય ક્યાં રહ્યું હતું? વીર્યસ્ખલનાનું કારણ શું? મનની નબળાઈ કે વિષયની તીવ્રતા? બ્રહ્મમાં તો તે ન હોવાં જોઈએ. પાણીને તપાવવાથી ક્ષાર જલ, અને મિષ્ટ જલ એવા બે ભાગ પડી ગયા પણ પાણીને તપાવ્યું શાથી? અગ્નિ તો હજી ઉત્પન્ન થયો નથી. શું તપાવ્યા વિના ખારા મીઠા પાણીને જુદા કરવાની બ્રહ્મમાં બીજી કોઈ યુક્તિ કે કલા ન હતી? સ્ત્રીના ગર્ભાશય વિના વીર્યને તપાવવા માત્રથી ભૃગુની શી રીતે ઉત્પત્તિ થઈ? એવીજ રીતે અથર્વા ઋષિની પણ જલમાં શી રીતે ઉત્પત્તિ થઈ? બ્રહ્મે અથર્વા ઋષિને તપાવ્યા તેથી અથર્વણ વેદની ઉત્પત્તિ થઈ તો અથર્વા તો પુરૂષરૂપ ઋષિ હતા. પુરૂષથી ઉત્પન્ન થયેલ વેદ પૌરૂષેય કહેવાય તો વેદ અપૌરૂષેય તો નહિ ને? બ્રહ્મે પગમાંથી પૃથ્વી, ઉદરમાંથી અંતરિક્ષ અને મસ્તકમાંથી સ્વર્ગ બનાવ્યું તો પગ, ઉદર અને મસ્તક તો શરીરમાં હોય. બ્રહ્મને શરીર છે નહિ તો ઉક્ત કથન વિરૂદ્ધ નથી? લાગતું આદિત્યની ઉત્પત્તિ તો આગળ

અનેક પ્રકારે બતાવી છે. આંહિ વળી સ્વર્ગને તપાવવાથી આદિત્યની ઉત્પત્તિ દર્શાવી તો એમાં સાચી વાત કઈ માનવી? અથર્વણ વેદની ઉત્પત્તિ અથર્વા ઋષિથી થઈ બતાવી તો ઋગ્ વેદાદિ બીજા ત્રણ વેદ તેમાંથી ઉત્પન્ન થઈ શકતા ન હતા? ત્રણ અને એકની ભિન્ન ભિન્ન ઉત્પત્તિ માનવાનું શું કારણ? અથર્વા ઋષિ પહેલાં ઉત્પન્ન થયા અને ત્રણ દેવો પાછળ ઉત્પન્ન થયા એ હિસાબે અથર્વણ વેદ પ્રાચીન ગણાય અને ત્રણ વેદ તેની અપેક્ષાએ અર્વાચીન ગણાય એ વાત ઠીક છે? ઠીક હોય તો વેદત્રયી કરતાં અથર્વણ વેદનો મહિમા ઓછો કેમ માનવામાં આવે છે?

મનમાંથી ચંદ્રમા, નખમાંથી નક્ષત્રો, રોમમાંથી ઓષધિ વનસ્પતિ વગેરે ઉત્પન્ન કર્યાં પણ બ્રહ્માને શરીર તો છે નહિ, તો નખ અને રોમ શી રીતે સંભવે? સૂર્યને આટલું બધું તેજ આપ્યું તો ચંદ્ર અને નક્ષત્રને તેટલું કાં ન આવ્યું? પિતાની મિલ્કતનો વારસો બધા ભાઈઓને સરખે હિસ્સે મળવો જોઈએ. બ્રહ્મ જેવા ઉદાર પિતાને ન્યૂનાધિકતા રૂપ પક્ષપાત રાખવાનું શું કારણ?

## વૈદિક સૃષ્ટિનો અઢારમો પ્રકાર (પરસ્પર સૃષ્ટિ.)

**स वा अह्नोऽजायत, तस्मादहरजायत ।**

(अथ० मं० १३ । ४ । ७ । १ ।

અર્થ—તે પરમાત્મા દિવસમાંથી ઉત્પન્ન થયા અને દિવસ પરમાત્મામાંથી ઉત્પન્ન થયો.

**स वै राज्या अजायत, तस्माद् रात्रिरजायत ।**

(अथ० सं० १३ । ४ । ७ । २)

અર્થ—તે પરમાત્મા રાત્રિમાંથી ઉત્પન્ન થયા અને રાત્રિ પરમાત્મામાંથી ઉત્પન્ન થઈ.

**स वा अन्तरिक्षाद्जायत, तस्माद्न्तरिक्षमजायत ।**

**(अथ० सं० १३ । ४ । ७ । ३ )**

અર્થ—તે પરમાત્મા અંતરિક્ષમાંથી ઉત્પન્ન થયા અને અંતરિક્ષ પરમાત્મામાંથી ઉત્પન્ન થયું.

**स वै वायोरजायत, तस्माद् वायुरजायत ।**

**(अथ० सं० १३ । ४ । ७ । ४ )**

અર્થ—તે ઈશ્વર વાયુમાંથી ઉત્પન્ન થયો અને વાયુ ઈશ્વરમાંથી ઉત્પન્ન થયો.

**स वै दिवोऽजायत तस्माद् धौरध्यजायत )**

**(अथ० सं० १३ । ४ । ७ । ५ ।**

અર્થ—તે પરમાત્મા સ્વર્ગમાંથી ઉત્પન્ન થયા અને સ્વર્ગ પરમાત્મામાંથી ઉત્પન્ન થયું.

**स वै दिग्भ्योऽजायत, तस्माद् दिशोऽजायन्त ।**

**(अथ० सं० १३ । ४ । ७ । ६ )**

અર્થ—તે પરમાત્મા દિશામાંથી ઉત્પન્ન થયા અને દિશા પરમાત્મામાંથી ઉત્પન્ન થઈ.

**स वै भूमेरजायत, तस्माद् भूमिरजायत ।**

**(अथ० सं० १३ । ४ । ७ । ७ )**

અર્થ—તે પરમાત્મા પૃથ્વીમાંથી ઉત્પન્ન થયા અને પૃથ્વી પરમાત્મામાંથી ઉત્પન્ન થઈ

**स वा अग्नेरजायत, तस्माद्ग्निरजायत ।**

**(अथ० सं० १३ । ४ । ७ । ८ )**

અર્થ—તે પરમાત્મા અગ્નિમાંથી ઉત્પન્ન થયા અને અગ્નિ પરમાત્માંથી ઉત્પન્ન થયો.

**स वा अद्भ्योऽजायत, तस्माद्आपोऽजायन्त ।**

**(अथ० सं० १३ । ४ । ७ । ९ )**

અર્થ—તે પરમાત્મા પાણીમાંથી ઉત્પન્ન થયા અને પાણી પરમાત્મામાંથી ઉત્પન્ન થયું.

## સમાલોચના.

આ પ્રક્રિયામાં પૃથ્વી આદિની માફક પરમાત્માને પણ ઉત્પન્ન થતા દર્શાવ્યા છે. આથી પરમાત્મા શું અનિત્ય ઠરતા નથી? પૃથ્વી આદિ અનિત્ય અને પરમાત્મા પણ અનિત્ય તો પ્રલયકાળમાં પૃથ્વી આદિની માફક પરમાત્મા પણ નષ્ટ થઈ જવા જોઈએ. એ હિસાબે પ્રલયમાં કંઈ પણ રહેવું ન જોઈએ. તો પછી સૃષ્ટિના આરંભમાં પૃથ્વી અને પરમાત્મા એમાંથી પહેલાં કોણ ઉત્પન્ન થયા? પૃથ્વી પહેલાં છે નહિ, તો તેમાંથી પરમાત્મા કેવી રીતે પેદા થયા? પરમાત્મા પણ પહેલાં છે નહિ, તો તેમાંથી પૃથ્વી શી રીતે પેદા થઈ? એક બીજામાંથી એક બીજાની ઉત્પત્તિ બતાવી છે. તેથી બન્ને સાથે ઉત્પન્ન થયા એમ પણ ન કહી શકાય. એવી રીતે દિવસ, રાત્રિ, અંતરિક્ષ, વાયુ, સ્વર્ગ, દિશા, ભૂમિ, અગ્નિ, પાણી વગેરે દ્વન્દ્વો એકી સાથે કે ક્રમથી ઉત્પન્ન થઈ શકતાં નથી, પરસ્પર એકબીજાથી કાર્યકારણભાવરૂપે ઉત્પન્ન થાય એ શું સંભવિત છે? જો પરમાત્માને નિત્ય માનવામાં આવે તો જગતને પણ નિત્ય માનવામાં શું હરકત છે? **अजायत** એ ક્રિયાપદનો અર્થ ઉત્પન્ન થયા એટલોજ થાય છે. પરમાત્માની સાથે '**अजायत**' નો અર્થ **अज्ञायत**=જણાયા એમ કરવો અને દિવસ આદિની સાથે '**अजायत**' નો અર્થ ઉત્પન્ન થયા એમ કરવો એમાં કોઈ યુક્તિ નથી. **अजायत** કે **अज्ञायत**—બંનેનો એકજ અર્થ કરવો ઉચિત છે. ભિન્ન ભિન્ન અર્થ કરવો તે સંદર્ભ વિરૂદ્ધ છે. **अजायत** ને બદલે **अज्ञायत** એ અર્થ કરવામાં બંનેની નિત્યતા સાબિત થાય છે.

---

## વૈદિક સૃષ્ટિનો ઓગણીસમો પ્રકાર (બ્રહ્મસૃષ્ટિ)

**नासदासीन्नोसदासीत् तदानीं । नासीद्रजो नो व्योमा परोयत् ।**
**किमावरीवः कुह कस्य शर्मन् । अम्भः किमासीद्गहनं गभीरम्॥**
**(ऋग्० १० । १२९ । १)**

અર્થ—તે વખતે અર્થાત્ સૃષ્ટિના આરંભ પહેલાં પ્રલયકાળમાં ન અસત્ હતું, ન સત્ હતું, ન અંતરિક્ષ હતું, ન અંતરિક્ષથી ઉપરનું આકાશ હતું. એવી અવસ્થામાં કોણે કોના ઉપર આવરણ નાખ્યું ? કયે સ્થળે ? કોના સુખને માટે ? અગાધ અને ગંભીર જલ પણ ક્યાં હતું ?

**न मृत्युरासीदमृतं न तर्हि । न रात्र्या अह्ना आसीत्प्रकेतः**
**आनीदवातं स्वधया तदेकं । तस्माद्धान्यन्न परः किंच नास ॥**
**(ऋग्० १० । १२९ । २)**

અર્થ—તે વખતે મૃત્યુશીલ–જગત્ પણ ન હતું, તેમજ અમૃત =નિત્ય પદાર્થ પણ ન હતો. રાત્રિ અને દિવસનો ભેદ સમજવાને કોઈ પ્રકેત=સાધન ન હતું. સ્વધા–માયા અથવા પ્રકૃતિ સાથે તે એક વસ્તુ હતી કે જે વિનાવાયુ શ્વાસ લઈ રહી હતી. તેના સિવાય બીજું તેથી પર કંઈ પણ ન હતું.

**तम आसीत्तमसा गूल्हमग्रेऽप्रकेतं सलिलं सर्वमा इदम् ।**
**तुच्छ्येनाभ्वपिहितं यदासीत् तपसस्तन्महिनाऽजायतैकम् ॥**
**(ऋग्० १० । १२९ । ३)**

અર્થ—અગ્રે–સૃષ્ટિ પહેલાં પ્રલયદશામાં અજ્ઞાનરૂપ આ જગત્ તમ=માયાથી આચ્છાદિત હતું. અપ્રકેત=અજ્ઞાયમાન હતું. દૂધ અને પાણીની પેઠે એકાકાર–એકરૂપ બની ગયેલ હતું. આભુ=બ્રહ્મ=તુચ્છ માયાથી જે આચ્છાદિત હતું તે એક બ્રહ્મ તપના મહિમાથી પ્રગટ થયું અર્થાત્ નાના રૂપ બન્યું.

**कामस्तदग्रे समवर्तताधि, मनसो रेतः प्रथमं यदासीत् ।**
**सतो बन्धुमसति निरविन्दन्, हृदि प्रतीष्या कवयो मनीषा ॥**
**(ऋग्० १० । १२९ । ४)**

અર્થ—બ્રહ્મના મનનું જે પ્રથમ રેત હતું, તેજ સૃષ્ટિના આરંભકાળમાં સૃષ્ટિ બનાવવાની બ્રહ્મની કામના એટલે શક્તિ હતી. વિદ્વાનોએ બુદ્ધિથી પોતાના હૃદયમાં પ્રતીક્ષા કરીને એજ અસત્‌માં અર્થાત્ બ્રહ્મમાં સત્‌નો=વિનાશી દશ્ય સૃષ્ટિનો પ્રથમ સંબંધ જાણ્યો.

**तिरश्चीनो विततो रश्मिरेषामधः स्विदासीदुपरि स्विदासीत् ।**
**रेतोधा आसन्महिमान आसन्त् स्वधा अवस्तात्प्रयतिः परस्तात् ॥**
**(ऋग्० १० । १२९ । ५)**

અર્થ—અવિદ્યા. કાળ અને કર્મ સૃષ્ટિના હેતુ રૂપે બતાવ્યા. એમની કૃતિ સૂર્યના કિરણની માફક એકદમ ઉંચે નીચે અને તિર્યક્ જગત્‌માં પ્રસરી ગઈ. ઉત્પન્ન થયેલ કાર્યોમાં મુખ્યત્વે તો રેતોધા= રેત—બીજભૂત કર્મને ધારણ કરનાર જીવો હતા. મહિમાનો એટલે આકાશ આદિ મહત્પદાર્થો હતા. સ્વધા=ભોગ્યપ્રપંચવિસ્તાર અને પ્રયતિ એટલે ભોક્તૃવિસ્તાર; તેમાં ભોગ્યવિસ્તાર અવસ્તાત=ઉતરતા દરજ્જાનો અને ભોક્તૃવિસ્તાર પરસ્તાત્=પર—ઉંચા દરજ્જાનો સમજવો.

## સમાલોચના.

પહેલી ઋચા અને બીજી ઋચાના પૂર્વાર્ધમાં અસત્, સત્, અંતરિક્ષ, આકાશ, જલ, જગત્, મોક્ષ અને દિવસરાત્રિનો સંકેત— એ સર્વનો નિષેધ કર્યો છે. અર્થાત્ પ્રલયકાલમાં એમાંનું કશું ન હતું. આ ઉપરથી પ્રજાપતિ, વિરાટ્, **आपो वा इदमग्र सलिलमासीत्, सदेव सोम्येदमग्र आसीत्** ઇત્યાદિ ઘણીખરી સૃષ્ટિઓનો નિરાસ થઈ જાય છે. બીજી ઋચાના ઉત્તરાર્ધ ઉપરથી બ્રહ્મવાદીઓ માત્ર બ્રહ્મસૃષ્ટિનું સમર્થન કરે છે. અર્થાત્ એક બ્રહ્મ સિવાય બીજું કશું ન હતું. આથી ઉપર કહેલી અઢાર પ્રકારની સૃષ્ટિઓ બધી રદ થઈ

જાય છે. બ્રહ્મવાદીઓને હિસાબે સૃષ્ટિના બીજા બધા પ્રકારો ખોટા ઠરે છે. રહ્યો માત્ર ૧૯ મો પ્રકાર બ્રહ્મસૃષ્ટિનો. એનું સમર્થન થઇ શકે કે કેમ તેનું પર્યાલોચન કરીએ. પ્રથમ ઋચામાં અસત્ અને સત્ બંનેનો નિષેધ કરવામાં આવે છે, તો બ્રહ્મને અસત્ કહીશું કે સત્? જે વસ્તુ પ્રલયકાળમાં પણ વિદ્યમાન રહે તેને અસત્ કેમ કહી શકાય? તો પછી સત્ કહી શકાશે? ત્રીજો તો પ્રકારજ નથી. હા, અનેકાન્તવાદી કે સ્યાદ્વાદીને માટે સત્ અસત્ રૂપ ત્રીજો પ્રકાર છે પણ બ્રહ્મવાદીઓને માટે તે પ્રકાર છે નહિ. ત્યારે બ્રહ્મ સતરૂપજ છે. મૃત્યુ અને અમૃત એ બે કોટિમાંથી બ્રહ્મ અમૃત કોટીમાં ગણી શકાય. ઠીક છે; બ્રહ્મ સત્ છે, બ્રહ્મ અમૃત છે. એ વાત સાચી હોય તો પ્રલયકાળમાં બ્રહ્મનું અસ્તિત્વ ઉડી જાય છે કેમકે પ્રથમ ઋચા અને બીજી ઋચાના પૂર્વાર્ધમાં સત્ અને અમૃત બંનેનો પ્રલયકાળમાં નિષેધ કરવામાં આવ્યો છે. તો સત્ અને અમૃતની ગેરહાજરીમાં બ્રહ્મનો સંભાવ શી રીતે રહી શકશે? સત્ અને અમૃતના નિષેધમાં બ્રહ્મનો નિષેધ પણ સમાઇ જાય છે. બીજી વાત એ છે કે બીજી ઋચાના ઉત્તરાર્ધમાં આવેલ સ્વધા અને તદ્ શબ્દથી માયા અને બ્રહ્મનું સમર્થન કરવામાં આવે છે. પણ એ અર્થ માત્ર બ્રહ્મવાદીઓના અભિપ્રાયનો છે. તદ્ શબ્દ સર્વનામવાચક હોઇને પૂર્વનો પરામર્શક બને છે. અહિં સાંખ્યદર્શનવાળા સ્વધા શબ્દથી પ્રકૃતિ અને તદ્ શબ્દથી આત્મા વા પુરૂષ લેશે તો તેને અટકાવવા બ્રહ્મવાદીઓ પાસે શું યુકિત પ્રયુક્તિ છે? બ્રહ્મવાદીઓ માયા સહિત બ્રહ્મને એક માને છે, પણ એકતા શી રીતે સંભવે? બ્રહ્મ સત્ છે અને માયા સત્ નથી તો બંનેનાં જુદાં સ્વરૂપ બનવા છતાં દ્વૈતતાનો નિષેધ કરીને એકતા સ્થાપવી એ વાત બુદ્ધિમાં ઉતરી શકતી નથી. એના કરતાં પ્રકૃતિ અને પુરૂષ બંનેને જુદાં માનનાર સાંખ્યોનો દ્વૈતવાદ સ્વધા અને તદ્ શબ્દના વાચ્યાર્થ પ્રકૃતિ અને પુરૂષને ઠીક ઠીક લાગુ પડી જતો નથી? પરન્તુ સત્ અને અમૃતના નિષેધમાં

તો પ્રકૃતિ પુરૂષ પણ ટકી શકતાં નથી. અસ્તુ. બ્રહ્મને નિરાકાર, નિરવયવ અને નિર્ગુણ માનવા છતાં **'आनीदवातं'** વાયુ વિના શ્વાસ લેવાનું જે કહેવામાં આવ્યું છે તે પણ શી રીતે સંભવે? શ્વાસોશ્વાસ પ્રાણ તો શરીરધારીનેજ ઘટી શકે. અશરીરીને એ ક્રિયા ઘટી શકતી નથી. ત્રીજી ઋચામાં '**तम आसीत्**' ઇત્યાદિ વાક્યનો બીજી ઋચામાં આવેલ '**न मृत्युरासीत्**' ઇત્યાદિ વાક્ય સાથે શું વિરોધ આવતો નથી? ત્યાં મૃત્યુ શબ્દથી નાશવાન્ જગતનો નિષેધ કરવામાં આવ્યો છે. આંહિ તમ શબ્દથી અજ્ઞાનરૂપ જગતનો સ્વીકાર કરવામાં આવે છે. એ પરસ્પર વિરૂદ્ધ છે. વળી આમાં તુચ્છ શબ્દથી માયા અને આભુ શબ્દથી બ્રહ્મ અર્થ લેવામાં આવે છે, એ પણ માત્ર બ્રહ્મવાદીઓની કલ્પના લાગે છે. બીજાઓએ આભુ શબ્દનો અર્થ પોલાર પણ કર્યો છે. આભુ શબ્દમાંથી આકાશવાચક આભ શબ્દ બન્યો હોય એ વધારે સંભવિત છે કેમકે આજે પણ ભાષામાં આભને આકાશ કહે છે.

ચોથી ઋચામાં બ્રહ્મનું મન, રેત=વીર્ય અને કામ=ઇચ્છાનું સમર્થન કરવામાં આવ્યું છે. તે પણ શરીર વિના સંભવી શકતું નથી. પરિપૂર્ણને વળી કામના કે ઇચ્છા શેની હોય?

પાંચમી ઋચામાં ચેતન અને અચેતન સૃષ્ટિ તૈયાર કરવામાં બ્રહ્મની શીઘ્ર કાર્યકારિતા દર્શાવવામાં આવી છે. આંહિ પણ એ પ્રશ્ન ઉઠે છે કે બ્રહ્મ પોતે ચૈતન્ય સ્વરૂપ હોવાથી અચેતન સૃષ્ટિ=આકાશાદિ શી રીતે ઉત્પન્ન કર્યાં? સૂર્યના કિરણની માફક બ્રહ્મની સૃષ્ટિ ઉપર, નીચે અને તિર્યક્ એકદમ પસરવાનું કહ્યું છે. તો સૂર્યનાં કિરણ તો આજસુધી પસરતાં જેવામાં આવે છે. રોજ ને રોજ પ્રાતઃકાળે સૂર્યનાં કિરણો પસરતાં રહ્યાં છે, તેમ બ્રહ્મરશ્મિ દરરોજ કેમ પસરતી નથી? જે દરરોજ પસરતી રહે તો દરરોજ નવી નવી સૃષ્ટિ બનવી જોઇએ પણ તેમ થતું જેવામાં આવતું નથી, તો સૂર્યના કિરણની સાથે તેનો મુકાબલો શી રીતે સંભવે?

સૃષ્ટિના ભિન્ન ભિન્ન પ્રકારો એક બીજાથી વિરૂદ્ધ પડતા જોઈ નેજ પ્રકૃત સૂક્તની છઠી અને સાતમી ઋચામાં ઋષિઓએ સૃષ્ટિ પરત્વે જે પોતાનો ભાવ વ્યક્ત કર્યો છે તે જીજ્ઞાસુઓએ જરૂર વિચારવા યોગ્ય છે. માટે વૈદિક સૃષ્ટિવાદના ઉપસંહાર તરીકે એ બે ઋચાઓ આંહિ દર્શાવવામાં આવે છે.

**को अद्धा वेद क इह प्र वोचत्**
**कुत आजाता कुत इयं विसृष्टिः**
**अर्वाग् देवा अस्य विसर्जनेना—**
**था को वेद यत आबभूव ॥ (ऋग्० १० । १२९ । ६)**

અર્થ—આ જગતનો વિસ્તાર કયા ઉપાદાન કારણથી અને કયા નિમિત્ત કારણથી થયો તે પરમાર્થ રૂપે કોણ નિશ્ચયપૂર્વક જાણે છે યા કોણ તેને વર્ણવી શકે છે? કોઈ નહિ. શું દેવતાઓ ન જાણી શકે કે ન કહી શકે? એના ઉત્તરમાં કહે છે કે દેવતાઓ તો ભૂતસૃષ્ટિની પાછળ ઉત્પન્ન થયા તે પહેલાંની વાત ક્યાંથી જાણી શકે? જો દેવતાઓને પણ ખબર નથી તો તેના પછી થયેલ મનુષ્યાદિકની શું વાત કરવી? અર્થાત્ મનુષ્ય તો ક્યાંથી જાણી શકે કે અમુક ચોકસ કારણથી આ સૃષ્ટિ ઉત્પન્ન થઈ.

**इयं विसृष्टिर्यत आबभूव**
**यदि वा दधे यदि वा न**
**योऽस्याध्यक्षः परमे व्योमन्—**
**त्सो अंग वेद यदि वा न वेद ॥ (ऋग्० १० । १२९ । ७)**

અર્થ—ગિરિ, નદી, સમુદ્રાદિ રૂપ આ વિશેષ સૃષ્ટિ જેનાથી થઈ હોય તેને કોણ જાણે છે? અથવા આ સૃષ્ટિને કોઇએ ધારણ કરી યા ન કરી તે પણ કોણ જાણે છે? કેમકે આ સૃષ્ટિના અધ્યક્ષ પરમાત્મા પરમ ઉચ્ચ આકાશમાં રહે છે, તેને પણ કોણ જાણે છે? તે પરમાત્મા પોતે સૃષ્ટિને જાણે છે કે નહિ, ધારણ કરે છે કે

નહિ, તેની પણ કોને ખબર છે? કારણકે સૃષ્ટિના આરંભમાં દેવતા કે મનુષ્ય કોઇ હાજર ન હતું, તો તેમને સૃષ્ટિ સંબંધી ક્યાંથી માહિતી હોય?

ઉપરની બે ઋચામાં સૃષ્ટિના ૧૯ પ્રકારોનો સારાંશ એ બતાવી દીધો કે પ્રભુના ઘરની વાત પ્રભુ જાણે, આપણે જાણી શકતા નથી. તેમ દેવો પણ જાણી શકે નહિ કારણકે સૃષ્ટિનો આરંભ થયો હશે તો તે વખતે દેવતા કે મનુષ્યમાંથી કોઈ હાજર ન હતું. એટલા માટે સૃષ્ટિનો મર્મ જાણવો દુર્લભ છે. સૃષ્ટિનું જ્ઞાન જેમ દુર્લભ છે તેમ સૃષ્ટિની રચના કરવી પણ દુર્ઘટ છે. તેનું ઉપાદાનકારણ બ્રહ્મ છે કે ઇશ્વર છે કે પ્રકૃતિ અને પરમાણુ ઉપાદાનકારણ અને ઇશ્વર નિમિત્ત કારણ છે તે કોઇ પણ જાણતું નથી. જાણતા હોત તો સૃષ્ટિ પરત્વે આટલા મતભેદ થાત નહિ.

## ઉપસંહાર.

સૂયગડાંગ સૂત્રના પ્રથમ અધ્યયનના ત્રીજા ઉદ્દેશાની નવમી ગાથામાં "**सएहिं परियाएहिं लोयं बूया कडेतिय तत्तं ते न वियाणंति**" એ ત્રણ પદમાં જે ભાવ કહ્યો છે તેનો વિસ્તાર સૃષ્ટિના ૧૯ પ્રકારો છે. '**तत्तं ते न वियाणंति**' એ ત્રીજા પદનું રહસ્ય નાસદીય સૂક્તની ઉપરની છઠ્ઠી અને સાતમી ઋચામાં બરાબર રીતે પ્રગટ થાય છે. અર્થાત્—સૃષ્ટિનું તત્ત્વ કોઇના જાણવામાં નથી. તત્ત્વ જાણ્યા વિના પોતપોતાની બુદ્ધિથી કે કલ્પનાથી સૃષ્ટિવાદ ઉપસ્થિત કર્યો છે. ખરી રીતે લોકનું સ્વરૂપ કેવું છે તે ચોથા પદમાં જણાવ્યું છે જે હવે પછી જણાવવામાં આવશે.

---

# આર્યસમાજ-સૃષ્ટિ.

[ સત્યાર્થ પ્રકાશ-હિંદી નવમી આવૃત્તિ-અષ્ટમ ઉલ્લાસ ઉપરથી ].

આ જગતની ઉત્પત્તિમાં ઉપાદાન કારણ પ્રકૃતિ અને નિમિત્ત-કારણ પરમેશ્વર છે. પ્રકૃતિ, ઇશ્વર અને જીવ—એ ત્રણ અનાદિ છે, પરસ્પર ભિન્ન છે, અને ત્રણે અજ—જન્મરહિત છે. એ ત્રણે જગત્નાં કારણ છે પણ એનું કારણ કોઈ નથી. અનાદિ કાલથી જીવ પ્રકૃતિનો ભોગ કરે છે અને તેમાં ફસાય છે જ્યારે ઇશ્વર ભોગ નથી કરતો અને ફસાતો પણ નથી. સત્ત્વ રજ અને તમની સામ્યાવસ્થા રૂપ પ્રકૃતિ છે. તેમાંથી મહત્તત્ત્વ=બુદ્ધિ, તેમાંથી અહંકાર, તેમાંથી પાંચ તન્માત્રા—સૂક્ષ્મ ભૂત, દશ ઇંદ્રિય અને મન, પાંચ તન્માત્રામાંથી પાંચ મહાભૂત—એમ ૨૪ તત્ત્વ ઉપરાંત પચીસમા પુરૂષ એટલે જીવ અને પરમાત્મા: એમ પચીશ તત્ત્વોનો ક્રમ છે. (સ. પ્ર. હિં. પૃ. ૨૧૯).

## કારણના પ્રકાર.

કારણના ત્રણ પ્રકાર છે. નિમિત્તકારણ, ઉપાદાનકારણ અને સાધારણ કારણ. નિમિત્તકારણના બે ભેદ, મુખ્ય નિમિત્ત-કારણ અને સાધારણ નિમિત્તકારણ. જગત્ બનાવવામાં, પાલ-વામાં, સંહાર કરવામાં અને વ્યવસ્થા કરવામાં મુખ્ય નિમિત્તકારણ ઇશ્વર—પરમાત્મા છે, સાધારણ નિમિત્તકારણ પરમેશ્વરની સૃષ્ટિમાંથી પદાર્થોને લઇને અનેકવિધ કાર્યાન્તર બનાવનાર જીવ છે. જેના વિના કંઈ ન બને, તેજ પોતે અવસ્થાન્તર રૂપ બને યા બગડે તે ઉપાદાનકારણ, જેમ જગત્નું ઉપાદાનકારણ પ્રકૃતિ છે. દિશા, કાલ, આકાશ આદિ સાધારણ કારણ છે. પ્રકૃતિ—પરમાણુ સ્વયં જડ છે એટલે પોતાની મેળે બની શકતી નથી તેમ બગડી શકતી નથી, કિન્તુ બીજાના બનાવવાથી બને છે અને બગાડવાથી બગડે છે; કયાંક કયાંક જડના નિમિત્તથી જડ પણ બની અને બગડી શકે

છે, જેમ કે પરમેશ્વરરચિત બીજ પૃથ્વીમાં પડવાથી અને જલનો સંયોગ મળવાથી આપોઆપ વૃક્ષ રૂપ બની જાય છે, અને અગ્નિ આદિ જડના સંયોગથી નષ્ટ પણ થઈ જાય છે. પરન્તુ નિયમપૂર્વક બનવું યા બગડવું પરમેશ્વર અને જીવને આધીન છે. (સ. પ્ર. હિં. પૃ. ૨૨૧)

## જગત્ બનાવવામાં ઇશ્વરનું શું પ્રયોજન?

જગત્ બનાવવામાં મુખ્યતઃ આ પ્રયોજન જણાય છે. (૧) પ્રલયની અપેક્ષાએ સૃષ્ટિમાં કંઇગણું સુખ રહેલું છે. જગત્ બનાવવાથી તે સુખ જીવોને પ્રાપ્ત થાય. (૨) પ્રલયમાં પુરૂષાર્થ નથી અને મોક્ષ નથી, જગત્ બનવાથી કંઈ જીવો પુરૂષાર્થ કરી મોક્ષ પ્રાપ્ત કરે. (૩) પ્રલયની પહેલાં જીવોનાં કરેલ પુણ્ય પાપનાં ફલ સૃષ્ટિ વિના જીવો ભોગવી શકત નહિ; માટે પુણ્ય પાપનાં ફલ જીવોની પાસે ભોગવાવવાં એ ત્રીજું પ્રયોજન છે. (૪) ઇશ્વરનું જ્ઞાન અને બલ સૃષ્ટિ બનાવ્યા વિના નિરર્થક થઈ જાત, સૃષ્ટિ બનાવવાથી તે સાર્થક થઈ ગયાં એ ચોથું પ્રયોજન. (૫) સર્વ જીવોને જગતના અસંખ્ય પદાર્થો આપીને પરોપકાર કરવો, એ પાંચમું પ્રયોજન. (સ. પ્ર. હિં. પૃ. ૨૨૪)

## પ્રશ્નોત્તરો.

પ્રશ્ન—વૃક્ષ પહેલાં કે બીજ પહેલાં?

ઉત્તર—બીજ પહેલાં કેમકે હેતુ, નિદાન, નિમિત્ત, બીજ અને કારણ એ બધા પર્યાય–એકાર્થવાચક શબ્દો છે. કારણનું નામ બીજ હોવાથી કાર્યની પહેલાં ઉપસ્થિત હોય છે.

પ્રશ્ન—પરમેશ્વર સર્વશક્તિમાન્ હોય તો પ્રકૃતિ અને જીવને પણ કેમ નથી બનાવતા?

ઉત્તર—પરમેશ્વર સર્વશકિતમાન હોવા છતાં સ્વાભાવિક નિયમ વિરૂદ્ધ કંઈ ન રે. જેમ જલની શીતલતા અને અગ્નિની ઉષ્ણતા

સ્વાભાવિક છે તેનું પરિવર્તન ઈશ્વર ન કરી શકે. સર્વશકિતમાનનો અર્થ એટલોજ છે કે પરમાત્મા કોઈની સહાયતા લીધા વિના પોતાનાં સર્વ કાર્ય પુરાં કરી શકે છે.

પ્રશ્ન—ઈશ્વર સાકાર છે કે નિરાકાર?

ઉત્તર—ઈશ્વર નિરાકાર છે. જો સાકાર હોત અર્થાત્ શરીર-યુકત હોત તો તે ઈશ્વર ન બની શકત કારણકે શરીરધારીઓમાં શકિત પરિમિત હોય છે. દેશકાલથી પરિછિન્નતા હોય, ક્ષુધા, તૃષા, છેદન, ભેદન, શીતોષ્ણતા, જ્વર, પીડા આદિ હોય તે જીવના ગુણ છે. ઈશ્વરમાં તે ન ઘટે માટે ઈશ્વર નિરાકાર—અશરીરી છે. આપણી માફક સાકાર હોત તો ત્રસરેણુ, અણુ, પરમાણુ અને પ્રકૃતિને પોતાને વશ કરી શકત નહિ અને સ્થૂલ જગત્ સૂક્ષ્મ પદાર્થોથી ન બનાવી શકત. તે નિરાકાર છતાં અનંત શકિત બલ અને પરાક્રમથી સર્વ કામ કરી શકે છે. તે પ્રકૃતિથી પણ સૂક્ષ્મ છે એટલે પ્રકૃતિમાં વ્યાપ્ત થઇને તેને પકડી જગદાકાર બનાવી દે છે.

પ્રશ્ન—નિરાકાર ઇશ્વરથી સાકાર જગત્ કેમ બન્યું?

ઉત્તર—પરમેશ્વર જગતના ઉપાદાનકારણ હોત તો અલબત્ત નિરાકાર ઈશ્વરમાંથી સાકાર જગત્ બની શકત નહિ, પણ અમે તો ઈશ્વરને નિમિત્તકારણ માનીએ છીએ. ઉપાદાનકારણ પ્રકૃતિ પરમાણુ આદિ છે. તે સાકાર છે માટે સાકાર પ્રકૃતિથી સાકાર જગત્ ઉત્પન્ન થઇ શકે છે.

પ્રશ્ન—શું ઉપાદાનકારણ વિના ઈશ્વર કંઈ ન કરી શકે?

ઉત્તર—ના, ઉપાદાન વિના ન કરી શકે. અસત્‌નું સત્ કોઈ કરી શકે નહિ. શું વંધ્યાપુત્ર અને વંધ્યાપુત્રીનો વિવાહ કોઈએ જોયો છે? નરશૃંગનું ધનુષ્ય, ખપુષ્પની માળા, મૃગતૃષ્ણિકા જલમાં સ્નાન, ગંધર્વનગરમાં નિવાસ, વિના વાદળ વર્ષા અને વિના પૃથ્વી અન્નોત્પત્તિ કદિ પણ સંભવી શકે? નહિ જ.

પ્રશ્ન—કારણ વિના કાર્ય થઈ શકે નહિ તો કારણનું શું કારણ?

ઉત્તર—જે કેવલ કારણ રૂપ છે તે કાર્ય રૂપ થતાં નથી. પ્રકૃતિ કેવલ કારણ રૂપ હોવાથી તેનું કારણ કોઈ નથી. પરમેશ્વર, જીવ, પ્રકૃતિ, કાલ અને આકાશ એ પાંચ અનાદિ છે એટલે એમનું કોઈ કારણ નથી; અને એમાંના એકની પણ ગેરહાજરીમાં કોઈ કાર્ય થઈ શકે નહિ. (સ. પ્ર. હિં. પૃ. ૨૨૫–૨૨૬)

પ્રશ્ન—ઈશ્વર પોતાની ઇચ્છા પ્રમાણે કર્મફલ આપે છે કે કર્માનુસાર ફલ આપે છે?

ઉત્તર—ઈશ્વર ફલ આપવામાં સ્વતંત્ર હોત તો કર્મ કર્યાં વિના પણ શુભ યા અશુભ પોતાની ઇચ્છા પ્રમાણે ફલ આપત યા કોઈને માફ કરી દેત, પણ તેમ થતું નથી. જીવે જેવાં કર્મ કર્યાં હોય તેવુંજ તેને ફલ આપે છે; અર્થાત્ ઈશ્વર કર્માધીન રહીને ફલ આપે છે. (સ. પ્ર. હિં. પૃ. ૨૨૭)

પ્રશ્ન—કલ્પ-કલ્પાંતરમાં ઈશ્વર એકસરખી સૃષ્ટિ બનાવે છે કે અલગ અલગ?

ઉત્તર—જેવી સૃષ્ટિ વર્તમાનમાં છે તેવીજ પહેલાં હતી અને હવે પણ એવીજ બનાવશે. કોઈ રીતે તેમાં ભેદ પડતો નથી. કહ્યું છે કે—

**सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत् ।**
**दिवं च पृथिवीं चान्तरिक्षमथो स्वः ॥**

**(ऋग्० १० । १९० । ३)**

અર્થ—પરમેશ્વરે જેવી રીતે પૂર્વકલ્પમાં સૂર્ય, ચંદ્ર, વિદ્યુત, પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગને બનાવ્યાં હતાં, તેવાંજ વર્તમાનમાં બનાવે છે અને ભવિષ્યમાં બનાવશે. (સ. પ્ર. હિં. પૃ. ૨૩૦)

પ્રશ્ન—મનુષ્યની સૃષ્ટિ પહેલાં થઈ કે પૃથ્વી આદિની?

ઉત્તર—પૃથ્વી આદિની સૃષ્ટિ પ્રથમ થઈ કારણ કે પૃથ્વી આદિ વિના મનુષ્યની સ્થિતિ થવી સંભવિત નથી.

પ્રશ્ન—સૃષ્ટિની આદિમાં એક મનુષ્ય ઉત્પન્ન કર્યો કે અનેક?

ઉત્તર—અનેક, કારણકે પ્રલયકાલમાં મનુષ્ય થવાને યોગ્ય કર્મ-વાળા અનેક જીવો હતા તેમને સર્વને મનુષ્ય બનાવ્યા.

પ્રશ્ન—સૃષ્ટિના આરંભકાળમાં મનુષ્ય આદિ જાતિઓની ઉત્પત્તિ બાલ્ય યુવા કે વૃદ્ધાવસ્થામાંથી કઈ અવસ્થામાં થઈ?

ઉત્તર—યુવાવસ્થામાં ઉત્પત્તિ થઈ, કેમકે બાલ્યાવસ્થામાં ઉત્પન્ન કરત તો પાલન પોષણ માટે માબાપની જરૂર રહેત. વૃદ્ધ વૃદ્ધ પેદા કરત તો આગળ મૈથુની સંતતિપરંપરા ન ચાલત માટે જુવાન જુવાન જ બનાવ્યા.

પ્રશ્ન—સૃષ્ટિનો કોઈ કાલે આરંભ છે કે નહિ?

ઉત્તર—એક સૃષ્ટિ આશ્રી આરંભ છે પણ પ્રવાહ આશ્રી આરંભ નથી. દિવસ પછી રાત અને રાત પછી દિવસ તેમ સૃષ્ટિ પછી પ્રલય અને પ્રલય પછી સૃષ્ટિ એમ પરંપરા અનાદિ કાલથી ચાલી આવે છે.

પ્રશ્ન—ઇશ્વરે કીટ, પતંગ, ગાય, બેલ, સિંહ, વાઘ, વગેરે ઉંચા નીચા પ્રાણીઓ શામાટે બનાવ્યા? શું એમાં ઇશ્વરનો પક્ષપાત જણાતો નથી?

ઉત્તર—નહિ. ઇશ્વરે પોતાની ઇચ્છાથી તેવા બનાવ્યા નથી કિન્તુ પ્રલય પહેલાં જે જે જીવોનાં જેવાં જેવાં કર્મ હતાં તે કર્માનુસાર તે તે યોનિમાં તે તે જીવો ઉત્પન્ન કર્યા. એટલે ઇશ્વરના ઉપર પક્ષપાતનો દોષ લાગતો નથી.

પ્રશ્ન—મનુષ્યોની પ્રથમ સૃષ્ટિ કયા સ્થલમાં થઈ?

ઉત્તર—ત્રિવિષ્ટપમાં=અર્થાત્ જેને તિબ્બત કહે છે.

પ્રશ્ન—આદિ સૃષ્ટિમાં એક જાતિ હતી કે અનેક જાતિ?

ઉત્તર—મનુષ્યજાતિ એકજ હતી. બ્રાહ્મણ, ક્ષત્રિય આદિ ભેદ ન હતા. પાછળથી "**विजानीह्यार्यान्ये च दस्यवः**" **ऋग्०**... આર્ય, દસ્યુ=અનાર્ય એવા ભેદ પડયા.

પ્રશ્ન—તે મનુષ્યો આંહિ કેવી રીતે આવ્યા ?

ઉત્તર—આર્ય અનાર્યોમાં ઝઘડા પડયા, પરસ્પર વિરોધ થયો એટલે આર્યલોક ચારે તરફ પસરી ગયા અને આ ભૂમિને સર્વથા શ્રેષ્ઠ માની આંહિ આવી રહ્યા, ત્યારથી આ આર્યાવર્ત કહેવાયું.

(સ. પ્ર. હિં. પૃ. ૨૩૪–૨૩૫)

પ્રશ્ન—જગતની ઉત્પત્તિ કેટલા ટાઇમમાં થઈ?

ઉત્તર—એક અબ્જ છન્નુ કરોડ કંઈ લાખ અને કંઈ હજાર વરસોમાં થઈ. વેદોનો પ્રકાશ થવામાં પણ એટલોજ સમય લાગ્યો.

પ્રશ્ન—ઈશ્વરે કયા ક્રમથી પૃથ્વી આદિ બનાવ્યાં ?

ઉત્તર—સૌથી બારીક અંશ–પરમાણુ. ૬૦ પરમાણુઓનો એક અણુ. બે અણુઓનો એક દ્વયણુક જે સ્થૂલવાયુ રૂપ છે. ત્રણ દ્વયણુકનો અગ્નિ, ચાર દ્વયણુકનું જલ, પાંચ દ્વયણુકની પૃથ્વી અર્થાત્ ત્રણ દ્વયણુકનો ત્રસરેણુ અને તેને ડબલ કરવાથી પૃથ્વી આદિ દસ્ય પદાર્થો થઈ જાય છે. એ ક્રમથી ભૂગોલાદિકથી ઈશ્વરે બનાવ્યા છે.

પ્રશ્ન—પૃથ્વી આદિને કોણ ધારણ કરે છે ?

ઉત્તર—ઈશ્વરે પૃથ્વી આદિ જગત્ ધારણ કર્યું છે. શેષનાગ કે બળદના સિંગડા ઉપર કે વાયુ યા સૂર્યના આધાર પર નથી, કેમકે અથર્વવેદના ૧૪ મા કાંડમાં કહ્યું છે કે "**सत्येनोत्तम्भिता भूमिः**" અર્થાત્ સત્ય=ઈશ્વરે ભૂમિ, આદિત્ય આદિ સર્વ ભૂમિને ધારણ કરેલ છે.

પ્રશ્ન—આટલા મ્હોટા બ્રહ્માંડને ઈશ્વરે શી રીતે ધારણ કરેલ છે ?

ઉત્તર—લોક અસંખ્યપરિમિત છે અને ઈશ્વર અનંત છે. ઈશ્વરની સ્હામે લોક પરમાણુમાત્ર છે.

પ્રશ્ન—પૃથ્વી ફરે છે કે સ્થિર છે?

ઉત્તર—ફરે છે. (સ. પ્ર. હિં. પૃ. ૨૩૮–૨૩૯–૨૪૦)

પ્રશ્ન—સૂર્ય, ચંદ્ર, તારા શું વસ્તુ છે? તેમાં મનુષ્ય આદિ સૃષ્ટિ છે કે નથી?

ઉત્તર—એ બધા ભૂગોળ લોક છે. તેમાં મનુષ્ય આદિ પ્રજા પણ છે.

પ્રશ્ન—આંહિના મનુષ્યોની જેવી આકૃતિ છે તેવીજ આકૃતિ સૂર્યાદિ લોકવાસી મનુષ્યોની છે કે તેથી વિપરીત છે?

ઉત્તર—થોડો થોડો આકૃતિભેદ હોવાનો સંભવ છે. જેમ યુરોપીયન આફ્રિકાદિના મનુષ્યોમાં ભેદ છે તેમ સૂર્યાદિ લોકના મનુષ્યોમાં ભેદ સમજવો. (સ. પ્ર. હિં. પૃ. ૨૪૧–૨૪૨)

## સમાલોચના.

સત્યાર્થપ્રકાશમાં સ્વામીજીએ વેદાંત, સાંખ્ય અને ન્યાયદર્શન એ ત્રણનું મિશ્રણ કરીને સૃષ્ટિપ્રક્રિયા કલ્પી છે. વેદાંતની બ્રહ્મપરક શ્રુતિમાંથી નિરાકાર ઇશ્વર ઉધ્ધૃત કર્યો છે. વેદાંત જે બ્રહ્મને જગત્‌નું ઉપાદાનકારણ માને છે, સ્વામીજી તેને જગત્‌નું નિમિત્તકારણ બતાવી ન્યાયદર્શનનો આશ્રય લે છે. બ્રહ્મથી અભિન્ન માયાને સ્વતંત્ર પ્રકૃતિરૂપ બતાવી સાંખ્યદર્શનમાં પ્રવેશ કરે છે. સાંખ્યનાં પ્રકૃતિ અને પુરૂષ એ બન્ને સ્વતંત્ર તત્ત્વોને સ્વામીજીએ એમ ને એમ સ્વતંત્ર અને અનાદિ અનંત માની લીધાં છે. પણ પુરૂપતત્ત્વમાં જીવ અને ઇશ્વર એમ બે તત્ત્વોનો સમાવેશ કર્યો છે. સાંખ્યદર્શનનાં પચ્ચીસ તત્ત્વોમાં ઇશ્વરનું નામ નથી જ્યારે સ્વામીજીએ પચ્ચીસ તત્ત્વો તો સાંખ્યનાં પુરેપુરાં લીધાં છે અને છવીસમું ઇશ્વરતત્ત્વ વેદાંતમાંથી લઈ અને તેને પુરૂપતત્ત્વમાં ઉમેરી દીધું છે. સાંખ્યનો પુરૂપ કર્તા નથી પણ ભોક્તા છે, જ્યારે સ્વામીજીનો ઇશ્વર ભોક્તા નથી પણ કર્તા છે. આટલી વિલક્ષણતા છતાં તેનો સમાવેશ પુરૂપમાં કેવી રીતે કર્યો તે

સમજાતું નથી. બીજી તરફ એમ પણ કહ્યું છે કે પ્રકૃતિપુરૂષ–જીવ અને ઇશ્વર એ ત્રણ પરસ્પર ભિન્ન છે. એ હિસાબે સ્વામીજીની સૃષ્ટિમાં છવીસ તત્ત્વો છે એમ કહેવામાં જરાએ ખોટું તો નથી. એટલુંજ નહિ પણ સાધારણ કારણમાં દિશા, કાલ અને આકાશની પણ ગણના કરી છે અને ત્રણેને અનાદિ, અવિનાશી બતાવ્યાં છે. આકાશ તો પાંચ મહાભૂતમાં આવી ગયું પણ કાલ અને દિશા જે વૈશેષિક દર્શનમાં નવ દ્રવ્યમાં ગણાયેલ છે તેને છવીસમાં ઉમેરતાં અઠ્યાવીસ તત્ત્વો થયાં. બીજી વાત એ છે કે સાંખ્યદર્શનમાં આકાશની ગણના પાંચ મહાભૂતમાં હોવાથી મહાભૂત તન્માત્રામાંથી ઉત્પન્ન થયા એટલે વિનાશી ઠર્યાં અને સ્વામીજીએ આકાશને પણ પ્રકૃતિની માફક અનાદિ કહેલ છે તો શું એ બે વાતોમાં પરસ્પર વિરોધ નથી આવતો ? અસ્તુ, ગમે તેમ હો. એટલું તો સ્પષ્ટ છે કે સ્વામીજીની સૃષ્ટિપ્રક્રિયા કે તત્ત્વપ્રક્રિયા એકદર્શનમૂલક નથી. કોઈ ચીજ સાંખ્યદર્શનમાંથી લીધી તો કોઈ ચીજ વેદાંતમાંથી, કોઈ ચીજ ન્યાયદર્શનમાંથી તો કોઇ વૈશેષિક દર્શનમાંથી, કોઈ ચીજ જૈનદર્શનમાંથી તો કોઇ અન્યમાંથી; એમ પોતાની બુદ્ધિને જે યુક્તિસંગત લાગ્યું તે લીધું છે. એક રીતે તો ઠીકજ કર્યું છે, કેમકે **युक्तियुक्तं प्रगृह्णीयाद् बालादपि विचक्षणः। अन्यत्तृणमिव त्याज्यमप्युक्तं पद्मयोनिना ॥** શું સારૂં ગણાત કે સર્વથા આ પદ્ધતિનું અનુસરણ કરત. સાંખ્યનાં પ્રકૃતિ પુરૂપને સ્વતંત્ર અનાદિ સ્વીકારી લીધાં તેમ પુરૂપ બદ્ધ અને મુક્ત એ બે પ્રકારના માની મુકત પુરૂપને ઐશ્વર્યસંપન્ન હોવાથી ઇશ્વર માની લઇ પુરૂપની પેઠે તેને અકર્તા માનત તો શ્રુતિઓના અર્થ બદલાવવાની જરૂર પડત નહિ. સ્વામીજીનો સ્મૃતિ અને પુરાણોનો મોહ છુટી ગયો પણ પોતાની સૃષ્ટિપ્રક્રિયાને પ્રાચીન બતાવવા સારૂ વેદની છાપ લગાડવાને અર્થમાં ફારફેર કરીને પણ ઋચાઓના શબ્દને તે વળગી રહ્યા, એટલે શબ્દમોહ ન છુટચો. કયાં કયાં અર્થ બદલાવવો પડચો તેના થોડા નમુના આંહિ બતાવીએ.

(૧) इयं विसृष्टिर्यत आबभूव यदि वा दधे यदि वा न।
योऽस्याध्यक्षः परमे व्योमन्त्सो अङ्ग वेद यदि वा न वेद॥
(ऋग्० १०।१२९।७)

અર્થ—સાયણ ભાષ્યાનુસાર—ગિરિ, નદી, સમુદ્રાદિ રૂપ આ વિશેષ સૃષ્ટિ જેનાથી થઈ હોય તે કોણ જાણે છે; અથવા આ સૃષ્ટિને કોઇએ ધારણ કરી યા ન કરી તે પણ કોણ જાણે છે? કેમકે આ સૃષ્ટિના અધ્યક્ષ પરમાત્મા પરમ ઉચ્ચ આકાશમાં રહે છે, તેને પણ કોણ જાણે છે? તે પરમાત્મા પોતે સૃષ્ટિને જાણે છે કે નહિ, ધારણ કરે છે કે નહિ તેની પણ કોને ખબર છે? કારણકે સૃષ્ટિના આરંભમાં દેવતા કે મનુષ્ય કોઈ હાજર ન હતું તો તેમને સૃષ્ટિ સંબંધી ક્યાંથી માહિતી હોય?

સત્યાર્થપ્રકાશ અનુસાર—हे (अङ्ग) मनुष्य! जिससे यह विविध सृष्टि प्रकाशित हुई है, जो धारण और प्रलय करता है, जो इस जगत्‌का स्वामी, जिस व्यापकमें यह सब जगत् उत्पत्ति स्थिति प्रलयको प्राप्त होता है सो परमात्मा है, उसको तू जान और दूसरेको सृष्टिकर्त्ता मत मान।
(स० प्र० हिं० पृ० २१८)

આર્યસમાજી પંડિત જયશંકર લિખિત ભાષ્યાનુસાર—यह विविध प्रकारकी सृष्टि जिस मूल तत्त्वसे प्रकट हुई है और जो इस जगत्‌को धारण कर रहा है और जो नहीं धारण करता जो इसका अध्यक्ष वह प्रभु परम पदमें विद्यमान है। हे विद्वन्! यह सब तत्त्व जानता है, चाहे और कोई भले ही न जाने।

(૨) पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भाव्यं उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति (यजु० अ० ३१। मं० २)

સત્યાથપ્રકાશ અનુસાર—हे मनुष्यो! जो सबमें पूर्ण पुरुष और जो नाशरहित कारण और जीवका स्वामी जो पृथि-

व्यादि जड और जीवसे अतिरिक्त है वही पुरुष इस सब भूत, भविष्यत् और वर्तमानस्थ जगत्को बनानेवाला है।
(स० प्र० हिं० पृ० २१८)

દયાનંદ તિમિરભાસ્કર અનુસાર–અર્થ–(इदं) यह (यत्) जो (भूतं) अतीत ब्रह्म संकल्प जगत् है (च) और (यत्) जो (भाव्यं) भविष्य संकल्प जगत् है (उत) और (यत्) जो (अन्नेन) बीज या अन्नपरिणामवीर्यसे (अतिरोहति) वृक्ष नर पशु आदि रूपसे प्रकट होता है (सर्वं) वोह सब (अमृतत्वस्य) मोक्षका (ईशानः) स्वामी (पुरुषः) नारायण (एव) ही है।
(द० ति० भा० पृ० २५३)

(૩) यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति।
यत्प्रयन्त्याभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्म ॥५॥
(तै० उप० भृगुवल्ली० अनु० १)

સત્યાર્થ પ્રકાશાનુસાર–અર્થ—जिस परमात्माकी रचनासे ये सब पृथिव्यादि भूत उत्पन्न होते हैं जिससे जीव और जिसमें प्रलयको प्राप्त होते हैं, वह ब्रह्म है, उसके जाननेकी इच्छा करो। (स० प्र० हिं० पृ० २१८)

દયાનંદ તિમિરભાસ્કર અનુસાર—અર્થ—जिससे यह प्राणी उत्पन्न होते और उसीसे जीते और अन्तमें उसीमें प्रवेश करते हैं उसेही ब्रह्म जानो।
(द० ति० भा० पृ० २५४)

સત્યાર્થપ્રકાશ પૃષ્ટ ૨૩૪માં "मनुष्या ऋषयश्च ये। ततो मनुष्या अजायन्त" આ ઉદ્ધરણ યજુર્વેદના નામથી ઉધ્ધૃત કર્યું છે, પણ દયાનંદ તિમિરભાસ્કરકાર કહે છે કે આ વાક્ય યજુર્વેદમાં ક્યાંય પણ નથી. હા, શતપથબ્રાહ્મણમાં 'ततो मनुष्या अजायन्त' એ વાક્ય એક શ્રુતિ અન્તર્ગત છે. પણ તેને તો સ્વામીજી પ્રમાણરૂપ

માનતા નથી. શતપથ બ્રાહ્મણને એક પુરાણરૂપ સમજે છે. તો તેનું ઉદ્ધરણ યજુર્વેદના નામથી આપવું બિલકુલ ઉચિત નથી. એ તો એક પ્રકારની ધોખાબાજી ગણાય. શતપથબ્રાહ્મણની શ્રુતિમાંથી જુવાન જુવાન મનુષ્ય અને જુવાન જુવાન સ્ત્રી, જુવાન જુવાન ગાય અને જુવાન જુવાન બળદ ઇત્યાદિ અર્થ નીકળતો નથી, તો જુવાન જુવાન અનેક મનુષ્યો નિરાકાર ઈશ્વિરમાંથી ઉત્પન્ન થવાનું કોઈ શ્રુતિમાંથી શોધ્યું છે કે પોતાની યુકિતપોથીમાંથીજ લખી નાખ્યું છે? '**ततो मनुष्या अजायन्त**' એ આખી શ્રુતિમાંથી અદ્વૈતપક્ષ અને ઈશ્વિરની સાકારતા સિદ્ધ થાય છે, જે સ્વામીજીના મંતવ્યથી વિરૂદ્ધ છે. એટલે ઉદ્ધરણરૂપે આખી શ્રુતિ ન આપતાં ફકત ઉપર્યુકત એક ટુકડુંજ આપ્યું છે. યુકિતવાદી સ્વામીજીને શ્રુતિનો મોહ ન છુટવાથી શ્રુતિની પાછળ દોડવું પડ્યું છે. પછી તેમાં તે અર્થ હોય કે ન હોય, પ્રસિદ્ધ અર્થ રહેતો હોય કે બદલાવવું પડે તોપણ તેનું ઉદ્ધરણ આપ્યા વિના રહ્યા નથી.

નિમિત્તકારણના બે ભેદ—મુખ્ય નિમિત્તકારણ અને સાધારણ નિમિત્તકારણ. આ ભેદ બીજાં કોઈ પણ શાસ્ત્રમાં જોવામાં નથી આવતા, કેવળ સ્વામીજીની આ કલ્પના ઈશ્વરને કારણકોટિમાં ઘુસાડવા માટે કરવામાં આવી હોય એમ જણાય છે. એમાં પ્રત્યક્ષ પ્રમાણ તો છેજ નહિ, કેમકે નિરાકાર ઈશ્વિર કોઇને દષ્ટિગોચર થઈ શકતો નથી. આગમ પ્રમાણ વિવાદસ્પદ છે. ખુદ વેદની શ્રુતિઓ બ્રહ્મને ઉપાદાન કારણ બતાવનારી છે. જોકે સ્વામીજીએ તેના અર્થમાં ફેરફાર કરીને નિમિત્તકારણ તરફ ખેંચવાનો પ્રયત્ન કર્યો છે પણ દયાનંદ તિમિર-ભાસ્કર નામના પુસ્તકના પૃષ્ઠ ૨૬૦ થી ૨૬૫ સુધી પંડિત જ્વાલા-પ્રસાદજીએ ખૂબ જોર શોરથી તેનો પ્રતિવાદ કર્યો છે. બાકી રહ્યું અનુમાનપ્રમાણ. તેનો જવાબ મીમાંસાદર્શન, બૌદ્ધદર્શન અને જૈન દર્શને ઉત્તરપક્ષમાં વિસ્તારથી આપ્યો છે તે યથાસ્થાન દર્શાવવામાં

આવશે. આંહિ તો ટુંકામાં એટલું જ જણાવવાનું કે કુંભાર માટીમાંથી ઘડો બનાવે છે, તેમાં માટી ઉપાદાન કારણ, દંડ ચક્રાદિ સાધારણ નિમિત્તકારણ અને કુંભાર મુખ્ય નિમિત્તકારણ છે. એમાં ઇશ્વરને નિમિત્તકારણ બનવાનો અવકાશ કયાં રહ્યો? કુંભારને જ્ઞાન, ઇચ્છા, પ્રયત્ન, એ ત્રણેય છે. કારણસામગ્રીમાં શું ન્યૂનતા છે કે વચ્ચે ઇશ્વરને લાવવા પડે? કદાચ એમ કહો કે પર્વત, નદી, સમુદ્ર, સૂર્ય, ચંદ્ર વગેરે મનુષ્યાદિકથી ન બની શકે તેવી વસ્તુઓ બનાવવામાં ઇશ્વર મુખ્ય નિમિત્ત છે, એ પણ ઠીક નથી. સૂર્ય, ચંદ્ર, દ્વીપ, સાગર, સ્વર્ગ, નરક વગેરે કેટલાક પદાર્થો શાશ્વત છે. પ્રકૃતિ જીવ આકાશની માફક તે પણ અનાદિ છે. દ્રવ્યરૂપે નિત્ય છે, પર્યાયરૂપે અનિત્ય છે. પર્યાય પરિવર્તન કાલના નિમિત્તથી થાય છે. રૂપાંતર થવાનો તો પ્રકૃતિનો સ્વભાવ જ છે. નદી પર્વત વગેરે અનિત્ય પદાર્થો છે, તે તો પવન, ગરમી, પાણી, વિદ્યુત્, ધરતીકંપ વગેરે નિમિત્તથી બને છે અને બગડે છે. તે એક દિવસમાં થોડા જ બનેલા છે? તેને તો બનતાં અને બગડતાં હજારો લાખો વરસો લાગી જાય છે. તે ઇશ્વરનાં બનાવેલાં હોત તો એક દિવસમાં બની જાત અને એક દિવસમાં બગડી જાત, પણ તેમ નથી બનતાં. સ્વામીજીને એટલું પુછો કે રેલ્વે, મીલો, તાર, ટેલીફોન, ફોનોગ્રાફ, અનેક પ્રકારનાં મશીનો ઇશ્વરે બનાવેલ છે કે મનુષ્યોની શોધ છે? ઇશ્વરનાં બનાવેલ હોત તો જ્યારથી સૃષ્ટિ બની ત્યારનાં હોત, પણ તેમ તો છે નહિ. તેનો આ-વિર્ભાવ તો અમુક અમુક કાલે અમુક અમુક માણસને હાથે થયેલ છે. વરાળ અને વિજળીની શું થોડી શક્તિ છે? એની સહાયતાથી ડ્રાઈવર કેટલું કામ કરી શકે છે તે સૌ કોઇ જાણે છે. આપના ઇશ્વરને તો નિયમને આધીન, પ્રકૃતિ તથા કાલને આધીન રહીને કામ કરવું પડે છે. કહો હવે વધારે શક્તિમાન કોણ? પૃથ્વી, પાણી, વૃક્ષ, મનુષ્ય, તિર્યંચ વગેરે શરીરરૂપ છે. શરીર બધાં જીવથી બનેલ છે. જીવ પૂર્વકર્મની સહાયતાથી પરમાણુસમૂહથી બનેલ સ્કંધ ગ્રહણ કરે છે અને તેને

કર્મરૂપે યા શરીરરૂપે રચે છે. એકેક જીવ આખી દુનીયાને ક્રમેક્રમે બનાવી શકે છે તો નિરાકાર ઇશ્વરને આ દુનીયાની ખટપટમાં પડવાની શું જરૂર છે? એટલું તો સ્વામીજી પણ કબૂલ કરે છે કે 'ક્યાંક ક્યાંક જડના નિમિત્તથી જડ પણ બની શકે અને બગડી શકે છે. બીજ પૃથ્વીમાં પડવાથી અને જલનો સંયોગ મલવાથી આપોઆપ વૃક્ષ બની જાય છે. ગરમીના સંયોગથી પાણીમાંથી વરાળ બની, આકાશે જઇ વાદળ બની વરસાદરૂપે વરસે છે.' સ્વામીજી કહે છે કે નિયમપૂર્વક બનવું બગડવું, ઇશ્વર અને જીવને આધીન છે. એ પણ ઠીક નથી. નિયમનો અર્થ કોઇ કાયદા કાનુન નથી કિન્તુ વસ્તુ-સ્વભાવ છે. વસ્તુ પોતાના સ્વભાવની મર્યાદામાં રહે એ નિયમ છે. વડના બીજમાં વડ બનવાનો સ્વભાવ છે અને બાવળના બીજમાં બાવળ બનવાનો સ્વભાવ છે. તે પ્રમાણે ઇશ્વરના લેશમાત્ર પ્રયત્ન વિના પણ વડના બીજમાંથી વડ બનશે અને બાવળના બીજમાંથી બાવળ બનશે. જીવ તો બીજમાં પણ રહેલ છે. એટલે જીવ અને પુદ્ગલ—પ્રકૃતિ એ બેના સંયોગથી આખા સંસારનો વ્યવહાર, ઉત્પત્તિ, પ્રલય વગેરે ચાલી શકે છે. તો પછી નિરાકાર ઇશ્વરને વચમાં લાવવો નિરર્થક છે.

## સૃષ્ટિનાં પ્રયોજન.

સ્વામીજીએ સૃષ્ટિનાં પાંચ પ્રયોજન બતાવ્યાં તેની યોગ્યા-યોગ્યતાનો પરામર્શ કરીએ. પ્રથમ પ્રયોજન એ બતાવ્યું કે પ્રલય કરતાં સૃષ્ટિમાં સુખ અધિક છે. બીજા પ્રયોજનમાં પ્રલયમાં પુરૂષાર્થ નથી અને સૃષ્ટિમાં પુરૂષાર્થથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. આ બન્ને પ્રયોજનમાં પ્રલયની અનિષ્ટતા અને સૃષ્ટિની ઇષ્ટતા બતાવી તો ઠીક છે. અમે પણ તે કબૂલ કરીએ છીએ કે સૃષ્ટિમાં મનુષ્યો પુરૂષાર્થ કરી મોક્ષ પ્રાપ્ત કરે. પણ સ્વામીજી પ્રલય કરવાનું કામ પણ નિરાકાર ઇશ્વરને ગળે વળગાડે છે. જે ઇશ્વરે મનુષ્યોને—પ્રાણીઓને અધિક

સુખ આપવા માટે અને પુરૂષાર્થદ્વારા મોક્ષપ્રાપ્તિ કરવા માટે સૃષ્ટિ રચી તે સૃષ્ટિનો સંહાર તેજ ઇશ્વર શામાટે કરે છે? અધિક સુખ ભોગવતા કે મોક્ષ પ્રાપ્ત કરતા પ્રાણીઓની ઇર્ષ્યા ઈશ્વરને થઈ આવી કે શું? ઇશ્વર સૃષ્ટિની સૃષ્ટિ રહેવા દે અને પ્રલય ન કરે તો બાપડા મનુષ્યો અધિક સુખ ભોગવતા રહેત અને કોઇ કોઇ પુરૂષાર્થ કરી મોક્ષ પ્રાપ્ત કરી લેત તો તેમાં ઇશ્વરને શું નુકશાન પહોચતું હતું?

ત્રીજા પ્રયોજનમાં પ્રલય પહેલાંનાં પુણ્ય પાપનાં ફલ ભોગવાવવા ઇશ્વરે સૃષ્ટિ રચી હોવાનું કહ્યું છે. એ તો ઠીક છે પણ સ્વામીજી! એ તો કહો કે સૃષ્ટિકાલમાં જીવો પોતપોતાનાં કર્મનાં ફલ ભોગવતા હતા તેમને ઇશ્વરે જગતનો પ્રલય કરીને કર્મ ભોગવતાં રોકી કેમ દીધા? પ્રલયમાં તો ફલનો ભોગ થઈ શકતો નથી. સૃષ્ટિ વખતે ઇશ્વરની જે મુરાદ હતી તે પ્રલય વખતે બદલી કેમ ગઇ? સનાતનીઓને મતે તો સાકાર ઇશ્વિર બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્રરૂપે જુદા જુદા સ્વાંગ ધરી જુદું જુદું કાર્ય કરે છે, પણ આપના નિરાકાર ઇશ્વરનું રૂપ બદલતું નથી તો તેની મુરાદ કેમ બદલતી ગઇ એનું કારણ બતાવશો? ચોથું અને પાંચમું પ્રયોજન, જ્ઞાનબલની ઉપયોગિતા અને સુખસામગ્રી આપી પરોપકાર કરવાનું સૃષ્ટિનું પ્રયોજન આપે દર્શાવ્યું તે તો ઠીક છે પણ પ્રલય કરવામાં તો બન્ને પ્રયોજન વિપરીત બની જાય છે. અર્થાત્ પ્રલયમાં તો ઇશ્વરનો જ્ઞાનબલ પ્રયોગ સ્થગિત થઇ જાય છે અને પરોપકારને બદલે પરાપકાર થઇ જાય છે. માટે સૃષ્ટિનું એક પણ પ્રયોજન પ્રલયમાં કાયમ રહેતું નથી. હા, જો પ્રલય ન કર્યો હોત તો તો ઘડીભર આપના બતાવેલ પ્રયોજન માની લેત પણ પ્રલયકર્તા પણ ઇશ્વરને બતાવી આપના બતાવેલ પ્રયોજન બિલકુલ મલિયામેટ બની જાય છે. ખરી રીતે તો સૃષ્ટિકાલમાં સર્વ જીવો સુખી નથી બનતા. સુખી થોડા અને દુઃખી ઘણા જોવામાં આવે છે. દેવતા કરતાં નારકી વધારે થાય છે. મનુષ્ય કરતાં પશુ પક્ષી વગેરે

તિર્યંચ અને એકેંદ્રિય પૃથ્વ્યાદિ જીવ તથા નિગોદના અનંતા જીવો સંસારમાં કષ્ટ વેઠી રહ્યા છે તેના માટે ઉપકાર થયો કે અપકાર? પોતપોતાનાં કર્માનુસાર થાય છે તો પછી વચ્ચમાં ઇશ્વરને લાવવાની શું જરૂર? એમ માનોની કે ઇશ્વર સૃષ્ટિ નથી કરતો તેમ પ્રલય પણ નથી કરતો. જીવોના કર્માનુસાર જન્મ મરણ વગેરે થયા કરે છે.

## બીજ અને વૃક્ષનો અનુક્રમ.

સ્વામીજીએ વૃક્ષ પહેલાં કે બીજ પહેલાં એ પ્રશ્ન પુછીને જવાબ પોતેજ આપ્યો કે બીજ પહેલાં. આવોજ પ્રશ્ન ભગવતીસૂત્રમાં રોહા અણગારે મહાવીર સ્વામીને પુછ્યો છે કે કુકડી પહેલાં કે ઈંડું પહેલાં? મહાવીરે પુછ્યું કે હે રોહા' કુકડી શેમાંથી થઇ? ઉ. ઇંડામાંથી. ઇંડું શેમાંથી થયું? ભગવન્! કુકડીમાંથી. ત્યારે પૂર્વાપરનો કયાં સવાલ રહ્યો? કુકડી એ પહેલાં છે અને ઇંડું પણ પહેલાં છે. એટલે બન્નેનો પ્રવાહ અનાદિ છે. એવીજ રીતે વૃક્ષ પણ પહેલાં છે અને બીજ પણ પહેલાં છે. વૃક્ષ વિના બીજ નહિ અને બીજ વિના વૃક્ષ નહિ. બન્નેનો પ્રવાહ અનાદિ છે. 'બીજ ઇશ્વરે બનાવ્યાં અને વૃક્ષ બીજમાંથી થયાં' એમ કહેવાને બદલે વૃક્ષ ઇશ્વરે બનાવ્યાં અને બીજ વૃક્ષમાંથી ઉત્પન્ન થયાં એમ કાં ન કહી શકાય? શું વૃક્ષ બનાવતાં ઇશ્વરને વધારે તકલીફ પડતી હતી? બીજ વૃક્ષનું કારણ છે તો વૃક્ષ બીજનું કારણ છે. એકમાં શું વિનિગમના (એક પક્ષપાતી યુક્તિ) છે? ખરી રીતે એમ કહેવું વ્યાજબી છે કે બન્નેનો પ્રવાહ આનાદિ છે. નિયમ વિરૂદ્ધ ઇશ્વર કંઇ કરતા નથી તો વૃક્ષમાંથી બીજ અને બીજમાંથી વૃક્ષ પોતાની મેળે થાય એ નિયમ સ્વભાવસિદ્ધ છે.

## ઇશ્વર સાકાર કે નિરાકાર?

આના જવાબમાં ઇશ્વરને નિરાકાર બતાવી સ્વામીજીએ દીર્ઘદર્શિતા વાપરી છે. સાકાર માનવામાં તેની લંબાઇ, પહોળાઈ, ઉંચાઇ, અવયવો, રહેવાનું સ્થાન, અવતાર ધારણ કરવો વગેરેના સંબંધમાં અનેક પ્રશ્નોની

પરંપરા ચાલત. આ બધી કડાકૂટમાંથી બચવાનો માર્ગ સ્વામીજીએ ઠીક શોધી લીધો. એટલુંજ નહિ પણ આથી સાકારવાદ અને મૂર્તિ-પૂજાનો જટિલ પ્રશ્ન પણ સાફ કરી નાખ્યો. સાકારવાદ યા અવતાર-વાદનું સમર્થન કરનાર પુરાણો અને કેટલાએક ઉપનિષદોને પ્રમાણ-કોટિમાંથી બહિષ્કૃત કરીને નિરાકારવાદના શૃંખલાબંધનને સ્વામીજીએ પ્રથમથીજ કાપી નાખેલ છે. તથાપિ નિરાકાર બ્રહ્મ—ઇશ્વરને ઉપાદાન કારણ બતાવનાર વેદની ઋચાઓને સ્વામીજીએ પ્રમાણકોટિમાં સ્વી-કારીને એક પ્રકારનું બંધન કાયમ રાખ્યું છે તેથી યુકિતના બળથી ઉપાદાનકારણને ખસેડી તેની જગ્યાએ નિમિત્તકારણને સ્થાપિત કરવામાં દયાનંદ તિમિરભાસ્કર આદિ ગ્રંથોનો મુકાબલો કરવો પડ્યો છે અને કોઈ સ્થાને પરાજય પણ સહેવો પડ્યો છે, યા તો અર્થનું પરિવર્તન કરવું પડ્યું છે. આ પુસ્તકમાંજ પ્રથમ સૃષ્ટિના ૧૯ પ્રકાર બતાવ્યા છે. તેમાંના કેટલાએક પ્રકાર તો સ્વામીજીએ માનેલ પ્રમાણભૂત શાસ્ત્રોમાંનાજ છે. તેમાંના ઘણાએક પ્રકાર સાકાર-વાદનું સમર્થન કરનારા છે. એ બધી પ્રક્રિયાઓ સ્હામે સ્વામીજીએ ઉપેક્ષાનજર કરી સાકારવાદનું ઉત્થાપન કરી નિરાકારવાદમાં નિમિત્ત-કારણનું સ્થાપન કરવા સાહસ ખેડ્યું છે. તે ત્યારે સુરક્ષિત થાત કે જ્યારે નિરાકારને કર્તૃત્વવાદથી મુક્ત કરી દેત. નિરાકારને હાથ પગ કે શરીર ન હોવાથી સ્વામીજીના કહેવા મુજબ પ્રકૃતિને પકડવાનું અને જગદાકાર બનાવવાનું શી રીતે સંભવી શકે તે કંઇ સમજાતું નથી. જડ પરમાણુને નિરાકાર ઇશ્વરની અમુક ઇચ્છા છે વા નથી તેનું જ્ઞાન શી રીતે થઇ શકે કે જેથી તે તેની ઇચ્છાનુકૂલ વર્તે. જ્યાં ક્રિયા છે ત્યાં જ્ઞાન નથી અને જ્યાં જ્ઞાન છે ત્યાં ક્રિયા નથી. જ્ઞાન અને ક્રિયાના વૈયધિકરણ્યમાં નિરાકાર ઇશ્વર અને જંતુ પરમાણુ આદિન કાર્યનો મેળ શી રીતે મળી શકે તે ન સમજાય તેવી વાત છે. કુંભા તો બુદ્ધિથી જાણે છે અને હાથપગ હલાવી શરીરદ્વારા માટી પાસેથ ઘટ બનાવવાનું કામ કરી શકે છે. પણ ઇશ્વરના સંબંધમાં તેમ નથ

માટે સ્વામીજીએ કાંતો ઇશ્વરને શરીરધારી બનાવી તેની પાસેથી જગતનિર્માણનું કામ લેવું જોઇતું હતું અને કાંતો કર્મ સહિત શરીરધારી જીવ અને પ્રકૃતિને જગતનિર્માણનું કામ સોંપી દઇ નિરાકાર ઇશ્વરને સહજાનંદી, પરમાનંદી રહેવા દેવા જોઇતા હતા. **मुज्ञेषु किं बहुना ?**

## ઈશ્વરની પરતંત્રતા.

સ્વામીજી એટલું તો સ્પષ્ટ જણાવે છે કે કર્મફલ આપવામાં ઇશ્વર સ્વતંત્ર નથી, કિન્તુ કર્માધીન છે. ઇસ્લામના ખુદાની માફક ઇશ્વર પોતાની ઇચ્છા મુજબ સુખદુઃખ આપી શકતો નથી, જીવોનાં કર્માનુસાર સુખદુઃખ આપે છે. આથી ઇશ્વરની પૂર્ણ સ્વતંત્રતા ઉડી જાય છે. ઇશ્વરને પ્રકૃતિ, જીવ, દિશા, કાલ અને આકાશને આધીન રાખી સર્વશક્તિમત્તા ઉપર તો પ્રથમથીજ કાપ મુકી દીધો છે અને આંહિ સ્વતંત્રતા ઉપર પણ કાપ મુકી દીધો ત્યારે કહો હવે ઇશ્વરનું ઐશ્વર્ય—સામર્થ્ય ક્યાં રહ્યું ? આના કરતાં ઇશ્વરને અકર્તા રહેવા દીધા હોત તો તેની કમજોરી તો પ્રગટ ન થાત. એનું સામર્થ્ય તો અચલવીર્યમાં વ્યાપ્ત થયેલું છે. જે કર્મો આખા જગતને નચાવી રહ્યાં છે તેની અસર અચલવીર્યવાળા ઇશ્વર ઉપર લેશમાત્ર પણ થતી નથી, એજ ઇશ્વરનું ઐશ્વર્ય—સામર્થ્ય છે. ગાડું બળદ ખેંચે છે અને તેની નીચે ચાલ્યો આવતો કુતરો એમ માને કે મારા ઉપરજ ગાડાનો બોજ છે, એ તો નરી મૂર્ખાઈ યા મિથ્યાભિમાન જ છે. કમજોર ઇશ્વરથી પાપી જીવો પાપથી શું ડરવાના હતા ? તેઓ સમજે છે કે અમારાં કર્મ શિવાય ઇશ્વર અમારા ઉપર ન તો કંઈ અનુગ્રહ કરવાનો છે કે ન તો ગુસ્સે થવાનો છે. એના કરતાં દુઃખ આપનાર દુષ્કર્મથી ડર લાગશે અને સુખ આપનાર શુભ કર્મ તરફ ઝુકાવ થશે. કર્તા ન માનવાથી ઇશ્વર તરફ પૂજ્યભાવ નહીં રહે એ શંકા કરવી નિરર્થક છે. કર્મને અનધીન રહેવાથી ઇશ્વર પરમસમર્થ

છે અને એમણે અમને સન્માર્ગ બતાવ્યો છે માટે તેમનો અમારા ઉપર પરમ ઉપકાર છે એમ ધારી ઇશ્વર ઉપર ભક્તિ અને પૂજ્ય ભાવ રહેવાનોજ. જુઓની જૈનો, બૌદ્ધો અને સાંખ્યો ઇશ્વરને કર્તા નથી માનતા છતાં ઇશ્વર તરફ શ્રદ્ધા ભક્તિ શું જરી પણ ઓછી છે? નહિજ.

## જુવાન જુવાન મનુષ્ય આદિની ઉત્પત્તિ.

સ્વામીજી કહે છે કે સૃષ્ટિની આદિમાં મનુષ્ય આદિ પ્રાણીઓ જુવાન જુવાન ઉત્પન્ન થયા, બુઢા અને બાળકો પેદા ન થયા. એક તરફ તો સ્વામીજીએ કહ્યું કે ઇશ્વર નિયમ વિરૂદ્ધ કંઈ પણ કરે નહિ તો ભલા એ તો બતાવો કે બાલક તરૂણ અને પછી વૃદ્ધ થાય એ નિયમ છે કે એકદમ જુવાન થઇ જાય એ નિયમ છે? એ નિયમ હોય તો હમણાં તેવા જુવાન જુવાન કેમ બનતા નથી? બીજું માબાપના શોણિત અને શુક્રથી ગર્ભ ઉત્પન્ન થાય અને નવદશ માસ ગર્ભમાં રહી બાળક જન્મે એ નિયમ છે કે વગર માબાપે જુવાન જુવાન મનુષ્યો આકાશમાંથી વરસાદની માફક ખરી પડે એ નિયમ છે? આવો નિયમ તો દુનીયામાં ક્યાંય સાંભળ્યો નથી અને દીઠો નથી. ભલા નિયમ નથી તો ઇશ્વરે જુવાન જુવાન મનુષ્યો ઉત્પન્ન કર્યા એ નિયમ વિરૂદ્ધ નથી કર્યું શું? આવી અઘટિત કલ્પના કરવા કરતાં મનુષ્યના વીર્યથી મનુષ્યગર્ભ અને પશુના વીર્યથી પશુગર્ભ, ગર્ભ બાળકરૂપે જન્મે તે તરૂણ થાય, પછી વૃદ્ધ થાય એક ક્રમ–નિયમ જે ચાલ્યો આવે છે તે પ્રમાણે અનાદિ પ્રવાહ ચાલ્યા કરે છે. સર્વથા પ્રલય ક્યારે પણ થતો નથી. ખંડ પ્રલય એક દેશમાં થાય તો બીજા દેશમાં તે પ્રાણીઓ ચાલ્યાં જાય. બીજ તો નષ્ટ થતું જ નથી. ઇશ્વરને પ્રલય કરવાનું કંઈ પ્રયોજન નથી. પ્રલય નથી તો સૃષ્ટિનો આરંભ પણ નથી. અનાદિ કાલથી મનુષ્ય, પશુ, પક્ષી, પૃથ્વી, જલ વગેરે ચાલ્યાં આવે છે. **'नासतो विद्यते भावो, नाभावो विद्यते सतः'**

અસત્‌નું સત્‌ થતું નથી અને સત્‌નું અસત્‌ થતું નથી એ સિદ્ધાંત તો સ્વામીજી સારી પેઠે સ્વીકારે છે. તો પછી બીજના સદંતર નાશ પછી કારણ વિના નિયમ વિરૂદ્ધ જુવાન જુવાન પુરૂષોની ઉત્પત્તિ માનવી બિલકુલ ઉચિત નથી. પ્રકૃતિ, જીવ, કાલ, આકાશની માફક આખા જગત્‌ને અનાદિ માની લ્યો. વિના પ્રત્યક્ષાદિ પ્રમાણ નવીન કલ્પના કરવી શું કામની? **इत्यलम्** ॥

---

# પૌરાણિક સૃષ્ટિ: (૧) બ્રહ્મવૈવર્ત પુરાણ.

વૈદિક સૃષ્ટિ કરતાં પુરાણોમાં બતાવેલી સૃષ્ટિ ખૂબ વિસ્તાર પામી છે. જુદાં જુદાં પુરાણોમાં જુદી જુદી રીતે સૃષ્ટિનું વર્ણન કરવામાં આવ્યું છે. વૈદિક સૃષ્ટિમાં કેવળ સૃષ્ટિનુંજ વર્ણન આવે છે જ્યારે પૌરાણિક સૃષ્ટિવાદમાં સૃષ્ટિની સાથે પ્રલયનું પણ વર્ણન જોવામાં આવે છે. પુરાણોમાં કેટલાએક રજોગુણપ્રધાન છે, કેટલાએક તમોગુણપ્રધાન છે અને કેટલાએક સત્વગુણપ્રધાન છે. રજોગુણપ્રધાન પુરાણોએ બ્રહ્માનો મહિમા ગાયો છે, તમોગુણપ્રધાન પુરાણોએ મહેશ્વર—શિવનો મહિમા વધાર્યો છે, સત્ત્વગુણપ્રધાન પુરાણોએ વિષ્ણુનો મહિમા ગાયો છે. વસ્તુતઃ આ ત્રણે દેવોનો આવિર્ભાવ એકજ બ્રહ્મસ્રોતમાંથી થાય છે. અઢારે પુરાણોના કર્તા એકજ વ્યાસજી છે કે અલગ અલગ વ્યાસ છે એ સ્પષ્ટ કહેવામાં નથી આવ્યું પણ ભાષા, વિષય અને રચનાશૈલી જોતાં રચનાર અલગ અલગ હોય એમ અનુમાન થાય છે. કદાચ મૂલ એક હોય તો પાછળથી તેમાં જુદા જુદા વિદ્વાનોએ ઉમેરો કરી પુસ્તકની કાયા વધારી દીધી હોય તો તે પણ સંભવિત છે. ગમે તે હો, આર્યસમાજીઓ તો પુરાણોને પ્રમાણ કોટિથી બહાર કાઢી નાખે છે. તોપણ તેમાં વર્ણવેલ સૃષ્ટિવાદનો પાઠકગણને પરિચય આપવાના હેતુથી

તુલનાદૃષ્ટિએ સૃષ્ટિતત્ત્વની કેટલેક અંશે તે સમાલોચના કરી શકે અને સત્યનો નિર્ણય કરવામાં સરલ માર્ગ પ્રાપ્ત કરી શકે એવા આશયથી જુદાં જુદાં પુરાણોમાંથી સૃષ્ટિવાદોનો અત્ર સંગ્રહ કરવામાં આવે છે.

## ગોલોકવાસી કૃષ્ણની સૃષ્ટિ

**दृष्ट्वा शून्यमयं विश्वं, गोलोकं च भयङ्करम् ।**
**निर्जन्तु निर्जलं घोरं, निर्वातं तमसावृतम् ॥**
**आलोच्य मनसा सर्व-मेक एवासहायवान् ।**
**स्वेच्छया स्रष्टुमारेभे सृष्टिं स्वेच्छामयः प्रभुः ॥**

**( ब्र० वै० अ० २ । १-३ )**

અર્થ—એકાકી અસહાયી પ્રભુએ ગોલોક અને જગતને જીવરહિત, જલરહિત, વાયુરહિત, પ્રકાશરહિત, અંધકારથી ઘેરાયેલ, શૂન્ય રૂપ, ઘોર ભયંકર જોઈને મનથી આલોચના કરી કે સૃષ્ટિની રચના કરું. સ્વતંત્ર પ્રભુએ પોતાની ઇચ્છાથી સૃષ્ટિ રચવાનો પ્રારંભ કર્યો.

**आविर्बभूवुः सर्गादौ, पुंसो दक्षिणपार्श्वतः ।**
**भवकारणरूपाश्च, मूर्तिमन्तस्त्रयो गुणाः ॥ ४ ॥**

**( ब्र० वै० अ० ३ । ४ )**

અર્થ—સર્ગની આદિમાં પ્રભુના જમણે પડખેથી સંસારના કારણભૂત સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો મૂર્તિમંત પ્રગટ થયા.

તેમાંથી મહાન્, અહંકાર અને રૂપ રસાદિ પાંચ તન્માત્રા પ્રગટ થઈ.

**आविर्बभूव तत्पश्चात्, स्वयं नारायणः प्रभुः ।**
**श्यामो युवा पीतवासा, वनमाली चतुर्भुजः ॥**

**( ब्र० वै० अ० ३ । ६ )**

અર્થ—ત્યારપછી ખુદ નારાયણ પ્રભુ રંગે શ્યામ, યુવાવસ્થાયુત, પીત વસ્ત્ર ધારણ કરનાર, વનમાલાયુકત અને ચાર ભુજાવાળા પ્રગટ થયા.

તે નારાયણના વામ પડખેથી ગૌર વર્ણવાળા, મૃત્યુને જીતનાર, પાંચ મુખ ધારણ કરતા શિવ પ્રગટ થયા. નારાયણ અને શિવ એ આદિપુરૂષ—કૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા. ત્યારપછી કૃષ્ણરૂપ નારાયણના નાભિકમલમાંથી વૃદ્ધ અવસ્થાવાળા કમંડલ હાથમાં ધારણ કરતા બ્રહ્મા પ્રગટ થયા. તે પણ આદિપુરૂષ કૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા.

ત્યાર પછી ભગવાનની છાતીમાંથી બધાં કર્મોના સાક્ષી ધર્મ પ્રગટ થયા. તે પણ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા.

## સરસ્વતી આદિ ચાર દેવી.

ત્યારપછી પ્રભુના મુખમાંથી વીણા અને પુસ્તક હાથમાં ધારણ કરતી સરસ્વતી પ્રગટ થઈ કે જે કૃષ્ણની સ્હામે ગાવા તથા નાચવા લાગી.

ત્યારબાદ કૃષ્ણ પ્રભુના મનમાંથી મહાલક્ષ્મી અને બુદ્ધિમાંથી અસ્ત્ર શસ્ત્ર ધારણ કરતી મૂલ પ્રકૃતિ પ્રગટ થઈ. બન્ને અતિ ભક્તિપૂર્વક કૃષ્ણની સ્તુતિ કરવા લાગી. ત્યારબાદ કૃષ્ણની જીભમાંથી જપમાલા હાથમાં ધારણ કરતી સાવિત્રી દેવી પ્રગટ થઈ અને સ્તુતિ કરવા લાગી.

## કામદેવની ઉત્પત્તિ.

ત્યારપછી કૃષ્ણના મનમાંથી કામદેવ ઉત્પન્ન થયો કે જેણે મારણ, સ્તંભન, જૃમ્ભણ, શોષણ અને ઉન્મદન નામનાં પાંચ બાણ ધારણ કર્યાં હતાં, તેને વામ પડખેથી રતિ નામની સ્ત્રી ઉત્પન્ન થઇ.

કામદેવે બ્રહ્મા આદિ દેવો ઉપર પોતાનાં પાંચ બાણોનો પ્રયોગ કર્યો, તેથી સર્વ દેવો કામવશ થઈ ગયા. રતિનું અનુપમ રૂપ જોઇને બ્રહ્માનો વીર્યપાત થઈ ગયો. વીર્યયુક્ત વસ્ત્રને બાળવા માટે અગ્નિદેવ પ્રગટ થયો. તેની ભયંકર જ્વાલાઓને બુઝાવવા કૃષ્ણે જલની રચના કરી, તેમાંથી વરૂણદેવ પ્રગટ થયો. અગ્નિદેવના વામ ભાગ-

માંથી સ્વાહા નામની તેની પત્ની પ્રગટ થઇ. વરૂણના વામ ભાગમાંથી વરૂણાની નામની તેની પત્ની પ્રગટ થઈ.

ત્યારપછી કૃષ્ણના નિઃશ્વાસવાયુથી વાયુદેવ અને પ્રાણાદિ પાંચ ભેદ પ્રગટ થયા. તેના વામ ભાગમાંથી વાયવી નામની તેની પત્ની પેદા થઇ.

## વિરાટ્-વિષ્ણુ.

કામદેવના બાણપ્રયોગથી કૃષ્ણનો વીર્યપાત જલમાં થતાં તે વીર્યથી વિશ્વના આધાર રૂપ વિરાટ્ નામે એક બાળક ઉત્પન્ન થયો, કે જે વિષ્ણુના નામથી પ્રસિદ્ધિ પામ્યો. કમલના પાંદડાની માફક વિષ્ણુકુમાર મહાસમુદ્રમાં શયન કરવા લાગ્યો. તેના કાનમાં મેલ ભરાઈ ગયો, તેમાંથી મધુ અને કૈટભ નામના બે દૈત્ય ઉત્પન્ન થયા. તે જ્યારે બ્રહ્માને મારવા દોડયા ત્યારે વિષ્ણુએ તે બન્નેને પોતાની જાંઘ ઉપર બેસાડીને તેમનાં મસ્તક કાપી નાખ્યાં અને તેની મેદ-ચરબીથી મેદિની-પૃથ્વી બને છે, જેના ઉપર બધા નિવાસ કરે છે.

પૃથ્વીની રચના કલ્પભેદથી જુદી જુદી રીતે થાય છે. જેમ યુગ ચાર છે તેમ કલ્પ ત્રણ છે.

'**ब्राह्मवाराहपाद्माश्च कल्पाश्च त्रिविधा मुने!।**

**(ब्र० वै० अ० ९।९)**

અર્થ—હે મુને! બ્રાહ્મ, વારાહ અને પાદ્મ એ ત્રણ પ્રકારના કલ્પ કહ્યા છે.

**ब्राह्मे च मेदिनीं सृष्ट्वा, स्रष्टा सृष्टिं चकार सः।**
**मधुकैटभयोश्चैव, मेदसा चाज्ञया प्रभोः॥**
**वाराहे तां समुद्धृत्य, लुप्तां मग्नां रसातलात्।**
**विष्णोर्वाराहरूपस्य, द्वारा चातिप्रयत्नतः॥**
**पाद्मे विष्णोर्नाभिपद्मे, स्रष्टा सृष्टिं विनिर्ममे।**
**त्रिलोकीं ब्रह्मलोकान्तां, नित्यलोकत्रयं विना॥**

**(ब्र० वै० अ० ९।१३-१४-१५)**

અર્થ—બ્રાહ્મ કલ્પમાં બ્રહ્મા વિષ્ણુની આજ્ઞાથી મધુ અને કૈટભ નામના દૈત્યની મેદાથી—ચરબીથી મેદિની બનાવે છે. વારાહ કલ્પમાં વિષ્ણુ વરાહનું રૂપ ધારણ કરીને રસાતલમાં ખુંચી ગયેલી છુપી પૃથ્વીને અતિ પ્રયત્નથી ઉખેડીને પાણીની સપાટી ઉપર ઉંચે લઈ આવે છે. પાદ્મકલ્પમાં બ્રહ્મા વિષ્ણુના નાભિકમલમાં બેસીને ગોલોક, વૈકુંઠલોક અને શિવલોક એ ત્રણ નિત્યલોક વિના બ્રહ્મા લોક પર્યંત ત્રિલોકીની રચના કરે છે.

ચાલુ બ્રાહ્મ કલ્પ છે એટલે પૃથ્વી—સૃષ્ટિનું શેષકાર્ય બ્રહ્માને સોંપી કૃષ્ણ ભગવાન્ અનેક કલ્પવૃક્ષયુક્ત રત્ન આદિની જ્યોતિ-થી પ્રજ્વલિત ગોલોકમાં રાસમંડલમાં ગયા. ત્યાં પોતાને વામ પડખેથી અત્યંત રૂપવતી રાધા નામની એક કન્યા ઉત્પન્ન કરી. વસ્ત્રાભૂષણથી સુસજ્જીત થયેલી રાધા રાસમંડલમાં કૃષ્ણની આગળ આગળ દોડવા લાગી. થોડીવાર પછી તે કૃષ્ણની સાથે આસન ઉપર બેસી, મંદ હાસ્ય કરતી, કૃષ્ણના મુખકમલને જોવા લાગી, તેજ ક્ષણે તેના રોમકૂપમાં સમાન કાંતિવાળી અસંખ્ય ગોપીઓ પ્રગટ થઈ. બીજી તરફ કૃષ્ણના પ્રત્યેક રોમકૂપમાંથી સમાન વેષ અને સમાન રૂપવાળા અસંખ્ય ગોપો પ્રગટ થયા, એટલું જ નહિ પણ એજ રોમસમૂહમાંથી અનેક ગાય બળદ અને વાછરડા ઉત્પન્ન થયા. તેમાં એક બળદ કરોડ સિંહ સમાન બળવાળો હતો. તે બળદ કૃષ્ણે શિવને સ્વારી માટે અર્પણ કર્યો. કૃષ્ણના નખ-છિદ્રમાંથી સુંદર હંસપંક્તિ પ્રગટ થઈ, જેમાંથી એક પરાક્રમી હંસ સ્વારી માટે બ્રહ્માને અર્પણ કર્યો. કૃષ્ણના ડાબા કાનના છિદ્રમાંથી અશ્વપંક્તિ અને જમણા કાનના છિદ્રમાંથી સિંહપંક્તિ પ્રગટ થઇ. અશ્વોમાંથી એક અશ્વ ધર્મરાજાને અને સિંહોમાંથી એક સિંહ દુર્ગાદેવીને સ્વારી માટે અર્પણ કર્યો. કૃષ્ણે યોગબલથી પાંચ રથ દરેક સામગ્રી સહિત પેદા કર્યા. તેમાંથી એક રથ ધર્મરાજાને અને એક રથ રાધાને અર્પણ કર્યો. શેષ ત્રણ રથ પોતાને માટે રાખ્યા.

## કુબેર આદિ યક્ષગણ.

કૃષ્ણના ગુહ્યપ્રદેશમાંથી એક પીળા રંગનો યક્ષ નામે કુબેર ગુહ્યક ગણ સાથે પ્રગટ થયો. કુબેરના વામ પડખેથી કુબેરની પત્ની પ્રગટ થઈ. તે ઉપરાંત ભૂત, પ્રેત, પિશાચ, બ્રહ્મરાક્ષસ, કૂષ્માંડ અને વૈતાલ આદિ દેવગણ પેદા થયો. કૃષ્ણના મુખમાંથી પાર્ષદ ગણ પ્રગટ થયો. કૃષ્ણના જમણા નેત્રમાંથી આઠ ભૈરવ અને વામ નેત્રમાંથી ત્રિનેત્ર શંકર પ્રગટ થયા. કૃષ્ણના નાકના છિદ્રમાંથી હજારો ડાકિની, યોગિની અને ક્ષેત્રપાલ પ્રગટ થયાં અને તેના પૃષ્ઠ ભાગમાંથી દિવ્ય રૂપ ધારણ કરનાર ત્રણ કરોડ દેવતા પ્રગટ થયા.

## સ્ત્રી–પ્રદાન.

ત્યારપછી કૃષ્ણે લક્ષ્મી અને સરસ્વતી નારાયણને પત્ની થવા માટે અર્પણ કરી; બ્રહ્માને સાવિત્રી, કામને રતિ, કુબેરને મનોરમા જે જેને યોગ્ય હતી તે તેને અર્પણ કરી. મહાદેવને દુર્ગા અર્પણ કરવાનું કહ્યું પણ મહાદેવે કહ્યું કે સ્ત્રી તપસ્યામાં વિઘ્ન કરનારી હોવાથી મારે ન જોઈએ. મહાદેવને ૧૧ અક્ષરનો એક મંત્ર આપી વિદાય કર્યા. દુર્ગાને કહ્યું કે એક હજાર વરસ સુધી મહાદેવ જપ અને તપ કરશે ત્યારપછી તેની સાથે તારો વિવાહ થશે. હાલ એક હજાર વરસ પર્યંત તું પણ દશ અક્ષરના મંત્રનો જપ કર. બંનેને વિદાય કર્યા.

કૃષ્ણે બ્રહ્માને એક ભાષા આપી અને કહ્યું કે એક હજાર વરસ સુધી મારા મંત્રનો જપ કરતાં તપ કર કે જેથી તું સૃષ્ટિ બનાવી શકીશ. એવી રીતે બધા દેવોને વિદાય કરી કૃષ્ણ પોતાના નોકરો સાથે વૃન્દાવન નામના વનમાં ગયા.

## બ્રહ્માની સૃષ્ટિ.

એક હજાર વર્ષ તપ કરી બ્રહ્માએ સિદ્ધિ પ્રાપ્ત કરી અને સૃષ્ટિ બનાવવાનો આરંભ કર્યો. મધુ કૈટભના મેદમાંથી મેદિની–પૃથ્વી તૈયાર કરીને આઠ પર્વતો રચ્યા, જેનાં નામ નીચે મુજબ :

**सुमेरुं चैव कैलासं, मलयं च हिमालयम् ।**
**उदयं च तथाऽस्तं च, सुवेलं गन्धमादनम् ॥**
**( ब्र० वै० अ० ७ । ३ )**

તે ઉપરાંત નદી, વૃક્ષ, ગ્રામ, નગર અને સાત સમુદ્રો રચ્યા. સાત સમુદ્રનાં નામ:

**लवणेक्षुसुरासर्पि-र्दधिदुग्धजलार्णवान् ।**
**लक्षयोजनमानेन, द्विगुणाश्च परात्परान् ॥**
**( ब्र० वै० अ० ७ । ५ )**

અર્થ—લવણસમુદ્ર, ઈક્ષુસમુદ્ર, સુરાસમુદ્ર, સર્પિસમુદ્ર, દધિસમુદ્ર, દુગ્ધસમુદ્ર અને જલસમુદ્ર, એ સાત સમુદ્ર રચ્યા. પ્રથમ સમુદ્ર એક લાખ યોજન પરિમાણ અને પછી ઉત્તરોત્તર એક બીજાથી દ્વિગુણ પરિમાણ જાણવું.

ત્યારપછી સાત દ્વીપ, સાત ઉપદ્વીપ અને સાત સીમાપર્વત રચ્યા. સાત દ્વીપનાં નામ:

**जम्बू शाक कुश प्लक्ष क्रौञ्च न्यग्रोध पौष्कारान् ॥**
**( ब्र० वै० अ० ७ । ७ )**

મેરૂ પર્વતનાં આઠ શિખરો ઉપર ઇંદ્ર વરૂણ આદિ લોકપાલોને વસવા યોગ્ય આઠ નગરી તથા મેરૂના મૂલમાં શેષનાગની નગરી રચી.

ત્યારપછી ઉર્ધ્વલોકની રચના કરી. તેમાં સાત સ્વર્ગનાં નામ:

**भूर्लोकं च भुवर्लोकं, स्वर्लोकं च महस्तथा ।**
**जनोलोकं तपोलोकं, सत्यलोकं च शौनक ! ॥**
**शृङ्गमूर्ध्नि ब्रह्मलोकं, जरादिपरिवर्जितम् ।**
**तदूर्ध्वं ध्रुवलोकं च, सर्वतः सुमनोहरम् ॥**
**( ब्र० वै० अ० ७ । १०-११ )**

સાત સ્વર્ગલોક અને બ્રહ્મલોક રચ્યા પછી સાત અધોલોક રચ્યા તેનાં નામ:

**अतलं वितलं चैव, सुतलं च तलातलम् ।**
**महातलं च पातालं, रसातलमधस्ततः ॥**

એ પ્રમાણે ત્રણ ધ્રુવલોક (કૈલાસ–શિવલોક, વૈકુંઠ અને ગોલોક) શિવાય બ્રહ્મલોક પર્યંત ત્રિલોક રચવાનો અધિકાર બ્રહ્માનો છે. આ બ્રાહ્મસૃષ્ટિ કહેવાય છે.

**एवं चासंख्यब्रह्माण्डं, सर्वं कृत्रिममेव च ।**
**महाविष्णोश्च लोम्नां च, विवरेषु च शौनक ! ॥**
**( ब्र० वै० अ० ७ । १९ )**

એક બ્રહ્માંડ બતાવ્યું તેવાં અસંખ્ય બ્રહ્માંડ છે. તે બધાં કૃત્રિમ છે. મહાવિષ્ણુની રોમરાજીનાં જેટલાં છિદ્ર છે તેટલાં બ્રહ્માંડ છે. દરેકના બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર અલગ અલગ છે.

## વેદાદિ શાસ્ત્રસૃષ્ટિ.

**ब्रह्मा विश्वं विनिर्माय, सावित्र्यां वरयोषिति ।**
**चकार वीर्याधानं च, कामुक्यां कामुको यथा ॥**
**सा दिव्यं शतवर्षं च, धृत्वा गर्भं सुदुस्सहम् ।**
**सुप्रसूता च सुषुवे, चतुर्वेदान्मनोहरान् ॥**
**षड्रागान्सुन्दरांश्चैव, नानातालसमन्वितान् ।**
**सत्यत्रेताद्वापरांश्च, कलिं च कलहप्रियम् ॥**
**वर्षमासमृतुं चैव, तिथिं दण्डक्षणादिकम् ।**
**दिनं रात्रिं च वारांश्च, सन्ध्यामुषसमेव च ॥**
**इत्यादि— ( ब्र० वै० अ० ८ । १–२–३–४ )**

અર્થ—વિશ્વનું નિર્માણ કરીને બ્રહ્માએ સાવિત્રીમાં વીર્યાધાન કર્યું. ગર્ભ સો વર્ષપર્યંત રહ્યા પછી પ્રસૂતિ થઈ, તેમાં નીચે

લખ્યા મુજબ વસ્તુ નિકળી. ચાર વેદો, તર્ક વ્યાકરણ આદિ વિવિધ શાસ્ત્રો, છ રાગ અને છત્રીશ રાગિણી, નાના પ્રકારના તાલ, સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચાર યુગ, વર્ષ, માસ, ઋતુ, તિથિ, ઘડી, ક્ષણ, દિવસ, રાત્રિ, વાર, સંધ્યા, ઉષા, પુષ્ટિ, દેવસેના, મેધા, વિજયા, જયા, છ કૃત્તિકા, યોગ, કરણ, કાર્તિકેયપ્રિયા મહાષષ્ઠી, માતૃકા, બ્રાહ્મ પાદ્મ અને વારાહ એ ત્રણ કલ્પ, નિત્ય, નૈમિત્તિક, દ્વિપરાર્દ્ધ અને પ્રાકૃત એ ચાર પ્રલય, કાલ, મૃત્યુકન્યા અને સર્વ વ્યાધિસમૂહ, એ બધા ગર્ભમાંથી પ્રગટ થયા.

## અધર્મ અને દરિદ્રતા.

બ્રહ્માના પૃષ્ઠભાગમાંથી અધર્મ ઉત્પન્ન થયો અને તેમાંથી તેની પત્ની દરિદ્રતા પ્રગટ થઈ. બ્રહ્માના નાભિપ્રદેશમાંથી શિલ્પવિદ્યામાં નિપુણ વિશ્વકર્મા અને આઠ વસુ પેદા થયા. ત્યારપછી બ્રહ્માના મનમાંથી સનકાદિક ચાર પુત્ર ઉત્પન્ન થયા. બ્રહ્માના મુખમાંથી સ્વાયંભુવ મનુ અને તેની પત્ની શતરૂપા ઉત્પન્ન થઈ. બ્રહ્માએ શતરૂપાને સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું કહ્યું પણ ના પાડી કે અમે તો વનમાં જઈ તપસ્યા કરીશું. સૃષ્ટિથી અમારે શું પ્રયોજન છે? તે વનમાં ચાલી ગઈ. બ્રહ્માને તેના ચાલ્યા જવાથી ક્રોધ ઉત્પન્ન થયો કે તેના લલાટમાંથી અગીયાર રૂદ્ર પ્રગટ થયા. ત્યારપછી બ્રહ્માના જમણા કાનમાંથી પુલસ્ત્ય અને ડાબા કાનમાંથી પુલહ, જમણી આંખમાંથી અત્રિ અને ડાબી આંખમાંથી ઋતુ, નાસિકાનાં બે છિદ્રોમાંથી અરણિ અને અંગિરા, મુખમાંથી રૂચિ, વામ પાર્શ્વથી ભૃગુ અને દક્ષિણ પાર્શ્વથી દક્ષ, છાયાથી કર્દમ, નાભિથી પંચશિખ, છાતીથી વોઢ, કંઠમાંથી નારદ, સ્કન્ધમાંથી મરીચિ અને જીભમાંથી વશિષ્ઠ ઋષિ ઉત્પન્ન થયા. બ્રહ્માએ પોતાના પુત્રોને હુકમ કર્યો કે તમે આગળની સૃષ્ટિ પેદા કરો. નારદે જવાબ આપ્યો કે તમે પિતા થઈને વિવાહિત થવાની આજ્ઞા કરો છો, તે અમૃતના પ્યાલાને ઢોળી દઈ, વિષયરૂપ વિષનું

પાન કરવા ઉપદેશ દો છો, પિતાને એમ કરવું ન ઘટે. નારદનાં વચનથી કોપાયમાન થએલ બ્રહ્માએ નારદને શાપ આપ્યો કે હે નારદ ! મારી આજ્ઞા ન માનવાથી તું સ્ત્રીલંપટ થઇ, સ્ત્રીઓનો ક્રીડામૃગ થઇ જઇશ. કલિ કાલમાં તારૂં જ્ઞાન નષ્ટ થઇ જશે. નારદે કહ્યું કે જે પિતા યા ગુરૂ પોતાના પુત્રો કે શિષ્યોને સન્માર્ગથી પતિત કરાવીને અસન્માર્ગ ઉપર લઈ જાય છે તે યાવચ્ચંદ્રદિવાકર નરકમાં કુંભીપાકમાં નિવાસ કરશે. હે પિતાજી ! મને વિના અપરાધે શા માટે શાપ દો છો ? હું પણ તમને શાપ દઉં છું કે પ્રત્યેક સૃષ્ટિના આદિ ભાગમાં તમારૂં જ્ઞાન નષ્ટ થઈ જશે. નારદ શિવાય બીજા પુત્રોને બ્રહ્માએ આજ્ઞા કરી કે તમે સૃષ્ટિની રચના કરો. તેમણે પિતાની આજ્ઞા માનીને સૃષ્ટિ–રચના કરી.

## માનસસૃષ્ટિ.

મરીચિએ મનમાંથી કસ્યપને પેદા કર્યો. અત્રિએ નેત્રમલથી સમુદ્રમાં ચંદ્રમા પેદા કર્યો. પ્રચેતાએ ગૌતમ, પુલસ્ત્યે મૈત્રાવરૂણ, મનુએ શતરૂપામાં આહુતિ, દેવહુતિ અને પ્રસૂતિ એ ત્રણ કન્યાઓ અને પ્રિયવ્રત તથા ઉત્તાનપાદ એ બે પુત્રો ઉત્પન્ન કર્યા. આહુતિનો રૂચિ સાથે, પ્રસૂતિનો દક્ષ સાથે અને દેવહૂતિનો કર્દમ સાથે વિવાહ થયો. કર્દમે કપિલ મુનિ ઉત્પન્ન કર્યા. દક્ષના વીર્યથી પ્રસૂતિમાં સાઠ કન્યા ઉત્પન્ન થઈ. તેમાં આઠ કન્યાઓનો વિવાહ ધર્મની સાથે, અગીયાર કન્યાનો વિવાહ ૧૧ રૂદ્રોની સાથે, સતી નામની એક કન્યાનો વિવાહ શિવની સાથે, તેર કન્યાનો વિવાહ કસ્યપની સાથે અને ૨૭ કન્યાઓનો વિવાહ ચંદ્રની સાથે થયો. અદિતિથી ઇન્દ્ર, બાર આદિત્ય અને ઉપેંદ્રાદિક દેવતા ઉત્પન્ન થયા. ઇંદ્રનો પુત્ર જયંત થયો. સૂર્યના શનૈશ્ચર અને યમ એ બે પુત્ર તથા કાલિન્દી નામની એક કન્યા થઇ. ઉપેંદ્રના વીર્યથી મંગલ ગ્રહ ઉત્પન્ન થયો. દિતિથી હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ એ બે પુત્ર સિંહિકા નામની

એક કન્યા ઉત્પન્ન થઈ. સિંહિકાથી રાહુ નામનો એક પુત્ર થયો. કદ્રૂથી અનંત, વાસુકિ, કાલિય, ધનંજય, કર્કોદક આદિ નાગો ઉત્પન્ન થયા. લક્ષ્મીના અંશથી મનસાદેવી ઉત્પન્ન થઈ, જેનો વિવાહ જરત્કારૂ સાથે થયો. વિનતાના અરૂણુ અને ગરૂડ નામના બે પુત્રો થયા. ગાય, બળદ, ભેંસ, પાડા વગેરે સરમાની સંતતિ છે. દનુમાં દાનવ પેદા થયા. આ કાશ્યપનો વંશ બતાવ્યો. એવી રીતે ચંદ્રાદિકનો વંશ દર્શાવ્યો છે. વિસ્તારના ભયથી અત્રે લખવામાં નથી આવ્યો.

(**ब्र० वै० ब्रह्मखण्डे अ० ३-४-५-६-७-८**)

## ગોલોકવાસી કૃષ્ણનો સૃષ્ટિક્રમ.

૧ સત્વ રજ તમ–ત્રિગુણ.
૨ મહત્તત્વ.
૩ અહંકાર.
૪ રૂપાદિ તન્માત્રા.
૫ ચતુર્ભુજ નારાયણ.
૬ પંચમુખી શિવ.
૭ વૃદ્ધ બ્રહ્મા.
૮ ધર્મ રાજા.
૯ સરસ્વતી દેવી.
૧૦ મહાલક્ષ્મી દેવી.
૧૧ મૂળ પ્રકૃતિ દેવી.
૧૨ સાવિત્રી.
૧૩ કામદેવ.
૧૪ રતિદેવી.
૧૫ અગ્નિ.
૧૬ વરૂણ દેવ સાથે જળ.
૧૭ અગ્નિપત્ની–સ્વાહા.
૧૮ વરૂણપત્ની–વરૂણાની.
૧૯ વાયુદેવ–પ્રાણાદિ પાંચ ભેદ.
૨૦ વાયવી દેવી–વાયુપત્ની.
૨૧ વિરાટ્ નામે બાળક=વિષ્ણુ.
૨૨ મધુ અને કૈટભ દૈત્ય.
૨૩ દૈત્યના મેદથી મેદિની–પૃથ્વી.

ઇતિ સામાન્ય પ્રાકૃત સૃષ્ટિ.

## ગોલોકમાં રાસમંડળની સૃષ્ટિનો ક્રમ.

૧ રાધાદેવી.
૨ અસંખ્ય ગોપીઓ.
૩ અસંખ્ય ગોપ.
૪ ગાય, બળદ અને વાછરડા.
૫ હંસ પક્ષી.
૬ અશ્વ.

૭ સિદ્ધ.
૮ પાંચ રથ.
૯ યક્ષગણ–કુબેર.
૧૦ કુબેરની પત્ની.
૧૧ ભૂત, પ્રેત, રાક્ષસ આદિ.
૧૨ પાર્ષદ્ ગણ.
૧૩ આઠ ભૈરવ.
૧૪ ત્રિનેત્ર શંકર.
૧૫ ડાકિની, યોગિની, ક્ષેત્રપાલ.
૧૬ ત્રણ કરોડ દેવતા.

## બ્રાહ્મી સૃષ્ટિનો ક્રમ

૧ મેદિની–પૃથ્વી.
૨ આઠ પર્વતો.
૩ ગામ, નગર અને સાત સમુદ્રો.
૪ સાત દ્વીપ અને ઉપદ્વીપ.
૫ મેરુનાં શિખરો પર આઠ નગરી.
૬ શેષનાગની નગરી.
૭ ભુર્ ભુવર્ આદિ સાત સ્વર્ગ.
૮ બ્રહ્મલોક.
૯ અતલાદિ સાત અધોલોક.
૧૦ વેદાદિ શાસ્ત્ર, ૭ રાગ, છત્રીસ રાગિણી વગેરે.
૧૧ અધર્મ અને દરિદ્રતા.
૧૨ શિલ્પવિદ્ વિશ્વકર્મા અને આઠ વસુ.
૧૩ સ્વાયંભુવ મનુ અને શતરૂપા.
૧૪ અગીયાર રૂદ્રો.
૧૫ પુલસ્ત્ય અને પુલહ.
૧૬ અત્રિ અને ક્રતુ.
૧૭ અરણિ અને અંગિરા.
૧૮ રૂચિ અને ભૃગુ.
૧૯ પંચશિખ અને વોઢ.
૨૦ નારદ અને મરીચિ.
૨૧ વશિષ્ટ.

## માનસસૃષ્ટિનો ક્રમ.

૧ કશ્યપ.
૨ ચંદ્રમા.
૩ ગૌતમ.
૪ મૈત્રાવરૂણ.
૫ આહુતિ, દેવહુતિ, પ્રસૂતિ.
૬ પ્રિયવ્રત–ઉત્તાનપાદ.
૭ કપિલ મુનિ.
૮ સાઠ કન્યા.
૯ ઈંદ્ર, બાર આદિત્ય.
૧૦ જયંત.
૧૧ મંગળ ગ્રહ.
૧૨ હિરણ્યકશિપુ, હિરણ્યાક્ષ.

૧૩ સિંહિકા.
૧૪ રાહુ.
૧૫ સાત સર્પ.
૧૬ મનસાદેવી.
૧૭ અરૂણુ અને ગરૂડ.
૧૮ ગાય–ભેંસ.
૧૯ દાનવ.

## ગોલોકવાસી કૃષ્ણની બીજી સૃષ્ટિ.

**स कृष्णः सर्वसृष्ट्यादौ, सिसृक्षुस्त्वेक एव च ।**
**सृष्ट्युन्मुखस्तदंशेन, कालेन प्रेरितः प्रभुः ॥**
**( ब्र० वै० प्रकृतिखंड अ० २ ।**

અર્થ–પ્રારંભમાં પોતાના અંશ રૂપ કાલની પ્રેરણાથી થઈ તે એકાકી કૃષ્ણે સૃષ્ટિ રચવાની ઈચ્છાથી શરીરના બે ભાગ વામ ભાગનો અંશ સ્ત્રીરૂપ અને દક્ષિણાંશ પુરૂપ રૂપ થયો. પરસ્પર ક્રીડા કરી, તેના શ્રમથી જે પસીનો થયો તેનાથી વિશ્વાધાર બની ગયો. તેના નિઃશ્વાસવાયુથી વાયવી નામની વાયુની સ્ત્રી પ્રાણાદિ પાંચ ભેદ અને વરૂણુ દેવતા ઉત્પન્ન થયા. વરૂણુના અંગથી તેની પત્ની વરૂણાની પેદા થઇ. જે સ્ત્રીરૂપમાં ગર્ભ કર્યો હતો તે ગર્ભ એક સો મન્વન્તર સુધી ગર્ભરૂપ રહ્યો. ત્યા સોનામય એક અંડ ઉત્પન્ન થયું. તેને જોઈ સ્ત્રીને ખેદ થતાં ગોળામાં ફેંકી દીધું. કૃષ્ણે તે સ્ત્રીને શ્રાપ દીધો કે તને કદિ પુત્રપ્રાપ્તિ નહિ થાય; એટલુંજ નહિ પણ તારા અંશમાંથી જે થશે તેને પણ પુત્ર નહિ થાય. એ દરમ્યાન તે સ્ત્રીની જીભ શ્વેત વર્ણવાળી, વીણા પુસ્તક ધારણ કરતી એક કન્યા ઉત્પન્ન થોડી વાર પછી તે કન્યાના બે ભાગ થયા. વામાર્ધભાગ લક્ષ્મી દક્ષિણાર્ધભાગ રાધા થઇ. એજ વખતે કૃષ્ણનાં પણ બે રૂપ દક્ષિણાર્ધભાગ બે ભુજાવાળા કૃષ્ણ અને વામાર્ધભાગ ચાર ભુજા નારાયણ તરીકે પ્રસિદ્ધ થયા. કૃષ્ણે લક્ષ્મીને કહ્યું કે તું ચતુ નારાયણ સાથે વૈકુંઠલોકમાં જા; તેથી લક્ષ્મી અને ચતુર્ભુજ બંને વૈ

ગયાં અને રાધા તથા દ્વિભુજ કૃષ્ણ ગોલોકમાં રહ્યાં. નારાયણે પોતાની માયાથી અનેક પાર્ષદ પેદા કર્યાં અને લક્ષ્મીએ પોતાના અંગથી કરોડો દાસીઓ ઉત્પન્ન કરી. બીજી તરફ ગોલોકવાસી કૃષ્ણે રોમ-કૂપમાંથી અસંખ્ય ગોપો અને રાધાએ પોતાની રોમરાજીમાંથી એટલીજ ગોપીઓ ઉત્પન્ન કરી. કૃષ્ણના શરીરમાંથી એક દુર્ગાદેવી પ્રગટ થઈ, એને વિષ્ણુ માયા કહે છે. એજ ત્રિગુણાત્મક મૂલપ્રકૃતિ પણ કહેવાય છે. એજ સંસારના બીજ રૂપ છે. એને બેસવા માટે કૃષ્ણે એક રત્નસિંહાસન તૈયાર રાખ્યું હતું, તેના ઉપર તે બેસી ગઇ. એજ વખતે બ્રહ્મા પોતાની ધર્મપત્નીની સાથે નાભિકમલમાંથી નિકળી ત્યાં આવી સ્તુતિ કરવા લાગ્યા. એજ વખતે કૃષ્ણે પોતાના શરીરના બે ભાગ કર્યા. વામાર્ધભાગ મહાદેવ અને દક્ષિણાર્ધભાગ ગોપિકાપતિ.

બીજી તરફ જલમાં ફેંકેલું ઈંડું બ્રહ્માના જીવનકાલ પર્યંત એમ ને એમ પડી રહ્યા પછી પોતાની મેળે ફુટયું. તેમાંથી સેંકડો સૂર્યોને કાંતિથી લજ્જીત કરતો એક શિશુ—બાળક નીકળ્યો. ભૂખથી તે રૂદન કરતો વિરાટ્ નામથી પ્રસિદ્ધ થયો. એના એકેક રોમકૂપમાં એકેક બ્રહ્માંડ વિદ્યમાન હતું. ત્યારપછી કૃષ્ણે પ્રગટ થઈને તે બાળકને વરદાન આપ્યું કે "કયારે પણ તને ભૂખ તરસ નહિ પાડે. બીજું અસંખ્ય બ્રહ્માઓ વ્યતીત થયે પણ તારો નાશ નહિ થાય. તારા નાભિકમલમાંથી એક બ્રહ્મા ઉત્પન્ન થશે, જેના લલાટમાંથી એકાદશ રૂદ્ર ઉત્પન્ન થશે અને તે સૃષ્ટિ તથા સંહાર કરશે." એટલું કહીને કૃષ્ણ સ્વર્ગમાં ગયા અને બ્રહ્મા તથા શંકરને પ્રેરણા કરી ત્યાં મોકલ્યા.

વિરાટે પોતાના ક્ષુદ્ર અંશમાંથી અન્ય યુવક શરીરની રચના કરી. તે યુવક વિરાટ્ પીતવસ્ત્રધારી જલશય્યા પર સૂઇ રહ્યો હતો. તેના નાભિકમલમાંથી બ્રહ્માજી ઉત્પન્ન થયા તે એક લાખ યુગ સુધી તો લક્ષ્યહીન તે કમલમાં ભમતા રહ્યા પણ તેનો અંત લઇ શકયા નહિ. ત્યારે ચિંતિત થઇને કૃષ્ણના ચરણનું ધ્યાન કર્યું તો જલમાં સૂતેલ

પુરૂષ વિષ્ણુરૂપ દેખાયો. બ્રહ્માએ તેની સ્તુતિ કરી તો તેના તરફથી સૃષ્ટિનો ઉપદેશ મળ્યો. તે ગ્રહણુ કરીને સનકાદિક માનસપુત્રો ઉત્પન્ન કર્યાં. ત્યારપછી લલાટમાંથી રૂદ્ર પ્રગટ થયા, તેમણે સૃષ્ટિનો સંહાર કર્યો. ( ब्र० वै० प्रकृतिखण्डे अ० ३ )

## ગોલોકવાસી કૃષ્ણની બીજી સૃષ્ટિનો ક્રમ.

| | |
|---|---|
| ૧ પુરૂષ. | ૧૦ અસંખ્ય ગોપ અને ગોપીઓ. |
| ૨ સ્ત્રી. | ૧૧ દુર્ગાદેવી—મૂલપ્રકૃતિ. |
| ૩ જલગોળક. | ૧૨ રત્નસિંહાસન. |
| ૪ વાયુ—તેની પત્ની વાયવી, પ્રાણાદિ પાંચ ભેદ—વરૂણ. | ૧૩ બ્રહ્મા અને સાવિત્રી. |
| | ૧૪ મહાદેવ અને ગોપિકાપતિ. |
| ૫ વરૂણાની—વરૂણપત્ની. | ૧૫ વિરાટ્ બાળક. |
| ૬ સુવર્ણમય અંડ. | ૧૬ યુવક વિરાટ્. |
| ૭ લક્ષ્મી અને રાધા. | ૧૭ બ્રહ્મા. |
| ૮ દ્વિભુજ કૃષ્ણ અને ચતુર્ભુજ નારાયણ. | ૧૮ વિષ્ણુરૂપ. |
| | ૧૯ સનકાદિક માનસપુત્રો |
| ૯ પાર્ષદ અને દાસીઓ. | ૨૦ રૂદ્રો. |

## બ્રહ્મવૈવર્ત પુરાણાનુસાર પ્રલય–પ્રક્રિયા.

એક પછી એક એમ ચૌદ ઇંદ્રોનાં જીવન વ્યતીત થાય ત્યારે બ્રહ્માનો એક દિવસ પુરો થાય છે. એટલી લાંબી બ્રહ્માની એક રાત્રિ થાય છે. બ્રહ્માનો દિવસ એ સૃષ્ટિકાલ અને બ્રહ્માની રાત્રિ તે પ્રલય-કાલ; એને કાલરાત્રિ પણ કહે છે. આ ક્ષુદ્ર (નાનો) પ્રલય કહેવાય છે. બ્રહ્માના એક દિવસ અને એક રાત્રિ મલી એક કલ્પ થાય છે. એવા સાત કલ્પ પર્યંત માર્કંડેય મુનિની એક જીંદગી પુરી થાય છે. બ્રહ્માનો દિવસ પૂર્ણ થતાં જે ક્ષુદ્ર પ્રલય થાય છે તેમાં બ્રહ્મલોકની નીચે નીચે સમસ્ત લોક સંકર્ષણના મુખથી નિકળેલ અગ્નિથી દગ્ધ થઈ ભસ્મમય બની જાય છે. તે વખતે ચંદ્ર, સૂર્ય અને બ્રહ્મપુત્ર બ્રહ્મલોકમાં જઇ

નિવાસ કરે છે. બ્રહ્માના ત્રીસ અહોરાત્રે એક માસ અને ૩૬૦ અહોરાત્રે એક વર્ષ થાય છે, અને બ્રહ્માનાં પચાસ વર્ષે એક દૈનંદિનપ્રલય થાય છે. વેદોમાં આને મોહરાત્રિ કહેલ છે. આ પ્રલયમાં સૂર્ય, ચંદ્ર, દિગીશ, આદિત્ય, વસુ, રૂદ્ર, ઋષિ, મુનિ, ગન્ધર્વ આદિ બધા નષ્ટ થઈ જાય છે. બ્રહ્મલોકની નીચેનો તમામ ભાગ નષ્ટ થાય છે. બ્રહ્મપુત્રાદિક બ્રહ્મલોકમાં જઇ વસે છે. દૈનંદિન પ્રલયકાલ પુરો થતાં પુનઃ બ્રહ્મા સૃષ્ટિ રચે છે. બ્રહ્માનું આયુષ્ય બ્રહ્માના સો વર્ષનું છે. તેનું આયુષ્ય પૂર્ણ થતાં એક મહાકલ્પ થાય છે. એને મહારાત્રિ પણ કહે છે. મહાકલ્પને અંતે સમસ્ત બ્રહ્માંડ જલમાં ડુબી જાય છે. અદિતિ, સાવિત્રી, વેદ, મૃત્યુ અને ધર્મ એ બધા નષ્ટ થઈ જાય છે. કેવલ શિવ અને પ્રકૃતિ સ્થાયી રહે છે. કાલાગ્નિ નામનો રૂદ્ર સૃષ્ટિનો સંહાર કરી રૂદ્રગણોની સાથે મહાદેવમાં લીન થઈ જાય છે. બ્રહ્માનાં સો વર્ષ વીતતાં પ્રકૃતિનો એક નિમેષમાત્ર થાય છે. તે વખતે ફરીને નારાયણ, શંકર અને વિષ્ણુની રચના થાય છે. કૃષ્ણ તો નિમેષરહિત છે કેમકે તે નિર્ગુણ હોઈને પ્રકૃતિથી પર છે. જે સગુણ હોય તેનીજ કાલસંખ્યા યા અવસ્થામાન થાય છે.

## પ્રકૃતિનું આયુષ્ય.

પ્રકૃતિનાં એક હજાર નિમિષે એક દંડ—ઘડી થાય છે. સાઠ ઘડીનો એક દિવસ, ત્રીશ દિવસે એક માસ, બાર માસે એક વર્ષ, એવાં સો વર્ષનું આયુષ્ય પ્રકૃતિનું છે. સો વર્ષે પ્રકૃતિનો કૃષ્ણમાં લય થાય છે. આનું નામ પ્રાકૃત લય છે. સમસ્ત ક્ષુદ્ર વિષ્ણુ મહાવિષ્ણુમાં લીન થાય છે. મહાવિષ્ણુ, ગોપ, ગોપી, ગાય, વાછરડા વગેરે પ્રકૃતિમાં લીન થાય છે અને પ્રકૃતિ કૃષ્ણ ભગવાનની છાતીમાં સમાઈ જાય છે, અને કૃષ્ણ યોગનિદ્રામાં મગ્ન થઈ જાય છે. નિદ્રા પુરી થતાં જ્યારે જાગે છે ત્યારે ફરી નવેસરથી સૃષ્ટિ રચે છે.

(ब्र. वै. प्रकृतिखंडे अ. ५४)

# પૌરાણિક સૃષ્ટિ : (૨) માર્કંડેય પુરાણ.

## બ્રહ્મા-સૃષ્ટિ.

પ્રલયકાલમાં જગત્ પ્રકૃતિમાં સમાઈ જાય છે અને પ્રકૃતિ બ્રહ્મામાં સમાઈ જાય છે. કેવલ હિરણ્યગર્ભ-બ્રહ્મા-બ્રહ્મા રહે છે. સૃષ્ટિના પ્રારંભમાં ક્ષેત્રજ્ઞ-બ્રહ્માના અધિષ્ઠાનપણાથી અને રજો આદિ ગુણની હલચલથી પ્રકૃતિનો આવિર્ભાવ થાય છે. જેવી રીતે બીજ ત્વચાથી ઢંકાયેલ રહે છે, તેવીજ રીતે પ્રકૃતિ મહત્તત્ત્વને આવરી લે છે. મહત્તત્ત્વ ત્રણ પ્રકારનું છે: સાત્ત્વિક, રાજસ અને તામસ. તેમાંથી ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થાય છે: વૈકારિક, તૈજસ, અને તામસ. તામસ અહંકારજ ભૂતાદિકના નામથી પ્રસિદ્ધ છે અને તે મહત્તત્ત્વથી આવૃત છે. તેના પ્રભાવથી મહત્તત્ત્વ વિકારી બની શબ્દ તન્માત્રાને ઉત્પન્ન કરે છે. શબ્દ તન્માત્રાથી આકાશ ઉત્પન્ન થાય છે. તામસ અહંકાર શબ્દ તન્માત્રા આકાશને ઘેરી લે છે. એવી રીતે સ્પર્શ તન્માત્રથી સ્પર્શગુણયુત વાયુ ઉત્પન્ન થાય છે અને શબ્દ તન્માત્ર આકાશથી આવૃત થાય છે. એવી રીતે યથાપૂર્વ એકએકથી આવૃત થતાં વાયુથી અગ્નિ, અગ્નિથી જલ અને જલથી પૃથ્વી ઉત્પન્ન થાય છે. ઉપર પ્રમાણે ભૂત-તન્માત્ર-સર્ગ તામસ અહંકારથી બને છે.

## વૈકારિક સર્ગ.

સત્ત્વોદ્રિકત સાત્ત્વિક અને વૈકારિક અહંકારથી એકી સાથે વૈકારિક સર્ગ પ્રવૃત્ત થાય છે. પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને મન એ તૈજસ ઇંદ્રિય કહેવાય છે અને એના અધિષ્ઠાતા દેવતા વૈકારિક કહેવાય છે. એની સૃષ્ટિ સાત્ત્વિક અને રાજસ અહંકારથી થાય છે.

## અંડસૃષ્ટિ.

પૂર્વોક્ત મહત્ આદિ પદાર્થો એક બીજા સાથે મળી બ્રહ્માધિષ્ઠિત થઈ પ્રકૃતિના અનુગ્રહથી પાણીના પરપોટાની માફક પાણીમાં એક ઇંડું ઉત્પન્ન કરે છે. બ્રહ્મા નામના ક્ષેત્રજ્ઞ તે અંડમાં પ્રવેશ કરી ભૂતોના યોગથી અંડની વૃદ્ધિ કરે છે.

**स वै शरीरी प्रथमः, स वै पुरुष उच्यते ।**
**आदिकर्ता च भूतानां ब्रह्माग्रे समवर्तत ॥**
**( मा० पु० अ० ४२ । ६४ )**

અર્થ—તે પ્રથમ શરીરધારી થયા. તે આદિ પુરૂષ કહેવાય છે. ભૂતોના આદિ કર્તા પણ તેજ કે જે બ્રહ્માના નામથી સૌથી પ્રથમ વર્તમાન હતા.

તેનાથી (બ્રહ્માથી) સચરાચર ત્રણ લોક વ્યાપ્ત છે. મેરૂ પર્વતનું મૂલ પણ તેજ છે. તે ઇંડાની જરમાંથી સઘળા પર્વતો બન્યા. તે ઈંડાના ગર્ભજલથી સઘળા સમુદ્રો થયા. સુર, અસુર, મનુષ્ય આદિ સમસ્ત જગત્ તે ઈંડામાં રહેલ છે. દ્વીપ, સાગર, પર્વત અને જ્યોતિષચક્ર સહિત સમસ્ત લોક તેમાં (ઇંડામાં) અવસ્થિત છે. પ્રકૃતિ, મહત્તત્વ, અહંકાર આદિ સાત આવરણોથી ઈંડું વિંટાયેલું છે. અવ્યક્ત પ્રકૃતિ ક્ષેત્ર છે અને બ્રહ્માજી ક્ષેત્રજ્ઞ છે.

## સર્ગના નવ પ્રકાર.

અગ્નિપુરાણના વીશમા અધ્યાયમાં અને માર્કંડેય પુરાણના ૪૪ મા અધ્યાયમાં સર્ગના નવ પ્રકાર બતાવ્યા છે. તેનું સંક્ષેપથી નિદર્શન કરાવવું અત્રે અપ્રાસંગિક નહિ ગણાય.

**प्रथमो महतः सर्गो, विज्ञेयो ब्रह्मणस्तु यः ।**
**तन्मात्राणां द्वितीयस्तु, भूतसर्गो हि स स्मृतः ॥**
**वैकारिकस्तृतीयस्तु, सर्ग ऐन्द्रियकः स्मृतः ।**
**इत्येष प्राकृतः सर्गः, सम्भूतो बुद्धिपूर्वकः ॥**
**( मा० पु० अ० ४४ । ३१-३२ )**

અર્થ—પ્રથમ મહત્સર્ગ, જેમાં મહત્તત્ત્વની ઉત્પત્તિ થાય છે. બીજો ભૂતસર્ગ, જેમાં પાંચ તન્માત્રા અને પાંચ ભૂતની ઉત્પત્તિ થાય છે. ત્રીજો વૈકારિક સર્ગ, જેમાં પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને મન એ એકાદશ ગણની ઉત્પત્તિ થાય છે. આ ત્રણ સર્ગ મળીને પ્રાકૃત સર્ગ કહેવાય છે. તેનું વર્ણન ઉપર કરવામાં આવી ગયું છે.

**मुख्यसर्गश्चतुर्थस्तु, मुख्या वै स्थावराः स्मृताः ।**
**तिर्यक्स्रोतास्तु यः प्रोक्त–स्तैर्यग्योनस्ततः स्मृतः ॥**
**तथोर्ध्वस्रोतसां षष्ठो, देवसर्गस्तु स स्मृतः ।**
**ततोऽर्वाक्स्रोतसां सर्गः, सप्तमः स तु मानुषः ॥**
**अष्टमोऽनुग्रहः सर्गः, सात्त्विकस्तामसश्च यः ।**
**पञ्चैते वैकृताः सर्गाः प्राकृताश्च त्रयः स्मृताः ॥**
**प्राकृतो वैकृतश्चैव, कौमारो नवमस्तथा ।**
**ब्रह्मतो नव सर्गास्तु, जगतो मूलहेतवः ॥**

**( मा० पु० अ० ४४ । ३३ थी ३६ )**

અર્થ—ચોથો મુખ્ય સર્ગ, જેમાં સ્થાવરની ઉત્પત્તિ થાય છે. પાંચમો તિર્યક્ સ્રોત સર્ગ, જેમાં પશુ પક્ષી આદિ તિર્યંચોની ઉત્પત્તિ થાય છે. છઠ્ઠો ઉર્ધ્વ સ્રોત સર્ગ, જેમાં દેવોની ઉત્પત્તિ થાય છે. સાતમો અર્વાક્ સ્રોત સર્ગ, જેમાં મનુષ્ય ગણની ઉત્પત્તિ થાય છે. આઠમો અનુગ્રહ સર્ગ, જેમાં જેના અનુગ્રહથી બીજાનું શ્રેય થાય એવા મહર્ષિઓની ઉત્પત્તિ થાય છે. ચોથાથી આઠમા સુધીના પાંચ સર્ગ વૈકૃત કહેવાય છે. નવમો કૌમાર સર્ગ, જેમાં પ્રાકૃત વૈકૃત બન્નેનું મિશ્રણ હોય છે.

## પ્રકારાન્તરે ત્રણ સર્ગ.

**नित्यो नैमित्तिकः सर्ग–स्त्रिधापि कथितो जनैः ।**
**प्राकृतो दैनंदिनीया–दान्तरप्रलयादनु ।**
**जायन्ते यत्रानुदिनं नित्यसर्गो हि स स्मृतः ॥**

અર્થ—નિત્ય, નૈમિત્તિક અને પ્રાકૃત—એમ ત્રણ પ્રકારે પણ સર્ગ કહ્યો છે. દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ, એમાં દિવસ તે સર્ગ અને રાત્રિ તે પ્રલય. એ દરરોજ થાય છે માટે નિત્ય સર્ગ. બ્રહ્માનો એક દિવસ તે સૃષ્ટિકાલ અને બ્રહ્માની એક રાત્રિ તે પ્રલયકાલ. એ નૈમિત્તિક સર્ગ. બ્રહ્મનાં સો વર્ષ પુરાં થતાં જે પ્રલય થાય છે તે પ્રાકૃત પ્રલય અને તેના પછી જે સર્ગ થાય તે પ્રાકૃત સર્ગ. આ સર્ગથી મહાકલ્પનું પણ પરિવર્તન થાય છે. પાદ્મ કલ્પ પૂર્ણ થઈ વારાહ કલ્પ, યા વારાહ કલ્પ પૂર્ણ થઇ બ્રાહ્મ કલ્પનો પ્રારંભ થાય છે. વર્તમાન વારાહ કલ્પ પ્રવર્તે છે એટલે ઉપર બતાવેલ પ્રાકૃત સર્ગ, તે વારાહ કલ્પનો પ્રાકૃત સર્ગ જાણવો.

## સ્થાવરરૂપ મુખ્ય સર્ગ.

સત્ત્વગુણ ઉદ્રિક્ત બ્રહ્માજી પાદ્મ કલ્પને અંતે નિદ્રામાંથી જાગૃત થયા ને જોયું તો આ લોક તદ્દન શૂન્ય જોયો. એ બ્રહ્માજી એકલા પાણીમાં સુતા હતા માટે નારાયણ પણ કહેવાય છે. તેમણે પાણીની અંદર પૃથ્વી જોઈ. તેને ઉપર લાવવા વારાહનું શરીર બનાવી, નીચે જઇ પૃથ્વીને ઉપર લઈ આવ્યા. પાણી ઉપર નાવની માફક પૃથ્વી આમ તેમ ડોલવા લાગી ત્યારે તેને સમી કરીને તેના ઉપર પર્વતોની રચના કરી. પૂર્વ સર્ગમાં સંવર્તક અગ્નિથી બળી ગયેલ પર્વતો પૃથ્વીમાં ચારે તરફ વિખરાઈ ગયા હતા અને સમુદ્રમાં ડુબી ગયા હતા. ત્યાંનું પાણી પણ વાયુથી એકત્રિત થઈ ગયું હતું. જ્યાં જ્યાં તે પર્વતો સંલગ્ન થયા હતા ત્યાં ત્યાં તે અચલ કરી દેવામાં આવ્યા. ભૂમિભાગ સાત દ્વીપમાં વ્હેંચવામાં આવ્યો. ઉર્ધ્વલોકમાં ભૂર્ભુવાદિ ચાર લોક પૂર્વની માફક બનાવ્યા. ત્યારપછી તમ, મોહ, મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર એ પાંચ અવિદ્યા તે મહાત્મામાંથી પ્રગટ થઇ તેથી અપ્રતિબોધયુક્ત સૃષ્ટિ પાંચ પ્રકારથી અવસ્થિત થઈ. બહાર અને અંદર અપ્રકાશરૂપ પર્વત આદિની મુખ્ય સંજ્ઞા છે માટે આ સર્ગનું નામ મુખ્ય સર્ગ છે.

## તિર્યક્ સ્રોત આદિ સર્ગ.

મુખ્ય સર્ગને જોઈને બ્રહ્માજીને સંતોષ થયો નહિ, તેથી બીજા સાધક સર્ગની ઈચ્છા કરતાં તિર્યક્ સ્રોત સર્ગની પ્રવૃત્તિ થઈ. અજ્ઞાનમાં જ્ઞાન માનનારા, અહંકારી, ઉત્પથગામી, અજ્ઞ, તમોગુણ-પ્રધાન અઠાવીશ પ્રકારનાં પશુ પક્ષી આદિ ઉત્પન્ન થયાં. આ સર્ગથી પણ બ્રહ્માજી ખુશ ન થયા ત્યારે ત્રીજો ઉર્ધ્વસ્રોત સર્ગ પ્રવૃત્ત થયો. બ્હાર અને અંદર આવરણરહિત, સત્ત્વગુણવિશિષ્ટ, સુખ અને પ્રેમપ્રધાન, એવા દેવોને ઉત્પન્ન કર્યા. એ દેવસર્ગથી બ્રહ્માજી ખુશ તો થયા પણ એથીએ વધારે સાધક સર્ગને ઉત્પન્ન કરવાની ચિંતા કરતાં અર્વાક્ સ્રોત નામે મનુષ્ય સર્ગ પ્રવૃત્ત થયો. એમાં પ્રકાશ અધિક, તમ થોડું અને રજોગુણ અધિક છે એટલા માટે એમાં દુઃખ અધિક અને વારંવાર કાર્ય કરતાં રહે છે. અંદર અને બ્હાર પ્રકાશ-યુક્ત આ સાધક મનુષ્ય સર્ગ છે.

**पञ्चमोऽनुग्रहः सर्गः, स चतुर्धा व्यवस्थितः।**
**विपर्ययेण सिद्ध्या च, शान्त्या तुष्ट्या तथैव च ॥**
**निवृत्तं वर्तमानं च, तेऽर्थं जानन्ति वै पुनः।**
**भूतादिकानां भूतानां, षष्ठः सर्गः स उच्यते ॥**

**( मा० पु० अ० ४४ । २८–२९ )**

અર્થ—પાંચમો અનુગ્રહસર્ગ વિપર્યય, સિદ્ધિ, શાંતિ અને તુષ્ટિના ભેદથી ચાર પ્રકારનો છે. ભૂતાદિક પ્રાણીઓના ભૂતકાલ અને વર્તમાનકાલના અર્થને તે જાણે છે. જેઓ પરિગ્રહધારી, વિભાગ કરવામાં તત્પર, પ્રેરણામાં નિપુણ અને કુત્સિત સ્વભાવવાળા હોય છે તે ભૂતાદિક કહેવાય છે. તેમાં સત્ત્વગુણ અને તમોગુણ બન્નેનું અસ્તિત્વ રહે છે.

## દેવાદિ વિશેષ સૃષ્ટિ.

સૃષ્ટિ કરવાને ઇચ્છતા પ્રજાપતિમાં તમોગુણનો ઉદ્રેક થતાં

સાથળમાંથી અસુરોની ઉત્પત્તિ થઇ. તે તમોગુણવાળા શરીરનો ત્યાગ કર્યો ત્યારે તેમાંથી રાત્રિ ઉત્પન્ન થઈ. સત્ત્વગુણવાળા શરીરને ધારણ કરી સૃષ્ટિની ઇચ્છા કરતાં પ્રજાપતિના મુખમાંથી દેવતા ઉત્પન્ન થયા. ઉક્ત શરીરનો ત્યાગ કર્યો ત્યારે સત્ત્વગુણમય દિવસ ઉત્પન્ન થયો. ત્યારપછી સત્ત્વગુણ માત્રાત્મક શરીર ધારણ કરતાં પ્રજાપતિના દેહમાંથી પિતર ઉત્પન્ન થયા. તે શરીરનો ત્યાગ કરતાં સવાર અને સાંઝની સંધ્યા ઉત્પન્ન થઈ. રજોગુણ માત્રાવાળું શરીર ધારણ કરતાં સૃષ્ટિની ઇચ્છાવાળા પ્રજાપતિના શરીરમાંથી મનુષ્ય ઉત્પન્ન થયા અને તજેલા તે શરીરમાંથી રાત્રિને અંતે દિવસના મુખમાં જે જ્યોત્સના દેખાય છે તે ઉત્પન્ન થઇ.

**ज्योत्स्ना सन्ध्या तथैवाहः, सत्त्वमात्रात्मकं त्रयम् ।**
**तमोमात्रात्मिका रात्रिः, सा वै तस्मात्तमोधिका ॥**
**तस्माद्देवा दिवा रात्रा-वसुरास्तु बलान्विताः ।**
**ज्योत्स्नागमे च मनुजाः, सन्ध्यायां पितरस्तथा ॥**
**भवन्ति बलिनोऽधृष्याः ... ... ...**

**( मा० पु० अ० ४५ । १४-१५ )**

અર્થ—જ્યોત્સના, સન્ધ્યા અને દિવસ—એ ત્રણ સત્ત્વ માત્રા રૂપ છે. રાત્રિ તમોગુણમયી છે. એટલા માટે દિવસમાં દેવતા, રાત્રે અસુર, જ્યોત્સનામાં મનુષ્ય અને સંધ્યાકાળે પિતરો બલવાન્ છે.

## રાક્ષસાદિ દેવયોનિસૃષ્ટિ.

રાત્રે ભૂખતૃષાયુક્ત પ્રજાપતિએ રજ અને તમોમય શરીર ધારણ કરતાં ભૂખ અને તરસથી કૃશ, વિરૂપ, દાઢીમૂછવાળા પ્રાણીઓ પેદા કર્યા. તે જ્યારે શરીરનું ભક્ષણ કરવા લાગ્યા ત્યારે “રક્ષા કરો” એમ જેમણે કહ્યું તે રાક્ષસ થયા અને “ખાશું” એમ જેમણે કહ્યું તે યક્ષ થયા. આ જોઇને વિધાતાને અપ્રસન્નતા થતાં મસ્તકમાંથી કેશ ખરવા લાગ્યા તે સર્પ થયા. હીન જાતિવાળા હોવાથી અહિ કહેવાયા.

કપિલ વર્ણથી ઉગ્ર બનેલ માંસાહારી ભૂત કહેવાય છે. વાક્ય ગ્રહણ કરતાં કરતાં ઉત્પન્ન થયા તે ગન્ધર્વ કહેવાયા.

## પશુ આદિ સૃષ્ટિ.

ત્યારપછી બ્રહ્માએ પક્ષીઓ અને પશુઓ સર્જ્યાં, તે એવી રીતે કે મુખમાંથી અજ–બકરા, છાતીમાંથી ઘેટા, ઉદર અને બે પડખેથી ગાયો, પગમાંથી ઘોડા, હાથી, ગર્દભ, સસલા, મૃગ, ઉંટ, ખચ્ચર તથા રોમમાંથી ફલમૂલશાળી ઓષધિઓ ઉત્પન્ન કરી.

બ્રહ્માએ ત્રેતા યુગના આરંભમાં યજ્ઞસૃષ્ટિનો ઉદ્યોગ કરતાં ગ્રામ્ય પશુઓ અને શ્વાપદ, દ્વિખુર, હસ્તિ, વાનર, પક્ષી, જલચર. પશુ અને સરીસૃપ ( સર્પ આદિ ) આરણ્ય પશુઓ ઉત્પન્ન કર્યા. વિધાતાએ પ્રથમ મુખથી યજ્ઞની ગાયત્રી, ત્રિ–ઋક–ત્રિવૃત્, સામ, રથન્તર અને અગ્નિષ્ટોમ ઉત્પન્ન કર્યા. દક્ષિણ મુખથી યજુઃ, ત્રૈષ્ટુભ્ છંદ, પંચદશ સોમ, બૃહત્સામ અને ઉકથ ઉત્પન્ન કર્યા. પશ્ચિમ મુખથી સામ, જગતી છંદ, પંચદશ સ્તોમ, વૈરૂપ તથા અતિરાત્રને ઉત્પન્ન કર્યા. ઉત્તર મુખથી એકવીસ અથર્વ, આપ્તોર્યામ, અનુષ્ટુપ અને વૈરાજને ઉત્પન્ન કર્યા. બ્રહ્માએ કલ્પની આદિમાં, વિજળી, વન, મેઘ, રોહિત, ઈન્દ્રધનુષ અને પક્ષીઓની સૃષ્ટિ કરી.

**येषां ये यानि कर्माणि, प्राक्सृष्टेः प्रतिपेदिरे ।**
**तान्येव प्रतिपद्यन्ते, सृज्यमानाः पुनः पुनः ॥**

**( मा० पु० अ० ४८ । ३९ )**

અર્થ—જે પ્રાણીઓનાં જે જે કર્મો પહેલાંની સૃષ્ટિમાં કરેલાં હતાં, તે પ્રાણીઓને પોતપોતાનાં પૂર્વ કર્મની સાથે વ્યવાથત કર્યા.

**हिंस्राहिंस्रे मृदुक्रूरे, धर्माधर्मावृतानृते ।**
**तद्भाविताः प्रपद्यन्ते, तस्मात्तत्तस्य रोचते ॥**
**इन्द्रियार्थेषु भूतेषु, शरीरेषु च स प्रभुः ।**
**नानात्वं विनियोगं च, धातैव व्यद्धधात्स्वयम् ॥**

**नामरूपं च भूतानां, कृत्यानां च प्रपञ्चनम् ।**
**वेदशब्देभ्य एवादौ, देवादीनां चकार सः ॥**

**( मा० पु० अ० ४८ । ४०-४१-४२ )**

અર્થ—પૂર્વસૃષ્ટિમાં જેનો જે સ્વભાવ હોય છે તે ભાવનાનુસાર આ સૃષ્ટિમાં પ્રાણિગણને હિંસા કે અહિંસા, મૃદુતા કે ક્રૂરતા, ધર્મ કે અધર્મ, સત્ય કે જૂઠ, આદિ ગુણ યા દોષની રૂચિ થાય છે. પ્રાણિગણમાં શરીરમાં ઇન્દ્રિયો અને ઈન્દ્રિયોનો અર્થ સાથે યોગ પૂર્વકર્માનુસાર વિધાતા સ્વયં રચે છે. પ્રાણિઓનાં નામ અને રૂપ તથા કૃત્ય અને અકૃત્યનો વિસ્તાર તથા દેવ આદિનાં કર્મ વેદના શબ્દોથી વિધાતાએ આદિમાં યોજ્યા.

રાત્રિને અંતે જાગૃત થયેલ વિધાતાએ દરેક કલ્પમાં ઉપર પ્રમાણે સૃષ્ટિરચના કરી છે.

## મનુષ્યોની વિશેષ સૃષ્ટિ.

સૃષ્ટિના પ્રારંભમાં બ્રહ્માજીના મુખમાંથી સત્ત્વગુણી અને તેજસ્વી એક હજાર મિથુન (**स्त्रीपुरुषयुगल**) ઉત્પન્ન થયાં; છાતીમાંથી તેજસ્વી રજોગુણી અને ક્રોધી એક હજાર મિથુન—જોડલાં ઉત્પન્ન થયાં; સાથળમાંથી રજોતમોગુણી તથા ઈર્ષ્યાયુક્ત એક હજાર મિથુન—જોડલાં ઉત્પન્ન થયાં; પગમાંથી નિસ્તેજ યા અલ્પતેજવાળાં તમોગુણી એક હજાર મિથુન ઉત્પન્ન થયાં.

**अन्योऽन्यं हृच्छयाविष्टा, मैथुनायोपचक्रतुः ।**
**ततः प्रभृति कल्पेऽस्मिन, मिथुनानां हि सम्भवः ॥**
**मासि मास्यार्तवं यत्तु, न तदासीत्तु योषिताम् ।**
**तस्मात्तदा न सुषुवुः, सेवितैरपि मैथुनैः ॥**

**( मा० पु० अ० ४६ । ८-९ )**

અર્થ—તે મિથુનો પ્રસન્ન ચિત્તથી પરસ્પર મૈથુન કર્મ કરવાને પ્રવૃત્ત થયાં, ત્યારથી આ કલ્પમાં મિથુનો ઉત્પન્ન થવાનું ચાલુ થયું.

તે વખતે સ્ત્રીઓને પ્રતિમાસ ઋતુધર્મ આવતો ન હતો તેથી મૈથુન ભોગવવા છતાં સંતતિનો પ્રસવ થતો નહિ.

**आयुषोऽन्ते प्रसूयन्ते, मिथुनान्येव ताः सकृत् ।**

**( मा० पु० अ० ४६ । ९ )**

અર્થ—તે સ્ત્રીઓ કેવલ આયુષ્યના અંત ભાગમાં એક પુત્ર અને એક પુત્રી રૂપ યુગલનો પ્રસવ કરતી હતી. આ યુગલોની સંતતિ પરંપરાથી પૃથ્વી ઉપર મનુષ્યો ફેલાઈ ગયા, તેથી પૃથ્વી પુરાઇ ગઇ.

તે વખતે ટાઢ અને તાપ બહુ ન હતાં તેથી તે યુગલો તળાવ, નદી અને સમુદ્રકાંઠે યા પર્વતો ઉપર રહેતાં હતાં અને ફરતાં હતાં.

**तृप्तिं स्वाभाविकीं प्राप्ता, विषयेषु महामते !**
**न तासां प्रतिघातोस्ति, न द्वेषो नापि मत्सरः ॥**
**पर्वतोदधिसेविन्यो, ह्यनिकेतास्तु सर्वशः ।**
**ता वै निष्कामचारिण्यो, नित्यं मुदितमानसाः ॥**

**( मा० पु० अ० ४६ । १४–१५ )**

અર્થ—વિષયોમાં તેમને સ્વાભાવિક તૃપ્તિ પ્રાપ્ત થાય છે. તેમને કોઈ પ્રકારે વિઘ્ન નાખનાર છે નહિ. નથી તેમનામાં દ્વેષ કે નથી મત્સર. પર્વત કે સમુદ્રને સેવનાર તેઓ મકાન તો બાંધતાજ ન હતા. હમેશાં નિષ્કામચારી હઈને પ્રસન્ન મનથી રહેતા હતા. તે સમયે મૂલ, ફલ, ફૂલ, ઋતુ, વર્ષ એ કંઇ ન હતું. તે સમય અત્યંત સુખનો હતો. ઇચ્છામાત્રથી સહજા તૃપ્તિ થઇ જતી હતી. રસોલ્લાસવતી નામની સિદ્ધિ ઉપસ્થિત થઈને તેમની સઘળી અભિલાષા પુરી કરી દેતી હતી. તેઓ સ્થિરયૌવનવાળા હતા. સંકલ્પ વિના તેમની મિથુન-પ્રજા ઉત્પન્ન થઈ જતી હતી. યુગલનાં જન્મ અને મૃત્યુ એક સાથે થતાં હતાં.

**चत्वारि तु सहस्राणि, वर्षाणां मानुषाणि तु ।**
**आयुःप्रमाणं जीवन्ति, न च क्लेशाद्विपत्तयः ॥**

**( मा० पु० अ० ४६ । २४ )**

અર્થ—તે યુગલોના આયુષ્યનું પરિમાણ મનુષ્યના ચાર હજાર વર્ષોનું હતું. તેમાં ક્લેશ કે વિપત્તિ કોઈ આવતી ન હતી.

કાલક્રમે આ સિદ્ધિઓનો નાશ થયો અને આકાશમાંથી રસ પડવા લાગ્યો, જલ અને દૂધની પ્રાપ્તિ થઇ અને ઘરમાં કલ્પવૃક્ષોની ઉત્પત્તિ થઈ. એ કલ્પવૃક્ષોથીજ તેમના સમસ્ત ભોગ પ્રાપ્ત થવા લાગ્યા. ત્રેતા યુગના પ્રારંભમાં યુગલ મનુષ્યોની જીવનયાત્રાનો નિર્વાહ ઉપર પ્રમાણે થઇ રહ્યો હતો. ક્રમે ક્રમે કાલનું પરિવર્તન થતાં કાલને વશે મનુષ્યોમાં આકસ્મિક રાગ ઉત્પન્ન થયો.

**मासि मास्यार्त्तवोत्पत्त्या, गर्भोत्पत्तिः पुनः पुनः ।**
**रागोत्पत्त्या ततस्तासां, वृक्षास्ते गृहसंस्थिताः ॥**
**प्रणेशुरपरे चासं-श्चतुःशाखा महीरुहाः ।**
**वस्त्राणि च प्रसूयन्ते, फलेष्वाभरणानि च ॥**
**तेष्वेव जायते तेषां, गन्धवर्णरसान्वितम् ।**
**अमाक्षिकं महावीर्यं, पुटके पुटके मधु ॥**
**( मा० पु० अ० ४६ । २९-३०-३१ )**

અર્થ—મહીને મહીને ઋતુધર્મની ઉત્પત્તિ થવાથી વારંવાર ગર્ભોત્પત્તિ થવા લાગી. યુગલોને મમતા અને રાગ વધવાથી ઘરમાં રહેલ કલ્પવૃક્ષો નષ્ટ થયાં. ચાર શાખાવાળાં બીજાં વૃક્ષો ઉત્પન્ન થયાં. એનાં ફ્લોમાં વસ્ત્ર અને આભરણ આવવા લાગ્યાં. તે ફ્લોના પ્રત્યેક પુટમાં સુંદર ગંધ અને વર્ણયુક્ત માખીઓ વિનાનું બલકારક મધ ઉત્પન્ન થવા લાગ્યું. ત્રેતાયુગના પ્રારંભમાં આ મધુપાન કરીને પ્રજા જીવન ગાળતી હતી. કાલક્રમે મનુષ્યોમાં અત્યંત લોભવૃત્તિ પેદા થઈ. એક બીજાનાં વૃક્ષોનાં ફળ ચોરાવાં લાગ્યાં. આ અપચારથી સઘળાં વૃક્ષો નષ્ટ થઇ ગયાં. અનંતર શીત-ઉષ્ણ, ક્ષુધા-તૃષા આદિ દુઃખદ્વન્દ્વો ઉત્પન્ન થયાં. તેનું નિવારણ કરવા માટે ગામ-નગર આદિની રચના થઇ.

*पुरं च खेटकं चैव, तद्वद् द्रोणीमुखं द्विज ! ।
शाखानगरकं चापि, तथा खर्वटकं द्रमी ॥
ग्रामसंघोषविन्यासं, तेषु चावसथान् पृथक् ।
( मा० पु० अ० ४६ । ४२–४३ )

અર્થ—નગર, ખેટક (ખેડા), દ્રોણીમુખ, શાખાનગર, ખર્વટક, (કવડ) ગામ, સંઘોષ ઇત્યાદિ વસતિવિશેષમાં રહેવાને જુદાં જુદાં ઘરો–નિવાસસ્થાન બાંધવાની વ્યવસ્થા થઇ.

મરૂભૂમિ, પર્વત, ગુફા ઇત્યાદિ સ્થાનો પર દુર્ગ–કિલ્લાનું નિર્માણ થતાં વૃક્ષો, પર્વતો અને જલના દુર્ગ–દુર્ગમ્ય સ્થાનમાં તેઓ વસવા લાગ્યા.

---

*सोत्सेधवप्रकारं च, सर्वतः परिखावृतम् ॥
योजनार्द्धार्द्धविष्कम्भ–मष्टभागायतं पुरम् ।
प्रागुदक्प्रवणं शस्तं, शुद्धवंशबहिर्गमम् ॥
तदर्द्धेन तथा खेटं, तत्पादेन च खर्वटम् ।
न्यूनं द्रोणीमुखं तस्मा–दष्टभागेन चोच्यते ।
प्राकारपरिखाहीनं, पुरं खर्वटमुच्यते ।
शाखानगरकं चान्य–न्मन्त्रिसामन्तभुक्तिमत् ॥
तथा शूद्रजनप्रायाः स्वसमृद्धकृषीवलाः ।
क्षेत्रोपभोग्यभूमध्ये, वसतिर्ग्रामसंज्ञिता ॥
अन्यस्मान्नगरादेर्या, कार्यमुद्दिश्य मानवैः ।
क्रियते वसतिः सा वै, विज्ञेया वसतिर्नरैः ॥
दुष्टप्रायो विना क्षेत्रैः, परभूमिचरो बली ।
ग्राम एव द्रमीसंज्ञो, राजवल्लभसंश्रयः ॥
शकटारूढभाण्डैश्च, गोपालैर्विपणं विना ।
गोसमूहैस्तथा घोषो, यत्रेच्छाभूमिकेतनः ॥
( मा० पु० अ० ४६ । ४३ थी ५० )

## વરસાદ.

કલ્પવૃક્ષથી ફલપ્રાપ્તિનો સમય પસાર થયા પછી પણ એટલી સિદ્ધિ રહી કે તેમની ઇચ્છા મુજબ વરસાદ વરસવા લાગ્યો. વરસાદનું પાણી નિમ્નપ્રદેશમાં થઈને નદી નાળારૂપે પરિણત થયું.

**ततो भूमेश्च संयोगा-दोषध्यस्तास्तदाऽभवन् ।**
**अफालकृष्टाश्चानुप्ता, ग्राम्यारण्याश्चतुर्दश ॥**

**( मा० पु० अ० ४६ । ५९ )**

## ઓષધિઓ.

અર્થ—ભૂમિ અને જલના સંયોગથી માટીનો દોષ દૂર થવાથી હલ જોડયા વિના અને બોયા વિના ગ્રામ્ય અને આરણ્ય-જંગલી ચૌદ પ્રકારનાં વૃક્ષ, ગુલ્મ અને ઓષધિઓ ઉત્પન્ન થઈ. બધી ઋતુ-ઓમાં તેઓ પુષ્પ અને ફલ ઉત્પન્ન કરવા લાગ્યાં. કાલક્રમે રાગ અને લોભ વધવાથી એક બીજાની વસ્તુઓ તેઓ ચોરવા લાગ્યા એટલે ઓષધિઓનો પૃથ્વીએ ગ્રાસ કરી લીધો, અર્થાત્—ઓષધિઓ ઉત્પન્ન થતી બંધ થઈ ગઇ.

ખાદ્ય વસ્તુનો અભાવ થતાં ભૂખે મરતાં યુગલો વ્યાકુલ થઈ બ્રહ્માજીને શરણે ગયાં. બ્રહ્માજીએ સુમેરૂ પર્વતને વાછરડો બનાવી પૃથ્વીને દોહી, ત્યારે સમસ્ત ધાન્યોનાં બીજ ઉત્પન્ન થયાં, તેમજ ગામ અને વનનાં વૃક્ષો ઉત્પન્ન થયાં. પાકયા પછી સુકવાવાળી ઓષ-ધિઓ પણ ઉત્પન્ન થઈ. ત્યારપછી બ્રહ્માજીએ કર્મથી સિદ્ધ થવાવાળી હસ્તસિદ્ધિ કરી ત્યારથી કૃષ્ટ પચ્ય (જોતવાથી અને બોવાથી ઉત્પન્ન થવાવાળી) ઓષધિઓ પેદા થઈ. આ સમયમાં વર્ણવ્યવસ્થા અને આશ્રમધર્મ તથા કર્મવ્યવસ્થા બ્રહ્માજીએ કરી. ત્યારપછી બ્રાહ્મણ આદિ વર્ણોનાં સ્થાન યોજ્યાં.

**प्राजापत्यं ब्राह्मणानां, स्मृतं स्थानं क्रियावताम् ।**
**स्थानमैन्द्रं क्षत्रियाणां, संग्रामेष्वपलायिनाम् ॥**

वैश्यानां मारुतं स्थानं, स्वधर्ममनुवर्ततेताम् ।
गान्धर्वं शूद्रजातीनां, परिचर्यानुवर्तिनाम् ॥
अष्टाशीतिसहस्राणा–मृषीणामूर्ध्वरेतसाम् ।
स्मृतं तेषां तु यत्स्थानं तदेव गुरुवासिनाम् ॥
सप्तर्षीणां तु यत्स्थानं स्मृतं तद्वै वनौकसाम् ।
प्राजापत्यं गृहस्थानां न्यासिनां ब्रह्मणः क्षयम् ॥
योगिनाममृतस्थान–मिति वै स्थानकल्पना ॥

( मा० पु० अ० ४६ । ७७–७८–७९–८० )

અર્થ—ક્રિયાપરાયણ બ્રાહ્મણોનું પ્રાજાપત્ય સ્થાન છે. સંગ્રામમાં પાછા ન હઠનારા ક્ષત્રિયોનું ઐન્દ્ર સ્થાન છે. સ્વધર્મપરાયણ વૈશ્યોનું મારૂત સ્થાન છે. સેવા કરનાર શૂદ્રોનું ગાન્ધવ સ્થાન છે. ઉર્ધ્વરેતવાળા અઠ્ઠયાસી હજાર ઋષિઓનું જે સ્થાન છે તેજ સ્થાન ગુરૂકુલવાસી બ્રાહ્મણોનું છે. સપ્ત ઋષિઓનું જે સ્થાન છે, તેજ સ્થાન વનવાસી–વાનપ્રસ્થોનું છે. ગૃહસ્થીઓનું પ્રાજાપત્ય સ્થાન અને સંન્યાસીઓનું અક્ષયબ્રાહ્મપદ સ્થાન છે. યોગીઓનું અમૃત સ્થાન છે.

## માનસી સૃષ્ટિ.

બ્રહ્માએ સૃષ્ટિનો વિસ્તાર વધારવા માટે પોતા જેવા સમર્થ માનસ પુત્રો ઉત્પન્ન કર્યા, તે આ પ્રમાણે : ભૃગુ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, અંગિરસ, મરીચિ, દક્ષ, અત્રિ, વશિષ્ઠ. એ નવ ઉપરાંત ક્રોધાત્મક રૂદ્ર નામે દશમો પુત્ર પેદા કર્યો. સંકલ્પ અને ધર્મ નામના બે પુત્રો પૂર્વના પણ પૂર્વજ રૂપે ઉત્પન્ન થયા. એ બધા પુત્રો ભવિષ્યને જાણનાર, રાગદ્વેષરહિત–વીતરાગ, સંસારમાં અનાસક્ત અને સમાધિ ભાવમાં રહેનારા થયા એટલે સૃષ્ટિના કામમાં ઉપયોગી ન થયા, તેથી બ્રહ્માજીને ક્રોધ થતાં સૂર્ય સમાન તેજસ્વી એક પુત્ર ઉત્પન્ન કર્યો. તેનું અર્ધ શરીર પુરૂષાકૃતિ અને અર્ધ શરીર સ્ત્રીની આકૃતિનું હતું. પુરૂષ અને સ્ત્રીના યુગલરૂપ એક જોડલું પેદા કરી બ્રહ્માજી અંતર્ધાન

ગયા. જે ભાગ પુરૂષ રૂપ હતો તેનો ફરી સૌમ્ય, અસૌમ્ય, ન્ત, અસિત, સિત, ઇત્યાદિ ૧૧ ભેદથી વિભક્ત કર્યો. પ્રથમ ષ ભાગ હતો તેનું નામ બ્રહ્માજીએ સ્વાયંભુવ મનુ રાખ્યું અને સ્ત્રી ગનું નામ શતરૂપા રાખ્યું. સ્વાયંભુવ મનુએ શતરૂપાને પોતાની ની બનાવી એમનાથી પ્રિયવ્રત, ઉત્તાનપાદ એ બે પુત્રો અને હુતિ તથા પ્રસૂતિ એ બે પુત્રીઓ થઈ. એવી રીતે સ્વાયંભુવ મનુથી નુસૃષ્ટિનો વિસ્તાર આગળ વધ્યો અને પૃથ્વી પર ફેલાયો.

**(मा. पु. अ. ४७ : १ थी १९ पर्यंत.)**

## માર્કંડેય પુરાણનો સૃષ્ટિક્રમ.

બ્રહ્મા.
પ્રકૃતિ.
મહત્તત્ત્વ.
અહંકાર.
પાંચ તન્માત્રા.
પાંચ મહાભૂત.
વૈકારિક સર્ગ. (પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય, મન).
અંડ-બ્રહ્માધિષ્ઠિત.
શરીરધારી બ્રહ્મા સર્વવ્યાપક.
સ્થાવર સૃષ્ટિ (દ્વીપ, સાગર, પહાડ, નદી, સ્વર્ગલોક.)
તમ આદિ અવિદ્યાપંચક.
તિર્યક્ સામાન્ય.
દેવ સામાન્ય.
મનુષ્ય સામાન્ય.

૧૫ ભૂતાદિક અનુગ્રહસર્ગ.
૧૬ અસુર અને રાત્રિ.
૧૭ દેવતા અને દિવસ.
૧૮ પિતર અને સંધ્યા.
૧૯ મનુષ્ય અને જ્યોત્સ્ના.
૨૦ રાક્ષસ.
૨૧ યક્ષ
૨૨ સર્પ-અહિ.
૨૩ ભૂત.
૨૪ ગન્ધર્વ.
૨૫ બકરા-ઘેટા.
૨૬ ગાયો.
૨૭ ઘોડા, હાથી, ગર્દભ, સસલા, મૃગ, ઉંટ, ખચ્ચર.
૨૮ ઓષધિઓ.
૨૯ શ્વાપદ, દ્વિખુર, વાનર, પક્ષી, જલચર, સરીસૃપ.

૩૦ ગાયત્રી, ત્રિઋગ્, ત્રિવૃત્, સામ, રથન્તર, અગ્નિષ્ટોમ.
૩૧ યજુર્વેદ ઇત્યાદિ.
૩૨ સામવેદ ઇત્યાદિ.
૩૩ અથર્વ વેદ.
૩૪ મિથુન–યુગલસૃષ્ટિ.
૩૫ રસોલ્લાસવતી સિદ્ધિ.
૩૬ કલ્પવૃક્ષ, મધુ.
૩૭ ગામ, નગર, દ્રોણીમુખ, ખેટક ઇત્યાદિ.
૩૮ વરસાદ.
૩૯ ઓષધિ–વૃક્ષ.
૪૦ અનાજ, ઘઉં-ચોળા ઇત્યાદિ.
૪૧ પ્રાજાપત્ય ઇત્યાદિ સ્થાન.
૪૨ ભૃગુ આદિ ઋષિઓ.
૪૩ સ્વાયંભુવ મનુ અને શતરૂપા.
૪૪ ઉત્તાનપાદ આદિ સંતાન-પરંપરા.

## માર્કંડેય પુરાણાનુસાર પ્રલય.

મનુષ્યના એક વર્ષમાં દેવતાનું એક અહોરાત્ર થાય છે. તેમાં ઉત્તરાયણ તે દિવસ અને દક્ષિણાયન તે રાત્રિ. ત્રીશ અહોરાત્રે એક માસ, બાર માસે એક વર્ષ, અર્થાત્ મનુષ્યનાં ૩૬૦ વર્ષે દેવતાનું એક વર્ષ થાય. દેવતાનાં ચાર હજાર વર્ષનો કૃતયુગ–સત્યયુગ, ત્રણ હજાર વર્ષનો ત્રેતા, બે હજાર વર્ષનો દ્વાપર અને એક હજાર વર્ષનો કલિયુગ. એમ દશ હજાર વર્ષ ચાર યુગનાં અને ચાર યુગની સંધ્યા અને સંધ્યાંશનાં બે હજાર વર્ષ, તે સત્યયુગની સંધ્યાનાં ચારસો અને સંધ્યાંશનાં ચારસો વર્ષ, ત્રેતાનાં ત્રણસો ત્રણસો, દ્વાપરનાં બસો બસો અને કલિયુગનાં સો સો વર્ષ. એકંદર ચારે યુગનાં બાર હજાર વર્ષ થાય. એને એક હજારે ગુણીએ ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય. એટલા સમયમાં મનુષ્યનાં ૪૩૨૦૦૦૦૦૦૦ વર્ષ પસાર થાય છે. એટલા વખતમાં મન્વંતર ૧૪ થાય છે. આઠ લાખ બાવન હજાર દિવ્ય વર્ષમાં એક મન્વંતર થાય. ચાદ મન્વંતરના ૧૧૯૨૮૦૦૦ દિવ્ય વર્ષ થાય છે. બીજી રીતે એકોતેર ચતુર્યુગીમાં એક મન્વંતર થાય છે. એવા ૧૪ મન્વંતરો પુરા થતાં વા બ્રહ્માનો એક દિવસ પુરો થતાં જે પ્રલય થાય છે, તે નૈમિત્તિક પ્રલય કહેવાય છે. એમાં

ભૂર્લોક ભુવર્લોક અને સ્વર્લોકનો વિનાશ થતાં તેમાં રહેનારા મહર્લોકમાં અને ત્યાં પણ તાપ લાગતાં જનલોકમાં જાય છે. નૈમિત્તિક પ્રલયમાં મહર્લોકનો નાશ થતો નથી. બ્રહ્માની રાત્રિનું પરિમાણ દિવસની બરાબર છે. ૩૬૦ નૈમિત્તિક પ્રલય યા નૈમિત્તિક સર્ગ પુરા થતાં બ્રહ્માનું એક વર્ષ થાય. એવાં સો વર્ષનું આયુષ્ય બ્રહ્માનું છે. તેની પર સંજ્ઞા છે. પચાશ વર્ષની પરાર્દ્ધ સંજ્ઞા છે. એક પરાર્દ્ધે એક મહાકલ્પ થાય અર્થાત્ બ્રહ્માનાં પચાશ વર્ષે પાદ્મ નામે મહાકલ્પ પસાર થઇ ગયો છે. હમણાં વારાહ નામનો બીજો મહાકલ્પ ચાલે છે. તે પૂર્ણ થતાં ચાલુ બ્રહ્માનું જીવન પૂર્ણ થશે. ત્યારપછી બ્રાહ્મકલ્પ આવશે તેમાં નવા બ્રહ્માજી થશે. એક બ્રહ્માના જીવનકાલમાં છત્રીસ હજાર વાર નૈમિત્તિક સૃષ્ટિપ્રલય થાય છે. ચાલુ બ્રહ્માજીનો જે અંતિમ પ્રલય થશે તે પ્રાકૃત પ્રલય કહેવાય છે. એમાં ત્રણે લોક જલાકાર થઇ જશે, અર્થાત્ મહર્લોક પણ નષ્ટ થઈ જશે. જગત્ પ્રકૃતિમાં લીન થઇ જાય અને પ્રકૃતિ બ્રહ્મામાં લીન થઇ જાય, એ પ્રાકૃત પ્રલય.

( मा० पु० अ० ४३। २३ थी ४४ सुधी )

---

## પૌરાણિક સૃષ્ટિ : (૩) શિવપુરાણ.

---

### શિવસૃષ્ટિ.

પ્રલયકાલમાં નામરૂપરહિત બ્રહ્મ શિવાય બીજું કંઈ ન હતું. બ્રહ્મની ઇચ્છામાત્રથી બ્રહ્મે પાંચ મુખ, દશ ભુજાવાળું, હાથમાં ત્રિશૂળ ધારણ કરતું એક શરીર ધારણ કર્યું જે સદાશિવના નામથી પ્રસિદ્ધ થયું. એજ ઇશ્વર. તેણે એક શક્તિ બનાવી. એને પ્રકૃતિ તથા માયા પણ કહે છે. પાછળથી તે અંબિકાના નામથી પ્રસિદ્ધ થઈ. શક્તિની સહાયતાથી શિવે શિવલોક બનાવ્યો જેને કાશીપુરી પણ કહે છે. તેના આનંદવનમાં શિવે શક્તિના દશમા અંગમાં અમૃતનું સિંચન કર્યું તેથી એક સુંદર પુરૂપ ઉત્પન્ન થયો. તે પુરૂષે શિવને પ્રણામ કરી પોતાનું નામ

તથા કર્મ પુછ્યું. ત્યારે શિવે કહ્યું કે તમારૂં નામ વિષ્ણુ. સૃષ્ટિ નિમિત્ત તપ કરો. વિષ્ણુએ દેવતાનાં બાર હજાર વર્ષ પર્યંત કઠિન તપસ્યા કરી પરન્તુ મનોરથ સિદ્ધ ન થયો. થકાવટથી વિષ્ણુનાં અંગોમાંથી શિવ-શક્તિદ્વારા પસીનાના રૂપમાં જલની વિપુલ ધારાઓ નિકળી. એજ વખતે વિષ્ણુએ ચોવીશ તત્ત્વો બનાવ્યાં. તે ૨૪ તત્ત્વોને સાથમાં લઈ વિષ્ણુ સૂઈ ગયા. દરમ્યાન સદાશિવે પોતાની માયાથી બ્રહ્માને બનાવી કમલથી પ્રગટ કર્યા. થોડા વખત પછી વિષ્ણુ જાગ્યા અને બ્રહ્માને જોયો તો પરસ્પર વિવાદ ઉત્પન્ન થયો, જેનું વર્ણન શિવપુરાણના વિદ્યેશ્વર સંહિતાના છઠ્ઠા અધ્યાયમાં નીચે પ્રમાણે કર્યું છે :

युयुधातेऽमरौ वीरौ, हंसपक्षीन्द्रवाहनौ ।
वैरंच्या वैष्णवाश्चैव, मिथो युयुधिरे तदा ॥
तावद्विमानगतयः, सर्वा वै देवजातयः ।
दिदृक्षवः समाजग्मुः, समरं तं महाद्भुतम् ॥
क्षिपन्तः पुष्पवर्षाणि, पश्यन्तः स्वैरमम्बरो ।
सुपर्णवाहनस्तत्र, क्रुद्धो वै ब्रह्मवक्षसि ॥
मुमोच बाणानसह्या–नस्त्रांश्च विविधान् बहून् ।
मुमोचाथ विधिः क्रुद्धो, विष्णोरुरसि दुःसहान् ॥
बाणाननलसंकाशा–नस्त्रांश्च बहुशस्तदा ।
तदाश्चर्यमिति स्पष्टं, तयोः समरगोचरम् ॥

... ... ... ... ... ...

ततो विष्णुः सुसंक्रुद्धः श्वसन् व्यसनकर्षितः ॥
माहेश्वरास्त्रं मतिमान्, संदधे ब्रह्मणोपरि ।
ततो ब्रह्मा भृशं क्रुद्धः, कम्पयन् विश्वमेव हि ॥
अस्त्रं पाशवं घोरं संदधे विष्णुवक्षसि ।
ततस्तदुत्थितं व्योम्नि तपनायुत संनिभम् ॥
सहस्रमुखमत्युग्रं, चण्डवातभयङ्करम् ।
... ... ... ... ... ...

અર્થ—હંસવાહન બ્રહ્મા અને ગરૂડવાહન વિષ્ણુ, બન્ને પોતપોતાના નોકર ચાકરો સાથે પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. દેવતાઓ આ યુદ્ધ જોવાને આવ્યા અને બંને પર પુષ્પવર્ષા કરી. ક્રોધાયમાન થયેલ વિષ્ણુએ બ્રહ્માની છાતીમાં મારવાને બાણ અને વિવિધ પ્રકારનાં અસ્ત્રો છોડયાં. ક્રુદ્ધ બ્રહ્માએ પણ એવી જ રીતે અગ્નિસમાન અસહ્ય બાણો અને અસ્ત્રો વિષ્ણુની છાતીમાં મારવાને ફેંક્યાં. આ યુદ્ધ બધાને આશ્ચર્યકારક લાગ્યું. વિષ્ણુએ થોડો દમ ખેંચીને બ્રહ્મા ઉપર માહેશ્વર અસ્ત્રનો અને બ્રહ્માએ અતિક્રુદ્ધ થઈ વિશ્વને કંપાવતાં પાશુપત અસ્ત્ર વિષ્ણુની છાતીને લક્ષ્ય કરી ફેંક્યું. આથી આકાશમાં દશ હજાર સૂર્ય જેટલું વિલક્ષણ તેજ ચમકી ઉઠ્યું અને પ્રચંડ પવનથી ભયંકર સ્થિતિ ઉત્પન્ન થઈ. આ જોઈને દેવતાઓ અત્યંત વ્યાકુલ થઈ ગયા.

એ દરમ્યાન શિવે ૐકાર શબ્દ પ્લુત ઉચ્ચારણથી સંભળાવ્યો. ૐકાર શબ્દ સાંભળી બંનેનો ક્રોધ શાંત થઈ ગયો. આહિ શબ્દબ્રહ્મની ઉત્પત્તિ થઈ, અર્થાત્ અકારાદિ વર્ણોની સૃષ્ટિ થઇ. શાંત થયેલ બ્રહ્માએ શિવનું સ્મરણ કરી પૂર્વ સૃષ્ટ જલમાં અંજલિ મૂકી કે તે જળ અંડરૂપે પરિણત થઇ ગયું. બ્રહ્માએ વિષ્ણુને કહ્યું કે આ વિરાટ્રૂપ ઈંડું જડ છે માટે એમાં ચૈતન્ય ઉત્પન્ન કરો. ત્યારે વિષ્ણુએ અવ્યક્ત રૂપ ધારણ કરી ઇંડામાં પ્રવેશ કર્યો. આ તરફ બ્રહ્માએ તમ, મોહ, મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર એ અવિદ્યાપંચક ઉત્પન્ન કર્યાં. પછી સ્થાવર અને દુઃખયુક્ત તિર્યક્ સૃષ્ટિ રચી. ત્યારપછી ઉર્ધ્વસ્રોતસ્—સાત્ત્વિક દેવસૃષ્ટિ અને અર્વાક્ સ્રોતસ્—મનુષ્યસૃષ્ટિ ઉત્પન્ન કરી. ત્યારપછી ભૂતાદિક ઉત્પન્ન કર્યા. ત્યારપછી તપ કરતા બ્રહ્માની ભૃકુટિમાંથી રૂદ્રનો આવિર્ભાવ થયો. શબ્દાદિ અને ભૂતાદિકને પંચીકૃત કરી તેમાંથી બ્રહ્માએ સ્થૂલ આકાશ, વાયુ, અગ્નિ, જલ, ભૂમિ, પહાડ, સમુદ્ર, વૃક્ષ, કલાથી માંડી યુગ પર્યન્ત કાલની રચના કરી. પછી મરીચિ આદિ ઋષિઓને બ્રહ્માએ પેદા

કર્યાં. ત્યારપછી શરીરના બે ભાગ કરી, એક ભાગ શતરૂપા અને એક ભાગ મનુરૂપે નિર્માણ કરી મૈથુની સૃષ્ટિનો પ્રારંભ કર્યો.

(शि० पु० रुद्रसंहिता० अ० ६ थी १९)

## સૃષ્ટિક્રમ.

૧ બ્રહ્મ.
૨ સદાશિવ.
૩ શક્તિ—અંબિકા.
૪ શિવલોક.
૫ વિષ્ણુ.
૬ જલધારા.
૭ ચોવીશ તત્ત્વો.
૮ બ્રહ્મા.
૯ બ્રહ્મા વિષ્ણુ યુદ્ધ.
૧૦ ૐકાર—શબ્દબ્રહ્મ.
૧૧ અંડ.
૧૨ અવિદ્યાપંચક.
૧૩ સ્થાવર.
૧૪ તિર્યંચ.
૧૫ દેવો.
૧૬ મનુષ્યો.
૧૭ ભૂતો.
૧૮ રૂદ્રો.
૧૯ શબ્દાદિ ભૂતોનું પંચીકરણ.
૨૦ આકાશાદિ—સ્થૂલ ભૂતો.
૨૧ પહાડ, સમુદ્ર, વૃક્ષ વગેરે.
૨૨ મરીચિ આદિ મુનિઓ
૨૩ મનુ અને શતરૂપા.
૨૪ મૈથુની સૃષ્ટિ.

## શિવસૃષ્ટિનો બીજો પ્રકાર.

પ્રારંભકાલમાં એકાકી બ્રહ્મને બહુ થવાની ઇચ્છા થઈ. એ ઇચ્છાનું નામ જ પ્રકૃતિ છે. વિચિત્ર વસ્ત્ર અને આભૂષણ ધારણ કરતી પ્રકૃતિની આઠ ભુજાઓ હતી અને હાથોમાં અનેક આયુધો ધાર્યા હતાં. પુરૂષ અને પ્રકૃતિ બંનેને ચિંતા થઈ કે અમારે શું કરવું? આકાશવાણી થઈ કે તપ કરો. બંનેએ કઠિન તપ કર્યું. તેના પરિશ્રમથી પસીનો થતાં પસીનાના જલથી આખું જગત્ વ્યાપ્ત થઈ ગયું. પ્રકૃતિ સહિત પુરૂષ તે જલમાં સૂઈ ગયો, તેથી તેનું નામ નારાયણ પડ્યું અને પ્રકૃતિનું નામ નારાયણી પડ્યું. તેમાંથી બ્રહ્મસંબંધી

તત્ત્વોનો પ્રાદુર્ભાવ થયો. પ્રકૃતિથી મહત્તત્ત્વ, તેમાંથી સત્ત્વાદિ ત્રણ ગુણ, તેમાંથી અહંકાર, તેમાંથી પાંચ તન્માત્રા, તન્માત્રાઓમાંથી પાંચ મહાભૂત ઉત્પન્ન થયા. તેમાંથી પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને મન પેદા થયાં. એ બધાને ગ્રહણ કરીને જલમાં શયન કરતા વિષ્ણુની નાભિમાંથી કમલ નીકળ્યું. કર્ણિકાયુક્ત તે કમલમાં અનન્ત પાંદડાં હતાં, અનન્ત યોજન લાંબાં, પહોળાં અને ઉંચાં હતાં. તે કમલમાંથી હિરણ્યગર્ભ નામધારી બ્રહ્મા પેદા થયા. તેને કમલ શિવાય બીજું કંઈ પણ ન દેખાયું. પ્રાકૃત પુરૂષની માફક તેને વિચાર થયો કે મારો ઉત્પાદક કોણ અને મારે શું કામ કરવાનું છે ? ઉહાપોહ કરતાં જણાયું કે કમલના મૂલમાં મારા ઉત્પાદક હશે. એમ વિચારી કમલની નાલ પકડી બ્રહ્માજી નીચે ઉતર્યા. સો વરસ સુધી નીચે ચાલ્યા ગયા, પણ મૂલનો પત્તા ન લાગ્યો. પછી પાછા ફર્યા પણ અગ્રભાગ પણ ન મલ્યો. ત્યારે આશ્ચર્યમગ્ન થઈ બ્રહ્માજી ગોથાં ખાવા લાગ્યા. એટલામાં આકાશવાણી થઈ કે હે બ્રહ્મન્! તપ કરો. બાર વરસ સુધી કઠિન તપ કર્યું ત્યારે વિષ્ણુ પ્રગટ થયા. વૈષ્ણવી માયા જોઈને બ્રહ્માને ક્રોધ થયો. ગુસ્સાથી બ્રહ્માજી બોલ્યા કે તું કોણ છો ? વિષ્ણુએ કહ્યું કે હું તારો પિતા છું. બ્રહ્માજી ધુરકીને બોલ્યા કે હં તું મારો પિતા ? અરે તારો પણ કોઈ પિતા હશે કે નહિ ? આવી રીતે વચનવિવાદે ભયંકર યુદ્ધનું રૂપ ધારણ કર્યું. બંનેના કલહને શાંત કરવા બન્નેની વચ્ચે પ્રલયકાલના અગ્નિ સમાન જ્યોતિરૂપ એક લિંગ પ્રગટ થયું. તેની ન હતી ક્યાંએ આદિ અને ન હતો ક્યાંએ અંત. ન આપી શકાય તેને કોઈની ઉપમા. ખરેખર તે અનિર્વચનીય હતું. તે અગ્નિસ્તંભને જોઈ બ્રહ્મા વિષ્ણુ બંને આશ્ચર્યચકિત થઈ ગયા. બન્નેએ સમાધાનપૂર્વક સલાહ કરી કે આ સ્તંભનો છેડો આપણે લઈ આવીએ. પછી બ્રહ્માજી હંસરૂપ બનાવી તેના ઉપર બેસી ઉપર અગ્રભાગ તરફ ચાલ્યા અને વિષ્ણુજી વરાહરૂપ ધારણ કરી નીચેની તરફ ચાલ્યા. ભમતાં ભમતાં બન્ને થાકી ગયા પણ સ્તંભનો

ઉપર કે નીચે કયાંય પત્તો લાગ્યો નહિ. બન્ને પાછા ફરી એક ઠેકાણે ભેગા થયા અને શિવની સ્તુતિ કરી ત્યારે ॐકારનો શબ્દ સ્પષ્ટ સંભળાયો. સ્તુતિથી પ્રસન્ન થઈ મહાદેવે કહ્યું કે હે બ્રહ્મન્! તમે સૃષ્ટિ બનાવો. વિષ્ણુને કહ્યું કે તમે એની સહાયતા કરો. એટલામાં અગ્નિ-સ્તંભ અદશ્ય થઈ ગયો. વિષ્ણુ સ્વસ્થાને ગયા અને બ્રહ્માજીએ સૃષ્ટિ રચવા પૂર્વસૃષ્ટ જલમાં હાથ નાખ્યો કે તે જલ અંડરૂપે પરિણત થઈ ગયું. તે ઇંડું વિરાટ્રૂપ થઈ ગયું. પછી બ્રહ્માએ તપ કર્યું. તપથી પ્રસન્ન થઈ વિષ્ણુએ કહ્યું કે વરદાન માગો. બ્રહ્માએ કહ્યું કે અંડજન્ય વિરાટ્ જડ છે તેને ચૈતન્યયુક્ત કરો. ત્યારે વિષ્ણુએ હજાર મસ્તક, હજાર ભુજા, હજાર નેત્ર, હજારો ચરણોથી ચારે તરફ ભૂમિને સ્પર્શી તે ઇંડાને વ્યાપ્ત કરી લીધું. તેમાં ચૈતન્ય આવી ગયું. પાતાલથી માંડી સત્યલોક પર્યંત તેની અવધિ થઈ. પછી બ્રહ્માએ પ્રથમ સનકાદિક પુત્ર પેદા કર્યા. ત્યારપછી ઋષિઓ પેદા કર્યા. પણ બન્ને વિરક્ત થઈ આગળની સૃષ્ટિ બનાવવાને ઇન્કાર કરવા લાગ્યા. તેના દુઃખથી બ્રહ્માજી રોઈ પડયા. રૂદન કરતા બ્રહ્માના શરીરમાંથી ૧૧ રૂદ્ર પેદા થયા. બ્રહ્માને દિલાસો દઈ તેઓ કૈલાસમાં ચાલ્યા ગયા. ત્યારપછી બ્રહ્માએ ભૃગુ આદિ સાત ઋષિઓ બનાવ્યા. ત્યારપછી ઉરૂદેશથી નારદ, છાયાથી કર્દમ, અંગુષ્ઠથી દક્ષ, એમ દશ પુત્રો ઉત્પન્ન કર્યા. ત્યારપછી એનાં સંતાનો અને સંતાનોનાં સંતાનોથી પૃથ્વી ભરાઈ ગઈ.

(શિ० પુ० જ્ઞાનસંહિતા० અ० ૨ થી ૬ સુધી)

## સૃષ્ટિક્રમ.

૧ બ્રહ્મા—નારાયણ.
૨ પ્રકૃતિ—નારાયણી.
૩ પસીનો—જલધારા.
૪ મહત્તત્ત્વ.
૫ સત્ત્વાદિ ત્રણ ગુણ.
૬ અહંકાર.
૭ પાંચ તન્માત્રા.
૮ આકાશાદિ મહાભૂત.

૯ પાંચ જ્ઞાનેંદ્રિય–કર્મેન્દ્રિય અને મન.
૧૦ કમલ.
૧૧ હિરણ્યગર્ભ બ્રહ્મા.
૧૨ વિષ્ણુ.
૧૩ બ્રહ્માવિષ્ણુ યુદ્ધ.
૧૪ અગ્નિસ્તંભ–લિંગ.
૧૫ ૐકાર–શબ્દબ્રહ્મ.
૧૬ અંડ.
૧૭ વિરાટ્ સચૈતન્ય.
૧૮ સનકાદિ મુનિ અને ઋષિ.
૧૯ રૂદ્ર.
૨૦ ભૃગુ આદિ સાત ઋષિ.
૨૧ નારદ, કર્દમ, દક્ષ આદિ દશ પુત્રો.
૨૨ તેમનાં સંતાનો.

# પૌરાણિક સૃષ્ટિ : (૪) દેવીભાગવત.

## પ્રકૃતિદેવીની સૃષ્ટિ.

પ્રલયકાલને અંતે વિષ્ણુની નાભિમાંથી નીકળેલ બ્રહ્માજી પોતાની ઉત્પત્તિ ક્યાંથી થઈ તેનું મૂલ શોધવા એક હજાર વરસ સુધી ઘુમતા રહ્યા પણ પત્તો લાગ્યો નહિ. આકાશવાણી થઈઃ "તપ કરો." પદ્મ પર બેસી એક હજાર વરસ સુધી તપ કર્યું. પાછી આકાશવાણી થઈ કે 'સર્જન કરો.' શેમાંથી સર્જન કરૂં ? બ્રહ્માજીને કંઈ સૂઝયું નહિ. મધુ કૈટભ નામના દૈત્ય મલ્યા, તેના ભયથી કમલની નાલમાં ઘુસી જઈ બ્રહ્માજી છુપાઈ ગયા. અંદર ઉતર્યાં તો ચતુર્ભુજ વિષ્ણુ શેષશય્યા ઉપર સુતેલા જોવામાં આવ્યા. સ્તુતિ કરી જગાડ્યા. ઉપર આવ્યા. મધુ કૈટભ સાથે પાંચ હજાર વર્ષ પર્યંત યુદ્ધ કર્યું. દૈત્યો હટ્યા નહિ. વિષ્ણુએ પ્રસન્ન થઈ વરદાન માગવાનું કહ્યું. અભિમાની દૈત્યોએ કહ્યું કે અમે તો પૂર્ણ કામવાળા છીએ. તું વરદાન માંગ. વિષ્ણુએ કહ્યું કે તમારૂં મસ્તક આપો. તેમણે કહ્યું કે જલમાં અમે નહિ મરીએ. જલ બહાર વિષ્ણુએ જાંઘ લંબાવી. તેના ઉપર બેસી દૈત્યોએ શિર કાપી આપ્યાં. ત્યારપછી બ્રહ્મા અને વિષ્ણુની પાસે રૂદ્ર આવી પહોંચ્યા.

ત્રણે મળી સ્તુતિ કરવા લાગ્યા ત્યાં આકાશવાણી થઇ કે તમે ત્રણે સૃષ્ટિ સ્થિતિ અને લયના કામમાં લાગી જાઓ. એટલું કહેતી એક દેવી પ્રગટ થઇ. ત્રણેએ દેવીને કહ્યું કે આંહિ તો જલ શિવાય બીજું કાંઈ નથી, તો કયાં બેસીએ અને શી રીતે અમારૂં કાર્ય કરીએ ? દેવી હસી. એટલામાં આકાશમાંથી એક વિમાન ઉતર્યું. દેવી બોલી કે તમે ત્રણે આ વિમાનમાં બેસી જાઓ. હું તમને એક આશ્ચર્યકારક વસ્તુ બતાવીશ. દેવી સાથે ત્રણે બેઠા અને વિમાન આકાશમાં ઉડયું. એવે સ્થાને લઈ ગયું કે જ્યાં પાણીને બદલે વિસ્તીર્ણ પૃથ્વી અને બાગ બગીચા હતા. વિમાન હજી આગળ ચાલ્યું. સ્વર્ગલોક આવ્યો, ત્યાં ઈંદ્ર, કામધેનૂ, નંદનવન વગેરે જોયાં. ત્યાંથી આગળ બ્રહ્મલોક આવ્યો. ચતુર્મુખ સનાતન બ્રહ્માને જોયા. ત્યાંથી પણ આગળ ગયા તો શિવ-લોક (કૈલાસ લોક) દેખાયો. ત્યાં પંચમુખા મહાદેવ વગેરે જોયા. ત્યાંથી આગળ વિષ્ણુલોક—વૈકુંઠલોકમાં લક્ષ્મીજી સાથે સનાતન વિષ્ણુને જોઇ આશ્ચર્ય પામ્યા. ત્યાંથી આગળ ચાલતાં મણિદ્રીપમાં પહોંચ્યા. વન ઉપવનથી સુશોભિત તે દ્રીપમાં એક પલંગ પર દિવ્યાંગના બેઠી જોવામાં આવી. તેની ચારે તરફ દેવકન્યાઓ ઘેરીને ઉભી હતી. બ્રહ્માએ પૂછયું કે “ આ સ્ત્રી કોણ છે ? ” જ્ઞાનબલથી જાણી વિષ્ણુએ જવાબ આપ્યો કે આ જ બધાના મૂલ કારણભૂત પ્રકૃતિદેવી છે. આ જ પ્રકૃતિ નિત્ય બ્રહ્મ અને અનિત્ય માયારૂપમાં રહેનારી ઇચ્છા-શક્તિ રૂપ છે. દેવતા શું અને દેવી શું, સૌ કરતાં એની શક્તિ વધારે છે. બ્રહ્મા આદિ સૌની એ માતા છે. ત્રણે જણ દેવીની સાથે વિમાનથી ઉતરી પ્રકૃતિદેવીના દ્રારમાં જેવા દાખલ થયા કે તરતજ પ્રકૃતિદેવીએ બ્રહ્મા વિષ્ણુ અને મહેશને સ્ત્રીરૂપે બનાવી દીધા. પ્રકૃતિદેવીને પ્રણામ કરી સ્હામે ઉભા રહ્યા. તે દેવીના પાદપદ્મમાં એક નખમાં સ્થાવર જંગમાત્મક નિખિલ બ્રહ્માંડ તેમને દૃષ્ટિગોચર થવા લાગ્યું. કમલ પર બેઠેલ બ્રહ્મા, મધુ કૈટભ પાસે શેષશય્યા પર સુતેલા વિષ્ણુ આદિ સર્વ વસ્તુ તે નખદર્પણમાં દેખાવા લાગી.

સ્રીરૂપે બની ગયેલ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આદિ મ્હોટા ચક્કરમાં પડી ગયા. આ અદ્ભુત લીલા જોતાં જોતાં સો વરસ ત્યાં વીતી ગયાં. ત્યારપછી વિષ્ણુએ દેવીની સ્તુતિ કરી. તેની સ્તુતિ પુરી થયા પછી શંકરે સ્તુતિ કરી. સ્તુતિથી પ્રસન્ન થઈને દેવીએ શંકરને નવાક્ષર મંત્ર આપ્યો. તેનો જાપ શંકરે ત્યાંજ શરૂ કરી દીધો. ત્યારપછી બ્રહ્માએ સ્તુતિ કરી, ત્યારે દેવીએ કહ્યું કે તે પરમ પુરૂષથી મારો અભેદભાવ છે. મારામાં ને તેનામાં કોઇ પ્રકારનો ભેદ છે નહિ. જે હું છું તેજ પુરૂષ છે અને પુરૂષ છે તેજ હું છું. કેવલ બુદ્ધિભ્રમથી લોકો અમારામાં ભેદ જુએ છે; ઇત્યાદિ ભેદાભેદનું વર્ણન કરતાં તથા સૃષ્ટિની શિક્ષા દેતાં પ્રકૃતિદેવી આત્મપ્રશંસા કરે છે: હે વિધે! સંસારમાં એવી કોઇ ચીજ નથી કે જે મારાથી સંયુક્ત ન હોય. હુંજ સર્વરૂપા છું. પ્રત્યેક ઉત્પન્ન કાર્યમાં—પ્રત્યેક પદાર્થમાં શક્તિરૂપે હું અવસ્થાન કરી રહું છું. અગ્નિમાં ઉષ્ણતા, જલમાં શીતલતા, સૂર્યમાં જ્યોતિ, ચંદ્રમાં પ્રકાશ, એ બધાં મારા પ્રભાવને પ્રગટ કરનાર કેંદ્રો છે. જે પદાર્થને હું છોડી દઉં તે હાલવા ચાલવાને સમર્થ નહિ રહે. શંકર મારા પ્રભાવથીજ દૈત્યોનો સંહાર કરે છે. હું ઇચ્છા કરૂં તો આજ ને આજ સમસ્ત જલને શોષવી શકું છું; સમસ્ત પવનને રોકી શકું છું; ટુંકામાં હું જે ચાહું તે કરી શકું છું. કદાચ તમે એમ કહો કે આપ સર્વરૂપા અને નિત્ય છો તો જગત્ પણ નિત્ય ઠર્યું, તેને તમે ઉત્પન્ન શી રીતે કર્યું? એવી આશંકા કરવી ઠીક નથી કારણકે અસત્ પદાર્થની ઉત્પત્તિ ત્રણ કાલમાં થઈ શકે તેમ નથી. વંધ્યાપુત્ર, આકાશપુષ્પની ઉત્પત્તિ કોઇએ જોઈ છે? કદી નહિ. સત્નીજ ઉત્પત્તિ થાય છે. ઉત્પત્તિ અને પ્રલયનો અર્થ આવિર્ભાવ—તિરોભાવ માત્ર છે. જગત્ સત્ અને નિત્ય છે પણ કોઈ વખતે તેનો આવિર્ભાવ થાય છે અને કોઇ વખતે તિરોભાવ થાય છે. મારામાંજ તેનો તિરોભાવ થાય છે અને સૃષ્ટિકાલે મારામાંથીજ તેનો આવિર્ભાવ થાય છે. સર્વ પદાર્થોમાં પ્રથમ અહંકાર ઉત્પન્ન થાય છે. ત્યારપછી

મહદાદિ રૂપથી તે સાત પ્રકારના થાય છે. હે બ્રહ્મન્! રજોગુણમયી આ સરસ્વતી દેવી તમને અર્પણ કરૂં છું તે તમારી સહચરી થશે. એને લઇ વિનાવિલંબે તમે સત્યલોકમાં ચાલ્યા જાઓ. મહત્તત્ત્વરૂપી બીજથી ચતુર્વિધ જીવોની સૃષ્ટિ કરો. લિંગ શરીર, જીવો અને કર્મ-સમૂહો જે સંમિલિત થઈ ગયા છે તેને પ્રથમની માફક પૃથક્ પૃથક્ કરો. ચરાચર સકલ જગત્ પૂર્વવત્ કાલ, કર્મ અને સ્વભાવ એ ત્રણ કારણોની સાથે શબ્દાદિ ગુણદ્વારા સંયુક્ત કરો. મતલબ એ છે કે જેનો જે ગુણ તથા પ્રારબ્ધ કર્મના ફલભોગનો સમય પ્રાપ્ત થયો હોય તથા જેનો જે સ્વાભાવિક ગુણ હોય, તે કાલમાં તે ગુણ અને તે કર્માનુસાર તેને ફલ અર્પણ કરો. બ્રહ્માની સાથે એટલી વાતચિત કર્યા પછી વિષ્ણુને કહ્યું કે હે વિષ્ણો! સત્ત્વગુણમયી મહાલક્ષ્મી દેવી હું તમને અર્પણ કરૂં છું, એને લઈ તમે વૈકુંઠપુરી બનાવી તેમાં નિવાસ કરો. ત્યારપછી શંકરની સાથે વાતચિત ચાલી. હે શંકર! આ જગત્માં એવી કોઈ વસ્તુ નથી કે જેમાં ત્રણ ગુણ વિદ્યમાન ન હોય. કેવલ પરમાત્મા નિર્ગુણ છે પણ તે દૃષ્ટિગોચર નથી. હું પરા પ્રકૃતિ છું. સમય પર સગુણ અને સમય પર નિર્ગુણ બન્યા કરૂં છું. હું નિરંતર કારણરૂપિણી છું; ક્યારે પણ કાર્યરૂપિણી થતી નથી. સર્ગકાલમાં સગુણા અને પ્રલયકાલમાં પરમાત્મામાં લીન થઈ જાઉં છું ત્યારે નિર્ગુણ બનું છું. મહત્તત્ત્વ, અહંકાર અને શબ્દાદિ ગુણ સમુદાય રાતદિવસ જગતનો વ્યાપાર કાર્યકારણરૂપથી કર્યા કરે છે. અપંચીકૃત તન્માત્રાથી પંચીકૃત મહાભૂત ઉત્પન્ન થાય છે અને તેનાથી સમસ્ત પ્રપંચની ઉત્પત્તિ થાય છે. પંચતન્માત્રાના સાત્ત્વિક અંશથી પાંચ જ્ઞાનેંદ્રિય, રજાંશથી પાંચ કર્મેન્દ્રિય અને પાંચ ભૂતોના સંમિલિત સાત્ત્વિક અંશથી મનની ઉત્પત્તિ થાય છે. આદિપુરૂષ પરમાત્મા છે તે કાર્ય નથી તેમ કારણ પણ નથી. બસ, હવે તમે મારૂં કાર્ય સાધવાને પોતાને ઠેકાણે જાઓ.

જેવા તે વિમાનમાં બેઠા અને થોડાક આગળ ગયા કે તરતજ પુરૂષરૂપે પરિણત થઇ ગયા. થોડા વખતમાં જ્યાંથી ચાલ્યા હતા તે મૂલ સ્થાને પહોંચી ગયા. ત્યાં જઇને બ્રહ્માએ મહત્તત્ત્વ, ત્રિગુણ અહંકાર આદિ ક્રમથી સૃષ્ટિરચના કરી. તેમાં કંઇ નવીનતા નથી. ફક્ત મેદિની–પૃથ્વી મધુ કૈટભ દૈત્યના મેદથી બનાવી. શેષ વર્ણન સ્વાયંભુવ મનુ અને શતરૂપા પર્યંતનું પૂર્વવત્ છે.

( दे० भा० पु० स्कंध ३ अ० २ थी ८ सुधी )

## સારાંશ–સ્પષ્ટીકરણ.

આ સૃષ્ટિનું વર્ણન પ્રાયે આલંકારિક છે. પરમાત્મા અને તેની શકિત એ બન્નેનો વાસ્તવિક અભેદ દર્શાવ્યો છે. ઔપાધિક ભેદ જણાવ્યો છે. સંપૂર્ણ શકિતને પ્રકૃતિદેવીનું રૂપક આપેલ છે. સાંખ્યની પ્રકૃતિ અને વેદાંતની માયા–એ બંનેનો પરમાત્માની શકિતમાં સમાવેશ કરી દીધો છે. પ્રકૃતિદેવીની શિક્ષા અને તેના પ્રસાદને પ્રાપ્ત કર્યાં વિના બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણે દેવ અકિંચિતકર છે. પ્રકૃતિદેવીની પાસે એ ત્રણે બાળક સમાન છે. બ્રહ્મા પોતાને મોઢે કહે છે કે હું જ્યારે બાળક થઇને મારો અંગુઠો ચુસી રહ્યો હતો ત્યારે એ પ્રકૃતિદેવી માતા મને ઝુલાવનહારી હતી. શરૂઆતમાં બ્રહ્મા, વિષ્ણુ, અને મુંઝાય છે. ક્યાં બેસવું અને કેવી રીતે સૃષ્ટિ બનાવવી–એની સુઝ પડતી નથી ત્યારે એક દેવી તેમને વિમાનમાં બેસાડી પ્રકૃતિદેવીને શરણે લઇ જાય છે. સનાતન બ્રહ્મા અને સનાતન વિષ્ણુના બ્રહ્મલોકમાં અને વૈકુંઠલોકમાં દર્શન કરીને નકલી બ્રહ્મા અને નકલી વિષ્ણુ આશ્ચર્ય પામે છે. પ્રકૃતિદેવીના નિવાસસ્થાન મણિદ્વીપનો મહિમા તો સર્વ લોકથી શ્રેષ્ઠ બતાવ્યો છે. પ્રકૃતિના ત્રણ ગુણો–રજ સત્ત્વ અને તમની શકિતઓની સરસ્વતી, લક્ષ્મી અને અંબા દેવીરૂપે કલ્પના કરી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને તે અર્પણ કરવામાં આવી છે. બીજી રીતે કહીએ તો રજોગુણને બ્રહ્માનું, સત્ત્વગુણને વિષ્ણુનું

અને તમોગુણને મહેશનું રૂપક આપવામાં આવ્યું છે એમ માનીએ તો કંઈ ખોટું નથી. એ હિસાબે આલંકારિક પદ્ધતિ બાદ કરીએ તો પ્રકૃતિ અને સત્ત્વાદિ ત્રણ ગુણોનીજ સૃષ્ટિ રહી જાય છે. **सुज्ञेषु किं बहुना ?**

## પૌરાણિક સૃષ્ટિ : (પ) સાંબપુરાણ.

### સૂર્યસૃષ્ટિ.

**सर्गकाले जगतकृत्स्न–मादित्यात्संप्रसूयते ।**
**प्रलये च तमभ्येति, आदित्यं दीप्ततेजसम् ॥**
**( साम्बपु० अ० २ । १३ )**

અર્થ—સૃષ્ટિકાલમાં આ સમસ્ત જગત્ સૂર્યથી ઉત્પન્ન થાય છે અને પ્રલયકાલમાં પ્રદીપ્ત તેજવાળા તે સૂર્યમાં લય પામે છે.

**अनाद्यो लोकनाथः स विश्वमाली जगत्पतिः ।**
**भिन्नत्वेऽवस्थितो देव–स्तपस्तेपे नराधिप ! ॥**
**ततः स च सहस्रांशु–रव्यक्तः पुरुषः स्वयम् ।**
**कृत्वा द्वादशधात्मान–मदित्यामुदपद्यत ॥**
**( साम्बपु० अ० ४ । ३ )**

અર્થ—હે નરાધિપ ! આદિઅંતરહિત, લોકનાથ, જગત્પતિ સૂર્યદેવે ભિન્ન ભિન્ન રૂપે રહી તપ કર્યું. ત્યારપછી અવ્યક્ત પુરૂષ-રૂપ હજાર રશ્મિવાળો સૂર્ય પોતાના બાર હિસ્સા કરીને અદિતિ (કશ્યપની પત્ની) માં ઉત્પન્ન થયો.

### સૂર્યની બાર મૂર્તિઓ.

**तस्य या प्रथमा मूर्ति–रादित्यस्येन्द्रसंज्ञिता ।**
**स्थिता सा देवराजत्वे, देवानामनुशासनी ॥**
**( साम्बपु० अ० ४ । ८ )**

અર્થ–(૧) તે સૂર્યની પ્રથમ મૂર્તિનું નામ ઈન્દ્ર છે. તે મૂર્તિ દેવરાજરૂપે રહીને દેવોનું અનુશાસન કરી રહી છે.

(૨) સૂર્યની બીજી મૂર્તિનું નામ પ્રજાપતિ છે. તે મૂર્તિ નાના પ્રકારની પ્રજાઓ ઉત્પન્ન કરવામાં તત્પર થઈ રહેલી છે.

(૩) સૂર્યની ત્રીજી મૂર્તિ પર્જન્ય નામથી પ્રસિદ્ધ છે. તે મેઘ-મંડલમાં નિવાસ કરતી વરસાદ વરસાવતી રહે છે.

(૪) સૂર્યની ચોથી મૂર્તિનું નામ છે પૂષા. તે અન્નમાં સ્થિતિ કરીને પ્રજાને પુષ્ટ કરે છે.

(૫) સૂર્યની પાંચમી મૂર્તિ ત્વષ્ટા નામથી પ્રસિદ્ધ છે. તે વનસ્પતિ અને ઓષધિઓમાં રહીને રોગાદિનું નિવારણ કરે છે.

(૬) છઠ્ઠી મૂર્તિનું નામ અર્યમા છે. તે વાયુનો સંચાર કરવાને શરીરોમાં સ્થિતિ કરી જીવનનિર્વાહ કરે છે.

(૭) સાતમી મૂર્તિનું નામ ભગ છે. તે ભૂમિ અને શરીરમાં રહે છે.

(૮) આઠમી મૂર્તિ વિવસ્વાન્ નામથી અગ્નિમાં રહી અન્ન પાચન કરે છે.

(૯) નવમી મૂર્તિ વિષ્ણુ નામથી પ્રસિદ્ધ છે તે દેવોનું પાલન અને રાક્ષસો–દૈત્યોનો સંહાર કરતી અનેક અવતાર ધારણ કરે છે.

(૧૦) અંશુમાન્ નામક દશમી મૂર્તિ વાયુમાં પ્રતિષ્ઠિત થઈને પ્રજાને આહ્લાદિત કરે છે.

(૧૧) વરૂણ નામની ૧૧ મા મૂર્તિ જલમાં પ્રતિષ્ઠિત થઈને સૌને જીવનદાન કરે છે.

(૧૨) મિત્ર નામની બારમી મૂર્તિ લોકોનું હિત કરવાને ચંદ્રભાગા નદીને કિનારે તપ કરી રહી છે.

(साम्बपु० अ० ४ । ९ थी २० सुधी)

## વિષ્ણુ કરતાં સૂર્યના અધિક પ્રભાવ ઉપર સામ્બની કથા.

નારદ મુનિ એક વખત દ્વારકા નગરીમાં આવ્યા. બધાએ તેમનો સત્કાર કર્યો પણ કૃષ્ણ મહારાજના પુત્ર સાંબકુમારે સત્કાર ન કર્યો એટલુંજ નહિ પણ અનાદર કર્યો. બે ચાર વખત તેમ બન્યું. આથી નારદ મુનિ ગુસ્સે થયા. કૃષ્ણજીને ભરાવ્યું કે સાંબકુમાર ભલે સુંદર છે પણ તેના રૂપ ઉપર તમારી સોળે હજાર રાણીઓ મોહિત રહે છે. આથી શ્રીકૃષ્ણના મનમાં શંકા પડી પણ ઉપરથી કહ્યું કે એમ ન બને. નારદે કહ્યું ઠીક, સમય આવ્યે બતાવીશ. એટલું કહી ચાલ્યા ગયા.

કેટલાક વખત પછી નારદજી પુનઃ દ્વારકામાં આવ્યા. તે વખતે કૃષ્ણજી પોતાની સ્ત્રીઓની સાથે જલક્રીડા કરવા રૈવતક નામના બાગમાં ગયા હતા. સ્ત્રીઓ શરાબના નશામાં ચકચુર બની ગઈ હતી. કપડાં આઘાંપાછાં થઈ ગયાં હતાં, નિર્લજ્જ બની બેઠી હતી. નારદજી ત્યાં આવી પહોંચ્યા. આ પરિસ્થિતિ જોઈ પોતાની વાત સાબીત કરવાની આ તક બરાબર છે એમ જાણી સાંબકુમારને જગાડી ત્યાં લઈ આવ્યા. તેને જોઈને નશામાં ભાન ભૂલેલી સ્ત્રીઓ કામથી વિહ્વલ બની ગઈ. બીજી તરફ નારદે કૃષ્ણને સમીપ લાવી આ દશ્ય બતાવ્યું તેથી કૃષ્ણજીના મનમાં સ્ત્રીઓ અને સાંબના દુરાચાર વિષે ખાત્રી થતાં કુપિત થઈને બન્નેને શ્રાપ આપ્યો. સ્ત્રીઓને શ્રાપ આપ્યો કે પતિવ્રતા ધર્મથી ભ્રષ્ટ થઈ ડાકુઓને આધીન રહેશો. સાંબને શ્રાપ આપ્યો કે તું કોઢી બની જઈશ. સાંબ તરતજ કોઢી બની ગયો.

**ततः शापाभिभूतेन, साम्बेनाराध्य भास्करम् ।**
**पुनः संप्राप्य तद्रूपं, स्वनाम्नाऽर्को निवेशितः ॥**
**( साम्बपु० अ० ३ । ५५ )**

અર્થ—શ્રાપથી પરાભવ પામેલ સાંબકુમારે સૂર્યની ઉપાસના કરી તેથી કોઢ મટી ગયો અને પ્રથમના જેવું રૂપ પ્રાપ્ત થઈ ગયું. સૂર્યના પ્રભાવથી પ્રભાવિત થઇને સાંબે પોતાના નામથી સૂર્યની સ્થાપના કરી. ( साम्बपु० अ० ३ )

## કથાનો સારાંશ.

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, એ બધા કરતાં મ્હોટો દેવ સૂર્ય છે. વિષ્ણુ આદિ સર્વ સૂર્યની મૂર્તિરૂપ છે. વિષ્ણુ અને તેના જનાનાની જલક્રીડા શરાબપાન અને ઘરમાં ને ઘરમાં વ્યભિચાર દશા તથા સ્ત્રીઓ અને પુત્રને આપેલો શ્રાપ એ બધી વાતો ઐશ્વર્યને હાનિ પહોંચાડનારી છે. નારદ મુનિએ કૃષ્ણજીને ભરમાવ્યા અને ખોટી વાતને સાચી માની લીધી તે એમની અલ્પજ્ઞતા સાબિત કરે છે. સર્વજ્ઞ હોય તે એમ ઠગાય નહિ.

બીજા દેવ અપ્રત્યક્ષ છે જ્યારે સૂર્ય પ્રત્યક્ષ દેવ છે. કહ્યું છે કે—

**शब्दमात्र श्रुतिमुखा, ब्रह्मविष्णुशिवादयः ।**
**प्रत्यक्षोयं परो देवः, सूर्यस्तिमिरनाशनः ॥**

( साम्बपु० २ । १९ )

અર્થ—બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ વગેરે દેવો શબ્દમાત્ર કે શ્રુતિ પ્રતિપાદ્ય છે પણ અંધકારને હણનાર સૂર્ય પ્રત્યક્ષ પરમ દેવ છે.

# પૌરાણિક સૃષ્ટિ : (૬) કૂર્મપુરાણ.

## બ્રહ્મોત્પત્તિ.

અતીત પ્રલયમાં અંધકારપૂર્ણ જલજ જલ હતું. તેમાં નારાયણ પ્રભુ શેષનાગની શય્યાપર સુઈ ગયા હતા. તેની નાભિમાંથી સો યોજન વિસ્તૃત એક મહત્ કમલ પ્રગટ થયું. ઘણો વખત વીત્યા પછી બ્રહ્માજી ફરતા ફરતા ત્યાં આવી પહોંચ્યા અને સુતેલા વિષ્ણુને હાથથી જગાડી પુછયું કે આ એકાર્ણવમાં એકાકીભૂત, નિર્ભય થઇને સુઈ રહેલ આ કોણ છે? વિષ્ણુએ જવાબ દીધો કે સમસ્ત દેવોને ઉત્પન્ન કરનાર સચરાચર જગતનો સ્વામી હું વિષ્ણુ છું. આ આખું જગત્ મારામાં વિદ્યમાન છે. મારા મુખમાંથી અંદર પ્રવેશ કરી તેને જોઈ શકે છે. ભલા, એ તો બતાવ કે તું કોણ છો અને નિર્ભય થઈને કયાં ભ્રમણ કરી રહ્યો છે? બ્રહ્માજીએ કહ્યું કે હું બ્રહ્મા છું, આખું વિશ્વ મારી અંદર છે તેને તું મારા શરીરની અંદર પ્રવેશ કરી જોઈ શકે છે. એ સાંભળીને વિષ્ણુએ યોગદ્વારા બ્રહ્માના શરીરમાં પ્રવેશ કર્યો ત્યાં ચરાચર વિશ્વને જોઈ આશ્ચર્ય પામી મુલને રસ્તે બ્હાર નીકળી આવ્યા. બ્રહ્માને વિષ્ણુએ કહ્યું કે તું પણ મારી અંદર જઈને જગતને જોઈ લે. બ્રહ્માએ કહ્યું ઠીક. પછી વિષ્ણુના મુખદ્વારા શરીરમાં પ્રવેશ કરી ઘણા વખત સુધી નિરીક્ષણ કર્યું પણ છેડો કયાંય ન મલ્યો.

બીજી તરફ વિષ્ણુએ બ્હાર નીકળવાના માર્ગ બંધ કરી દીધા. બ્રહ્માએ બ્હાર નીકળવા ઘણી કોશીશ કરી પણ બધું વ્યર્થ. નીકળવાનો રસ્તો મલ્યો નહિ. એટલામાં નાભિ તરફ નજર ગઈ ત્યાં કમલનાલમાં થઈને બ્હાર નીકળવાનો એક રસ્તો મલી ગયો. તે રસ્તે બ્હાર નીકળ્યા તો એક મ્હોટા કમલમાં ઉપસ્થિત થયેલ પોતાને જોયા. બ્હાર આવીને વિષ્ણુને કહ્યું કે અહો વિષ્ણો! તને એ અભિમાન છે કે

મારા સમાન બીજો કોઈ છે નહિ અને મને કોઈ પરાજીત કરી શકે તેમ નથી. એ મિથ્યાભિમાન છોડી દે. ભલભલેરી પૃથ્વી છે. દુનીયામાં શેરને માથે સવાશેર મળી રહે છે. વિષ્ણુએ કહ્યું કે માફ કર. મેં દુઃખી કરવાના આશયથી દ્વાર બંધ ન્હોતાં કર્યા કિન્તુ કેવલ ક્રીડા અર્થે બંધ કર્યા હતાં. તું મારા નાભિકમલમાંથી બ્હાર નીકળ્યો માટે તું મારો પુત્ર થયો. એટલા માટે બ્રહ્માનું નામ પદ્મયોનિ પણ છે.

**कूर्म पु० पूर्वार्द्ध अ० ८।६ थी ३६ सुधी.**

સારાંશ એ છે કે બન્ને સૃષ્ટિકર્તાનું સર્વજ્ઞપણું આથી ઉડી જાય છે. જ્ઞાનથી જાણી શકતા હોત તો અંદર ઘુસવાની શું જરૂર હતી? 'હું મ્હોટો અને તું ન્હાનો' એવી રસાકસીની પણ શું જરૂર?

---

# પૌરાણિક સૃષ્ટિ : (૭) વરાહપુરાણ.

## ૐકાર સૃષ્ટિ.

સૃષ્ટિના આરંભમાં નારાયણ શિવાય બીજું કંઈ ન હતું. નારાયણને અનેક થવાની ઈચ્છા થતાં ૐકાર શબ્દ ઉત્પન્ન થયો. તેના પાંચ ભાગ થયા—અકાર, ઉકાર, મકાર, નાદ અને બિન્દુ. આ પાંચ ભાગમાંથી ક્રમશઃ ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, જનલોક અને તપલોક ઉત્પન્ન થયા. એ લોકોને વસતિ વિના શૂન્ય જોઈને સોળ સ્વર અને ૩૫ વ્યંજન ઉત્પન્ન કર્યાં. સૃષ્ટિની વૃદ્ધિ કેમ થાય? એનો વિચાર કરતાં નારાયણની જમણી આંખમાંથી તેજ નીકળ્યું, તેનો સૂર્ય બની ગયો. ડાબી આંખમાંથી તેજ નીકળ્યું, તેનો ચંદ્રમા બન્યો. નારાયણના પ્રાણમાંથી વાયુ ઉત્પન્ન થયો. વાયુમાંથી અગ્નિ પેદા થયો. ત્યારપછી નારાયણના મુખમાંથી બ્રાહ્મણ, ભુજામાંથી ક્ષત્રિય, ઉરૂપ્રદેશમાંથી વૈશ્ય અને પગમાંથી શુદ્ર ઉત્પન્ન કર્યા. એ ચારે વર્ણથી ભૂર્લોક આબાદ કર્યો. યક્ષ અને રાક્ષસો ઉત્પન્ન કરી ભુવર્લોક વસાવ્યો.

દેવતાઓને ઉત્પન્ન કરી સ્વર્લોક અલંકૃત કર્યો. સનકાદિક ઋષિઓથી મહર્લોક, વૈરાજસૃષ્ટિથી જનલોક, તપસ્વીઓથી તપલોક અને તેજોમય સૃષ્ટિથી સત્યલોક આબાદ કર્યો. આખર કલ્પને અંતે આ લોકોનો સંહાર કરી નારાયણ નિદ્રાવશ થઈ સુઈ જાય છે. રાત્રિ વ્યતીત થતાં ફરી જાગીને વેદ તથા વેદમાતા—ગાયત્રી યાદ કરે છે પણ નિદ્રાવશ મોહના કારણથી સ્મૃતિમાં આવતું નથી, ત્યારે મત્સ્ય રૂપ ધારણ કરી અતલ જલમાં પ્રવેશ કરે છે અને ત્યાંથી વેદશાસ્ત્ર લઈ આવી, તે જોઈ, તેને અનુસારે સૃષ્ટિ બનાવે છે.

**(ब्र० पु० अ० ९ । १ थी २८ सुधी.)**

## પૌરાણિક સૃષ્ટિ : (૮) કાલિકાપુરાણ.

### બ્રહ્મસૃષ્ટિ.

પ્રલય સમાપ્ત થતાં જ્ઞાનસ્વરૂપ પરમ બ્રહ્મને સૃષ્ટિ રચવાની ઇચ્છા થઈ. પ્રકૃતિમાં ક્ષોભ કરવાથી પ્રધાન તત્ત્વ અને તેમાંથી મહત્તત્ત્વ ઉત્પન્ન થયું. પ્રધાન તત્ત્વે મહત્તત્ત્વને ચારે તરફથી ઘેરી લીધું. તેમાંથી ત્રિવિધ અહંકાર અને તેમાંથી પાંચ તન્માત્રા પ્રગટ થઈ. શબ્દાદિ તન્માત્રામાંથી ક્રમશઃ આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી ઉત્પન્ન થયાં.

### અંડસૃષ્ટિ.

વાયુકંપિત નિરાધાર જલરાશિને ધારણ કરનારી વિષ્ણુશક્તિમાં પરમાત્માએ પોતાનું અમોઘ વીર્ય નાખ્યું; તેથી એક ઇંડું ઉત્પન્ન થયું. બ્રહ્માનું રૂપ ધારણ કરી વિષ્ણુએ એક વર્ષ પર્યંત ઇંડામાં રહી તેના બે ટુકડા કર્યા. પછી પૃથ્વી અને તેના ઉપર સુમેરૂ પર્વત તથા પહાડો બનાવ્યા. પછી સ્વર્ગ તથા પાતાલ-

લોક, તેજથી મહર્લોક, પવનથી જનલોક અને ધ્યાનમાત્રથી તપોલોક બનાવ્યો.

## વરાહ અવતાર અને શેષનાગ.

વારાહ કલ્પમાં વિષ્ણુને વરાહનું રૂપ લઈ જલમાં મગ્ન થયેલી પૃથ્વીને ઉપર ઉચકી લાવવી પડે છે. તેથી પોતાની દાઢ ઉપર રાખીને વરાહ રૂપી વિષ્ણુ પૃથ્વીને ઉપર લાવ્યા. તેને અસ્થિર–ડોલતી જોઈ વિષ્ણુએ શેષનાગનો અવતાર ધારણ કરી ફેણ ઉપર ટકાવી પૃથ્વીને સ્થિર કરી અને સાત દ્વીપ તથા સાત સમુદ્રોનો વિભાગ કરી પૃથ્વીનો છેડો લીધો.

## બ્રહ્મા અને રૂદ્ર.

બ્રહ્માએ પોતાના શરીરના બે ભાગ કર્યા, અર્ધ ભાગ પુરૂષનો અને અર્ધભાગ નારીનો. તેનું નામ રૂદ્ર રાખ્યું કારણકે તે રોતાં રોતાં ઉત્પન્ન થયો. રૂદ્રના કહેવાથી બ્રહ્મા પણ અર્ધનારીશ્વર રૂપ બન્યા.

## મૈથુની સૃષ્ટિ.

ઉક્ત સ્ત્રીભાગમાંથી વિરાટ્ પેદા થયો. તેણે તપ કરીને સ્વાયંભુવ મનુને ઉત્પન્ન કર્યો. તેણે પણ બ્રહ્માને સંતોષવાની ખાતર તપ કરીને દક્ષને ઉત્પન્ન કર્યો. ત્યારપછી મરીચિ, અત્રિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, પ્રચેતસ્, વશિષ્ઠ, ભૃગુ અને નારદ એમ દશ પુત્રો પેદા કર્યા. (**का० पु० अ० २६ । १ थी ६६ सुधो.**)

## પ્રતિસર્ગ.

મનુ, દક્ષ, મરીચિ આદિએ જે પોતામાંથી અલગ અલગ સૃષ્ટિ રચી તેનું નામ પ્રતિસર્ગ કહેવાય છે. સ્વાયંભુવ મનુએ છ પુત્રો ઉત્પન્ન કર્યા, તે ઉપરાંત યક્ષ, રાક્ષસ, પિશાચ, નાગ, ગન્ધર્વ, કિન્નર, વિદ્યાધર, અપ્સરા, સિદ્ધ, ભૂત, મેઘ, વિજળી, વૃક્ષાદિક, મત્સ્ય, પશુ, કીટ, જલચર અને સ્થલચર જીવ પેદા કર્યા તે સર્વ સ્વાયંભુવ મનુનો પ્રતિસર્ગ કહેવાય છે.

દેવર્ષિ, મહર્ષિ અને પિતૃગણ—એ દક્ષનો પ્રતિસર્ગ છે.

બ્રહ્માએ મુખથી બ્રાહ્મણ, બાહુથી ક્ષત્રિય, ઉરૂથી વૈશ્ય અને પગથી શૂદ્ર ઉત્પન્ન કર્યાં તે બ્રહ્માનો પ્રતિસર્ગ કહેવાય છે.

દેવ, દાનવ અને દૈત્ય કશ્યપે બનાવ્યા માટે એ કશ્યપનો પ્રતિસર્ગ છે.

મંત્ર તંત્રાદિ અંગિરાનો પ્રતિસર્ગ છે.

વિષ્ણુના નેત્રથી સૂર્ય, મનથી ચંદ્રમા, શ્રોત્રથી વાયુ અને મુખથી અગ્નિ ઉત્પન્ન થયો, એ વિષ્ણુનો પ્રતિસર્ગ છે.

ચાર પ્રકારના ભૂતગ્રામ રૂદ્રથી ઉત્પન્ન થયા તે રૂદ્રનો પ્રતિસર્ગ છે.

( का० पु० अ० २७ )

## આકાલિક સૃષ્ટિ.

પ્રલયકાલ સમાપ્ત થતાં કૂર્મરૂપધારી વિષ્ણુ પર્વતો સહિત પૃથ્વીને પોતાની પીઠ ઉપર ધારણ કરી જલથી બ્હાર લઈ આવ્યા. બ્રહ્મા વિષ્ણુએ દક્ષ આદિને કહ્યું કે તમે તપ કરી સૃષ્ટિ બનાવો. મનુજીને કહ્યું કે જે બીજ લાવ્યા છો તે જમીનમાં બોઈ દો. તેમજ કર્યું. પૃથ્વી વનસ્પતિથી લીલીછમ થઈ ગઈ.

( का० पु० अ० ३९ )

## પ્રાકૃત પ્રલય.

પ્રકૃતિ શિવાય બીજું કંઇ પણ ન રહે, આખું જગત્ પ્રકૃતિમાં લય પામી જાય તેને પ્રાકૃત પ્રલય કહે છે. તેની શરૂઆત સૂર્યની ગરમી વધવાથી થાય છે. પ્રથમ સૂર્યનાં પ્રખર કિરણો જલને શોષે છે. વૃક્ષો અને તરણાં સર્વ સુકાઈ જાય છે. દિવ્ય સો વરસ સુધી પાણીને અભાવે પ્રાણીઓનો નાશ થઈ જાય છે. પર્વતો ચૂર્ણ થઈને વિખરાઈ જાય છે. એક સૂર્યને બદલે બાર સૂર્યો ચૌદ ભુવનોને દગ્ધ કરી નાખે છે. પૃથ્વી તથા આકાશ તવાની માફક તપવા લાગે છે. તે સૂર્યોનાં

કિરણોમાંથી રૂદ્ર નીકળી પાતાલ લોક સુધી પહોંચે છે. ત્યાં નાગ, ગન્ધર્વ, દેવતા, રાક્ષસ, અવશિષ્ટ સંપૂર્ણ ઋષિગણનો સંહાર કરે છે. રૂદ્રરૂપધારી જનાર્દન પોતાના મુખમાંથી મહાવાયુ ફૂંકતાં ત્રણે લોકમાં સો વરસ સુધી ભમતાં ભમતાં રૂની માફક સર્વ વસ્તુને ઉડાડી દે છે. પછી તે મહાવાયુ સૂર્યમંડલમાં પ્રવેશ કરીને મહામેઘ ઉત્પન્ન કરે છે. રથચક્ર પરિમિત ધારાથી વરસાદ વરસતાં ધ્રુવલોક પર્યંત ત્રણે લોક પાણીમાં ડુબી જાય છે. ત્યારપછી રૂદ્ર વાયુરૂપે મેઘોને વિખેરી નાખે છે. પછી જનલોકથી માંડી બ્રહ્મલોક પર્યંત જે કંઈ રહ્યું હોય તે સર્વનો સંહાર કરે છે. ત્યારપછી રૂદ્ર છલંગ મારી બાર આદિત્યને ગળી જાય છે અને એક મુક્કી મારી બ્રહ્માંડનો ચુરેચુરો કરી નાખે છે. પૃથ્વીનો પણ બ્રહ્માંડ સાથે ચુરેચુરો થઈ જાય છે. રૂદ્ર પોતાની યોગશક્તિદ્વારા નિરાધાર જલને ધારણ કરી લે છે. બ્રહ્માંડની બહારનું અને અંદરનું જલ એકાકાર થઈ જાય છે. પછી પૂર્વગ્રસ્ત તેજને—આદિત્યને ઓગાળી તે દ્વારા જલને શોષવી નષ્ટ કરે છે. એવી રીતે તેજ, વાયુ અને આકાશનો સાર ખેંચી લઇ એ બધાની સત્તા નષ્ટ કરી દે છે. ત્યારપછી રૂદ્ર બ્રહ્માના શરીરમાં અને બ્રહ્મા વિષ્ણુના શરીરમાં પ્રવેશ કરે છે. વિષ્ણુ પોતાના પાંચભૌતિક શરીરને સમેટી લઈ બ્રહ્મમાં લીન થઈ જાય છે. સ્વપ્રકાશ એક માત્ર બ્રહ્મ અવશિષ્ટ રહે છે. તે વખતે દિવસ કે રાત્રિ, આકાશ કે પૃથ્વી, કંઈ પણ નહિ રહે.

(का० पु० अ० २४ । ३८ थी ६७ सुधी.)

## આકાલિક પ્રલય.

એકદા કપિલ મુનિ મનુ પાસે ગયા અને સ્વાભીષ્ટ સ્થાનની યાચના કરી. મનુજીએ તેમનું અત્યંત અપમાન કર્યું. અપમાનથી કુપિત થઈ કપિલ મુનિએ મનુજીને શ્રાપ દીધો કે તમે જેના ઉપર પ્રભુત્વ ભોગવી રહ્યા છો તેમને ઉત્પન્ન કરનાર જ જલપ્રલયથી એમનો નાશ કરશે. એટલું કહી કપિલજી અન્યત્ર ચાલ્યા ગયા. મનુજીએ બદરિકાશ્રમમાં જઈ

અતિ કઠિન તપ કર્યું. તપથી પ્રસન્ન થયેલ વિષ્ણુ માછલાનું રૂપ ધારણ કરી મનુજી પાસે ગયા. તેમણે પોતાની રક્ષા માટે પ્રાર્થના કરી. મનુજીએ તેને એક મ્હોટા ઘડામાં મુકી દીધો. તે મત્સ્ય થોડાજ દિવસોમાં એટલો બધો મ્હોટો થઈ ગયો કે સમુદ્ર શિવાય બીજું સ્થાન તેને રહેવા માટે યોગ્ય ન રહ્યું. મનુજીને અત્યંત આશ્ચર્ય થયું. વિચાર કર્યો કે આ પોતે જ પરમેશ્વર છે. પરમેશ્વર વિના બીજા કોઈની આવી તાકાત ન હોય. મનુજીએ તેમની સ્તુતિ કરી અને કપિલના શ્રાપની હકીકત કહી સંભળાવી. મત્સ્યે કહ્યું: "પ્રલય તો જરૂર થશે પણ હું તમને બચાવવાનો બંદોબસ્ત કરીશ. હું જેમ કહું તેમ તમારે કરવું પડશે. જુઓ, સાંભળો, જ્યારે જલ-પ્રલય થશેને, ત્યારે મત્સ્યરૂપે હું તમારૂં રક્ષણ કરીસ. હે મનો ! યથાયોગ્ય લાકડાનું એક મજબૂત નાવ બનાવજો. જલપ્રલય થાય ત્યારે સાત ઋષિઓ તથા વનસ્પતિનાં બીજની સાથે તે નાવ પર ચઢી જજો. તે વખતે મારૂં એક શિંગડું તમને દેખાશે. તેની સાથે નાવ બાંધી દેજો. હું વધેલા જલને સુકાવતો આમતેમ ભ્રમણ કરીશ. જ્યારે જમીન સુકાઈ જશે ત્યારે નાવથી ઉતરીને નવેસરથી સૃષ્ટિ બનાવી ખ્યાતિ પ્રાપ્ત કરજો." એટલું કહી મત્સ્ય અને મનુ પોત-પોતાને સ્થાને ચાલ્યા ગયા. થોડા વખત પછી વરાહરૂપધારી વિષ્ણુ અને શરભરૂપધારી રૂદ્ર વચ્ચે ઘોર સંગ્રામ મંડાયો. પાદાઘાતના કઠિન પ્રહારથી સમુદ્રનું પાણી ઉછળીને લોકમાં પસરી ગયું. ઘણા પર્વતોનો ચુરેચુરો થઈ ગયો. તેજ વખતે મૂશલધારા વૃષ્ટિ થઈ. એવી રીતે અકાલ પ્રલયની ભયંકર પરિસ્થિતિ જોઈ મનુજી સાત ઋષિઓ અને વનસ્પતિબીજની સાથે નાવમાં ચડી બેઠા અને નાવને સિંગડા સાથે મજબુત બાંધી લીધું. એક હજાર વરસ સુધી નાવ પાણીમાં ચક્કર મારતું રહ્યું. જ્યારે જલ પ્રકૃતિસ્થ થયું ત્યારે નાવને હિમાચલના પચાશ હજાર જોજન ઉંચા શિખર સાથે ત્યાંસુધી બાંધી રાખ્યું કે જ્યાં-સુધી પાણી પુરેપુરૂં સુકાઈ ન ગયું.

(का० पु० अ० ३३-३४)

## દૈનંદિન પ્રલય.

બ્રહ્માનો દિવસ પૂર્ણ થતાં બ્રહ્માને સુવાની ઇચ્છા થઇ ત્યારે વિષ્ણુના નાભિકમલમાં પ્રવેશ કરી આરામથી સુઈ ગયા. બીજી બાજુ રૂદ્રે પૂર્વવત્ સૃષ્ટિનો સંહાર કર્યો. શેષનાગ પૃથ્વીને છોડી વિષ્ણુ પાસે ચાલ્યા. પૃથ્વી ક્ષણમાત્રમાં નીચે ચાલી ગઈ. બ્રહ્માંડના ખંડોની સાથે ટક્કર ખાઈ ભૂમિ નષ્ટ ન થઈ જાય એટલા માટે વિષ્ણુએ કચ્છપ-કાચબાનું રૂપ ધારણ કરી બ્રહ્માંડના ખંડોને પગ નીચે દબાવી રાખી પૃથ્વીને પીઠ ઉપર રોકી લીધી. ત્યારપછી નિશ્ચિંત થઇ રાત્રિની સમાપ્તિપર્યંત વિષ્ણુ સુઈ ગયા.

(का० पु० अ० २८)

---

# પૌરાણિક સૃષ્ટિ : (૯) આત્મપુરાણ.

## આત્મસૃષ્ટિ (વેદાંત).

**अतः समायोप्यात्मायं, निर्माय इव संलये ।**
**सतमस्को यथा भानु-र्दिवसे निस्तमा इव ॥**
**एवं स्थितस्तदा देवः, पूर्वसंस्कारसंस्कृतः ।**
**वासानानां समुद्बोधात्पर्यालोचयदीश्वरः ॥**

(आ० पु० अ० १ । ७०-७१)

અર્થ—પ્રલયકાળમાં આ આત્મા (ઇશ્વર) માયાસહિત છતાં માયારહિત મનાય છે. જેમ રાત્રે અંધકારસહિત ભાનુ દિવસે અંધકારરહિત થઈ જાય છે. એવી રીતે માયાવિયુક્ત પણ દેવ-ઇશ્વર પૂર્વસંસ્કારથી સંસ્કૃત હોવાથી વાસનાઓની જાગૃતિ થતાં પર્યાલોચના કરે છે.

## આલોચન-પ્રકાર.

આકાશ આદિ સમસ્ત જગત્ અસ્પષ્ટ રૂપથી મારામાં રહેલું

છે તેને સ્પષ્ટ કરીને હું સર્જું; અર્થાત્ નામરૂપરહિત જે અવ્યાકૃત જગત્ કારણોપાધિમાં વર્તમાન છે તેને નામરૂપસહિત બનાવું.

**भूरादिलोकसहित–मप्स्वण्डमुदपादयत् ।**
**आत्मनो व्यतिरिक्तं तन्नामरूपक्रियात्मकम् ॥**
**(आ० पु० अ० १ । ७३)**

અર્થ—તે ઈશ્વરે ભૂર્ આદિ લોક સહિત અંડ–બ્રહ્માંડ કે જે હિરણ્યગર્ભના શરીર રૂપ હોઈને સૂક્ષ્મ પંચભૂતોમાં કાર્યરૂપે સ્થિત છે, તેને ઉત્પન્ન કર્યું. જોકે આત્માથી અલગ કોઈ સ્વતંત્ર સત્તા તેની નથી તોપણ તે નામ રૂપ અને ક્રિયારૂપે અવ્યક્ત હતું તેને વ્યક્ત કર્યું. ત્યાર-પછી ઈશ્વરે વિચાર્યું કે આ વિરાટ્ શરીર ચેતનાહીન છે તે લાંબા વખત સુધી ટકી શકશે નહિ, જેમ સ્વામી વિનાનું ઘર તરતમાંજ અસ્તવ્યસ્ત થઈ જાય છે; માટે એને ચેતનવાળું બનાવવું જોઈએ. એમ ધારીને વિરાટ્ શરીરમાં અપંચીકૃત ભૂતોના રાજસ અંશમાંથી કર્મેન્દ્રિય અને સાત્ત્વિક અંશમાંથી જ્ઞાનેન્દ્રિય તો ઉત્પન્ન થઈ ચુકી હતી. તેમાં મુખના છિદ્રમાં શબ્દવ્યવહાર સમ્પાદક વાણી ઉત્પન્ન થઈ અને તેના અધિષ્ઠાતા તરીકે વૈદિક કર્મ સમ્પાદક અગ્નિદેવ પ્રગટ થયો. નાસિકાના છિદ્રમાંથી ઘ્રાણ ઇન્દ્રિય અને તેમાંથી અધિષ્ઠાતા વાયુદેવ પ્રગટ થયો. નેત્રના છિદ્રમાંથી ચક્ષુઇંદ્રિય અને તેમાંથી અધિ-ષ્ઠાતા સૂર્ય પ્રગટ થયો. કાનના છિદ્રમાંથી શ્રોત્રેન્દ્રિય અને તેમાંથી દિશાઓ પ્રગટ થઈ. દેહના સૂક્ષ્મ છિદ્રમાંથી ત્વગિન્દ્રિય અને તેમાંથી રોમ અને કેશ પ્રગટ થયા. સ્પર્શેન્દ્રિય સહકૃત લોમ અને કેશમાંથી ઓષધિ વગેરે સ્થાવર ઉત્પન્ન થયા અને તેનો અધિષ્ઠાતા સ્થાવરો-પાધિક વાયુદેવ પ્રગટ થયો. અંતર આકાશમાંથી પાંચ છિદ્રવાળું માંસકમલરૂપ હૃદય ઉત્પન્ન થયું. તેમાંથી મન અને મનમાંથી ચંદ્ર દેવ પ્રગટ થયો. નાભિછિદ્રમાંથી પ્રાણ અપાનાદિ વાયુ પ્રગટ થયો. ઉપસ્થછિદ્રમાંથી ઉપસ્થ ઇંદ્રિય ઉત્પન્ન થઈ કે જેને અંડજ અને

જરાયુજ શરીરના કારણભૂત માનેલ છે. વીર્યથી પ્રજાપતિ દેવ પ્રગટ થયો. એવી રીતે છિદ્રોની રચના કરીને વિરાટ્ શરીરના હાથ અને પગ બનાવ્યા અને તેમાંથી હાથના અધિષ્ઠાતા ઇંદ્ર અને પગના અધિષ્ઠાતા ઉપેંદ્ર–વિષ્ણુ દેવ પ્રગટ થયા. (आ० पु० अ० १ । ९३)

## વિરાટ્ શરીરમાં દેવોની અતૃપ્તિ.

અપરિમિત વિરાટ્ શરીરમાં દેવતાઓને આશ્રય તો મલ્યો, પણ તે શરીર સપ્તધાતુમય અને "**विण्मूत्रमलसंश्रयः**" (आ० पु० अ० १। ९७) મલમૂત્રનો આશ્રય હોવાથી તથા દેવતાઓને ખોરાક ન મળતાં ભૂખ તરસની પીડા થતી હોવાથી દેવોએ ઈશ્વરને અરજ કરી કે—

**नैतस्माद्व्यतिरिक्तं भो, अन्नं पानं च दृश्यते ।**
**ततोन्यं भगवन् देहं, सृजास्मभ्यं हिताय वै ॥**
**यत्र स्थिता वयं स्याम ह्यन्नपानस्य भागिनः ॥**

(आ० पु० अ० १ । १००)

અર્થ—"હે ભગવન્! આ શરીરથી ભિન્ન અન્ન પાન તો કંઈ દેખાતું નથી તો અમે ભૂખ તરસથી પીડાઈએ છીએ. અમારા હિત માટે કોઈ ભિન્ન શરીર બનાવો કે જેમાં રહીને અમે અન્ન પાનના ભોક્તા બનીએ." આ ઉપરથી ઈશ્વરે દેવોની તૃપ્તિ માટે ગાયનું શરીર બનાવ્યું પણ તેમાં અન્નાદિ ન દેખાવાથી તૃપ્તિ ન થઈ. અશ્વ બનાવ્યો, તેમાં હાથ આદિ ન હોવાથી સંતોષ ન થયો. એવી રીતે અનેક પ્રકારનાં શરીર બનાવ્યાં પણ દેવોને પ્રમોદ ન થયો ત્યારે મનુષ્યનું શરીર બનાવ્યું તે જોઈ દેવો ખુશી થયા. ત્યારે ઈશ્વરે કહ્યું કે હવે ભેદભાવ છોડીને પોતપોતાના સ્થાનમાંથી નિવાસ કરી લો. દેવોએ તે પ્રમાણે કર્યું. (आ० पु० अ० १। १०१ थी ११४)

## અન્નસૃષ્ટિ.

ઈશ્વરે પોતાના પુત્રોની તૃપ્તિ માટે જલપ્રધાન પંચમહાભૂતો-

માંથી અન્ન ઉત્પન્ન કર્યું; તે પણ પ્રત્યેક યોનિના ખાદ્યભેદથી અનેક પ્રકારનું અન્ન બનાવ્યું. જેમકે મનુષ્યોને માટે વ્રીહિ યવાદિક સ્થાવર અન્ન, સિંહાદિકને માટે જંગમ અન્ન—મૃગાદિક, દેવતાઓ અપાનવાયુ વિના અન્ન ભક્ષણ ન કરી શક્યા, ત્યારે પ્રાણવાયુરૂપે ઇશ્વરે તેમાં પ્રવેશ કર્યો અને અન્ન ખવરાવી દીધું.

(આ૦ પુ૦ અ૦ १ । ११७ थी १२०)

## આત્મપ્રવેશ.

વાક્થી માંડી પ્રાણ સુધીના દેવતાઓને સ્થાન મળ્યું છતાં ચૈતન્ય વિના તે કંઈ પણ કરવાને શક્તિમાન્ નથી એમ ધારી ઇશ્વરે મસ્તકના મધ્ય ભાગમાં થઈને પોતાના પુત્રોનાં શરીરમાં પ્રવેશ કર્યો.

## નિરંજન ઇશ્વરને પણ બાહ્ય અર્થભોગ.

**यदा बाह्यार्थभोगार्थे, कर्मादत्ते निरञ्जनः ।**
**अनादिमायया तस्मिन्, काले द्वेधा प्रजायते ॥**

(आ० पु० अ० १ । १७८)

અર્થ—ઇશ્વર નિરંજન છતાં બાહ્ય પદાર્થના ભોગને માટે કર્મ ગ્રહણ કરે છે તે અનાદિકાળથી લાગેલી માયાના યોગથી. તે માયાને લીધેજ તે વખતે સ્ત્રી અને પુરૂષ રૂપે પોતાના બે ભાગ કરે છે. (જે સ્વાયંભુવ મનુ અને શતરૂપાના નામથી પ્રસિદ્ધ છે.)

## શુભાશુભ કર્મ કરાવનાર ઇશ્વર.

**कारयत्येष एवैतान्, जन्तून्नानाशरीरगान् ।**
**भृत्यानिष्टानिव सदा, कर्मणी साध्वसाधुनी ॥**

(आ० पु० अ० ४ । २३३)

અર્થ—નાના પ્રકારના શરીરધારી આ જીવોને ઇશ્વરજ ઇષ્ટ અનિષ્ટ કર્મો કરાવે છે; જેવી રીતે શેઠ નોકર પાસે ભલાં બુરાં કૃત્યો કરાવે છે.

**यानयं नरकं नेतुं, समिच्छति महेश्वरः ।**
**एतान् कारयति स्वामी, पापं कर्मैव केवलम् ॥**
**स्वर्गं नेतुं हि यानिच्छेत्, कारयेत्पुण्यमेव तान् ।**
**मनुष्यजातिं नेष्यन् स, कारयेत्पुण्यपातके ॥**

(आ० पु० अ० ४ । २३४-२३५)

અર્થ—ઈશ્વર જેને નરકમાં લઈ જવા ચાહે છે તેમની પાસે કેવલ પાપકર્મજ કરાવે છે. જેને સ્વર્ગમાં લઈ જવા ચાહે છે તેમની પાસે કેવલ પુણ્યકર્મ કરાવે છે અને જેને મનુષ્યયોનિમાં લઈ જવા ચાહે છે તેમની પાસે પુણ્ય તથા પાપ-ઉભય કર્મ કરાવે છે.

**राजेवायं फलं दद्यात्, कर्मणोः साध्वसाधुनोः ।**
**इच्छानुसारतस्तेषां, कारयत्येष कर्मणी ॥**
**विषमस्तेन नैवायं, सर्वभूताधिपो महान् ॥**

(आ० पु० अ० ४ । २३६)

અર્થ—ઈશ્વર જીવોની ઇચ્છાનુસાર શુભ અશુભ કર્મ કરાવે છે અને રાજાની માફક સારાં નરસાં કર્મોનું ફલ આપે છે. એટલા માટે સર્વ ભૂતોના અધિપતિ એ મહાન્ ઈશ્વર અન્યાયી નથી.

**जननी जनको वापि, सुखदुःखे यथैव हि ।**
**ददाति तद्वद् भगवान्, भूतानां निर्घृणो नहि ॥**

(आ० पु० अ० ४ । २३७)

અર્થ—જેમ માતા પિતા પુત્રને સુખ આપે તો સારાને માટે અને દુઃખ આપે તાડનાદિ કરે તોપણ સારાને માટે જ હોય છે તેમ ઈશ્વર ભૂતોને સ્વર્ગ આપે કે નરક આપે તે જીવોના શ્રેયને માટેજ હોય છે માટે ઈશ્વર નિર્દય નથી.

## જગત્ અને બ્રહ્માની અભિન્નતા.

**सर्वमेतज्जगच्छक्र ! नामरूपक्रियात्मकम् ।**
**विश्वमित्यादि नामास्य रूपं स्याद्भूतभौतिकम् ।**

**सृष्टिस्थितिलयास्तस्य क्रियाः प्रोक्ता मनीषिभिः ॥**

**(आ० पु० अ० ४ । ११३)**

અર્થ—હે શક્ર! આ સમસ્ત જગત્ નામ, રૂપ અને ક્રિયાત્મક છે. વિશ્વ, લોક, દુનીયા, સંસાર ઇત્યાદિ જગતનાં નામ તે નામજગત્ છે. પંચભૂત તથા તેના વિકારોનો સમૂહ તે રૂપજગત્ યા એહ જગતનું રૂપ છે. સર્ગ, પાલન અને વિનાશ—એ જગત્ની ક્રિયા છે. એમ નામ, રૂપ અને ક્રિયા શિવાય જગત્ એવી કોઈ અલગ વસ્તુ નથી. જેમ ઘટ આદિ નામ વર્તુલ પૃથુબુધ્નોદરાદિક રૂપ અને જલાહરણાદિ ક્રિયા એ ત્રણ મલીને ઘટ છે, એમ પટ આદિ સર્વ વસ્તુમાં સમજવું. વસ્તુતઃ નામ, રૂપ અને ક્રિયા એ ત્રણ અલગ અલગ વસ્તુ નથી કિન્તુ એક રૂપ છે તે બતાવે છે.

**अवस्थाया विशेषः, स्याद्वस्तुनोऽत्र क्रिया यतः ।**
**तस्मान्न रूपतो भिन्ना, क्रियानामात्र विद्यते ॥**
**नाममात्रेण रूपं स्याद्विचारे नास्ति तद्यतः ।**
**तस्मान्नामात्मकं कार्यं, नाम्नोनान्यद्धि वस्तु सत् ॥**
**एकमेतत् त्रयं सर्वं, नामरूपक्रियात्मकम् ॥**

(आ० पु० अ० ४ । ११६–११७)

અર્થ—આ વસ્તુ નવીન છે, આ પ્રાચીન છે, ઇત્યાદિ વ્યવહારની પેઠે ક્રિયા પણ વસ્તુની અવસ્થાવિશેષનું જ નામ છે, એટલા માટે વસ્તુના સ્વરૂપથી ક્રિયા ભિન્ન નથી. ઘટાદિ પદાર્થોનું રૂપ તેના નામમાત્રથી જાણી શકાય છે. એટલે નામથી અતિરિક્ત વસ્તુનું રૂપ કંઈ છે નહિ; માટે પૂર્વોક્ત નામ, રૂપ અને ક્રિયા પરસ્પર ભિન્ન ભિન્ન નથી કિન્તુ એકરૂપ છે.

**नामादि नैव भिन्नं स्यात्, कारणात्स्वात्मनस्तथा ।**
**कार्यत्वेन यथा सर्पो, रज्जोर्भिन्नो न विद्यते ॥**

**(आ० पु० अ० ४ । ११८)**

અર્થ—જેવી રીતે નામાદિ કાર્ય પરસ્પર ભિન્ન ભિન્ન નથી તેવી રીતે પોતાના કારણરૂપ આત્માથી પણ ભિન્ન નથી. જે કાર્ય જે ઉપાદાનથી ઉત્પન્ન થાય છે તે કાર્ય તે ઉપાદાનથી અલગ નથી હોતું: જેમ રજ્જુથી સર્પ ભિન્ન નથી દેખાતો.

**इदं सर्वं जगच्छक्र ! ब्रह्मपूर्णमभूत्पुरा ।**
**मेघादिकं यथाकाशं, मेघाद्युत्पतितः पुरा ॥**
**(आ० पु० अ० ४। ११९)**

અર્થ—હે શક્ર ! આ નામરૂપાત્મક જગત્ સૃષ્ટિની પહેલાં બ્રહ્મરૂપ હતું જેમ મેઘાદિક ઉત્પન્ન થયા પહેલાં આકાશરૂપ જ હતા. આકાશ ભિન્ન દેખાતા ન હતા.

**नामरूपात्मकं विश्वं, ब्रह्ममात्रव्यवस्थितम् ।**
**अवगम्यात्र विद्वांसो, मायां ते कल्पयन्ति हि ॥**
**(आ० पु० अ० ४। १२१)**

અર્થ—સૃષ્ટિ પહેલાં નામરૂપાત્મક જગત્ કારણરૂપ બ્રહ્મમાંજ અવસ્થિત હતું એમ જાણીને વિદ્વાનો કારણતાનો નિર્વાહ કરવાને માટે તેમાં માયાની કલ્પના કરે છે. માયા વિના કેવલ બ્રહ્મમાં કારણતા સંભવી શકે નહિ માટે વિદ્વાનો કારણતાનો નિર્વાહ કરવા સારૂ કલ્પના કરે છે એમ કહ્યું; કારણકે બ્રહ્મ મના વચનગોચર તો છે નહિ. સર્પ રજ્જુ જેમ ભિન્ન નથી તેમ માયા અને બ્રહ્મ પણ ભિન્ન નથી.

## સ્પષ્ટીકરણ.

આત્મપુરાણની ટીકા શંકરાચાર્યે કરી છે. શંકરાચાર્યની દષ્ટિ વેદાંતમયી છે. વેદાંત દષ્ટિએ જગત્ કલ્પના માત્ર છે; કેમકે "**ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः**" રજ્જુમાં જેમ સર્પની ભ્રાંતિ છે તેમ બ્રહ્મમાં જગત્‌ની ભ્રાંતિ છે. માયાની સ્વતંત્ર સત્તા નથી તો માયાથી કલ્પેલ જગતની સત્તા ક્યાંથી હોય? જ્યાં સત્તા જ નથી ત્યાં

તેના કર્તાનો સવાલ જ ક્યાં રહ્યો ? જો કે મૂલમાં ગ્રંથકારે અંડ શબ્દનો પ્રયોગ કરી બીજી સૃષ્ટિની માફક આ પણ અંડસૃષ્ટિ બતાવી છે પણ ટીકાકાર શંકરાચાર્યે અંડ શબ્દનો અર્થ બ્રહ્માંડ કર્યો છે. બ્રહ્માંડ એટલે જગત્ અને જગત્ તે કલ્પનામાત્ર. એ હિસાબે સૃષ્ટિ પણ કલ્પનામાત્ર છે.

---

## ક્રિશ્ચિયન સૃષ્ટિ.

---

### પહેલા દિવસની કાર્યવાહી.

આદિએ દેવે આકાશ તથા પૃથ્વી ઉત્પન્ન કીધાં. અને પૃથ્વી અસ્તવ્યસ્ત તથા ખાલી હતી, ને જલનિધિ પર અંધારૂં હતું, ને દેવનો આત્મા પાણી પર હાલતો થયો. અને દેવે કહ્યું, અજવાળું થાઓ, ને અજવાળું થયું. અને દેવે તે અજવાળું જોયું કે તે સારૂં છે, ને દેવે અજવાળું તથા અંધારૂં જુદાં પાડ્યાં. અને દેવે અજવાળાને દહાડો કહ્યો ને અંધારાને રાત કહી. અને સાંજ હતી તથા સવાર હતી, પહેલો દિવસ. ( બાઇબલ ગુજરાતી: ઉત્પત્તિ. અ. ૧ )

### બીજા દિવસની કાર્યવાહી.

અને દેવે કહ્યું કે પાણીની વચ્ચે અંતરિક્ષ થાઓ, ને પાણીને પાણીથી જુદાં કરો. અને દેવે અંતરિક્ષ બનાવ્યું, ને અંતરિક્ષની તળેનાં પાણીને અંતરિક્ષની ઉપરનાં પાણીથી જુદાં કીધાં, ને તેવું થયું. અને દેવે તે અંતરિક્ષને આકાશ કહ્યું. અને સાંજ હતી તથા સવાર હતી, બીજો દિવસ. ( બા. ગુ. ઉત્પત્તિ. અ. ૧ )

### ત્રીજા દિવસની કાર્યવાહી.

અને દેવે કહ્યું કે આકાશ તળેનાં પાણી એક જગ્યામાં એકઠાં થાઓ, ને કોરી ભૂમિ દેખવામાં આવો; ને તેવું થયું. અને દેવે કોરી ભૂમિને પૃથ્વી કહી, ને એકઠાં થયેલાં પાણીને સમુદ્રો કહ્યા; ને દેવે

જોયું કે સારૂં છે. અને દેવે કહ્યું કે ઘાસ તથા બીજદાયક શાક તથા ફળવૃક્ષ પોતપોતાની જાત પ્રમાણે ફળદાયક, જેનાં બીજ પોતામાં પૃથ્વી પર છે, તેઓને પૃથ્વી ઉગાવે ને એમ થયું........ અને સાંજ હતી તથા સવાર હતી, ત્રીજો દિવસ.

( બા. ગ્રુ. ઉત્પત્તિ. અ. ૧ )

## ચોથા દિવસની કાર્યવાહી.

અને દેવે કહ્યું કે, રાત દહાડો જુદાં કરવા સારૂ, આકાશના અંતરિક્ષમાં જ્યોતિઓ થાઓ, ને તેઓ ચિન્હો તથા ઋતુઓ તથા દિવસો તથા વર્ષોને અર્થે થાઓ. અને તેઓ પૃથ્વી પર અજવાળું આપવા સારૂ આકાશના અંતરિક્ષમાં જ્યોતિઓ થાઓ; ને તેવું થયું. અને દેવે દિવસ પર અમલ ચલાવનારી એક મોટી જ્યોતિ ને રાત પર અમલ ચલાવનારી એક તેનાથી નાની જ્યોતિ, એવી બે મોટી જ્યોતિ બનાવી, ને તારાઓને પણ બનાવ્યા. અને દેવે પૃથ્વી પર અજવાળું આપવાને, તથા દહાડા તથા રાત પર અમલ ચલાવવાને, ને અજવાળું તથા અંધારૂં જુદાં કરવાને, આકાશના અંતરિક્ષમાં તેઓને સ્થિર કીધાં; ને દેવે જોયું કે તે સારૂં છે. અને સાંજ હતી, તથા સવાર હતી, ચોથો દિવસ.

( બા. ગ્રુ. ઉત્પત્તિ. અ. ૧ )

## પાંચમા દિવસની કાર્યવાહી.

અને દેવે કહ્યું કે, જીવજન્તુઓ ને પાણી પુષ્કળ ઉપજાવો, તથા પૃથ્વી પરના આકાશના અંતરિક્ષમાં પક્ષીઓ ઉડો...અને દેવે તેઓને આશીર્વાદ દઈને કહ્યું કે, સફળ થાઓ, ને વધો, ને સમુદ્રમાંનાં પાણી ભરપૂર કરો, ને પૃથ્વી ઉપર પક્ષીઓ વધો. અને સાંજ હતી તથા સવાર હતી, પાંચમો દિવસ.

( બા. ગ્રુ. ઉત્પત્તિ. અ. ૧ )

## છઠા દિવસની કાર્યવાહી.

અને દેવે કહ્યું કે, પ્રાણીઓને પોતપોતાની જાત પ્રમાણે, એટલે ગ્રામપશુઓ તથા પેટે ચાલનારાં તથા વનપશુઓ પોતપોતાની જાત પ્રમાણે તેઓને પૃથ્વી ઉપજાવે; ને તેવું થયું...અને દેવે કહ્યું કે આપણે પોતાના સ્વરૂપ તથા પ્રતિમા પ્રમાણે માણસને બનાવીએ; ને તેઓ સમુદ્રના માછલાં પર, તથા આકાશનાં પક્ષીઓ પર, તથા ગ્રામપશુઓ પર, તથા આખી પૃથ્વી પર, તથા પૃથ્વી પર પેટે ચાલનારાં સઘળાં પ્રાણીઓ પર અમલ ચલાવે. એમ દેવે પોતાના સ્વરૂપ પ્રમાણે માણસને ઉત્પન્ન કીધું. તેણે તેઓને નર નારી ઉત્પન્ન કીધાં. અને દેવે તેઓને આશીર્વાદ દીધો, ને દેવે તેઓને કહ્યું કે, સફળ થાઓ, અને વધો...અને દેવે કહ્યું કે, જુઓ, દરેક બીજદાયક શાક જે આખી પૃથ્વી પર છે, ને દરેક વૃક્ષ જેમાં વૃક્ષનાં બીજદાયક ફળ છે, તેઓને મેં તમને આપ્યાં છે, તેઓ તમને ખોરાકને સારૂ થશે. અને પૃથ્વીનું દરેક પશુ, તથા આકાશમાંનું દરેક પક્ષી, તથા પૃથ્વી ઉપર પેટે ચાલનારૂં દરેક પ્રાણી, જેમાં જીવનો શ્વાસ છે, તેઓને ખોરાક સારૂ મેં સર્વ લીલોતરી આપી છે; ને તેવું થયું. અને દેવે જે સર્વ ઉત્પન્ન કીધું તે જોયું; ને જુઓ, તે ઉત્તમોત્તમ. અને સાંજ હતી તથા સવાર હતી, છઠો દિવસ.

( બા. ગુ. ઉત્પત્તિ. અ. ૧ )

અને આકાશ તથા પૃથ્વી, તથા તેઓનાં સર્વ સૈન્ય પુરાં થયાં. અને દેવે પોતાનું જે કામ કર્યું હતું તે સાતમે દિવસે પુરૂં કીધું; ને પોતાનાં સર્વ કરેલાં કામોથી સાતમે દિવસે તે સ્વસ્થ રહ્યો. અને દેવે સાતમા દિવસને આશીર્વાદ દીધો, ને તેને પવિત્ર ઠેરાવ્યો, કેમકે તેમાં દેવ પોતાનાં બધાં ઉત્પન્ન કરવાનાં તથા બનાવવાનાં કામથી સ્વસ્થ રહ્યો. (બા. ગુ. ઉત્પત્તિ. અ. ૧-૨)

## મનુષ્યની ઉત્પત્તિ.

અને યહોવાહ દેવે ભૂમિની માટીથી માણસને બનાવ્યો, ને તેનાં નસકોરાંમાં જીવનનો શ્વાસ ફુંક્યો, ને માણસ સજીવ પ્રાણી થયું. અને યહોવાહ દેવે પૂર્વ તરફ એદનમાં એક વાડી બનાવી ને તેમાં પોતાના બનાવેલા માણસને રાખ્યું. અને યહોવાહ દેવે ભૂમિમાંથી સર્વ પ્રકારનાં વૃક્ષ જે જોવામાં સુંદર તથા ખાધામાં સારાં છે તેઓને, ને વળી વાડીની વચમાં જીવનનું વૃક્ષ, તથા ભલું ભુંડું જાણવાનું વૃક્ષ ઉગાવ્યાં. અને વાડીને પાણી પાવા સારૂ એક નદી એદનમાંથી નિકળી, ને ત્યાંથી ફુટીને તેના ચાર ફાંટા થયા. ...અને એદનવાડી ખેડવાને, તથા તેનું રક્ષણ કરવાને, યહોવાહ દેવે તે માણસને તેમાં રાખ્યો. અને યહોવાહ દેવે તે માણસને આ હુકમ આપ્યો કે, વાડીના દરેક વૃક્ષ પરથી તું ખાયા કર; પણ ભલુંભુંડું જાણવાના વૃક્ષ પરનું તારે ખાવું નહિ, કેમકે જે દિવસે તું ખાશે તેજ દિવસે તું મરશે જ મરશે. અને યહોવાહ દેવે કહ્યું કે, માણસ એકલો રહે તે સારૂ નથી; હું તેને યોગ્ય એવી એક સહાયકારી સૃજાવીશ. અને યહોવાહ દેવે ખેતરના હરેક જાનવરને, તથા આકાશના હરેક પક્ષીને ભૂમમાંથી ઉત્પન્ન કીધાં; ને તે માણસ તેઓનું નામ શું પાડશે, એ જોવાને તેઓને તેની પાસે લાવ્યો...અને તે માણસે સર્વ ગ્રામ-પશુનાં, તથા આકાશનાં પક્ષીઓનાં, તથા સર્વ વનપશુઓનાં નામ પાડ્યાં; પણ આદમને યોગ્ય એવી સહાયકારી મળી નહિ. અને યહોવાહ દેવે આદમને ભર ઉંઘમાં નાંખ્યો; ને તે ઉંઘી ગયા, પછી તેણે તેની પાંસળીઓમાંની એક લઈને તેને ઠેકાણે માંસ ભર્યું; ને યહોવાહ દેવે જે પાંસળી માણસમાંથી લીધી હતી, તેની એક સ્ત્રી બનાવીને માણસની પાસે લાવ્યો. અને તે માણસે કહ્યું કે, આ મારા હાડકામાંનું હાડકું ને મારા માંસમાંનું માંસ છે; તે નારી કહેવાશે, કેમકે તે નરમાંથી લીધેલી છે.

(બા. ગુ. ઉત્પત્તિ. અ. ૨)

## મનુષ્યનું પાપી બનવું અને ઇશ્વરનો શ્રાપ.

હવે યહોવાહ દેવનાં બનાવેલાં સર્વ ખેતરનાં જાનવરો કરતાં સર્પ ધૂર્ત હતો; ને તેણે સ્ત્રીને કહ્યું કે, શું દેવે તમને ખરેખર એવું કહ્યું છે કે, વાડીના હરેક વૃક્ષ પરનું ફળ તમારે ન ખાવું ? સ્ત્રીએ સર્પને કહ્યું કે, વાડીનાં વૃક્ષનાં ફળ ખાવાની અમને રજા છે; પણ દેવે કહ્યું છે કે, વાડીની વચ્ચેના વૃક્ષના ફળને તમારે ખાવું કે અડકવું નહિ, રખે તમે મરો. અને સર્પે સ્ત્રીને કહ્યું કે, તમે નહિજ મરશો, કેમકે દેવ જાણે છે કે તમે ખાશો તેજ દિવસે તમારી આંખો ઉઘડી જશે, ને તમે દેવના સરખા ભલુંભુંડું જાણનારાં થશો. અને તે વૃક્ષનું ફળ ખાવાને વાસ્તે સારૂં, ને જોવામાં સુંદર, ને જ્ઞાન આપવાને ઇચ્છિવાજોગ એવું આ વૃક્ષ છે, તે જોઈને સ્ત્રીએ ફળ તોડીને ખાધું, ને તેની સાથે પોતાનો વર હતો તેને પણ આપ્યું, ને તેણે ખાધું. ત્યારે તે બન્નેની આંખો ઉઘડી ગઈ; ને તેઓએ જાણ્યું કે અમે નાગાં છીએ; ને અંજીરીનાં પાતરાં સિવીને તેઓએ પોતાને સારૂ આચ્છાદન બનાવ્યાં. અને દિવસને ટાઢે પહોરે વાડીમાં યહોવાહ દેવ ફરતો હતો, તેનો અવાજ તેઓએ સાંભળ્યો; ને તે બન્ને વૃક્ષોમાં સંતાઈ ગયાં. અને યહોવાહ દેવે આદમને હાંક મારીને કહ્યું કે, તું ક્યાં છે ? ને તેણે કહ્યું કે, મેં વાડીમાં તારો અવાજ સાંભળ્યો ને હું નાગો તે માટે બીધો, ને હું સંતાઈ ગયો. અને તેણે કહ્યું, તને કોણે કહ્યું કે તું નાગો છે ? જે વૃક્ષનું ફળ ખાવાની મના મેં તને કીધી હતી, શું, તે તેં ખાધું છે ? અને આદમે કહ્યું કે મારી સાથે રહેવા સારૂ જે સ્ત્રી તેં મને આપી છે તેણે મને વૃક્ષ પરનું આપ્યું ને મેં ખાધું. અને યહોવાહ દેવે સ્ત્રીને કહ્યું, આ તેં શું કીધું છે ? ને સ્ત્રીએ કહ્યું કે, સર્પે મને ભુલાવી, ને મેં ખાધું. અને યહોવાહ દેવે સર્પને કહ્યું કે તેં કીધું છે તે માટે તું સર્વ ગ્રામ-પશુઓ તથા વનપશુઓ કરતાં શ્રાપિત છે; તું પેટે ચાલશે, ને

પોતાના સર્વ દિવસ લગી ધૂળ ખાશે; ને તારી ને સ્ત્રીની વચ્ચે, તથા તારા સંતાનની ને તેના સંતાનની વચ્ચે હું વેર કરાવીશ, તે તારૂં માથું છુંદશે, ને તું તેની એડી છુંદશે. સ્ત્રીને તેણે કહ્યું કે, હું તારો શોક તથા તારા ગરોદરપણાનું દુઃખ ઘણુંજ વધારીશ. તું દુઃખે બાળક જણશે, ને તું તારા વરને આધીન થશે, ને તે તારા પર ધણીપણું કરશે. અને આદમને તેણે કહ્યું કે, તેં તારી વહુની વાત માની, ને જે સંબંધી મેં તને આજ્ઞા આપી કે, તારે ન ખાવું તે વૃક્ષનું ફળ (તેં) ખાધું; એ સારૂ તારે લીધે ભૂમિ શ્રાપિત થઈ છે; તેમાંથી તું પોતાના આયુષ્યના સર્વ દિવસોમાં દુખે ખાશે; તે કાંટા તથા કંટાળા તારે સારૂ ઉગાવશે, ને તું ખેતરનું શાક ખાશે. તું ભૂમિમાં પાછો જશે ત્યાંસુધી તું તારા મ્હોંનો પરસેવો ઉતારીને રોટલી ખાશે, કેમકે તું તેમાંથી લેવાયો હતો, ને તું ધૂળ છે, ને પાછો ધૂળમાં જશે. અને તે માણસે પોતાની વહુનું નામ હવા (એટલે સજીવ) પાડ્યું, કેમકે તે સર્વ સજીવની મા હતી. અને યહોવાહ દેવે આદમ તથા તેની વહુને સારૂ ચામડાનાં વસ્ત્ર બનાવ્યાં, ને તેઓને પહેરાવ્યાં. (બા. ગુ. ઉત્પત્તિ અ. ૩)

## યહોવાહ (ઇશ્વર) ને ભય.

અને યહોવાહ દેવે કહ્યું કે, જુઓ, તે માણસ આપણામાંના એકના સરખો ભલુંભુંડું જાણનાર થયો છે; ને હવે રખે તે હાથ લાંબો કરીને જીવનના વૃક્ષનું ફળ તોડીને ખાય ને સદા જીવે; માટે જે ભૂમિમાંથી તેને લીધો હતો, તે ખેડવાને યહોવાહ દેવે એદન વાડીમાંથી તેને કાઢી મૂક્યો. અને તે માણસને હાંકી કાઢીને તેણે જીવનના વૃક્ષની વાટને સાચવવા સારૂ કરૂબો તથા ચોતરફ ફરનારી અગ્નિરૂપી તલવાર એદનવાડીની પૂર્વ ગમ મૂકી.

(બા. ગુ. ઉત્પત્તિ. અ. ૩)

## આદમની આયુ.

દેવે માણસને ઉત્પન્ન કીધું, તે દિવસે દેવની પ્રતિમા પ્રમાણે તેણે તેને બનાવ્યું; પુરુષ તથા સ્ત્રી તેણે તેઓને ઉત્પન્ન કર્યાં, ને તેઓને આશીર્વાદ દીધો, ને તેઓની ઉત્પત્તિને દિવસે તેઓનું નામ આદમ પાડ્યું. અને આદમ એકસો ત્રીસ વરસનો થયો ત્યારે તેને પોતાની પ્રતિમા તથા સ્વરૂપ પ્રમાણે દીકરો થયો; ને તેણે તેનું નામ શેથ પાડ્યું. અને શેથનો જન્મ થયા પછી આદમના દિવસ આઠસેં વરસ હતાં, ને તેને દીકરા દીકરીઓ થયાં. અને આદમના સર્વ દહાડા નવસેં ત્રીસ વરસ હતાં; ને તે મરી ગયો.

( બા. ગુ. ઉત્પત્તિ. અ. ૫ )

(આદમના પાછળના વર્ણનથી જણાય છે કે)......અને શેથના સર્વ દહાડા ૯૧૨ વર્ષ હતાં અને તે મરી ગયો. તેના પુત્ર એનોશની ૯૦૫ વર્ષની આયુષ્ય હતી. તેના પુત્ર કેનાનની ૯૧૦ વર્ષની, તેના પુત્ર માહલાલએલની આયુષ્ય ૮૯૫ વર્ષની, તેના પુત્ર યારેદની ૯૬૨ વર્ષની અને તેના પુત્ર હનોખની આયુ ૯૬૯ વર્ષની થઈ. હનોખના પ્રથમ પુત્ર મથુશેલાહની આયુ ૯૬૯ વર્ષની અને બીજા પુત્ર લામેખની આયુ ૭૭૭ વર્ષની થઈ. આ પ્રમાણે આદમની વંશાવલી બતાવવામાં આવેલ છે.

અને લામેખ ૧૮૨ વર્ષનો થયો ત્યારે તેને દીકરો થયો. અને તેણે તેનું નામ નુહ ( એટલે વિસામો ) પાડ્યું.........પોતાના જમાનામાં નુહ ન્યાયી તથા સીધો માણસ હતો; ને નુહ દેવની સાથે ચાલતો. અને નુહને શેમ તથા હામ તથા યાફેથ એ ત્રણ દીકરા થયા. પણ દેવની સમક્ષ પૃથ્વી દુષ્ટ થઈ, ને પૃથ્વી જુલમથી ભરપુર થઈ હતી. અને દેવે પૃથ્વી પર જોયું, ને જુઓ, તે દુષ્ટ હતી, કેમકે સર્વ માણસે પૃથ્વી પર પોતાની ચાલ દુષ્ટ કીધી હતી.

અને દેવે નુહને કહ્યું કે મારી આગળ સર્વ જીવનો અંત આવ્યો છે, કેમકે તેઓને લીધે પૃથ્વી જુલમે ભરેલી છે, ને જુઓ હું તેઓનો પૃથ્વી સુદ્ધાં સંહાર કરીશ. (બા. ગુ. ઉત્પત્તિ. અ० ૫-૬)

## ક્રિશ્ચિયન સ્વર્ગ.

આકાશમાં એક રાજ્યાસન મુકાયું, ને રાજ્યાસન પર બેઠેલો એક હતો; ને જે બેઠો હતો તે જોવામાં યાસપિસ પાષાણ તથા લાલ સરખો હતો, ને રાજ્યાસનની આસપાસ મેઘધનુષ્ય જોવામાં લીલમ સરખું હતું; અને રાજ્યાસનની આસપાસ ચોવીસ આસનો હતાં, ને તે આસનો પર ચોવીસ વડીલો બેઠેલા મેં દીઠા, જેઓએ ઉજળાં વસ્ત્ર પહેરેલાં હતાં ને જેઓનાં માથાં ઉપર સોનાના મુગટ હતા. અને રાજ્યાસનમાંથી વિજળીઓ તથા વાણીઓ તથા ગર્જનાઓ નિકળતાં હતાં; ને રાજ્યાસનની આગળ અગ્નિના સાત દીવા બળતા હતા, તે દેવના સાત આત્મા છે. અને રાજ્યાસનની આગળ સ્ફટિકના જેવો ચળકતો સમુદ્ર હતો, ને રાજ્યાસનની મધ્યે તથા રાજ્યાસનની આસપાસ આગળ પાછળ આંખે ભરેલા એવા ચાર પ્રાણી હતા. અને પહેલો પ્રાણી સિંહના જેવો, ને બીજો પ્રાણી વાછરડા જેવો હતો, ને ત્રીજા પ્રાણીને માણસના સરખું મ્હોં હતું, ને ચોથો પ્રાણી ઉડતા ગરૂડના સરખો હતો. અને તે ચાર પ્રાણીઓમાંના દરેકને છ છ પાંખ હતી, ને આસપાસ તથા માંહેથી આંખે ભરેલા હતા, ને પવિત્ર પવિત્ર પવિત્ર પ્રભુદેવ, સર્વસમર્થ, જે હતો, ને છે, ને આવવાનો છે, એમ કહેતાં તેઓ રાત દહાડો વિસામો લેતા નથી. અને રાજ્યાસન પર બેઠેલો, જે સદા સર્વ કાળ સુધી જીવતો છે, તેને ભજશે, ને પોતાના મુગટ રાજ્યાસન આગળ નાખીને કહેશે કે, ઓ અમારા પ્રભુ તથા દેવ, મહિમા તથા માન તથા પરાક્રમ પામવાને તું લાયક છે, કેમકે તેં સર્વ ઉત્પન્ન કીધાં, ને તારી ઇચ્છાના કારણથી તેઓ હતાં, ને ઉત્પન્ન થયાં.........અને રાજ્યાસનની તથા ચાર પ્રાણીઓની વચમાં તથા વડીલોની વચમાં મારી નાખેલાના જેવું એક હલવાન ઉભું રહેલું મેં દીઠું; ને તેને સાત શીંગડાં તથા સાત આંખ હતી; એ (આંખો) દેવના સાત આત્મા

છે, જે આખી પૃથ્વીમાં મોકલેલા છે. અને તેણે જઈને રાજ્યાસન પર બેઠેલાના જમણા હાથમાંથી તે (પુસ્તક) લીધું. અને જ્યારે તે પુસ્તક લીધું, ત્યારે ચાર પ્રાણીઓ તથા ૨૪ વડીલો હલવાનની આગળ પડ્યા; ને હરેકને વીણા તથા ધૂપે ભરેલા સોનાનાં પ્યાલાં હતાં. તે ધૂપ પવિત્રોની પ્રાર્થનાઓ છે. અને તેઓએ નવું કીર્તન ગાતાં કહ્યું કે, તું પુસ્તક લેવાને તથા તેની મુદ્રા ઉઘાડવાને લાયક છે, કેમકે તું મારી નંખાયો હતો ને તેં પોતાને લોહીએ, દેવને સારૂ સર્વ કુળો તથા ભાષા તથા લોક તથા દેશોમાંના વેચાતા લીધા છે; ને અમારા દેવને સારૂ તેમને રાજ્ય તથા યાજકો કીધા છે, ને તેઓ પૃથ્વી પર રાજ્ય કરે છે. અને મેં જોયું, અને રાજ્યાસન તથા પ્રાણીઓ તથા વડીલોની આસપાસ મેં ઘણા દૂતોની વાણી સાંભળી. અને તેઓની ગણત્રી ક્રોડોના ક્રોડની ને લાખોના લાખની હતી. તેઓએ મોટે સાદે કહ્યું કે જે હલવાન મારી નંખાયું હતું તે પરાક્રમ તથા સંપત તથા જ્ઞાન તથા સામર્થ્ય તથા માન તથા મહિમા તથા સ્તુતિ પામવા લાયક છે. અને હરેક ઉત્પન્ન કરેલું જે આકાશમાં તથા પૃથ્વી પર તથા પૃથ્વીની તળે તથા સમુદ્રમાં છે, વળી તેઓમાંનાં સઘળાં જે છે તેઓને એમ કહેતાં મેં સાંભળ્યાં કે, રાજ્યાસન પર જે બેઠેલો છે તેને તથા હલવાનને, સ્તુતિ તથા માન તથા મહિમા તથા બળ સદા સર્વ કાળ સુધી થાઓ. ત્યારે ચારે પ્રાણીએ કહ્યું, આમેન; ને વડીલોએ પગે પડીને તેનું ભજન કીધું.

(બા. ગુ. પ્રકટીકરણ અ. ૪–૫)

## નેકી-બદીનો ઈન્સાફ.

અને જ્યારે માણસનો દીકરો પોતાના મહિમામાં સર્વ પવિત્ર દૂતો સુદ્ધાં આવશે, ત્યારે તે પોતાના મહિમાના રાજ્યાસન પર બેસશે. અને સર્વ લોક તેની આગળ એકઠા કરાશે. અને જેમ ઘેટાંપાલક ઘેટાંને બકરાંથી જુદાં પાડે છે, તેમ તે તેઓને એક બીજાથી જુદા પાડશે. અને ઘેટાંને તે પોતાને જમણે હાથે, પણ બકરાંને ડાબે હાથે

રાખશે. ત્યારે રાજા પોતાની જમણી તરફનાઓને કહેશે કે, મારા બાપના આશીર્વાદિતો, તમે આવો, જે રાજ્ય જગતનો પાયો નાખ્યા અગાઉ તમારે સારૂ તૈયાર કીધેલું છે, તેનો વારસો લો. કેમકે હું ભૂખ્યો હતો, ત્યારે તમે મને ખાવાનું આપ્યું; હું તરસ્યો હતો ત્યારે તમે મને (પાણી) પાયું; હું પારકો હતો, ત્યારે તમે મને પરોણો રાખ્યો; હું નાગો હતો, ત્યારે તમે મને વસ્ત્ર પહેરાવ્યાં; હું માંદો હતો ત્યારે તમે મને જોવા આવ્યા; હું કેદમાં હતો, ત્યારે તમે મારી પાસે આવ્યા. ત્યારે ન્યાયીઓ તેને ઉત્તર દેતાં કહેશે કે, પ્રભુ, કયારે અમે તને ભૂખ્યો દેખીને ખવાડયું, અથવા તરસ્યો દેખીને (પાણી) પાયું? ને કયારે અમે તને પારકો દેખીને પરોણો રાખ્યો, અથવા નાગો દેખીને વસ્ત્ર પહેરાવ્યાં? અને કયારે અમે તને માંદો અથવા કેદમાં જોઈને તારી પાસે આવ્યા? ત્યારે રાજા ઉત્તર દેતાં તેઓને કહેશે હું તમને ખચિત કહું છું કે, આ મારા ભાઈઓમાંના બહુ નાનાઓ-માંથી એકને તમે તે કીધું એટલે મને કીધું. પછી ડાબી તરફનાંઓને પણ તે કહેશે કે, ઓ શાપિતો, જે સર્વકાલિક અગ્નિ શેતાન તથા તેના દૂતોને સારૂ તૈયાર કીધેલો છે, તેમાં તમે મારી આગળથી જાઓ. કેમકે હું ભૂખ્યો હતો પણ તમે મને ખાવાનું આપ્યું નહિ; હું તરસ્યો હતો, પણ તમે મને (પાણી) પાયું નહિ; (ઈત્યાદિ પૂર્વવત્)...... હું તમને ખચિત કહું છું કે, આ બહુ નાનાઓમાંથી એકને તમે તે કીધું નહિ, એટલે મને કીધું નહિ; અને તેઓ સવકાલિક શાસનમાં જશે, પણ ન્યાયીઓ સર્વકાલિક જીવનમાં (જશે). (માત્થી પુ० અ. ૨૫)

અને જે સાત દૂતની પાસે તે સાત પ્યાલાં હતાં, તેઓમાંનો એક આવ્યો, ને તેણે મારી સાથે બોલતાં કહ્યું કે, આવ, ને જે મોટી વેસ્યા ઘણા પાણી પર બેઠેલી છે, તેનો દંડ હું તને દેખાડીશ. તેની સાથે પૃથ્વીના રાજાઓએ વ્યભિચાર કીધો છે, ને તેના વ્યભિ-ચારના દ્રાક્ષરસથી પૃથ્વીના રહેનારા છાકટા (મતવાલા) થયા. અને

તે મને આત્માએ અરણ્યમાં લઈ ગયો; ને એક કિરમજી રંગના શ્વાપદ પર એક બાયડી બેઠેલી મેં દીઠી; તે શ્વાપદ દુર્ભાષણના નામથી ભરેલું, ને તેને સાત માથાં ને દસ શીંગડાં હતાં.......અને જે દસ શિંગડા તથા શ્વાપદ તેં દીઠાં તેઓ તે વેશ્યાનો દ્વેષ કરશે, ને તેને તજેલી તથા નાગી કરશે, ને તેનું માંસ ખાશે, ને આગળથી તેને બાળી નાખશે. કેમકે દેવે તેઓના મનમાં એવું મૂકયું છે કે તેઓ તેની ઇચ્છા પુરી કરે........અને આકાશમાંથી બીજી એક વાણી એમ કહેતી મેં સાંભળી કે ઓ મારા લોક, તેમાંથી નિકળો, એ માટે કે તમે તેના પાપના ભાગીઓ ન થાઓ, ને તેના અનર્થમાંનું કંઈ ન પામો;......એ માટે એક દહાડામાં તેના અનર્થો એટલે મરણ તથા ખેદ તથા દુકાળ આવશે, ને તે અગ્નિથી બાળી નાખશે; કેમકે પ્રભુદેવ જેણે તેનો ન્યાય કીધો, તે સમર્થ છે.........

(બા. ગુ. પ્રકટીકરણ અ. ૧૭–૧૮)

અને મેં એક દૂત આકાશથી ઉતરતો દીઠો, જેની પાસે ઉંડાણની કુંચી હતી, ને જેના હાથમાં મોટી સાંકળ હતી. અને તેણે અજગર જે ઘરડો સર્પ, બટ્ટો મુકનાર તથા શેતાન છે, તેને પકડ્યો, ને હજાર વર્ષ લગી તેને બાંધ્યો, ને તેણે તેને ઉંડાણમાં ફેંકીને તે બંધ કીધું, ને તે પર મુદ્રા કીધી, એ માટે કે તે હજાર વર્ષ પુરાં થતાં સુધી તે ફરી વિદેશીઓને ન ભુલાવે;........અને જ્યારે તે હજાર વર્ષ થઈ ચુકશે, ત્યારે શેતાન તેના બંધનથી છોડાશે, ને તે પૃથ્વી પરના ચારે ખુણામાંના લોકને ગોગ તથા માગોગને ભુલાવવાને તથા લડાઇને સારૂ તેઓને એકઠા કરવાને નિકળી આવશે; તેઓની ગણત્રી સમુદ્રની રેતી સરખી છે.........અને શેતાન જેણે તેઓને ભુલાવ્યા, તે અગ્નિ તથા ગંધકની ખાઇમાં, જ્યાં શ્વાપદ તથા જુઠો ભવિષ્યવાદી છે, ત્યાં ફેંકાયો; ને રાત–દિવસ સદા સર્વકાળ સુધી તેઓ પીડા પામશે.

(બા. ગુ. પ્રકટીકરણ અ. ૨૨)

## વિધર્મીઓ પ્રત્યે યહોવાહનો કોપ અને તેનું ફલ.

પણ જો તમે મારૂં નહિ સાંભળો, ને આ સર્વ આજ્ઞાઓ નહિ પાળો; ને જો તમે મારા વિધિઓને તુચ્છ કરશો, ને જો તમારા જીવ મારાં ન્યાય કૃત્યોને કંટાળશે, કે જેથી કરીને મારી સર્વ આજ્ઞાઓને તમે નહિ પાળો, પણ મારો કરાર તોડશો; તો હું પણ તમને આમ કરીશ. હું તમારા ઉપર ધાસ્તી લાવીશ, એટલે ક્ષય તથા તાવ કે જેથી તમારી આંખો ક્ષીણ થશે, ને તમારાં હૃદય ઝુરશે; ને તમે તમારાં બી વૃથા વાવશો, કેમકે તમારા શત્રુઓ તેની (ઉપજ) ખાઈ જશે. અને હું તમારી વિરૂદ્ધ મારૂં મુખ રાખીશ, ને તમે તમારા શત્રુઓની આગળ માર્યા જશો; જેઓ તમારો દ્વેપ કરે છે, તેઓ તમારા ઉપર રાજ્ય કરશે; ને કોઇ તમારી પછવાડે લાગેલો ન છતાં તમે નાસશો. અને એ બધું છતાં જો તમે મારૂં નહિ સાંભળો, તો હું તમને તમારાં પાપને લીધે સાતગણી વધારે શિક્ષા કરીશ. અને હું તમારા સામર્થ્યનો ગર્વ તોડીશ; ને હું તમારા આકાશને લોઢાના જેવું, ને તમારી ભૂમિને પિત્તળના જેવી કરીશ. અને તમારી શક્તિ વ્યર્થ વપરાશે; કેમકે તમારી ભૂમિ પોતાની ઉપજ નહિ આપશે....અને હું તમારા મધ્યે જંગલી શ્વાપદો મોકલીશ, કે જે તમારી પાસેથી તમારાં છોકરાંને છીનવી લેશે,...અને હું તમારા ઉપર તલવાર લાવીશ, કે જે (તોડેલા) કરારનો બદલો લેશે; ને તમે પોતાનાં નગરોમાં એકઠા થશો, ત્યારે હું તમારામાં મરકી મોકલીશ; ને તમે શત્રુઓના હાથમાં સોંપાઇ જશો....અને જો તમે આટલું બધું છતાં મારૂં નહિ સાંભળો, પણ મારી વિરૂદ્ધ ચાલશો; તો હું કોપે કરીને તમારી વિરુદ્ધ ચાલીશ; ને હું તમારાં પાપને લીધે સાત-ગણી શિક્ષા તમને કરીશ. અને તમે પોતાના દીકરાઓનું માંસ ખાશો, ને પોતાની દીકરીઓનું માંસ ખાશો. અને હું તમારા પર્વત પરનાં દેવ-સ્થાનો પાડી નાખીશ, ને તમારી સૂર્યમૂર્તિઓને કાપી

નાખીશ, ને તમારી પુતળીઓનાં મુડદાં પર તમારાં મુડદાં નાખીશ; ને મારો જીવ તમને કંટાળશે. અને હું તમારાં નગરોને વેરાન કરીશ, ને તમારા પવિત્ર સ્થાન ઉજ્જડ કરીશ; ને તમારી સુગંધી વસ્તુઓનો સુવાસ હું નહિ સુંઘીશ. અને હું દેશને ઉજ્જડ કરીશ, અને તમારા શત્રુઓ જે તેમાં રહેશે તેઓ એ જોઈને વિસ્મિત થશે. અને હું તમને વિદેશીઓમાં વિખેરી નાખીશ, ને તમારી પછવાડે તરવાર તાણીશ; ને તમારો દેશ ઉજ્જડ થશે, ને તમારાં નગરો વેરાન થશે.

( બા. જુ. લેવીય અ. ૨૬ )

ત્યારે યહોવાહે મુસાને કહ્યું કે, ફારૂનની પાસે જઈને તેને કહે કે, યહોવાહ એમ કહે છે કે મારા લોકને મારી સેવા કરવા માટે જવા દે. અને જો તું તેમને જવા દેવાની ના પાડશે, તો, જો, હું તારા દેશની સર્વ સીમાઓમાં દેડકાંનો માર આણીશ, અને નદી દેડકાંથી ખદખદશે; ને તેઓ ચઢી આવીને તારા ઘરમાં તથા તારી સુવાની ઓરડીમાં તથા તારા બિછાના ઉપર તથા તારા સેવકોના ઘરમાં તથા તારી પ્રજા ઉપર તથા તારા ચુલાઓમાં તથા તારી કથરોટોમાં આવશે. અને તે દેડકાં તારા ઉપર તથા તારી પ્રજા ઉપર તથા તારા સર્વ સેવકો ઉપર ચઢી આવશે....(હારૂનને યહોવાહનો હુકમ થવાથી) અને હારૂને પોતાનો હાથ મિસરના પાણી ઉપર લાંબો કર્યો; ને દેડકાંએ નિકળી આવીને મિસર દેશને ઢાંકી કાઢ્યો....યહોવાહ કહે છે કે, મારા લોકોને મારી સેવા કરવા માટે જવા દે, કેમકે જો તું મારા લોકને જવા નહિ દેશે તો, જો, હું તારા ઉપર તથા તારા સેવકો ઉપર તથા તારી પ્રજા ઉપર તથા તારાં ઘરોમાં માંખો મોકલીશ. અને મિસરીઓનાં ઘર તથા જે ભોંય પર તેઓ આવેલાં છે તે પણ માંખોનાં ટોળાંથી ભરાઈ જશે....કાલસુધીમાં એ ચિન્હ થશે. અને યહોવાહે એ પ્રમાણે કર્યું....અને યહોવાહે મુસાને કહ્યું, હારૂનની હજુરમાં જઈને તેને કહે કે...મારા લોકોને મારી સેવા કરવા જવા દે...હજી પણ તેમને

રોકી રાખશે તો, જો, ખેતરમાંનાં તારાં પશુઓ ઉપર, એટલે ઘોડાં ઉપર, તથા ગધેડાં ઉપર, તથા ઉંટો ઉપર તથા ઢોરઢાંક ઉપર તથા ઘેટાં બકરાં ઉપર યહોવાહનો હાથ આવ્યો જાણજે; બહુ ભારે મરકી (આવશે)...યહોવાહ આ દેશમાં એ કાર્ય કાલે કરશે. અને તેને બીજે દિવસે યહોવાહે તે પ્રમાણે કીધું.

( બા. ગુ. નિર્ગમન. અ. ૮–૯)

એકલા યહોવાહ વિના બીજા કોઇ દેવને યજ્ઞ કરનારનો પુરો સંહાર કરાય. ( બા. ગુ. નિર્ગમન અ. ૨૨ )

અને યહોવાહે મુસાને કહ્યું, મેં આ લોકને જોયા છે, ને જો, તે હઠીલા લોક છે. મારો ક્રોધ તેઓ પર તપે, ને હું તેઓનો સંહાર કરૂં, માટે મને અટકાવીશ મા; ને હું તને મોટી દેશજાતિ કરીશ. અને મુસાએ પોતાના દેવ યહોવાહની વિનંતિ કરીને કહ્યું, હે યહોવાહ, તારા જે લોકોને તું મોટા પરાક્રમ વડે તથા બલવાન હાથે મિસર દેશમાંથી કાઢી લાવ્યો છે, તેઓ વિરૂદ્ધ તારો ક્રોધ કેમ તપે છે?......તારા બળતા ક્રોધથી ફર, ને તારા લોક પર આફત લાવવાનો ઇરાદો ફેરવ...અને જે આફત પોતાના લોક પર લાવવાનું યહોવાહે કહ્યું હતું તે વિષે તેણે મન ફેરવ્યું.

( બા. ગુ. નિર્ગમન અ. ૩૨)

## યહોવાહની અસર્વજ્ઞતા.

જ્યારે તમે પોતાના દેશમાં તમારા ઉપર જુલ્મ કરનાર શત્રુઓની સામા યુદ્ધ કરવા જાઓ ત્યારે ભયસૂચક રણશીંગડાં વગાડો. ને યહોવાહ તમારા દેવની હજુરમાં તમારૂં સ્મરણ કરવામાં આવશે ને તમે પોતાના શત્રુઓથી બચવા પામશો........હું યહોવાહ તમારો દેવ છું. (બા. ગુ. ગણના અ. ૧૦)

ત્યારે યહોવાહનું વચન શમુએલની પાસે એ પ્રમાણે આવ્યું કે મેં શાઉલને રાજા ઠરાવ્યો છે, એ વિષે મને અનુતાપ થાય છે.

( બા. ગુ. શમુએલ પહેલી. અ. ૧૫ )

## યહોવાહની આત્મપ્રશંસા.

એ માટે કે તું જાણે કે, આખી પૃથ્વીમાં મારા જેવો કોઈ નથી. કેમકે અત્યારસુધીમાં મેં મારો હાથ લંબાવીને તારા ઉપર તથા તારી પ્રજા ઉપર મરકીનો માર આણ્યો હોત, તો તું ભૂમિ ઉપરથી નષ્ટ થાત; પણ નિશ્ચે મેં તને એ માટે નિભાવી રાખ્યો છે, કે હું તને મારૂં સામર્થ્ય દેખાડું, અને આખી પૃથ્વી ઉપર મારૂં નામ પ્રગટ કરાય. (ગુ. બા. નિર્ગમન અ. ૯)

કેમકે મેં તેનું હૃદય તથા તેના સેવકોનાં હૃદય હઠીલાં કીધાં છે, એ સારૂ કે હું આ મારાં ચિન્હો તેઓની મધ્યે દેખાડું; અને એ સારૂ કે જે કામો મેં મિસર ઉપર કીધાં છે, ને જે ચિન્હો મેં તેઓ મધ્યે કીધાં છે, તે તું તારા દીકરાને તથા તારા દીકરાના દીકરાને કહી સંભળાવે; કે તમે જાણો કે હું યહોવાહ છું.

( બા. ગુ. નિર્ગમન અ. ૧૦ )

## યહોવાહ માટે પશુ પક્ષીઓનું બલિદાન.

અને યહોવાહે મુસાને બોલાવીને મુલાકાત મંડપમાંથી તેની સાથે બોલતાં કહ્યું કે, ઇસ્રાએલ પુત્રોને એમ કહે કે, જ્યારે તમારામાંનો કોઈ માણસ યહોવાહને અર્પણ ચઢાવે ત્યારે તે અર્પણ પશુમાંનું એટલે ઢોરમાંનું, તથા ઘેટાં બકરાંમાંનું, તમારે ચઢાવવું...... અને જો યહોવાહને સારૂ તેનું અર્પણ દહનીયાર્પણને માટે પક્ષીઓનું હોય, તો તે હોલાઓનું કે કબુતરનાં બચ્ચાંનું અર્પણ ચઢાવે. અને યાજક તેને વેદી પાસે લાવીને તેની મુંડી મરડી નાંખે, ને વેદી પર તેનું દહન કરે; ને તેનું રક્ત વેદીની બાજુએ નિગળી જવા દે. અને તેનો પોટો મેલ સુદ્ધાં કાઢી લઇને વેદીની પૂર્વ બાજુએ રાખ નાંખવાની જગ્યાએ ફેંકી દે. અને તેને પાંખો પાસે ચીરે, પણ બે ભાગ પાડી ન દે; ને યાજક વેદી પરના અગ્નિ પરનાં લાકડાં પર તેનું દહન કરે, તે યહોવાહને સારૂ સુવાસિક દહનીયાર્પણ એટલે હોમયજ્ઞ છે. ( બા. ગુ. લેવીય પુ. ૩ અ. ૧ )

## ક્રિશ્ચિયન ફિરસ્તા (યમદૂતો).

અને જ્યારે હલવાને તે સાત મુદ્રામાંની એકને ઉઘાડી ત્યારે મેં જોયું, ને ચાર પ્રાણીમાંના એકનું મેં સાંભળ્યું, જાણે ગર્જનાનો અવાજ થતો હોય તેવી રીતે (તેણે) કહ્યું કે, આવ. અને મેં જોયું, ને જુઓ, એક સફેદ ઘોડો હતો, ને તે પર જે બેઠેલો હતો તેની પાસે ધનુષ્ય હતું, ને તેને મુગટ અપાયો, ને તે જીતતો તથા જીતવા સારૂ નીકળ્યો.

અને તેણે બીજી મુદ્રા ઉઘાડી, ત્યારે મેં બીજા પ્રાણીને એ કહેતો સાંભળ્યો કે, આવ. ત્યારે બીજો એક લાલ ઘોડો નીકળ્યો, ને તે પર જે બેઠેલો હતો તેને પૃથ્વી પરથી શાંતિ લઈ લેવાનું (સામર્થ્ય) અપાયું હતું, અને એ માટે કે તેઓ એક બીજાને મારી નાંખે; ને તેને મોટી તરવાર અપાઈ.

અને જ્યારે તેણે ત્રીજી મુદ્રા ઉઘાડી, ત્યારે મેં ત્રીજા પ્રાણીને કહેતો સાંભળ્યો કે, આવ. ત્યારે મેં જોયું, ને જુઓ, એક કાળો ઘોડો, ને તે પર જે બેઠેલો હતો તેના હાથમાં ત્રાજવાં હતાં. અને ચાર પ્રાણીઓની વચમાં મેં એક વાણી એમ કહેતી સાંભળી કે, પાવલે શેર ઘઉં, ને પાવલે ત્રણ શેર જવ; પણ તેલ તથા દ્રાક્ષ-રસ તું ન બિગાડ.

અને જ્યારે તેણે ચોથી મુદ્રા ઉઘાડી, ત્યારે મેં ચોથા પ્રાણીની વાણી એમ કહેતી સાંભળી કે, આવ. અને મેં જોયું, ને જુઓ, ફીકા રંગનો એક ઘોડો, ને તે પર જે બેઠેલો હતો તેનું નામ મરણ, ને તેની સાથે હાડેસ પાછળ ચાલતું હતું; ને તરવારે તથા દુકાળે તથા મરણે તથા પૃથ્વીનાં શ્વાપદોએ કરીને જગતમાંના ચોથા હિસ્સાને મારી નાંખવાનો અધિકાર તેમને અપાયો હતો.

અને જ્યારે તેણે પાંચમી મુદ્રા ઉઘાડી, ત્યારે દેવની વાતને લીધે તથા પોતે જે સાક્ષી રાખી હતી તેને લીધે મારી નંખાયેલાના આત્મા મેં વેદી તળે દીઠા. અને તેઓએ મોટો ઘાંટો કાઢીને કહ્યું

કે, એ સ્વામી, પવિત્ર તથા સત્ય, ઇન્સાફ ઠરાવવાનું તથા પૃથ્વી પરના રહેનારાઓ પાસેથી અમારા લોહીનો બદલો લેવાનું ક્યાંસુધી નહિ કરીશ? ( બા. ગુ. પ્રકટીકરણ. અ. ૬ )

## ક્રિશ્ચિયન પ્રલય.

અને જ્યારે તેણે છઠ્ઠી મુદ્રા ઉઘાડી ત્યારે મેં જોયું, ને મોટો ધરતીકંપારો થયો, ને સૂર્ય નિમાળાના કામળા જેવો કાળો થયો, ને તમામ ચંદ્ર લોહી જેવો થયો, ને જેમ મોટા પવનથી હલાવાએલી અંજીરીનાં કાચાં ફળ પડે છે, તેમ આકાશમાંના તારાઓ પૃથ્વી પર પડ્યા. અને આકાશ લપેટેલા ઓળીઆની પેઠે ટળી ગયું; ને હરેક પહાડ તથા બેટ પોતપોતાને ઠામેથી ખસેડાયા; ને જગતના રાજાઓ તથા મોટા માણસો તથા સેનાપતિઓ તથા ધનવન્તો તથા પરાક્રમીઓ તથા હરેક દાસ તથા સ્વતંત્ર, એઓ ખોમાં તથા પહાડોના પત્થરોમાં સંતાઈ ગયા; ને એઓએ પહાડોને તથા પત્થરોને કહ્યું કે, તમે અમ પર પડો, ને રાજ્યાસન પર બેઠેલાના મ્હોં આગળથી તથા હલવાનના કોપથી અમને સંતાડો; કેમકે તેઓના કોપનો મોટો દહાડો આવ્યો છે, ને કોણથી ઉભું રહેવાય?......અને એ પછી, મેં ચાર દૂતને પૃથ્વીના ચાર ખુણા ઉપર ઉભા રહેલા દીઠા; ને તેઓએ પૃથ્વીના ચાર પવનને એવી રીતે પકડી રાખ્યા હતા કે, પૃથ્વી પર અથવા સમુદ્ર પર અથવા કોઈ ઝાડ પર પવન ન વાય. અને મેં બીજા દૂતને ઉગમણથી ચઢતો દીઠો, ને તેની પાસે જીવતા દેવની મુદ્રા હતી......અને તેણે મને કહ્યું, જેઓ મોટી વિપત્તિમાંથી આવ્યા તેઓ એ છે; ને તેઓએ પોતાનાં વસ્ત્ર ધોયાં, ને હલવાનના લોહીમાં ઉજળાં કીધાં. એ માટે તેઓ દેવના રાજ્યાસનની આગળ છે.......જે હલવાન રાજયાસનની મધ્યે છે, તે તેઓનો પાળક થશે.

અને જ્યારે તેણે સાતમી મુદ્રા ઉઘાડી, ત્યારે આશરે એક ઘડી સુધી આકાશમાં મૌન થયું. અને દેવની આગળ જે સાત દૂત ઉભા રહે

છે તેઓને મેં દીઠા, ને તેઓને સાત રણશીંગડાં અપાયાં......અને જે સાત દૂતની પાસે સાત રણશીંગડાં હતાં તેઓ વગાડવા સારૂ તૈયાર થયા. પહેલાએ વગાડ્યું, ને લોહીએ ભેળેલાં કરાં તથા આગ થયાં, ને પૃથ્વી પર ફેંકાયાં ને પૃથ્વીનો ત્રીજો ભાગ બળી ગયો, ને ઝાડોનો ત્રીજો ભાગ બળી ગયો, ને દરેક લીલો રોપ બળી ગયો.

અને બીજા દૂતે વગાડ્યું, ત્યારે આગથી બળતા મોટા પહાડના જેવું કંઈ સમુદ્રમાં ફેંકાયું, ને સમુદ્રનો ત્રીજો ભાગ લોહી થયો, ને સમુદ્રમાંનાં પ્રાણીઓ જેઓમાં જીવ હતો તેઓનો ત્રીજો ભાગ મુઓ, ને વહાણોનો ત્રીજો ભાગ નાશ પામ્યો.

અને ત્રીજા દૂતે વગાડ્યું, ને દીવાના જેવો બળતો એક મોટો તારો આકાશમાંથી પડ્યો, ને તે નદીઓના ત્રીજા ભાગ પર તથા પાણીના ઝરાઓ પર પડ્યો. અને તે તારાનું નામ કડવાદૌના કહેવાય છે, ને પાણીનો ત્રીજો ભાગ કડવાદૌનારૂપ થયો, ને પાણીથી ઘણાં માણસો મરી ગયાં, કારણકે તે કડવાં થયાં હતાં.

અને ચોથા દૂતે વગાડ્યું, ત્યારે સૂર્યનો ત્રીજો ભાગ તથા ચંદ્રનો ત્રીજો ભાગ તથા તારાઓનો ત્રીજો ભાગ મરાયો, એ માટે કે તેઓનો ત્રીજો ભાગ અંધકારરૂપ થાય, ને દિવસનો ત્રીજો ભાગ, તેમ જ રાતનો ત્રીજો ભાગ પ્રકાશરહિત થાય.

અને મેં જોયું ને અંતરિક્ષમાં એક ઉડતા ગરૂડને મોટી વાણીએ એમ કહેતો સાંભળ્યો કે, જે બીજા ત્રણ દૂતો વગાડવાના છે, તેઓનાં રણશીંગડાંના બાકી રહેલા નાદને લીધે પૃથ્વી પરના રહેનારાઓને અફસોસ, અફસોસ, અફસોસ.

અને પાંચમા દૂતે વગાડ્યું, ત્યારે મેં એક તારો આકાશથી પૃથ્વી પર પડેલો દીઠો; ને તેને ઉંડાણના ખાડાની કુંચી અપાઈ. અને તેણે ઉંડાણના ખાડાને ઉઘાડ્યો, ને મોટી ભઠ્ઠીના ધુમાડા જેવો ખાડામાંથી ધુમાડો નીકળ્યો, ને ખાડાના ધુમાડાથી સૂર્ય તથા

વાતાવરણ અંધરાયાં. અને ધુમાડામાંથી તીડ નીકળીને પૃથ્વી પર આવ્યાં, ને જેમ પૃથ્વી પરના વીંછુઓને અધિકાર છે તેમ તેઓને અધિકાર અપાયો; ને તેઓને એવું કહેવાયું હતું કે, પૃથ્વીના ઘાસને તથા કોઇ લિલોતરી તથા કોઈ ઝાડને ઉપદ્રવ ન કરો, પણ જે માણસોના કપાળ પર દેવની મુદ્રા નથી એઓને ઉપદ્રવ કરો. અને તેઓને એવું અપાયું કે એઓને મારી નાખે નહિ, પણ પાંચ મહિના સુધી એઓ પીડા પામે; ને વીંછુ જ્યારે માણસને ડંખ મારે છે તે વારની પીડા પ્રમાણે એઓની પીડા હતી. અને તે દહાડાઓમાં માણસો મરણ શોધશે પણ પામશેજ નહિ. ને તેઓ મરવા બહુ ચહાશે પણ મરણ તેઓ પાસેથી નાસશે. અને તે તીડોના આકાર લડાઈને સારૂ તૈયાર કીધેલા ઘોડાઓના જેવા હતા ને તેઓનાં માથાં પર જાણે કે સોનાના જેવા મુગટો હતા, ને તેઓનાં મ્હોડાં માણસોનાં મ્હોંડાં જેવાં હતાં; ને તેઓના નિમાળા (બાલ) બાયડીના નિમાળા જેવા, ને તેઓના દાંત સિંહના દાંત જેવા હતા; ને તેઓને લોઢાનાં બખ્તર જેવાં બખ્તર હતાં; ને તેઓની પાંખોનો અવાજ લડાઈમાં દોડતા ઘણા ઘોડાના રથોના અવાજ સરખો હતો. અને વીંછુઓના સરખી તેઓની પુંછડી છે, ને ડંખ પણ છે, ને પાંચ મહિના સુધી માણસોને ઉપદ્રવ કરવાનો તેઓની પુંછડીઓમાં અધિકાર છે. અને ઉંડાણનો જે દૂત તે તેઓ પર રાજા છે; તેનું નામ હેબ્રી ભાષામાં અબાદ્દોન, પણ હેલેની ભાષામાં તેનું નામ આપલ્યોન (એટલે વિનાશક) છે.

પહેલો સંતાપ થઈ ગયો છે, જુઓ, હવે પછી બીજા બે સંતાપ આવે છે.

અને છઠ્ઠા દૂતે વગાડ્યું, ત્યારે દેવની સન્મુખની સોનાની વેદીનાં શીંગડાંમાંથી મેં એક વાણી સાંભળી; તેણે જે છઠ્ઠા દૂતની પાસે રણશીંગડું હતું તેને કહ્યું કે, મહા નદી ફ્રાત પર જે ચાર

દૂત બાંધેલા છે તેઓને છોડ. અને જે ચાર દૂત ઘડી તથા દિવસ તથા મહિના તથા વરસને સારૂ તૈયાર થયેલા હતા તેઓ છોડાયા એ માટે કે તેઓ માણસોના ત્રીજા ભાગને મારી નાખે. અને સવારોની ફોજોની ગણત્રી વીસ કરોડ હતી, તેઓની સંખ્યા મેં સાંભળી. અને આવી રીતે દર્શનમાં મેં ઘોડાઓને તથા તેઓ પરના બેસનારાઓને દીઠા. તેઓનાં બખ્તર અગ્નિરંગી તથા જામ્બુરંગી તથા ગંધકરંગી હતાં. અને એ ઘોડાઓનાં માથાં સિંહોનાં માથાં જેવાં છે, ને તેઓનાં મ્હોડાંમાંથી આગ તથા ધુમાડો તથા ગંધક નીકળે છે. એ ત્રણ અનર્થથી, એટલે આગ તથા ધુમાડો તથા ગંધક જે તેઓનાં મ્હોડામાંથી નીકળ્યાં, તેઓથી માણસોનો ત્રીજો ભાગ મારી નંખાયો;........પણ સાતમા દૂતની વાણીના દહાડાઓમાં, એટલે જ્યારે તે વગાડવા લાગશે ત્યારે દેવનો મર્મ, જેમ તેણે પોતાના દાસોને, એટલે ભવિષ્યવાદીઓને જણાવ્યો, તેમ સંપૂર્ણ થાય છે.

અને એક મોટી વાણી મંદિરમાંથી મેં સાંભળી, તેણે સાત દૂતને એમ કહ્યું કે, તમે જાઓ ને દેવના કોપનાં સાત પ્યાલાં પૃથ્વી પર રેડો. અને પહેલો દૂત ગયો, ને તેણે પોતાનું પ્યાલું પૃથ્વી પર રેડ્યું, ને જે માણસો શ્વાપદની નિશાની રાખતાં હતાં ને તેની મૂર્તિને ભજતાં હતાં, તેઓ પર ખરાબ તથા દુઃખદાયક ઘારૂં (ફોલ્લું) થયું.

અને બીજાએ પોતાનું પ્યાલું સમુદ્રપર રેડ્યું, ને તે મુડદાના લોહી સરખો થયો, ને હરેક જીવતો પ્રાણી જે સમુદ્રમાં હતો તે મરી ગયો.

અને ત્રીજાએ પોતાનું પ્યાલું નદીઓ પર તથા પાણીના ઝરાઓ પર રેડ્યું, ને તેઓ લોહી થયાં. અને પાણીના દૂતને એમ બોલતાં મેં સાંભળ્યો કે, ઓ પવિત્ર, જે છે ને હતો, તું ન્યાયી છે, કેમકે એવો ન્યાય તેં કીધો છે; કારણકે તેઓએ તારા પવિત્રોનું તથા ભવિષ્યવાદીઓનું લોહી વહેવડાવ્યું, ને તેં તેઓને લોહી પીવાને

આપ્યું છે; તેઓ લાયક છે. અને વેદીમાંથી બીજાને એમ કહેતાં મેં સાંભળ્યો કે, હા, ઓ સર્વસમર્થ પ્રભુ દેવ, તારો ઇન્સાફ સત્ય તથા ન્યાયી છે.

અને ચોથાએ પોતાનું પ્યાલું સૂરજ પર રેડ્યું; ને આગથી માણસોને બાળી નાંખવાનું તેને અપાયું; ને માણસો મોટી આંચથી દાઝ્યાં, ને દેવ જેને આ અનર્થો પર અધિકાર છે, તેના નામનું દુર્ભાષણ કીધું, ને તેઓએ તેને મહિમા આપવા સારૂ પશ્ચાત્તાપ કીધો નહિ.

અને પાંચમાએ પોતાનું પ્યાલું શ્વાપદના રાજ્યાસન પર રેડ્યું; ને તેના રાજ્ય પર અંધારૂં થઈ ગયું; ને તેઓએ પીડાને લીધે પોતાની જીભોને કરડી, ને પોતાની પીડાઓને લીધે તથા પોતાનાં ધારાં (ફફોલા) ને લીધે આકાશના દેવનું દુર્ભાષણ કીધું; ને તેઓએ પોતાનાં કામો સંબંધી પશ્ચાત્તાપ કીધો નહિ.

અને છઠ્ઠાએ પોતાનું પ્યાલું મોટી નદી એટલે ફ્રાત પર રેડ્યું, ને તેનું પાણી સુકાઈ ગયું................

અને સાતમાએ પોતાનું પ્યાલું વાતાવરણમાં રેડ્યું, ને (આકાશના) મંદિરના રાજ્યાસનમાંથી મોટી વાણી એમ કહેતી નીકળી કે, થઇ રહ્યું; ને વિજળીઓ તથા વાણીઓ તથા ગર્જનાઓ થયાં; ને વળી મોટો ધરતીકંપારો થયો એવો ભયંકર તથા એવો મોટો કે માણસો પૃથ્વી પર ઉત્પન્ન થયાં ત્યારથી એના જેવો થયો ન હતો. અને મોટા નગરના ત્રણ ભાગ થયા, ને દેશોનાં નગરો પડ્યાં; ને મોટા બાબેલોનની યાદ દેવને આવી, એ માટે કે પોતાના સખત કોપના દ્રાક્ષરસનું પ્યાલું તેને આપે. અને હરેક બેટ નાઠો, ને પહાડોનો પતો લાગ્યો નહિ. અને મોટાં કરાં આશરે એક એક મણનાં, આકાશથી માણસો પર પડ્યાં, ને કરાંના અનર્થને લીધે માણસોએ દેવનું દુર્ભાષણ કીધું કેમકે તેનો અનર્થ અતિશય મોટો છે.

(બા. ગુ. પ્રકટીકરણ અ. ૬–૭–૮–૯–૧૦–૧૬)

# નવીન સૃષ્ટિ-નિર્માણ

અને નવું આકાશ તથા નવી પૃથ્વી મેં દીઠાં, કેમકે પહેલું આકાશ તથા પહેલી પૃથ્વી જતાં રહેલાં છે; ને સમુદ્ર સદાને માટે લોપ થયો છે. અને મેં પવિત્ર નગર, નવું યરૂશાલેમ, દેવની પાસેથી આકાશથી ઉતરતું દીઠું, ને જેમ કન્યા પોતાના વરને સારૂ શૃંગારેલી હોય તેમ તે તૈયાર કીધેલું હતું........તેમાં દેવનો મહિમા હતો, ને તેનું તેજ અતિ મૂલ્યવાન પાષાણ જેવું એટલે યાસપિસ પાષાણ જે સ્ફટિક પ્રમાણે નિર્મળ હોય છે, એના જેવું હતું.........અને નગરનો રસ્તો ચોખા સોનાનો નિર્મળ કાચના જેવો હતો.........અને નગરમાં સૂર્ય કે ચંદ્ર પ્રકાશ કરે એવી જરૂર નથી, કેમકે દેવના મહિમાએ તેને પ્રકાશિત કીધું છે, ને હલવાન તેનો દીવો છે...અને દિવસે તેના દરવાજા કદી બંધ નહિ થશે, કેમકે ત્યાં રાત પડશે નહિ.........અને નદીના બે કિનારા પર જીવનનું ઝાડ હતું, જેને બાર પ્રકારનાં ફળ લાગતાં હતાં........અને ત્યાં કોઈ શાપ કદી થનાર નથી, પણ તેમાં દેવનું તથા હલવાનનું રાજ્યાસન થશે...અને ફરીથી રાત પડશે નહિ; ને તેઓને દીવાના અથવા સૂર્યના પ્રકાશની જરૂર નથી, કેમકે પ્રભુ દેવ તેઓ પર પ્રકાશ કરશે, ને તેઓ સદા સર્વકાળ સુધી રાજ્ય કરશે. ( બા. ગુ. પ્રકટીકરણ અ. ૨૧–૨૨ )

# નવી સૃષ્ટિ ઉપર ઇશ્વરની કૃપા.

અને રાજ્યાસનથી મોટી વાણી એમ કહેતી મેં સાંભળી કે, જુઓ, દેવનો મંડપ માણસોની પાસે છે, ને તે તેઓની સાથે વસશે, ને તેઓ તેના લોકો થશે, ને દેવ પોતે તેઓની સાથે રહીને તેઓનો દેવ થશે. અને તે તેઓની આંખોમાંનું હરેક આંસુ લોહી નાંખશે; ને મરણ ફરી થનાર નથી; ને શોક કે રડવું કે કષ્ટ ફરી થનાર નથી; પ્રથમની વાતો જતી રહેલી છે. (બા. ગુ. પ્રકટીકરણ અ. ૨૧)

# મુસ્લિમ સૃષ્ટિ.

ખુદા તેજ છે કે જેણે પૃથ્વીમાં જે સઘળું છે તે તમારે માટે પેદા કર્યું છે. પછી તેણે આકાશ ઉપર સત્તા ફેલાવી (પેદા કરવા ધાર્યું). પછી તેણે સાત આકાશો બનાવ્યાં; અને તે સર્વ ચીજ જાણનાર છે. (ગુજરાતી કુરાન પ્ર૦ ૨ સુરતુલ-બકરા આ. ૨૯)

તે સવારના પરોઢીયાનો ઉદય કરનાર છે અને તેણે રાત્રીને વિસામાની જગ્યા બનાવી છે અને સૂર્ય અને ચંદ્રને વખતની ગણતરી માટે પેદા કર્યા છે; આ શક્તિમાન (અને) દાના (ખુદાની) રચના છે. અને ખુદા તેજ છે કે જેણે તમારે માટે તારા બનાવ્યા છે કે જે વડે તમે જમીન અને સમુદ્રના અંધારામાં રસ્તો શોધી કાઢો. ખરેખર જે કોમ જાણે છે તેને માટે અમે નિશાનીઓનું વિગતવાર વર્ણન આપ્યું છે. (ગુ. કુ. પ્ર. ૬ સુરતોલ-અનઆમ આ. ૯૭-૯૮)

ખરેખર તમારો પરવરદેગાર અલ્લાહ તેજ છે કે જેણે આકાશો અને પૃથ્વી છ દિવસમાં પેદા કર્યાં. પછી તેણે અર્શ (પેદા કરવા)નો કસદ કર્યો. ખુદા દિવસને રાત વડે ઢાંકી દે છે, તે તેની પાછળ ઉતાવળી દોડતી આવે છે, અને સૂર્ય અને ચંદ્ર અને તારાઓ તેના હોકમને આધીન થએલા છે. જાણો, પેદા કરવાનું અને હોકમ તેનાજ છે. ...અને ખુદા તેજ છે કે જે પવનને સારા સમાચાર આપનાર તરીકે પોતાની દયા (વરસાદ) અગાઉ મોકલી આપે છે; છેવટે જ્યારે તે ભારે વાદળાંને ઉંચકી લઈ જાય છે, ત્યારે તેને અમે મુએલા (સુકાઈ ગએલા) દેશ ભણી હાંકીએ છીએ. પછી તેમાંથી અમે પાણી નીચે મોકલીએ છીએ......આ પ્રમાણે અમે મુએલાને સજીવન કરી બહાર લાવીએ છીએ કે કદાચ તમે શિખામણ લ્યો.

(ગુ. કુ. પ્ર. ૭ સુરતોલ-અઅરાફ આ. ૫૪-૫૭)

ખરેખર તમારો પરવર દેગાર અલ્લાહ છે કે જેણે આકાશો અને પૃથ્વી છ દિવસમાં પેદા કર્યાં. પછી તેણે અર્શ ઉપર પોતાની સત્તા ફેલાવી, તે સૃષ્ટિનાં કામ ચલાવે છે..............ખરેખર તે સૃષ્ટિની શરૂઆત કરે છે; પછી તેને (મરણ પછી) સજીવન કરે છે...... ખુદા તેજ છે કે જેણે સૂર્યને પ્રકાશિત બનાવ્યો છે, અને ચંદ્રને તેજોમય બનાવ્યો છે, અને તેને માટે ઘર (નક્ષત્ર) મુકરર કર્યાં, કે જેથી તમે વરસની અને મહિનાના હિસાબની ગણતરી જાણો. ખુદાએ આ સર્વ સત્ય સિવાય બનાવ્યાં નથી....

(ગુ. કુ. પ્ર. ૧૦ સુરતો–યુનોસ. આ. ૩–૪–૫)

અલ્લાહ તેજ છે કે જેણે આકાશો અને પૃથ્વી પેદા કર્યા છે, અને આકાશમાંથી પાણી નીચે મોકલ્યું છે; પછી તે વડે ફળો તમારી રૂઝી માટે તે બહાર લાવ્યો છે અને વહાણને તેણે તમારા તાબામાં રાખ્યાં છે કે જેથી તે તેના હોકમથી સમુદ્રમાં ચાલે. અને તેણે નદીઓને વહેતી કરી તમારા કબ્જામાં રાખી છે. અને તેણે તમારે માટે સૂર્ય અને ચંદ્ર કે જે હંમેશ ફરે છે તેને તાબે રાખ્યા છે, અને તેણે તમારે વાસ્તે રાત અને દિવસને તાબામાં રાખ્યાં છે......અને જો તમે ખુદાની મેહરબાની ગણવા ઇચ્છો તો તમે તેને ગણી શકો નહિ. ખરેખર મનુષ્ય જાત જોલમગાર (અને) અનુપકારી છે. (ગુ. કુ. પ્ર. ૧૪ સુરતો–એબરાહીમ આ. ૩૨–૩૩–૩૪)

ખુદા તેજ છે કે જેણે આસ્માનોને સ્તંભ વગર કે જે તમે જુઓ છો, પેદા કરી ઉંચે રાખ્યાં છે; પછી તેણે અર્શ ઉપર પોતાની સત્તા ફેલાવી, અને સૂર્ય અને ચન્દ્રને સ્વાધીન રાખ્યા; દરેક નીમેલા વખત સુધી ફરે છે. તે સૃષ્ટિનું કામ ચલાવે છે......અને ખુદા તેજ છે કે જેણે પૃથ્વી વિસ્તારી અને તેમાં દઢ પર્વતો અને નદીઓ પેદા કરી છે, અને સઘળાં ફળો તેમાં જુદીજુદી બે જાત પેદા કરી છે. તે રાતથી દિવસને ઢાંકી દે છે........તેણે આકાશમાંથી પાણી નીચે મોકલ્યું, પછી નદીઓ પોતાના પ્રમાણમાં વહેતી થઇ.

(ગુ. કુ. પ્ર. ૧૩ સુરતુર–રઅદ આ. ૨–૩–૧૭)

શું જેઓ કાફર થયા છે તેઓ જોતા નથી કે ખરેખર આકાશો અને પૃથ્વી બન્ને એકત્ર નક્કર પદાર્થ હતો; પછી અમે તે બન્નેને એક બીજાથી જુદાં કર્યા અને અમે પાણીમાંથી દરેક જીવતી ચીજ પેદા કરી ? શું તેઓ ઇમાન લાવતા નથી ? અને અમે પૃથ્વીમાં દૃઢ પર્વતો મુકયા એટલા માટે કે તે માણસોને ડગમગાવે નહિ, અને તેમાં વિશાળ રસ્તા પેદા કર્યા છે કે કદાચ તેઓ પોતાનો રસ્તો મેળવે. અને અમે આકાશને એક છાપરૂં બનાવ્યું છે કે જે (પડવામાંથી) જાળવેલું છે; એને તેઓ તે (આસમાન) ની નિશાનીઓથી મ્હોં ફેરવનાર છે.........અને અમે કોઈ મનુષ્યને તારા પહેલાં (આ સંસારમાં) અમર બનાવ્યું નથી. શું, ત્યારે જો તું મરી જાય તો તેઓ અમર છે ?

(ગુ. કુ. પ્ર. ૨૧ સુરતુલ–અનબીયા આ. ૩૦–૩૧–૩૨–૩૪)

આ સુરા જ્ઞાનભરેલી કેતાબની આયાત છે.......તેણે આકાશોને થાંભલા સિવાય પેદા કર્યાં છે કે જે તમે જુઓ છો, અને પૃથ્વીમાં તેણે ઉંચા પર્વતો નાંખ્યા છે કે જેથી તે તમને ડગમગાવે નહિ, અને તેમાં દરેક જાતનાં પ્રાણીઓને વિખેર્યા છે, અને અમે આકાશમાંથી પાણી નીચે મોકલ્યું છે, પછી અમે તેમાં દરેક જાતનો સારો ભાજી પાલો ઉગાડચો છે. આ ખુદાની સૃષ્ટિ છે, ત્યારે તમે મને બતાવો કે ખુદા સિવાય (જેઓને ખુદા તરીકે માનવામાં આવ્યા છે) તેઓએ શું પેદા કર્યું છે; બલ્કે જોલમગારો ચોકખી ભૂલમાં છે.

(ગુ. કુ. પ્ર. ૩૧ સુરતો–લોકમાન આ. ૨–૧૦–૧૧)

અને ખુદા તેજ છે કે જેણે પવનોને મોકલ્યા; પછી તેઓ વાદળાંને ઉંચકી લઈ ગયા; પછી અમે તેમને મુએલી જમીન તરફ હાંકી કાઢ્યા. પછી અમે તે વડે જમીનને તેના મૃત્યુ પછી સજીવન કરી. આ પ્રમાણે ફરીથી માણસને ઉત્પન્ન કરવાનું છે.......કે જેણે અમને કાયમ રહેવાની જગ્યામાં પોતાની કૃપાથી ઉતાર્યા છે. અમને

તેમાં કાંઈ દુઃખ પહોંચતું નથી, અને અમને તેમાં કાંઈ થાક લાગતો નથી. (ગુ. કુ. પ્ર. ૩૫ સુરતુલ–ફાતેર–આ. ૯–૩૫)

પછી તેણે તેનાં સાત આકાશો બે દિવસમાં બનાવ્યાં......

(ગુ. કુ. પ્ર. ૪૧ સુરતુસ–હમીમ સેજદા આ. ૧૨)

અને આકાશ અમે એલાહી શક્તિથી બનાવ્યું, અને અમે (તેમ કરવા) શક્તિમાન છીએ......

(ગુ. કુ. પ્ર. ૫૧ સુરતુઝ–ઝારીઆત આ. ૪૭)

## આદમ–માનવની ઉત્પત્તિ.

ખરેખર ઈસાનો દાખલો ખુદા પાસે આદમના દાખલા જેવો છે કે જેને ખુદાએ મટોડીમાંથી બનાવ્યો, પછી તેણે તેને કહ્યું કે "થા" અને તે થયો.

(ગુ. કુ. પ્ર. સુરતુ–આલે ૩–એમરાન. આ. ૫૯)

અને ખરેખર અમે મનુષ્ય (આદમ) ને સુકાવેલી માટી કે જે કાળી (અને) વાસ મારતી માટી હતી તેમાંથી પેદા કર્યો. અને જાન્નને તે અગાઉ ધૂમાડા વિનાની આગમાંથી અમે પેદા કર્યો.

(ગુ. કુ. પ્ર. ૧૫ સુરતુલ–હેજ્ર, આ. ૨૬–૨૭)

ખુદા તેજ છે કે જેણે તમને નબળી ચીજમાંથી પેદા કર્યા છે, પછી તેણે નબળાઈ પછી બળ આપ્યું છે, પછી તેણે બળ પછી નબળાઈ અને ઘડપણ આપ્યું છે. જે તે ચાહે છે તે તે પેદા કરે છે.

(ગુ. કુ. પ્ર. ૩૦ સુરતુર–રૂમ આ. ૫૪)

અને અમે તમને પૃથ્વીમાં રહેવાની જગ્યા આપી છે, અને અમે તમારે માટે તેમાં ભરણપોષણનાં સાધનો મુકરર કર્યાં છે... અને ખરેખર અમે તમને પેદા કર્યા, પછી તમને આકાર આપ્યો, પછી ફેરેસ્તાઓને અમે કહ્યું કે આદમને સેજદો કરો, પછી તેઓ

સઘળાએ એબ્લીસ સિવાય સેજ્દો કર્યો......ખુદાએ કહ્યું કે જ્યારે મેં તને ફરમાવ્યું ત્યારે તને કઇ ચીજે અટકાવ્યો કે તું સેજ્દો ન કરે? તેણે કહ્યું કે હું તેના કરતાં વધારે સારો છું. તેં મને આગમાંથી પેદા કર્યો છે અને તેં તેને મટોડીમાંથી પેદા કર્યો છે.

(ગુ. કુ. પ્ર. ૭. સુરતોલ–અઅરાફ. આ. ૧૦–૧૧–૧૨)

અને હે આદમ! તું અને તારી સ્ત્રી બેહેસ્તમાં રહો. પછી જ્યાંથી તમે બન્ને ઇચ્છો ત્યાંથી ખાઓ અને તમો બન્ને આ ઝાડ પાસે જાઓ નહિ, કે જેથી તમે બન્ને જોલમગારોમાંના થાઓ. પછી શેતાને તે બન્નેને વસવસો કરી (ફોસલાવ્યાં) એટલા માટે કે તે બન્નેનો જે ગુહ્ય ભાગ તેઓનાથી છુપો હતો તે તેઓને માટે તે ખુલ્લો કરે. અને શેતાને કહ્યું કે તમારા પરવરદેગારે તમને બન્નેને આ ઝાડની માત્ર એટલા માટે મના કરી છે કે રખે તમે બન્ને ફેરેસ્તા થાઓ અથવા તમે બન્ને અહિયાં નિરંતર રહેનારા થાઓ. અને તેઓ બન્ને પાસે તેણે સોગંદ ખાધા કે ખરેખર હું તમારે બન્ને માટે એક સલાહ આપનાર છું. પછી તેણે તે બન્નેને છેતરપીંડીથી નીચે ઉતાર્યા. પછી જ્યારે તેઓ બન્નેએ તે ઝાડ (નાં ફળ) નો સ્વાદ લીધો, ત્યારે તેઓ બન્નેનો ગુહ્ય ભાગ તેઓ બન્નેને જાહેર થયો, અને તેઓ પોતાની ઉપર બેહેસ્તની વાડીનાં પાંદડાં વળગાડવા મંડયાં. અને તેઓના પરવરદેગારે તેઓ બન્નેને નેદા (આકાશવાણી) કરી કહ્યું કે શું મેં તમને બન્નેને આ ઝાડની મના કરી નહોતી? અને મેં તમને બન્નેને કહ્યું નહોતું કે ખરેખર શેતાન તમારે બન્નેને માટે એક ચોખ્ખો શત્રુ છે?........ખુદાએ કહ્યું તમે સૌ નીચે ઉતરો, તમારામાંના કેટલાએક બીજા કેટલાએકના દુશ્મન છે. તમારા માટે પૃથ્વીમાં એક આરામગાહ અને અમુક મુદ્દત (મરણ) સુધી ભરણ પોષણ છે......હે આદમના છોકરાઓ! અમે તમારે માટે કપડાં અને સુંદર વસ્ત્ર નીચે મોકલ્યાં છે કે જે તમારી એબ ઢાંકે છે.

(ગુ. કુ. પ્ર. ૭ સુરતોલ અઅરાફ આ૦ ૧૯–૨૦–૨૧–૨૨–૨૪–૨૬)

પછી શેતાને તેના તરફ વસવસો કરી ફોસલાવ્યો (અને) કહ્યું, હે આદમ! શું હું તને અમૃતનું ઝાડ અને તેમજ એવી પાદશાહી કે જે કદી ખંડિત થનાર નથી તેની તરફ રસ્તો બતાવું ?

(મુ. કુ. પ્ર. ૨૦ સુરતો તા–હા. આ. ૧૨૦)

## મુસ્લિમ સ્વર્ગ.

કહે કે હું તમને આ કરતાં વધારે સારાની ખબર આપું ? જેઓ પરહેઝગાર છે તેઓને માટે પોતાના પરવરદેગાર પાસે બેહેસ્તની વાડીઓ છે, જેની નીચે નદીઓ વહે છે. તેમાં તેઓ અનંતકાલ રહેનાર છે, અને (તેમાં) પાક સ્ત્રીઓ અને ખુદાની ખુશ્નુદી છે, અને ખુદા પોતાના બંદાઓને જોનાર છે.

( મુ. કુ. પ્ર. ૩ સુરતુ આલે એમરાન આ. ૧૫ )

જ્યારે પૃથ્વી સખત ધ્રુજારાથી ધ્રુજશે, અને પર્વતોને ટુકડે ટુકડા કરી ચૂરે ચૂરા કરી નાંખવામાં આવશે......પછી જમણા હાથના માણસો; જમણા હાથના માણસો કેવા (સુખી) છે ? અને ડાબા હાથના માણસો; ડાબા હાથના માણસો કેવા (દુઃખી) છે ?......કે જે સોના અને રત્નજડિત તખ્તો ઉપર (આરામ) લે છે. તેઓ તે ઉપર અઢેલીને સામસામા બેસનારાઓ છે. તેઓની પાસે હમેશ જુવાન રહેનાર છોકરાઓ (સેવા માટે) ફરશે. હાથા વગરના કુઝાઓ અને આબખોરા અને દારૂથી ભરેલા પ્યાલાઓ સહિત (ફરશે). તે પીવાથી તેઓનું માથું દુખશે નહિ, અને તેમજ તેઓ બેભાન થશે નહિ. અને તેઓને માટે એવાં ફળો છે કે જે તેઓ પસંદ કરશે. અને પક્ષીઓનું માંસ કે જેની તેઓ ઇચ્છા કરશે. અને મોટી આંખવાળી હુરીઓ છે, કે જે છીપમાં છૂપાયેલા મોતી જેવી છે....અને ઉંચાં બિછાનાંઓ (ઉપર રહેશે.) ખરેખર અમેજ તેમને ( વૃદ્ધ સ્ત્રીઓને ) પહેલેથી પેદા કરી છે. પછી અમે તેઓને કુંવારી બનાવી દઈશું. તેઓ ( પોતાના પતિ ઉપર ) પ્રેમ રાખનાર અને સરખી ઉમરની

છે.....પછી હું તારાના અસ્ત થવાના વખતના સોગંદ ખાઉં છું. અને ખરેખર તે જો તમે જાણો તો એક મ્હોટો સોગંદ છે.
(ગુ. કુ. પ્ર. ૫૬ સુરતુલ વાકેઆ આ. ૪–૫–૮–૯–૧૫–૧૬–૧૭–૧૮–૧૯–૨૦–૨૧–૨૨–૨૩–૩૪–૩૫–૩૬–૩૭–૭૫–૭૬)

તેઓને તેઓનાં કૃત્ય પ્રમાણે બદલો આપવામાં આવશે....... કે જે ઝાડના બગીચાઓ અને દ્રાક્ષની વાડીઓ છે. અને ( તેઓને માટે ) પોતાની સરખી ઉમરની યુવાન કુમારિકાઓ છે. અને દારૂથી ભરેલા પ્યાલાઓ છે......જે દિવસે રૂહ અને ફેરસ્તાઓ હારબંધ ઉભા રહેશે (તે દિવસે) તેના સિવાય બીજો કોઈ (ભલામણ) માટે બોલશે નહિ. (ગુ. કુ. પ્ર. ૭૮ સુર૦ નબઅ આ. ૨૬–૩૨–૩૩–૩૪–૩૮)

## મુસ્લિમ નરક.

અને જન્નતના રહેનારાઓ આગના રહેનારાઓને પોકારી કહેશે કે ખરેખર અમારા પરવરદેગારે જે અમને વચન આપ્યું હતું તે અમને મળ્યું; ત્યારે તમારા પરવરદેગારે જે ખરેખર વચન આપ્યું હતું તે તમને મળ્યું છે ? તેઓ કહેશે હા. પછી તેઓની વચ્ચે એક પોકારનાર પોકારી કહેશે કે ખુદાની લઅનત જોલમગારો ઉપર છે... અને તે બન્નો ( બેહેસ્ત અને દુઝખ )ની વચ્ચે એક પડદો છે અને અઅરાફ ઉપર કેટલાક માણસો છે તેઓ તે સઘળાને તેઓના ચ્હેરાનાં ચિહ્નો ઉપરથી ઓળખે છે. અને તેઓ બેહેસ્તની વાડીમાં રેહેનારાઓને પોકારી કહેશે કે તમારી ઉપર સલામ......અને જ્યારે તેઓની નજર આગમાં રહેનારાઓ ઉપર પડશે ત્યારે તેઓ કહેશે કે હે અમારા પરવરદેગાર, અમને જોલમગાર લોકો સાથે મૂક નહિ.
( ગુ. કુ. પ્ર. ૭ સુર૦ અઅરાફ આ. ૪૪–૪૬–૪૭ )

અને બેશક દુઝખ તેઓ સઘળાને વાયદો આપેલી જગ્યા છે. તેને સાત દરવાજા છે. દરેક દરવાજા માટે તેઓમાંના જુદા પડેલા ભાગ છે. (ગુ. કુ. પ્ર. ૧૫ સુર૦ હેજ્રૂર આ. ૪૩ ૪૪)

# મુસ્લિમ પ્રલય.

અને તેઓ તને પહાડો વિષે પૂછે છે; ત્યારે કહે, મારો પરવરદેગાર તેમને ચૂરેચૂરા કરી વિખેરી નાંખશે. પછી જમીનને ખાલી સપાટ જગ્યા રહેવા દેશે. તું તેમાં કંઇ વાંકું ચુંકું અથવા ઉંચું નીચું જોઇશ નહિ.

( ગુ. કુ. પ્ર. ૨૦ સુરતો તા–હા આ. ૧૦૫–૧૦૬–૧૦૭)

જ્યારે આકાશ ફાટી જશે, તારાઓ વિખેરાઈ જઈ પડી જશે, અને જ્યારે સમુદ્રોને (એકબીજા સાથે) જોડી વહેતા કરવામાં આવશે, અને જ્યારે કબરો ઉંધી પાડી નાંખવામાં આવશે.

( ગુ. કુ. પ્ર. ૮૨ સુરતુલ અનફેતાર આ. ૧–૨–૩–૪ )

જ્યારે સૂર્યની ઘડી વળી જશે ( પ્રકાશ જતો રહેશે ), અને જ્યારે તારાઓ ઝાંખા થશે, અને જ્યારે પર્વતોને ખસેડી ચલાવવામાં આવશે...અને જ્યારે સર્વ સમુદ્રો ઉકળી એક થઇ જશે...અને જ્યારે ( કૃત્યનાં ) નામાં ઉઘાડવામાં આવશે અને જ્યારે આકાશને ખેંચી વાળી દેવામાં આવશે.

( ગુ. કુ. પ્ર. ૮૧ સુરતુત–તકવીર આ. ૧–૨–૩–૬–૧૦–૧૧ )

કે જે દિવસે આ જમીન બદલાઇ બીજી જમીન થશે; અને તેમજ આકાશો પણ. અને સઘળાઓ એકજ સર્વશક્તિમાન ખુદાને ( હિસાબ દેવા ) કબરમાંથી બહાર આવશે.

( ગુ. કુ. પ્ર. ૧૪ સુરતો–એબ્રાહીમ આ. ૪૮ )

# કયામતના દિવસે ઈન્સાફ.

અને સૂર ફૂંકવામાં આવશે ત્યારે તેઓ કબરોમાંથી બહાર નીકળી પોતાના પરવરદેગાર તરફ દોડશે.

( ગુ. કુ. પ્ર. ૩૬ સુરતો–યાસીન આ. ૫૧ )

ત્યારે આ પછી તમે ખરેખર મૃત્યુ પામનાર છો. પછી ખરેખર તમને કયામતને દિવસે ઉભા કરવામાં આવશે, અને ખરેખર

અમે તમારા ઉપર સાત રસ્તા ( આકાશો ) પેદા કર્યા છે, અને અમે સૃષ્ટિથી ખબર વિનાના નથી.

( ગુ. કુ. પ્ર. ૨૩ સુરતુલ-મોમેનૂન આ. ૧૫-૧૬-૧૭ )

તે દિવસે તેઓ કબરોમાંથી બહાર આવી દોડનાર છે જાણે કે તેઓ એક ઉભા કરેલા વાવટા તરફ દોડે છે. તેઓ પોતાની આંખો નીચે ઢાળનાર છે. તેઓને હલકાપણું ઘેરી લેશે. આ તેજ દિવસ છે કે જે દિવસનો તેઓને વાયદો આપવામાં આવ્યો હતો.

( ગુ. કુ. પ્ર. ૭૦ સુરતુલ-મઆરેજ આ. ૪૩-૪૪ )

ખુદા સૃષ્ટિ પેદા કરે છે; પછી તે તેને ફરીથી સજીવન કરે છે; પછી તેના તરફ તમને સઘળાને પાછા ફેરવવામાં આવશે. અને જે દિવસે કયામત ઉભો (જાહેર) થશે ત્યારે પાપીઓ ચુપ થઇ નિરાશ થશે...પછી જેઓએ ઇમાન આણ્યું છે, અને સુકૃત કર્યા છે, તેઓને સુન્દર વાડીઓમાં ખુશ રાખવામાં આવશે.

( ગુ. કુ. પ્ર. ૩૦ સુરતુર-રુમ આ. ૧૧-૧૨-૧૫ )

અને આકાશ ફાટશે; પછી તે તે દિવસે સુસ્ત અને નિર્બલ થઇ જશે. અને ફેરેસ્તાઓ તેની કોરોના ઉપર છે, અને તારા પરવરદેગારનું અર્શ તે દિવસે આઠ ફેરેસ્તાઓ પોતાના ઉપર ઉપાડશે. તે દિવસે તમને સઘળાને હાજર કરવામાં આવશે. તમારા ( કૃત્ય ) માંથી કાંઈ છુપી વાત તેનાથી છુપી રહેશે નહિ. પછી જેને પોતાની કેતાબ તેના જમણા હાથમાં આપવામાં આવશે તે કહેશે કે આવો, અને મારી કેતાબ વાંચો...પણ જેને તેની ચોપડી તેના ડાબા હાથમાં આપવામાં આવશે તે કહેશે કે હું ઇચ્છું છું કે મને મારી ચોપડી આપવામાં આવી ન હોત.

( ગુ. કુ. પ્ર. ૬૯ સુરતુલ-હાક્કા આ. ૧૬-૧૭-૧૮-૧૯-૨૫ )

...અને પૃથ્વી આખી કયામતને દિવસે ખુદાના કબજામાં છે, અને આકાશો તે (કુદરત)ના હાથમાં વિંટાયલા છે...અને સુરમાં

(પહેલી વાર) ફૂંકવામાં આવશે. પછી જે કોઈ આકાશો અને જે કોઇ પૃથ્વીમાં છે તે, જેને ખુદા ચાહે તે સિવાય, બેભાન થશે. પછી સુરમાં બીજી વાર ફૂંકવામાં આવશે, પછી ત્યારે તેઓ સઘળા ઉભા રહી જોશે. અને પૃથ્વી પોતાના પરવરદેગારના નૂરથી રોશન થશે, અને કૃત્યનું નામું (તેઓના હાથમાં) મૂકવામાં આવશે, અને પેગમ્બરો અને સાક્ષીઓને લાવવામાં આવશે, અને તેઓની વચ્ચે સત્યપૂર્વક હોકમ કરવામાં આવશે, અને તેઓના ઉપર જોલમ થશે નહિ. (ગુ. કુ. પ્ર. ૩૯ સુરતુઝ–ઝોમર આ. ૬૭–૬૮–૬૯)

## મુસ્લિમ કર્મસિદ્ધાન્ત.

પછી જેઓ દુર્ભાગી થયા છે તેઓ આગમાં રહેશે. તેમાં તેઓને માટે વિલાપ અને પોકાર છે. અને જે તારો પરવરદેગાર ઇચ્છે તે સિવાય તેઓ તેમાં સદા રહેનાર છે, જ્યાં સુધી કે આકાશો અને પૃથ્વી રહે છે...પણ જેઓ સુભાગી થયા છે તેઓ બેહેસ્તવાડીઓમાં રહેશે...જ્યાંસુધી કે આકાશો અને પૃથ્વી રહે છે. તે એક અખંડ બક્ષીસ છે.

(ગુ. કુ. પ્ર. ૧૧ સુરતો–હુદ આ. ૧૦૬–૧૦૭–૧૦૮)

અને દરેક માણુસનાં કૃત્યો અમે તેની ગરદન ઉપર મૂક્યાં છે, અને કયામતને દિવસે તેને માટે અમે એક ચોપડી બહાર લાવીશું કે જે તે ઉઘાડેલી જોશે. અને (તેને) કહેવામાં (આવશે) કે તારી કેતાબ વાંચ. તું પંડે આજે તારી સામે હિસાબ લેનાર બસ છે.

(ગુ. કુ. પ્ર. ૧૭ સુરતો–બની–એસ્રાઇલ આ. ૧૩–૧૪)

જે સુખ તને મળે છે તે ખુદા તરફથી છે અને જે દુઃખ તારા ઉપર આવી પડે છે, તારા પોતાના તરફથી જ છે.........

(ગુ. કુ. પ્ર. ૪ સુરતુન–નેસાઅ. આ. ૭૯)

## ખુદાની યુદ્ધ માટે પ્રેરણા.

અને તમે ખુદાને રસ્તે લડો, અને જાણો કે ખુદા સાંભળનાર (અને) જાણનાર છે. ( ગુ. કુ. પ્ર. ૨ સુરતુલ–બકરા આ. ૨૪૪ )

અને તમે ખુદાને રસ્તે તેઓની સાથે લડો કે જેઓ તમારી સાથે લડે છે અને......જ્યાં તમને તેઓ મળે ત્યાંજ તેમને મારી નાંખો અને જ્યાંથી તમને તેઓએ બહાર કાઢયા છે ત્યાંથી તમે તેઓને બહાર કાઢો; કારણકે કતલ કરતાં ફેતનો (કાફેરપણું) વધારે ખરાબ છે; અને તમે તેઓની સાથે મસ્જેદુલહરામની પાસે લડો નહિ જ્યાંસુધી કે તેઓ તમારી સાથે ત્યાં લડે. પણ જો તમારી સાથે તેઓ લડે તો તમે તેઓને મારી નાંખો. આ પ્રમાણે કાફેરોની સજા છે. ( ગુ. કુ. પ્ર. ૨ સુરતુલ–બકરા આ. ૧૯૦–૧૯૧ )

ખરેખર જે બે પક્ષ લડાઇને માટે મળ્યા તેમાં તમારે માટે એક નિશાની હતી. એક પક્ષ ખુદાને રસ્તે લડે છે, અને બીજો કાફેર છે. તેઓ (મુસલમાનો) એ પોતાનાથી તેઓ ( કાફેરો ) ની બમણી સંખ્યા નજરેનજર જોઈ; અને ખુદા ચાહે તેને પોતાની સહાયતાથી કૌવ્વત આપે છે.........

( ગુ. કુ. પ્ર. ૩ સુરતુ–આલે-એમરાન આ. ૧૩ )

અને જે ખુદાને રસ્તે લડે છે, પછી તે મરાઇ જાય અથવા જય મેળવે તો અમે તેને જલ્દીથી મોટો બદલો આપીશું.

( ગુ. કુ. પ્ર. ૪ સુરતુન–નેસાએ આ. ૭૪ )

અને ખરેખર તમારી સાથે ખુદાએ પોતાનું વચન સત્યપૂર્વક પાળ્યું કે જે વખતે તમે તેના હોકમથી તેઓને ઉતાવળથી મારી નાંખતા હતા. ( ગુ. કુ. પ્ર. ૩ સુરતુ–આલે–એમરાન આ. ૧૫૨ )

અને આ પ્રમાણે અમે દરેક ગામમાં પાપ કરનારા મુખ્ય માણસો બનાવ્યા છે, એટલા માટે કે તેઓ તેમાં પ્રપંચ કરે......

( ગુ. કુ. પ્ર. ૬ સુરતોલ અન્આમ આ. ૧૨૪ )

પણ તમે તેઓને મારી નાંખ્યા નથી, પણ ખુદાએ તેઓને મારી નાંખ્યા છે...અને ખરેખર ખુદા મેમોનોની સાથે છે.

(ગુ. કુ. પ્ર. ૮ સુરતોલ–અનફાલ આ. ૧૭–૧૯)

અને તેઓની સામે લડો જ્યાંસુધી કે કંઇ ફેતના (કાફિરપણું) બાકી રહે નહિ અને ધર્મ સઘળો ખુદાનો જ છે........

(ગુ. કુ. પ્ર. ૮ સુરતોલ–અનફાલ આ. ૩૯)

હે મોમેનો ! તમને શું છે કે જ્યારે તમને કહેવામાં આવે છે કે ખુદાને રસ્તે લડવાને બહાર જાઓ ત્યારે જમીન તરફ ભારે થઈ રહો છો (વિલંબ કરો છો?)...જો તમે (લડાઈ માટે) બહાર નહિ જાઓ તો ખુદા તમને દુઃખદાયક સજાથી શિક્ષા કરશે. અને તમારે બદલે બીજી કોમને લાવશે.)

(ગુ. કુ. પ્ર. ૯ સુરતુત–તૌબા આ. ૩૮–૩૯)

અને (યાદ કર) જ્યારે તમે તેઓની સામા થયા, ત્યારે ખુદાએ તમારી નજરમાં તેઓને જુજ બતાવ્યા...હે મોમેનો, જ્યારે તમે કોઇ કાફિરની ટોળીને મળો ત્યારે દૃઢ રહો.

(ગુ. કુ. પ્ર. ૮ સુરતોલ–અનફાલ આ. ૪૪–૪૬)

હે મોમેનો, જે કાફિરો તમારી નઝદિક રહે છે તેઓની સાથે લડો. અને તેઓને માલુમ પડવું જોઈએ કે તમારામાં બહાદુરી છે; અને જાણો કે ખુદા પરહીઝગારો સાથે છે.

(ગુ. કુ. પ્ર. ૯ સુરતુત–તૌબા આ. ૧૨૩)

ખરેખર ખુદા તેઓને દોસ્ત રાખે છે કે જેઓ તેને રસ્તે હાર-બંધ લડાઈ કરે છે. (ગુ. કુ. પ્ર. ૬૧ સુરતુસ–સફ આ. ૪)

પછી જ્યારે તમે કાફિરોને મળો ત્યારે તમે તેઓને ગરદન મારો. છેવટે જ્યારે તમે તેઓમાંના ઘણાને મારી નાંખો ત્યારે (બીજા-ઓને) બેડીમાં મઝબૂત બાંધો (કેદ કરો), ત્યારપછી કાં તો (દંડ લીધા વગર છોડી દઈ) ઉપકાર કરો, અને કાંતો દંડ લઇ છોડો;

જ્યાંસુધી કે લડાઈ કરનારાઓ પોતાનાં હથિયાર મુકી દે. આ કરવાનું છે, અને જો ખુદા ઇચ્છે તો તેઓના ઉપર બદલો વાળી લેશે; પણ તે (લડાઈનો હોકમ) એટલા માટે છે કે તે તમારી એક બીજાથી આજમાયેશ કરે; અને જેઓ ખુદાને રસ્તે મરાયા છે તેઓનાં કામો ખુદા વ્યર્થ કરશે નહિ.

( ગુ. કુ. પ્ર. ૪૭ સુરતો—મોહમ્મદ આ. ૪ )

## ખુદાની દ્વેષભાવના.

જે કોઈ ખુદાનો અને તેના ફેરેસ્તાઓનો અને તેના પેગમ્બરોનો અને જેબ્રાઇલનો અને મીકાઇલનો દુશ્મન છે (તે કાફેર છે) અને ખરેખર ખુદા કાફેરોનો દુશ્મન છે.

( ગુ. કુ. પ્ર. ૨ સુરતુલ—બકરા આ. ૯૮ )

...અને ખુદા જોલમગાર લોકોને રસ્તો દેખાડતો નથી.

( ગુ. કુ. પ્ર. ૨ સુરતુલ—બકરા આ. ૨૫૮)

...અને ખુદા કાફેર લોકોને રસ્તો બતાવતો નથી.

( ગુ. કુ. પ્ર. ૨ સુરતુલ—બકરા આ. ૨૬૪)

મોમેનોએ મોમેન સિવાય કાફેરને દોસ્ત તરીકે નહિ લેવા જોઈએ, અને જે તેમ કરે છે તેનામાં ખુદાના ધર્મનો કંઈ અંશ નથી. ( ગુ. કુ. પ્ર. ૩ સુરતુ—આલે—એમરાન આ. ૨૮ )

અને વળી એટલા માટે કે જેઓ ઇમાન લાવ્યા છે તેઓને ખુદા (ગુનાહથી) પાક કરે અને કાફેરોનો નાશ કરે.

(ગુ. કુ. પ્ર. ૩ સુરતુ—આલે—એમરાન આ. ૧૪૧)

...અને ખુદા કાફેરો માટે મોમેનો વિરૂદ્ધ કદી રસ્તો કરશે નહિ. ખરેખર મોનાફેકો ખુદાને છેતરે છે, પણ ખુદા તેઓની છેતરપિંડીની સજા આપનાર છે....

( ગુ. કુ. પ્ર. ૪ સુરતુન—નેસાઅ આ. ૧૪૧—૧૪૨ )

...કોઈ મોમેનને યોગ્ય નથી કે તે કોઈ મોમેનને મારી નાંખે,

અને જે કોઇ મોમેનને ભૂલથી મારી નાંખે તો તેણે એક મોમેન ગુલામને છૂટો કરવો જોઇએ. અને ખૂનની કીંમત પૂરેપૂરી તેના વારસોના કબ્જામાં આપી દેવી જોઈએ, પણ જો તેઓ માફ કરે તો કાંઈ નહિ...અને જે કોઈ જાણી જોઈને મોમેનને મારી નાંખે છે તેને માટે સજા જહન્નમ છે; તેમાં તે સદાકાળ રહેનાર છે. અને ખુદા તેની ઉપર કોપાયમાન થયો છે.

( ગુ. કુ. પ્ર. ૪ સુરતુન–નેસાઅ આ. ૯૨–૯૩ )

અમે તેઓની વચ્ચે કયામતના દિવસ સુધી શત્રુતા અને દ્વેષભાવ ઉત્પન્ન કર્યો.... (ગુ. કુ. પ્ર. ૫ સુરતુલ–માએદા આ. ૧૪)

જેઓ ખુદા અને તેના પેગમ્બરની સામે લડાઈ કરે છે, અને દુનિયામાં ફસાદ માટે દોડે છે, તેઓની સજા માત્ર એજ છે કે તેઓને મારી નાંખવા અથવા ફાંસીએ ચઢાવવા, અથવા તેઓના સામ-સામા હાથ અને તેઓના પગ કાપી નાંખવા, અથવા તેઓને દેશનિકાલ કરવા; આ તેઓને માટે આ દુનિયામાં એક હલકાઈભરેલી શિક્ષા છે, અને તેમને માટે આવતી જીંદગીમાં મોટી સજા છે.

(ગુ. કુ. પ્ર. ૫ સુરતુલ–માએદા આ. ૩૩)

પછી જેને ખુદા ચાહે કે તેને ખરો રસ્તો બતાવે તેનું અન્તઃકરણ એસ્લામ માટે ખુલ્લું કરે છે, અને જેને ચાહે કે આડે માર્ગે લઈ જાય તેનું હૃદય સાંકડું અને કઠણ કરે છે...

(ગુ. કુ. પ્ર. ૬ સુરતોલ–અનઆમ આ. ૧૨૬)

...જેઓ કાફેર થયા છે તેઓને જહન્નમ તરફ હાંકી કાઢવામાં આવશે. એટલા માટે કે ખુદા પાકમાંથી નાપાકને જુદા કરે. અને નાપાકને એક બીજા ઉપર મૂકે, પછી તે સઘળાને ભેગા ખડકે, પછી તેઓને જહન્નમમાં નાખે, તેઓજ નુકશાન ખમનારાઓ છે.

(ગુ. કુ. પ્ર. ૮ સુરતોલ–અનફાલ આ. ૩૬–૩૭)

...હું માત્ર ( કાફેરોને) એક ચેતવણી આપનાર અને જે કોમ ઇમાન લાવે છે તેને ખુશખબર આપનાર છું.

આ પ્રમાણે અમે ગુન્હેગારોના હૃદયમાં તેજ વર્તણુક દાખલ કરીએ છીએ. (ગુ. કુ. પ્ર. ૧૫ સુરતુલ–હેજૂર આ. ૧૨ )

શું તેં જોયું નથી કે અમે શેતાનોને કાફરો ઉપર મોકલ્યા છે કે જેઓ તેઓને ખસેડીને ( પાપ કરવા ) ઉશ્કેરે છે ? માટે તું તેઓની ( શિક્ષા ) વિષે ઉતાવળ કર નહિ. ખરેખર અમે તેઓને માટે (મૃત્યુનો) વખત ગણીએ છીએ.

( ગુ. કુ. પ્ર. ૧૯ સુરતો–મર્યમ આ. ૮૩–૮૪ )

## અનેક દેવવાદનો ઉચ્છેદ તથા એક દેવવાદની સ્થાપના.

અને (યાદ કરો કે) જ્યારે અમે એસરાઈલના છોકરાઓનું વચન લીધું કે તમે ખુદા સિવાય બીજા કોઈની બંદગી કરો નહિ.

(ગુ. કુ. પ્ર. ૨ સુરતુલ–બકરા આ. ૮૩)

તેઓએ કહ્યું કે, શું તું અમારી પાસે એટલા માટે આવ્યો છે કે અમે એકજ ખુદાની બંદગી કરીએ અને જેની અમારા બાપ દાદા બંદગી કરતા હતા તેને એમ તજી દઈએ?...

(ગુ. કુ. પ્ર. ૭ સુરતોલ–અઅરાફ આ. ૭૦)

અને (યાદ કર) કે જ્યારે એબ્રાહિમે કહ્યું કે હે પરવરદેગાર, આ શહેરને સલામતીનું સ્થાન બનાવ, અને મને અને મારા છોકરાઓને મૂર્તિઓની બંદગી કરવામાંથી દૂર રાખ. હે પરવરદેગાર, ખરેખર તેઓએ માણસોમાંના ઘણાને આડે રસ્તે દોર્યાં છે; પણ મને જે કોઇ અનુસરે છે તે ખરેખર મારોજ છે...

(ગુ. કુ. પ્ર. ૧૪ સુરતો–એબ્રાહીમ આ. ૩૫–૩૬)

જે વખતે કે તેઓની પાસે પેગમ્બરો તેઓનાં મ્હોં આગળથી અને તેઓની પાછળથી આવ્યા (અને કહ્યું) કે તમે ખુદા સિવાય કોઈની બંદગી કરો નહિ...... શું તેઓએ જોયું નહિ કે ખુદા કે જેણે તેઓને પેદા કર્યાં છે તેજ તેઓના કરતાં શક્તિમાં વધારે

છે ? અને તેઓએ અમારી આયાતનો એન્કાર કર્યો. પછી અમે તેઓના ઉપર એક ભયંકર પવનનો ઝપાટો માઠા દિવસોમાં મોકલ્યો એટલા માટે કે અમે તેઓને હલકાઇભરેલી શિક્ષા આ દુનિયાની ઝિંદગીમાં ચખાડીએ અને ખચિત આખેરતની શિક્ષા વધારે ફજીહત કરનાર છે; અને તેઓને મદદ કરવામાં આવશે નહિ.

(ગુ. કુ. પ્ર. ૪૧ સુરતુસ-સેજદહ આ. ૧૪-૧૫-૧૬)

## ખુદાની ઇચ્છામાં પૂર્ણ સામર્થ્ય.

...અને ખુદા જેને ચાહે છે તેને બેહદ રૂઝી આપે છે.

(ગુ. કુ. પ્ર. ૨ સુરતુલ-બકરા આ. ૨૧૨)

...અને ખુદા કોઇની રૂઝી તંગ કરે છે અને (કોઇની) બહોળા કરે છે. (ગુ. કુ. પ્ર. ૨ સુરતુલ-બકરા આ. ૨૪૫)

ખુદા રૂઝી જેને માટે ચાહે છે તેને માટે પહોળી કરે છે, અને ટુંકી કરે છે... (ગુ. કુ. પ્ર. ૧૩ સુરતુર-રઅદ આ. ૨૬)

કહે કે હે ખુદા, પાદશાહીના ધણી, જેને તું ચાહે તેને તું રાજ્ય આપે છે, અને જેની પાસેથી તું ચાહે તેની પાસેથી તું રાજ્ય ખેંચી લે છે, અને જેને ચાહે તેને તું માનવંત કરે છે, અને જેને ઇચ્છે તેને તું હલકો બનાવે છે. ભલું તારા હાથમાં જ છે. ખરેખર તું સર્વશકિતમાન છે. તું રાતને દિવસમાં લાવે છે, અને દિવસને રાતમાં લાવે છે. અને તું જીવવાળાને નિર્જીવમાંથી બહાર કાઢે છે, અને નિર્જીવને જીવવાળામાંથી બહાર કાઢે છે. અને જેને તું ચાહે તેને બેહદ રૂઝી આપે છે.

(ગુ. કુ. પ્ર. ૩ સુરતુ આલે-એમ્રાન આ. ૨૬-૨૭)

...ખરેખર ખુદા જેને ચાહે છે તેને બેહદ રૂઝી આપે છે.

(ગુ. કુ. પ્ર. ૩ સુરતુ આલે-એમ્રાન આ. ૩૭)

જો તેની મરજી હોય તો, હે માણસો, તે તમને સઘળાંને લઈ લેશે અને બીજાઓને લાવશે, અને ખુદા આ કામ કરવા શકિતમાન છે.

(ગુ. કુ. પ્ર. ૪ સુરતુન-નેસાઅ આ. ૧૩૩)

તેઓ સીધે રસ્તે ચડે તે તારા હાથમાં નથી, પણ ખુદા ચાહે છે તેને સીધો રસ્તો બતાવે છે...

(ગુ. કુ. પ્ર. ૨ સુરતુલ–બકરા આ. ૨૭

આકાશમાં અને પૃથ્વીમાં જે છે તે અલ્લાહનું જ છે, અને તમારા મનમાં છે તે તમે ખુલ્લું કરો અથવા છુપું રાખો હિસાબ ખુદા તમારી પાસેથી લેશે. પછી જેને તે ચાહે તેને તે મ આપશે અને જેને ચાહે તેને શિક્ષા કરશે અને ખુદા સર્વશકિતમાન

(ગુ. કુ. પ્ર. ૨ સુરતુલ–બકરા આ. ૨૮

અને આકાશો અને પૃથ્વીની પાદશાહી ખુદાની જ છે ખુદા સર્વ ચીજ ઉપર સત્તાવાન છે.

(ગુ. કુ. પ્ર. ૩ સુરતુ આલે–એમ્રાન આ. ૧૮

અને કોઈ જીવ એવો નથી કે તે ખુદાના હોકમ સિ મરી જાય...... (ગુ. કુ. પ્ર. ૩ સુરતુ આલે–એમ્રાન આ. ૧

અને જો તારા પરવરદેગારે ઈચ્છયું હોત તો જે પૃથ્વી ઉ છે તેઓ સઘળા ઈમાન લાવ્યા હોત...અને એવો કોઈ માણસ કે જે ખુદાના હોકમ સિવાય ઈમાન લાવે, અને ખુદા પોતાના જેઓ સમજતા નથી તેઓના ઉપર કરશે.

(ગુ. કુ. પ્ર. ૧૦ સુરતો–યુનોસ આ. ૯૯–૧૦૦

અને ખરેખર અમે જીવ આપીએ છીએ અને અમે આપીએ છીએ; અને અમે સર્વના વારસ છીએ.

(ગુ. કુ. પ્ર. ૧૫ સુરતુલ–હેજ્ર આ. ૨

અને જ્યારે અમે ઇચ્છીએ કે કોઈ કોમનો નાશ કરીએ અમે ત્યાંના દોલતમંદ લોકોને (આધીન થવા) હોકમ કરીએ છી પછી તેઓ નાફરમાની કરે છે...પછી અમે તેનો જડમૂલથી ઉ નાશ કરીશું. અને ઘણા જમાનાનો નુહ પછી અમે નાશ કર્યો..

(ગુ. કુ. પ્ર. ૧૭ સુરતો–બની–એસરાઈલ આ. ૧૬–

અને ખરેખર હું ખચિત તેને માફ કરનાર છું કે જેણે પશ્ચાત્તાપ કર્યો છે, અને ઈમાન આણ્યું છે, અને સારૂં કામ કર્યું છે, પછી સીધે રસ્તે ચાલ્યો છે. (ગુ. કુ. પ્ર. ૨૦ સુરતો-તા હા આ. ૮૨)

શું તેઓએ જાણ્યું નથી કે ખરેખર ખુદા રૂઝી જેને ચાહે છે તેને માટે બહોળી કરે છે અને ટુંકી કરે છે? ખરેખર આમાં તે કોમને માટે નિશાનીઓ છે કે જે ઇમાન લાવે છે. કહે, હે મારા બંદાઓ કે જેઓ પોતાના જીવ વિરૂદ્ધ (પાપ કરવામાં) હદ બહાર ગયા છે; તમે ખુદાની રહમતના નિરાશ થાઓ નહિ; ખરેખર ખુદા સર્વ પાપને માફ કરે છે. ખરેખર તે માફી આપનાર (અને) મેહરબાન છે. (ગુ. કુ. પ્ર. ૩૯ સુરતુઝ-ઝોમર આ. ૫૨-૫૩)

આકાશો અને પૃથ્વીની કુંચીઓ તેનીજ છે. તે રૂઝી જેને ચાહે છે તેને માટે બહોળી કરે છે અને ટુંકી કરે છે...ખુદાને માટે આકાશો અને પૃથ્વીની પાદશાહી છે. તે જે ચાહે છે તે પેદા કરે છે. જેને ચાહે છે તેને દીકરીઓ બક્ષીસ આપે છે, અને જેને ચાહે છે તેને દીકરાઓ બક્ષીસ આપે છે. અથવા તેઓને દીકરાઓ અને દીકરીઓ સાથે આપે છે, અને જેને ચાહે તેને વાંઝીઓ બનાવે છે. ખરેખર તે જાણનાર (અને) શક્તિમાન છે. અને કોઈ મનુષ્યને માટે એવું નથી કે ખુદા તેની સાથે આ સિવાય વાત કરે; વહ્ય સિવાય, અથવા તે (મનુષ્ય) પડદા પછવાડે હોય તે સિવાય, અથવા એક ફેરેસ્તો મોકલ્યા સિવાય કે જે તેના હોકમથી જે તે ચાહે તે તેને વહ્ય કરે. ખરેખર ખુદા સર્વોપરિ (અને) દાના છે.

(ગુ. કુ. પ્ર. ૪૨ સુરતુશ-શુરા આ. ૧૨-૪૯-૫૦-૫૧).

---

# પૌરાણિક, મુસ્લીમ અને ક્રિશ્ચિયન સૃષ્ટિની સમાલોચના.

બે ને બે ચાર કે ચાર ને ત્રણ સાત થાય એ વાત કોઈ પણ દેશ કે કોઈ પણ કાલમાં એક રૂપે જ મનાયેલ છે કારણકે એ ગણિતનો સિદ્ધાંત સત્ય-યથાર્થ નિશ્ચયરૂપે મનાયેલ છે. તેવી રીતે સૃષ્ટિકર્તા ઈશ્વર છે એ સિદ્ધાન્ત સત્ય અર્થાત્ યથાર્થ રૂપે નિશ્ચિત થયો હોત તો કોઈ પણ કાલમાં કે કોઈ પણ દેશમાં કે કોઈ પણ શાસ્ત્રમાં તેનું વર્ણન એક રૂપે આવવું જોઈએ. સૃષ્ટિકર્તા ઈશ્વરની બાબતમાં એક વેદમાં જ કેટલા કેટલા મતભેદો છે તે તો આપણે જોયા. હવે પુરાણ, કુરાન અને બાઈબિલ કે જેને માનનારા કરોડો મનુષ્યો છે અર્થાત્ પુરાણને માનનારા કરોડો હિંદુઓ, કુરાનને માનનારા કરોડો મુસલમાનો અને બાઈબિલને માનનારા કરોડો ક્રિશ્ચિયનો છે; સૃષ્ટિવાદ પરત્વે તેમની શું શું માન્યતા છે, તેનો તુલનાદષ્ટિથી વિચાર કરીએ.

## ઈશ્વર એક કે અનેક?

કુરાનમાં દુનિયાનો માલેક એક ખુદા જગદ્વ્યાપક નિરંજન નિરાકાર માનવામાં આવેલ છે, છતાં તેના અનેક ફિરસ્તા કામકાજ કરનારા મનાયલા છે. બાઈબલમાં એક યહોવાહ ઈશ્વર રૂપ દર્શાવેલ છે પણ સ્વર્ગમાં તેના સાત આત્મા અને ૨૪ સભાસદો માનવામાં આવેલ છે. પુરાણોમાં પ્રાયઃ દરેક પુરાણનો ઈશ્વર અલગ અલગ કલ્પવામાં આવેલ છે, જેમકે બ્રહ્મવૈવર્ત પુરાણનો ઈશ્વર ગોલોકવાસી કૃષ્ણ, માર્કંડેય પુરાણનો મુખ્ય ઈશ્વર બ્રહ્મા, શિવપુરાણનો મુખ્ય ઈશ્વર શિવ, દેવીભાગવતમાં સૃષ્ટિકર્ત્રી પ્રકૃતિદેવી મુખ્ય રૂપે વર્ણવાયેલી છે. સાંબપુરાણમાં સૃષ્ટિકર્તા સૂર્ય, કાલિકાપુરાણમાં બ્રહ્મ અને આત્મપુરાણમાં આત્મા જ ઈશ્વર-સૃષ્ટિકર્તા તરીકે

દર્શાવેલ છે. આમાં પણ ક્યાંક તો આદિપુરૂષ તરીકે બ્રહ્મ દર્શાવેલ છે અને બ્રહ્મા, વિષ્ણુ, સૂર્ય, પ્રકૃતિદેવી વગેરે તેનાજ આવિષ્કારો વા અવતારો છે. જરા ઉંડો વિચાર કરવાથી એમ માલમ પડે છે. ખરી રીતે અવતારવાદનો વિકાસ કરવાને જ પુરાણોની રચના કરવામાં આવી છે એમ કહીએ તો ખોટું નથી. આ અવતારો કુરાનમાં બતાવેલ ખુદાના ફિરસ્તા અને બાઈબિલમાં દશાવેલ યહોવાહના સાત આત્મા સાથે સરખાવીએ તો લગભગ ત્રણેનો સમન્વય એકસરખી રીતે થઈ જાય છે. જૈન શાસ્ત્રમાં દર્શાવેલ દેવો અને ઇંદ્રોની સાથે પણ આ અવતારોની એકવાક્યતા થઈ શકે છે. બ્રહ્મ-વૈવર્તપુરાણમાં ગોલોકવાસી કૃષ્ણના મુખમાંથી વીણા–પુસ્તક–ધારિણી સરસ્વતી, મનમાંથી મહાલક્ષ્મી, બુદ્ધિમાંથી અસ્ત્ર શસ્ત્ર ધારણ કરતી મૂળ પ્રકૃતિ વગેરે પ્રગટ થવાનું જે લખ્યું છે, તે જૈન શાસ્ત્રમાં દર્શાવેલ દેવતાની વૈક્રિય શક્તિનો પ્રભાવ માનીએ તો બધી વાત બંધ બેસતી ઘટી જાય છે. જૈન શાસ્ત્રમાં તો કૃષ્ણમહા-રાજને વૈક્રિય શક્તિ હતી એમ પણ કહ્યું છે. વૈક્રિય શક્તિથી હજારો, લાખો કે કરોડો ગોપીઓ બનાવવી હોય તો બનાવી શકે છે. મુખ-માંથી સરસ્વતી દેવી અને મનમાંથી મહાલક્ષ્મી દેવી પ્રગટ કરવી હોય તો કરી શકે છે. વિષયક્રીડા કરવી હોય તો તે કરી શકે છે અને રાસલીલા પણ રચી શકે છે. આ બધી પ્રક્રિયા દેવકોટિની છે, ઈશ્વરકોટિની નથી. વિષયક્રીડા કરનાર અને રાસલીલા રમનારને પણ ઈશ્વરકોટિમાં ઉતારવો તે તેના ભક્તોની અંધ શ્રદ્ધા શિવાય બીજું કશું નથી. ખુદા અને યહોવાહને બ્રહ્મની માફક નિરંજન નિરાકાર, જગદ્ વ્યાપક માની સર્વસામર્થ્યવાન્ માનીએ ત્યાંસુધી તો તે ઈશ્વર કોટિમાં રહી શકે છે, પણ જ્યારે તેને સૃષ્ટિકાર્યમાં પ્રવૃત્ત કરીએ છીએ, એક વર્ગના ઉદ્ધારક અને બીજા વર્ગના ઘાતક, ભક્તોના રાગી અને પ્રતિપક્ષીઓના દ્વેષી, લડાઈ–યુદ્ધની પ્રેરણા કરનાર યા ઉપદેશ આપનાર, ભક્તોની વૃત્તિમાં સંકુચિતતા ઉત્પન્ન કરનાર કે

પશુઓની બલિ માગનાર બનાવીએ છીએ, ત્યારે ખુદા કે યહોવાહ ઇશ્વરકોટિમાં રહી શકતા નથી કિન્તુ સ્પષ્ટ રીતે તેઓ દેવોમાં પણ હલકી જાતના દેવોની કોટિમાં આવી જાય છે. **'देवाणं मनसाणं'** એ જૈનાગમ વાકયાનુસાર દેવો જે મનમાં ધારે તે કામ કરી શકે છે; અર્થાત્ મનમાં ઇચ્છા થઇ કે તે કામ તરત થઇ જાય છે. એ હિસાબે ૭ દિવસમાં સૃષ્ટિ બનાવી સાતમે દિવસે આરામ લીધો એમ જે કુરાનમાં અને બાઇબિલમાં કહ્યું છે તે જૈન દષ્ટિએ કંઈ અનુચિત નથી. એટલું જ નહિ પણ જૈન દષ્ટિએ ૭ દિવસ તો શું પણ ૭ કલાક કે ૭ મિનિટ અરે ૭ સેકંડમાં પણ દેવતા કરી શકે છે; એ દેવતાઓની શક્તિ છે. એટલે ખુદા કે યહોવાહ યા તેના ફિરસ્તાઓને દેવકોટિમાં માનીએ તો ઉપરની વાત બંધ બેસતી થઈ જાય છે. તેમને ઇશ્વરકોટિમાં માનીને તેમને હાથે લડાઈ-નો ઉપદેશ આપી રાગદ્વેષનાં કામ કરાવવાં એ તો નરી વિચાર-શન્યતા યા અજ્ઞતા નહિ તો બીજું શું કહેવાય? **सुज्ञेषु किं बहुना** ?

# પારસી સૃષ્ટિ.

## અહુરમઝદની (ઇશ્વરની) સૃષ્ટિ.

અએ દાદાર! શુક્ર તારા કે તેં મને નેક તથા ભલી દીનવાળો પેદા કીધો. અને તેં બુદ્ધિ તથા અક્કલ, તથા આશાએશ તથા આંખની રોશની, તથા હાથ ને પગ, તથા સ્વાદિષ્ઠ ખોરાક, તથા સુશોભિત પોષાક અને તમામ નેકી મારી ખાહેશ મુજબ આપ્યું.

( ત૦ ખો૦ અ૦ દાદાર અહુરમઝદની નમાજ )

અએ દાદાર! તારી સેતાયશ (સ્તુતિ) કરૂં છું કારણ કે આ તારી પેદાયશ હું જોઉં છું; જેમકે—બુલંદ આસમાન, તપતો આફ્-તાબ, ગોસ્પંદની તોખમ ધરાવનાર માહતાબ, લાલ બળતો પ્રકાશિત

આતશ, આબાદીથી ભરપૂર ખજાના, તથા દોલત સાથનું પાદશાહી ઓરેહ, ફલદ્રુપ જમીન, નિર્મલ પાણી, ખીલતા જાનવર તથા ઝાડ-પાન, કપડાં, સારા ચ્હેરાની ઓરેહમંદ તાબેદાર સ્ત્રી...મીઠી જબાન, આનંદી મિત્રો, પાડોશીઓ, ભાઈઓ અને સૌથી નજદીકનાઓ, ખુશાલીભરેલું ખાણું (આદિ). (ત૦ ખો૦ અ૦ દા૦ અ૦ નમાજ)

અએ દાદાર! તારી સેપાસગુજારી કરૂં છું—કે ભલો જમાનો આવ્યો; હું શુક્ર કરૂં છું કે મુશ્કેલીનો જમાનો નથી પહોંચ્યો. સૃષ્ટિની શરૂઆતથી તે આજદિન સુધી તથા આજદિનથી તે કયામત અને તનેપસીન સુધી આસમાનની હયાતી માટે જમીનની પહોળાઈ તથા નદીની લંબાઈ, તથા ખુરશેદની બુલંદી, પાણીઓનું વહેવું, ઝાડપાનનું ઉગવું, આફતાબનું પ્રકાશવું, આસમાન ઉપર ઝળકતા માહતાબ તથા સેતારા, એ બધાને માટે હું શુક્રગુજારી કરૂં છું.

(ત૦ ખો૦ અ૦ દા૦ અ૦ નમાજ)

અએ દાદાર હોરમજદ! મનશ્નીથી શુક્ર ગુજારૂં છું, ગવશ્નીથી શુક્ર કરૂં છું, કુનશ્નીથી શુક્ર કરૂં છું. અએ દાદાર! તારા શુકરાના કે તેં માનવીની ઓલાદનો પેદા કીધો અને તેં મને સાંભળવાની બોલવાની તથા જોવાની શક્તિઓ આપી. વળી તેં મને સ્વતંત્ર પેદા કીધો, નહિ કે ગુલામ તરીકે, અને તેં મને મરદ તરીકે પેદા કીધો, નહિ કે ઓરત તરીકે, અને તેં લાજ ધરીને ખાનાર તરીકે પેદા કીધો, નહિ કે બોલતાં ચાલતાં. (ત૦ ખો૦ અ૦ દા૦ અ૦ નમાજ)

## મનુષ્યની શ્રેષ્ઠતા.

તેણે તમામ પેદાયશોમાં ઈન્સાનને વાચા, ડહાપણ અને અક્કલ બક્ષીને ચઢતા દરજ્જાનો બનાવ્યો છે, જેથી તે તેઓની સામે થઈ તેઓથી દૂર રહી શકે અને ખલ્કતને સારી રાહ ઉપર ચલાવે.

(ત૦ ખો૦ અ૦ દોઆ નામ સેતાયશને.)

## અહુરમજદની સર્વ બનાવટ.

...જે પેદાયશોનો પેદા કરનાર અને અંત લાવનાર છે...તેણે પોતાની જાતશક્તિથી તથા દાનાઇથી ચઢતા દરજ્જાના છ અમશાસ્પન્દો—રોશન, બહેશત, ફરતું આસમાન, ખોરશેદ, માહતાબ, સેતારા, પવન, હવા, પાણી, જમીન, ઝાડપાન, ગોસ્પન્દ, ધાતુ અને માણસોને પેદા કર્યા છે...

(ત૦ ખો૦ અ૦ દોઆનામ શેતાયશ્ને)

તમામ ન્યામતોનો બક્ષનાર અહુરમઝદ છે એવો હું એકરાર કરૂં છું. (ત૦ ખો૦ અ૦ જસમે અવંઘહે મજ્દ)

## ચંદ્ર સૃષ્ટિ.

ઇશ્વરની આજ્ઞાથી ચંદ્ર વધે છે અને ઘટે છે. મહતાબ દાદાર અહુરમજદના હુકમથી ૧૫ દહાડા વધે છે અને પંદર દહાડા ઘટે છે.

(ત૦ ખો૦ અ૦ માહ બોખ્તાર નીઆએશ)

તેણે અશો લોકોના ફરોહરો પેદા કીધાં, જેઓ આસમાન, પાણી, ઝાડપાન, પાંચ જાતના ગોસ્પંદો તથા ગર્ભસ્થાનની અંદર બચ્ચાંઓની જાળવણી કરે છે. જેઓની મદદથી ખોરશેદ, ચંદ્ર તથા સેતારાઓ પોતાની રાહ પર ચાલે છે.

(ત૦ ખો૦ અ૦ ફરવરદીન રોજની સેતાયશ)

## પહાડોની પેદાયશ.

જમયાદ યઝદ ધરતી ઉપર મવક્કલ છે અને તે ધરતી ઉપર દાદાર અહુરમઝદે ૨૨૪૪ પહાડો પેદા કીધા.

(ત૦ ખો૦ અ૦ જમ્યાદ યસ્ત)

## અહુરમજદ (ઇશ્વર)નું સ્વરૂપ અને સ્તુતિ.

નુરમંદ, ખોરેહમંદ, સર્વજ્ઞ, સાહેબોનો સાહેબ, પાદશાહોનો પાદશાહ, કુલ ખલ્કતનો પેદા કરનાર, રોજી રજુ આપનાર, શાક્ત-

વાન્, અનન્ત બક્ષેશ આપનાર, રહેમવાળા, ડહાપણવાળા, પાક પેદા કરનાર દાદાર અહુરમઝદની હું શેતાયશ કરૂં છું.

( ત૦ ખો૦ અ૦ ખોરશેદ નીઆએશ )

અહુસવર તનને બચાવે છે. બામદાદને હું નમસ્કાર કરૂં છું. દુષ્ટ અહેરેમનને, એશમદેવને તથા તમામ બુરી શક્તિઓને તોડવાને માટે અહુરમઝદને હું નમાજ અર્પણ કરૂં છું.

( ત૦ ખો૦ અ૦ હોરૂ બામ )

## એકજ ઇશ્વરની પ્રાર્થના.

ઓ મઝદ ! મારી મદદે આવ. હું એકજ ખુદાને માનનાર છું. હું એકજ ખુદાને માનનારો જરથોસ્તી ધર્મ પાળનારો છું.

( ત૦ ખો૦ અ૦ જસમે અવંઘહે મઝ્દ )

## બહેરામ મઝદની મદદ.

અહુરમઝદનો પેદા કરેલો બહેરામ મઝદ મીનો મઝદોમાં સૌથી ફતેહમંદ છે...અને કોઇ બી સંકટની વખતે તેની મદદ ચાહે છે તેનું સંકટ તે ટાળે છે. અને તેને ફતેહ આપવા માટે તે જુદે જુદે વખતે જુદા જુદા રૂપમાં આવે છે.

(૧) ખુશનુમા પવનના રૂપમાં ઉડનો. (૨) ગોધાના રૂપમાં
(૩) ઘોડાના રૂપમાં. (૪) ઉંટના રૂપમાં.
(૫) ભુંડના રૂપમાં. (૬) જુવાન માણસના રૂપમાં.
(૭) વારઘ્ન પક્ષીના રૂપમાં. (૮) મેંઢાના રૂપમાં.
(૯) બકરાના રૂપમાં. (૧૦) પહેલવાનના રૂપમાં.

( ત૦ ખો૦ અ૦ બહેરામ યસ્ત. )

બહેરામ મઝદ એક જોરાવર ભુંડના રૂપમાં તેની પડખે રહીને દેવોનો નાશ કરવામાં તેઓને મદદ કરે છે.

( ત૦ ખો૦ એ૦ મેહેર યસ્ત )

## તેશતર તીરની આરાધના.

સેવટે કહે છે કે તેશતર તીરની આરાધના જે દેશમાં થાય છે, ત્યાં દુઃખ, દરદ, સંકટ અને દુશ્મનોનો ધસારો કાંઈ બી ખરાબી કરી શકતાં નથી. વળી વધુ જણાવ્યું છે કે ગુનેહગાર, બદઓરત, અને દીનદુશ્મન તેશતર તીરની સેતાયશમાં કીધેલી ક્રિયાની ચીજોને અડકી શકે નહિ, અગર જો ક્રિયાની ચીજો ઉપયોગમાં લેવા પામે તો તે જગ્યાએ સંકટ આવી પડે, દુશ્મન ધસારો લાવે, અને લોકોનો મરો થાય. (ત૦ ખો૦ અ૦ તીર યસ્ત)

## સૂર્યની સ્તુતિ.

ખોરશેદના ઉગવાથી કુલ જમીન પાક થાય છે. તમામ વહેતા અને સ્થિર પાણી પાક થાય છે અને અહુરમઝદની તમામ પેદાયશ પાક થાય છે...એ સબબને લીધે જે કોઈ શખસ ખોરશેદની આરાધના કરે છે, તે ગોયા અહુરમઝદ અને અમશાસ્પંદોની આરાધના કરે છે, અને મીનો યઝદોનો ખુશનુદ કરે છે.

(ત૦ ખો૦ અ૦ ખોરશેદ નીઆએશ)

## ચંદ્રની સ્તુતિ-નમસ્કાર.

રાત તેમજ પુનમના ચંદ્રને હું નમસ્કાર કરૂં છું. અમશાસ્પંદો માહતાબની રોશનીને ટકાવી રાખે છે, અને તે રોશની પૃથ્વી ઉપર ફેલાવે છે. (ત૦ ખો૦ અ૦ માહ બોખ્તાર નીઆએશ)

## અગ્નિની સ્તુતિ.

અએ અહુરમઝદના સૌથી મહાન્ આતશ મઝદ !......મારા ઘરમાં કયામતના વખત સુધી તું બળતો અને પ્રકાશતો રહેજે. અએ આતશ ! મને આસાની, લાંબી જીંદગી, પુર સુખ, મ્હોટાઈ, ડહાપણ ...ફરજંદ બખશ. (ત૦ ખો૦ અ૦ આતશ નીઆએશ.)

## અરદવીસુર (નદી)ની સ્તુતિ.

એ અરદવીસુરનું પાણી મરદોના ખુનને સ્વચ્છ કરે છે. ઓરતોને જનમ આપતી વખતે સહેલાઈ કરી આપે છે. માતાઓના ગર્ભસ્થાનને પાક કરે છે. તેઓના થાનમાં વખતસર દૂધ મુકે છે. એનું પાણી બીજા પાણીઓથી ચડતું ગણવામાં આવ્યું છે. એવી વિખ્યાતિ પામેલી અરદવીસુરની હું સેતાયશ કરૂં છું.

( ત૦ ખો૦ અ૦ અરદવીસુર નીઆએશ )

## બંદગી.

દુન્યાના લોકોને માટે બંદગી સારી છે, સર્વોત્તમ છે. તે પાપીઓની સામે આપણો બચાવ કરે છે. આપણી બંદગી પાપીઓના હાથપગ અને મોઢાંને બેડી સમાન બાંધી લે છે.

( ત૦ ખો૦ અ૦ સરોશ યસ્ત હા–દોખ્ત )

## અહુરમઝદ અને અમશાસ્પન્દો (ફિરસ્તા)ની સ્તુતિ.

અશો જરથોસ્તે અહુરમઝદને પુછ્યું કે એ હાડમંદ દુનિઆના પાક પેદા કરનાર! કઈ માથ્ર વાણી ઘણીજ હિમ્મત આપનાર, ઘણીજ ફતેહમંદ, વેરીને મારનાર, તનદરોસ્તિ આપનાર અને પાપી દુઃખ પહોંચાડનારાનાં દુઃખને ટાળનાર છે? ત્યારે અહુરમજદે જવાબ આપ્યો કે મારાં અને અમશાસ્પન્દોનાં નામો ઘણાંજ હિમ્મત આપનાર, ફતેહમંદ, વેરીને મારનાર, તનદરોસ્તિ આપનાર અને પાપીઓનાં દુઃખોને ટાળનાર છે.

( ત૦ ખો૦ અ૦ હોરમજદ યસ્ત )

## નારી ફિરસ્તો.

અશીશવંઘ નારી ફિરસ્તો છે. તે દોલત, ખજાના અને સુખ ઉપર મવક્કલ છે......એને અહુરમજદની દિકરી, અમશાસ્પન્દોની બ્હેન અસપંદારમદ અમશાસ્પન્દ ( નારી ફિરસ્તા )ની દીકરી અને

મહેર યઝદ, શરોષ યઝદ અને રશ્નુ યઝદની બ્હેન અને ભલી માઝ-દયસ્નની દીનની બ્હેન કહી છે. ( ત૦ ખો૦ અ૦ અશીશવંઘ યસ્ત)

## ધાતુ ઉત્પન્ન કરનાર ફિરસ્તો.

ભલા વૃદ્ધિ કરનાર, મ્હેરબાન દાદારની હું સેપાસગુજારી કરૂં છું કે જેણે શહેરેવરને પેદા કીધો. જે ગેતીની દુનિયામાં ધાતુઓ ઉપર મવક્કલ છે. શહેરેવરની મારફતે સોના તથા રૂપાનો તેમજ જમીન ખોદવાને તથા દુશ્મનને મારવાને માટેનાં હથિયારોને માટ વપરાતાં લોહખંડનો વધારો થાય છે.

( ત૦ ખો૦ અ૦ શહેરેવર રોજની સેતાયશ )

## ગુવાદની પ્રાર્થના.

આગલા વખતમાં હું જે બી કાંઇ હોઉં, હવે પછીના જમા-નામાં હું જે બી કાંઈ થાઉં, ઈરાનને લગતો હોઉં કે બીજા કશાને લગતો હોઉં, તેમાં તું ગુવાદ ! મારી યારીએ પહોંચ.

( ત૦ ખો૦ અ૦ ગુવાદ રોજની સેતાયશ )

## મહેરરોજ ફિરસ્તો.

કાયમ જમાના સુધી તે સેતાયશ કરવાલાયક છે. તેનેથી ખોરેહ રોશની તથા આસાનીનું મૂલ છે. તેનેથી બેકિનાર જમાનો છે. તે પેદાયશનો પેદા કરનાર, રક્ષણ કરનાર, દુ:ખથી બચાવનાર અશો તેમજ દરવન્દને પવિત્ર કરનાર, તેઓને હમેશ સુધી ખુશાલ રાખનાર, તેઓની કરણી પ્રમાણે તેઓનો બદલો આપનાર છે...... તારી આજ્ઞા તથા મરજીને લીધે આસ્માન, જમીન અને દરેક પેદાયશ શણગાર પામેલી છે.

( ત૦ ખો૦ અ૦ દએ-પ-મહેરરોજની સેતાયશ )

## શરોશ ફિરસ્તો.

આ દુનિયામાં વ્યવસ્થાને માટે તું સરોશને સૌથી ખૂબસુરત,

સૌથી ઘણા બળવાળો તથા દરૂજને મારનાર પેદા કર્યો છે. તારાં પ્રતાપ, જોર તથા ખોરેહને લીધે ઇન્સાનના તન તથા રવાનની પાસબાની થાય છે. (ત૦ ખો૦ અ૦ સરોશ રોજની સેતાયશ)

## અશો શરોષ યઝદ.

અશો શરોષ યઝદ મુક્લેશ નરનારીઓનો બચાવ કરે છે. તે એશય યાને ગુસ્સાના દેવને મારી હટાડે છે.

(ત૦ ખો૦ અ૦ શરોબ યસ્ત વડીની નીરંગ)

## ઇરાનનો પક્ષપાત અને શ્રાપ.

ઇરાની નહિ એવા બદ પાદશાહો હમેશાં હારેલા તથા માર ખાધેલા થઈને હેઠે પડજો. (ત૦ ખો૦ અ૦ નામે ખાવર)

## નવી સૃષ્ટિ અને ઉચ્ચ સમય.

......તે ખોરેહની બરકતથી અહુરમઝદે પુષ્કળ નુરમંદ આબાદી કરનારી પેદાયશો બનાવી અને જેને લીધે રસ્તાખેજને વખતે ગુજરેલાં પાછાં સજીવન થશે. જીંદગી અને અમરપણું આવશે અને દુનિયા તરરા--તાજગીવાળી થશે. તે વખતે દુનિયાને હાનિ પહોંચાડવા માટે દરૂજ પોતાની કોશેશમાં નિષ્ફલ થશે.

(ત૦ ખો૦ અ૦ જમ્યાદ યસ્ત)

## અહુરમઝદની શિક્ષા અને સદ્વર્તન.

અશો જરથોસ્તે હોરમઝદને પુછ્યું કે......મને તું જણાવ કે રવાનને શાથી છુટકારો મલી શકે? હોરમઝદે જવાબ આપ્યો કે... પહેલું બહેસ્તમાં જવાનું મેળવવું. માટે હું હોરમઝદ તથા અમશાસ્પન્દોની હસ્તિ અને બહેસ્ત તથા દોઝખ તથા કયામત, તથા તનપસીન, તથા ચિનવદ પુલ ઉપરના હિસાબ વિષે તથા અહેરેમન દેવો તથા દોઝખનો માર ખાધેલા દારવન્દોની નીસ્તી બાબે બેગુમાન

રહેવું અને બીજું રાસ્ત રાહ અખ્તાર કરવો, ત્રીજું શુક્રગુજારી કરવી, ચોથું મનશનીથી શુરૂઆત કરવી, પાંચમું એ જે પોતાને લાયક નહીં હોય તે કોઈ બી શખ્શના સંબંધમાં કરવું નહિ.

( ત૦ ખો૦ અ૦ બનામે યજદ )

## અહુરમઝદનો ડર અને નેકીના કામથી મુક્તિ.

અહુરમઝદનો ડર રાખીને કામ કરજો. નેક અને રાસ્તીની રાહના કામ કરવાનું ચાલુ રાખજો, જેથી તમારૂં રવાન મુક્તિ પામે.

( ત૦ ખો૦ અ૦ બનામે યજદ )

## ભલાઈથી સ્વર્ગ અને બુરાઈથી નરક.

સર્વ ભલા વિચારો, ભલાં સખૂનો તથા ભલાં કામો સારી બુદ્ધિથી કરાય છે અને તે આપણને બહેસ્ત તરફ લઈ જાય છે. સર્વ ભુંડા વિચારો, ભુંડાં સખૂનો તથા ભુંડાં કામો સદ્બુદ્ધિથી કરાતાં નથી અને તે આપણને દોઝખ તરફ લઇ જાય છે.

( ત૦ ખો૦ અ૦ દોઆ—વીસ્પ હુમત )

## પરભવનું ભાતું.

......અને જે કોઈ મુસાફરીએ જાય છે, તેણે પોતાનું ખાવાનું લઇ જવું જોઈએ. તેજ પ્રમાણે સઘળાઓએ ગેતીની દુનિયામાંથી મીનોઈ દુનિયાને માટેનો આરાસ્તા કીધેલો હદીઓ લઈ જવો જોઈએ કે જેથી રવાન હલાક થાય નહિ.

( ત૦ ખો૦ અ૦ બનામે અજદ )

## સમાલોચના.

હિંદુના અવતારો, મુસ્લીમ ખુદાના ફિરસ્તા, ક્રિશ્ચિયન યહોવાહના સભાસદો અને પારસી અહુરમઝદના અમશાસ્પન્દો લગભગ એક કક્ષામાં રહેનારા યા એક સ્કુલના વિદ્યાર્થિઓ જેવા સાદસ્ય ધરાવ-

નારા છે. જૈનોના ઇંદ્રના લોકપાલોની સાથે એમની સરખામણી કરીએ તો કેટલેક અંશે થઈ શકે તેમ છે. સૃષ્ટિ સંબંધે ચારેની કાર્યપદ્ધતિમાં બહુ ફેર છે. અવતારો તો ખુદ પોતે જ ધરધણીની માફક સૃષ્ટિનું કાર્ય કરે છે. ખુદા અને યહોવાહ કેટલેક સ્થળે હુકમમાત્રથી પોતે અને કેટલેક સ્થળે ફિરસ્તાઓની મારફત કાર્ય કરાવે છે. ત્યારે અહુરમઝદે પોતે પૃથ્વી જલ આદિને હુકમ ક્યાંય કર્યો નથી, કિન્તુ અમશાસ્પન્દો ઉત્પન્ન કીધા અને અમુક અમુક કાર્યનો અધિકાર તેમને સોંપી દીધો. તે પ્રમાણે અમશાસ્પંદો જ સૃષ્ટિના કાર્યના અધિષ્ઠાતા બન્યા છે. કુરાનમાં અને બાઇબલમાં જેમ ખુદા અને યહોવાહ વારંવાર મનુષ્ય સમાજના સંપર્કમાં આવી પોતાની શક્તિનો પરિચય કરાવતાં આત્મપ્રશંસા, એકને બચાવવાની, બીજાને મારવાની, શત્રુ મિત્રભાવ ફેલાવવાની, બલિ લેવાની, લડાઈનો માર્ગ બતાવવાની લૌકિક વાતો કરી છે તેમ અહુરમઝદે પોતાને મુખે ક્યાંય પણ વાત કરી સાંભળવામાં નથી આવતી. કિન્તુ અહુરમઝદના ભક્તોએ ભક્તિવશે સ્તુતિ કરતાં અહુરમઝદનો મહિમા ગાયો છે અને પોતાને તથા ખલ્કતને પેદા કરવાનું આલેખ્યું છે. માનવીની મતલબી વૃત્તિને તૃપ્ત કરવા માટે અમશાસ્પન્દો ઉપરાંત ચંદ્ર, સૂર્ય, નદી, અગ્નિ આદિની સ્તુતિ કરતાં કોઈની પાસેથી સોના ચાંદી તો કોઈની પાસેથી લડવાનાં હથિયારો, કોઈની પાસે આસાની, લાંબી જીંદગી, મ્હોટાઈ, ડહાપણ, ફરજંદ આદિ માંગ્યા છે. પુસ્તકમાં તો માંગણી ને માંગણીજ કરી છે. જવાબ તો કોઈએ આપ્યો જોવામાં નથી આવતો.

અલબત્ત, અહુરમઝદના ભક્તોની એ વિશેષતા છે કે કુરાન અને બાઇબલની માફક લડાઈ કરવાનો ઉપદેશ કોઈ જગ્યાએ અહુરમઝદને મુખે કે સ્તુતિ કરનારને મુખે કરવામાં નથી આવ્યો. પશુઓની બલિ કે મનુષ્યોની હત્યા કરવાનું પણ બતાવવામાં નથી આવ્યું. એ બધું અહુરમઝદની સાત્ત્વિક વૃત્તિ સાબિત કરનારૂં છે.

અહુરમઝદના ભક્તો સ્વર્ગ, નરક અને મુક્તિનાં સાધનો વિષે પણ અહુરમઝદને પ્રશ્નો પુછીને ખુલાસા મેળવ્યાનું ભુલી ગયા નથી. ઇશ્વરનો ડર રાખી નેક કામ કરવાનું અને સન્માર્ગમાં ચાલવાનું સૂચવી મુક્તિનો માર્ગ પણ દર્શાવ્યો છે. કર્મનો કાયદો પણ સ્પષ્ટતાથી સમજાવ્યો છે. 'ભલું કરશો તો સ્વર્ગ મલશે અને બુરૂં કરશો તો નરક મલશે' એ બતાવીને 'કરણી તેવી પાર ઉતરણી' એ કર્મનો નિયમ સમજાવીને અહુરમઝદે ભક્તોને પોતાની જ કૃપા ઉપર રાખ્યા નથી. જેમ ખુદાએ અને ઇશુએ તોબા કરનારને માફી બક્ષી અને સ્હામે થનારને વધારેમાં વધારે દંડ આપી રાગદ્વેષની તીવ્રતા સાથે કર્મના કાનુનનો ઉચ્છેદ કરી બતાવ્યો છે, તેમ અહુરમઝદે 'કર્મકાનુનનો ભંગ કરી પોતાની કૃપાથી સર્વ આબાદી થશે અને કોપથી સર્વથા અનિષ્ટ થશે' એમ ભય અને લાલચ બતાવી રાગદ્વેષની પ્રવૃત્તિ વધારી નથી. અલબત્ત, એક ઠેકાણે ઇરાની બાદશાહની તારીફ અને ઇરાનનો પક્ષપાત દર્શાવ્યો છે કે ઇરાન શિવાયના બાદશાહો 'હારેલા માર ખાધેલા થઇને હેઠે પડજો' એ વાક્યોથી ઇશ્વરને પક્ષપાતી બનાવવાની અનિષ્ટ વાણી ઉચ્ચારવામાં આવી છે, પણ તેવાં વધારે વાક્યો નથી. પરભવનું ભાતું બાંધવાનું કહી જૈનોની સાથે એકતા દર્શાવી છે; કેમકે નેકીથી પરલોક સુધરે છે અને બદીથી બગડે છે એ જૈન ધર્મનો અટલ સિદ્ધાંત છે. **सुज्ञेषु किं बहुना ?**



# ઈશ્વરકર્તૃત્વ-પ્રતિવાદ.

## દાર્શનિક-ઉત્તર પક્ષ.

### બ્રહ્મસૃષ્ટિ અને મીમાંસાદર્શન.

વૈદિક સૃષ્ટિનો ૧૯ મો પ્રકાર બ્રહ્મસૃષ્ટિનો પૂર્વે દર્શાવેલ છે. ઓગણીસે પ્રકાર ઋષિઓના સંશયથી આક્રાન્ત થયેલ છે. નાસદીય સૂક્તની છઠ્ઠી અને સાતમી ઋચાએ સૃષ્ટિના સર્વ પ્રકારોને ખંડિત કરી દીધા છે તોપણ વ્યવસ્થિત વિચાર કરનાર દર્શનકારો સૃષ્ટિ પરત્વે શું શું માને છે તેનું પણ થોડું દિગ્દર્શન કરીએ. વેદની સાથે સૌથી વધારે સંબંધ રાખનાર પૂર્વમીમાંસાદર્શન કે જેના સંસ્થાપક જૈમિનિ ઋષિ છે, તેમનો સૃષ્ટિ પરત્વે શું અભિપ્રાય છે તેનું મીમાંસા-દર્શનના માનનીય પુસ્તક શાસ્ત્રદીપિકા અને શ્લોકવાર્તિક આદિ પુસ્તકોને આધારે નિરીક્ષણ કરીશું.

જૈમિનિ સૂત્રના પ્રથમ અધ્યાય પ્રથમ પાદના પાંચમા અધિકરણની વ્યાખ્યા કરતાં શાસ્ત્રદીપિકાકાર શ્રીમત્પાર્થસારથિ મિશ્ર શબ્દ અને અર્થનો સંબંધ કરનાર કોણ છે તેનો પરામર્શ કરતાં કહે છે કે—

**"न च सर्गादिर्नाम कश्चित्कालोऽस्ति, सर्वदाहीदृशमेव जगदिति दृष्टानुसारादवगन्तुमुचितम्। न तु स कालोऽभूत् यदा सर्वमिदं नासीदिति। प्रमाणाभावात्।"** સૃષ્ટિની આદિ હોય એવો કોઈ કાલ છે નહિ. જગત્ હમેશાં આવા પ્રકારનું જ છે. તે પ્રત્યક્ષ અનુસાર જાણવું ઉચિત છે. એવો કોઈ કાલ અગાઉ આવ્યો નથી કે જેમાં આ જગત્ કંઈ પણ હતું નહિ. એમ માની લેવામાં કોઈ પણ પ્રમાણ નથી.

આગળ જતાં દીપિકાકાર કહે છે કે પ્રમાણ વિના પણ કંઈ પણ ન હતું એમ માની લઈએ તો સૃષ્ટિ સંભવે જ નહિ. સૃષ્ટિ-કાય

રૂપ ઉપાદેય છે. ઉપાદાન વિના ઉપાદેય બની શકે જ નહિ. માટી તોજ ઘડો થઈ શકે. માટી વિના ઘડો બનતો કદી જોવામાં આ નથી. આંહિ બ્રહ્મવાદી વેદાન્તી પૂર્વ પક્ષ રૂપે કહે છે કે—

**आत्मैवैको जगदादावासीत् स एव स्वेच्छया व्योमा प्रपञ्चरूपेण परिणमति बीजमिव वृक्षरूपेण । चिदेक ब्रह्म कथं जडरूपेण परिणमतीति चेत्, न परमार्थतः परिण ब्रूमः किन्त्वपरिणतमेव परिणतवदेकमेव सदनेकधा मु मिवादर्शादिष्वविद्यावशाद्विवर्तमानमात्मैवात्मानं चि जडरूपमिवाद्वितीयं सद्वितीयमिव पश्यति । सेयमवि पादाना स्वप्नप्रपंचवन्महदादि प्रपंचसृष्टिः ।**

**( शा० दी० १ । १ । ५-पृष्ठ ११० )**

અર્થ—જગતની આદિમાં-પ્રલયકાલમાં એક આત્મા જ તે આત્મા જ પોતાની ઇચ્છાથી આકાશ આદિ વિસ્તારરૂપે પરિ પામે છે; જેમ બીજ વૃક્ષરૂપે વિસ્તાર પામે છે.

શંકા—ચૈતન્ય એકરસરૂપ બ્રહ્મ જડરૂપે કેમ પરિ પામી શકે?

ઉત્તર—અમે પારમાર્થિક પરિણામ માનતા નથી કિન્તુ રિણત હોઈ ને પરિણતની પેઠે, એક સદ્રૂપ હોઈ ને અનેક રૂપે અરીસ મુખની પેઠે વિવર્ત પામે છે. અવિદ્યાના કારણથી આત્મા જ ચિ આત્માને જડરૂપે, અદ્વિતીયને સદ્વિતીયની પેઠે જુએ છે. અવિદ ઉપાદાન કારણવાળી સ્વપ્નપ્રપંચની માફક મહદાદિ પ્રપંચરૂપ આ સૃષ્ટિ

## મીમાંસકોનો ઉત્તર પક્ષ.

**किमिदानीमसन्नेवायं प्रपञ्चः ? । ओमिति चेन्न । प्रत विरोधात् ।...न चागमेन प्रत्यक्षबाधः संभवति । प्रत्यक्ष शीघ्रप्रवृत्तत्वेन सर्वेभ्यो बलीयस्त्वात् ।...किञ्च प्रपञ्चा प्रतियताऽवश्यमागमोपि प्रपञ्चान्तर्गतत्वादसद्रूपतया प्रत**

**च्यः । कथञ्चागमेनैवागमस्याभावः प्रतीयेत ? । असद्रूपतया हि प्रतीयमानो न कस्यचिदप्यर्थस्य प्रमाणं स्यात् । प्रामाण्ये वा नासत्त्वम् । ( शा० दी० १ । १ । ५ । पृष्ठ ११० )**

અર્થ—શું વર્તમાનમાં પણ જગદ્‌વિસ્તાર અસત્ છે ? જો હા કહો તો તે ઠીક નથી કારણકે પ્રત્યક્ષ વિરુદ્ધ છે. જે જગત્ પ્રત્યક્ષથી સદ્‌રૂપ દેખાય છે તેનો આગમથી બાધ થવો સંભવિત નથી, કારણકે પ્રત્યક્ષ સર્વથી બલવાન્ હોવાથી આગમ કરતાં પ્રત્યક્ષની પ્રવૃત્તિ સૌથી પ્રથમ થઈ જાય છે.

બીજી વાત એ છે કે જગતને અસદ્‌રૂપે માનનાર પુરૂષે જગદ્-અન્તર્ગત આગમને પણ અસદ્‌રૂપ માનવો પડશે. તે પણ પ્રત્યક્ષ પ્રમાણથી નહિ કિન્તુ આગમ પ્રમાણથી. તો એમાં વિચારવાનું એ છે કે આગમ પોતે પોતાનો અભાવ શી રીતે સિદ્ધ કરશે ? જો આગમ અસદ્‌રૂપ સાબિત થશે તો તે કોઈ પણ અર્થના પ્રમાણરૂપે નહિ રહી શકે. જો પ્રમાણરૂપે રહેશે તો તે અસદ્‌રૂપ નહિ રહી શકે. (અસદ્-રૂપ અને પ્રામાણ્ય એ બે પરસ્પર વિરુદ્ધ છે, તે એક વસ્તુમાં નહિ ટકી શકે. )

## અનિર્વચનીય વાદ.

વેદાન્તાન્તર્ગત અનિર્વચનીયવાદી કહે છે કે અમે પ્રપંચને–જગત્‌ને અસત્ નથી કહેતા કારણકે પ્રત્યક્ષનો વિરોધ છે. જે પ્રત્યક્ષથી સત્ દેખાય છે, તેને અસત્ શી રીતે કહી શકાય ? તેમજ પરમાર્થથી સત્ પણ નથી કહી શકતા, કારણકે આત્મજ્ઞાનથી બાધ્ય છે. એટલા માટે જગત્ સત્ અને અસત્ બંનેથી વાચ્ય ન થતાં અનિર્વચનીય છે.

## મીમાંસકોનો ઉત્તર પક્ષ.

અનિર્વચનીયવાદીની વાત બરાબર નથી. સત્‌થી ભિન્ન અસત્ અને અસત્‌થી ભિન્ન સત્ ; જગત્ જો સત્ ન હોય તો અસત્ હોવું જોઈએ અને અસત્ ન હોય તો સત્ હોવું જોઈએ. એકનો અભાવ

બીજાની સત્તા સ્થાપિત કરે છે. એટલે સત્‌નો અભાવ અસત્‌ની સત્તા અને અસત્‌નો અભાવ સત્‌ની સત્તા સ્થાપિત કરે છે. એકને અભાવે બંનેનો અભાવ થઈ જાય એ વાત અશક્ય છે. માટે જગત્‌ને સત્ કહો યા અસત્ કહો, અનિર્વચનીયતા જગત્‌ની ટકી શકતી નથી. વસ્તુતઃ તેજ અસત્ છે કે જે કદાપિ કાળે પ્રતીયમાન ન થાય જેમકે શશવિષાણુ, આકાશકુસુમ ઈત્યાદિ. વસ્તુતઃ સત્ તેજ છે કે જેની પ્રતીતિ કોઈ પણ કાળે બાધિત ન થાય જેમકે આત્મ તત્ત્વ. જગત્‌ની પ્રતીતિ શશવિષાણુની માફક હમેશને માટે બાધિત થતી નથી માટે તેને અસત્ કે અનિર્વચનીય કહી શકાય નહિ કિન્તુ આત્મતત્ત્વની પેઠે જગત્‌ને પણ સત્ કહેવું જોઈએ. એટલે જડ અને ચેતન બન્નેની સત્તા સ્વીકારવી જ પડશે અને તેનો સ્વીકાર કરતાં અદ્વૈતવાદને બદલે દ્વૈતવાદની સિદ્ધિ થઈ જાય છે.

## અવિદ્યાવાદ.

વેદાન્તાન્તર્ગત અવિદ્યાવાદી કહે છે કે વાસ્તવિક સત્તા તો બ્રહ્મની યા આત્મતત્ત્વની જ છે. જગત્‌ની જે કદાચિત્ પ્રતીતિ થાય છે તે અવિદ્યાકૃત છે.

## મીમાંસકોનો પરામર્શ.

મીમાંસક અવિદ્યાવાદીને પૂછે છે કે તે અવિદ્યા ભ્રાન્તિજ્ઞાનરૂપ છે કે ભ્રાન્તિજ્ઞાનના કારણરૂપ પદાર્થાન્તર છે? જો કહો કે ભ્રાન્તિ-રૂપ છે તો તે ભ્રાન્તિ કોને? બ્રહ્મને ભ્રાન્તિ થઈ શકતી નથી કારણ કે બ્રહ્મ સ્વચ્છ વિદ્યારૂપ છે. જ્યાં સ્વચ્છ વિદ્યા હોય ત્યાં ભ્રાન્તિનો સંભવ જ ન હોય. શું સૂર્યમાં કદિ પણ અંધકારનો સંભવ થઈ શકે? નહિ જ. જો કહો કે જીવોને ભ્રાન્તિ થાય છે તો તે પણ ઠીક નથી કારણકે વેદાંત મતમાં બ્રહ્મ શિવાય જીવોની પૃથક્ સત્તા છેજ નહિ. અગર ભ્રાન્તિજ્ઞાનના કારણરૂપ પદાર્થાન્તર સ્વીકારતા હો તો અદ્વૈત સિદ્ધાન્તને હાનિ પહોંચતાં દ્વૈતવાદની સિદ્ધિ થઈ જાય છે.

કદાચ કારણાન્તર ન હોવાથી બ્રહ્મના સ્વભાવરૂપ અવિદ્યા માનવામાં આવે તો તે પણ સંભ.વન નથી. વિદ્યાસ્વભાવવાળા બ્રહ્મનો અવિદ્યાસ્વભાવ હોઈ શકે જ નહિ. વિદ્યા અવિદ્યા પરસ્પર વિરોધી છે. બંને વિરોધી સ્વભાવ એક બ્રહ્મમાં શી રીતે રહી શકે?

અવિદ્યાને સ્વાભાવિક માનવામાં આવે તો તેનો વિનાશ શાથી થઈ શકે? આગમોક્ત ધ્યાન, સ્વરૂપજ્ઞાન વગેરેથી અવિદ્યાનો નાશ થશે એમ કહેતા હો તો તે પણ ઠીક નથી કારણકે નિત્યજ્ઞાન-સ્વરૂપ બ્રહ્મથી અતિરિક્ત ધ્યાન, સ્વરૂપજ્ઞાન વગેરે છે જ ક્યાં કે જે અવિદ્યાનો નાશ કરે? માટે આ માયાવાદ કરતાં તો બૌદ્ધોનો મહાયાનિક વાદ ઠીક છે કે જેમાં નીલપીતાદિના વૈચિત્ર્યનો કાર્ય-કારણભાવ દર્શાવવામાં આવ્યો છે.

## અજ્ઞાનવાદ.

વેદાન્તાન્તર્ગત અજ્ઞાનવાદી કહે છે કે આ પ્રપંચ અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે અને જ્ઞાનદ્વારા તેનો વિનાશ થાય છે, મૃગજલ યા સ્વપ્નપ્રપંચની માફક.

## મીમાંસકોનો ઉહાપોહ.

મીમાંસક કહે છે કે કુલાલાદિ વ્યાપાર સ્થાનીય અજ્ઞાન, ઘટ-સ્થાનીય જગત્ અને મુસલસ્થાનીય જ્ઞાન માનશો તોપણ તેથી જગત્ ઉત્પત્તિ વિનાશ યોગથી અનિત્ય માત્ર ઠરશે, પણ અત્યંતાભાવ રૂપ અસત્ નહિ ઠરે.

વળી જ્ઞાનથી જગત્નો નાશ થાય છે તો તે જ્ઞાન આત્મજ્ઞાન સમજવું કે નિષ્પ્રપંચ આત્મજ્ઞાન સમજવું? કેવળ આત્મજ્ઞાન તો વિરોધી ન હોવાથી જગત્નો નાશક નહિ બની શકે. નિષ્પ્રપંચાત્મ-જ્ઞાનને કદાચ નાશક માનવામાં આવે તો તેમાં આત્મજ્ઞાન અંશ તો અવિરોધી છે. નિષ્પ્રપંચ એટલે પ્રપંચનો અભાવ. જ્યાંસુધી પ્રપંચ વિદ્યમાન છે ત્યાંસુધી તેના અભાવનું જ્ઞાન શી રીતે થઇ શકે? તે

જ્ઞાન ઉત્પન્ન થયા વિના પ્રપંચનો નાશ પણ નહિ થઇ શકે એટલે અન્યોન્યાશ્રય દોષની વિપત્તિ વળગશે. એટલા માટે જ્ઞાનથી પણ જગત્‌ની સત્તાનો નાશ નહિ થઇ શકે. જ્યારે જગત્ આત્મતત્ત્વની માફક સત્ ઠરશે, ત્યારે અદ્વૈતવાદ સિદ્ધ ન થતાં દ્વૈતવાદનીજ સિદ્ધિ થશે. મૃગજલ તો પહેલેથીજ અસત્ છે એટલે તેના નાશનો સવાલજ ઉભો રહેતો નથી. તેથી એ દૃષ્ટાંત આંહિ લાગુ પડતુંજ નથી.

**इत्यद्वैतमतनिरासः (शा० दी० १ । १ । ५ । पृष्ठ १११)**

## અર્ધજરતીય અદ્વૈતવાદીનો પૂર્વપક્ષ.

ઉપનિષદ્‌ને માનનાર વેદાંતી અર્ધજરતીય અદ્વૈતવાદી કહેવાય છે. તેઓ કહે છે કે બ્રહ્મ યા આત્મા પોતેજ પોતાની ઇચ્છાથી જગત્ રૂપે પરિણામ પામે છે. જેમ બીજ વૃક્ષરૂપે સાચા પરિણામને પામે છે, તેમ આત્મા આકાશાદિક ભિન્ન ભિન્ન જગત્ રૂપે પરિણત થાય છે. નામ રૂપ ભિન્ન ભિન્ન છતાં મૂલકારણ એક આત્માનોજ સર્વ વિસ્તાર છે.

જગત્‌નો અસત્ત્વવાદ, અવિદ્યાવાદ–ભ્રાંતિવાદ, માયાવાદ એ બધા વાદો અનિત્ય જગત્‌ના ઔપચારિક છે. જેવી રિતે મૃગતૃષ્ણા, રજ્જુસર્પ, સ્વપ્નપ્રપંચ થોડો વખત આવિર્ભાવ પામીને પછી લય પામી જાય છે, તેવી રીતે જગદ્વિસ્તાર પણ અમુક કાલસુધી આવિર્ભાવ પામીને પછી લય પામી જાય છે. અનિત્ય જગત્ ઔપચારિક અસત્ છે. આત્મા નિત્ય હોવાથી પારમાર્થિક સત્ છે. જગત્‌નું અસત્યત્વ વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે છે. આત્માનું પરમાર્થપણું મુમુક્ષુઓનો ઉત્સાહ વધારવા માટે છે. મૃત્પિંડના વિકારનું દૃષ્ટાંત આંહિ ઠીક બંધબેસતું છે. માટીનાં વાસણ–ઘડો શરાવલો ઇત્યાદિ નામ અનેક હોવા છતાં એક માટીના વિકાર છે. ત્યાં માટી સત્ય છે. ઘડો, શરાવલો એ વાચારંભ માત્ર છે. નામરૂપ જુદાં જુદાં છે, વસ્તુ જુદી નથી, કિન્તુ એક જ માટી છે. તેમ આત્મા અને જગત્‌ના સંબંધમાં

સમજવું. જગત્ નાનારૂપ દેખાય છે તે એક આત્માના વિકાર–પરિણામરૂપ છે. આત્મા એક છતાં અંતઃકરણની ઉપાધિના ભેદથી ભિન્ન ભિન્ન જીવ બને છે. જીવના ભેદથી બંધમોક્ષની વ્યવસ્થા થઈ શકે છે.

## મીમાંસકોનો ઉત્તર પક્ષ.

આત્મા ચૈતન્યરૂપ હોવાથી તેનું જડરૂપે પરિણામ નહિ બની શકે. વળી આત્મા એકજ માનવાથી બધા શરીરમાં એકજ આત્માનું પ્રતિસંધાન થશે. યજ્ઞદત્ત અને દેવદત્ત બન્ને જુદા જુદા પ્રતીત નહિ થાય. દેવદત્તના શરીરમાં સુખની અને યજ્ઞદત્તના શરીરમાં દુઃખની પ્રતીતિ એકજ વેળાએ એક આત્માને થશે.

અંતઃકરણના ભેદથી બંનેનાં સુખદુઃખની જુદી જુદી પ્રતીતિ થશે એમ કહો તો તે પણ ઠીક નથી. અંતઃકરણ અચેતન હોવાથી તેને સુખદુઃખની પ્રતીતિનો સંભવજ નથી. અનુભવ કરનાર આત્મા છે તે એકજ હોવાથી સર્વનાં સુખદુઃખના અનુસંધાનને કોણ અટકાવનાર છે? કોઇ નહિ, માટે અર્ધજરતીય પરિણામવાદ પણ સુંદર નથી.

**इत्यात्मपरिणामवादनिरासः (शा० दी० १ । १ । ५ । पृष्ठ ११२)**

## અદ્વૈતવાદ પરત્વે શ્લોકવાર્તિકકાર કુમારિલભટ્ટનો ઉત્તર પક્ષ.

**पुरुषस्य च शुद्धस्य, नाशुद्धा विकृतिर्भवेत् ॥**
**स्वाधीनत्वाच्च धर्मादेस्तेन क्लेशो न युज्यते ।**
**तद्वशेन प्रवृत्तौ वा, व्यतिरेकः प्रसज्यते ॥**

**(श्लो० वा० ५ । ८२-८३)**

અર્થ—વેદાંતીઓ જે કહે છે કે એકજ આત્મા પોતાની ઇચ્છાથી અનેક રૂપે પરિણત થઈ જગત્–પ્રપંચને વિસ્તારે છે, તેનો જવાબ કુમારિલભટ્ટજી આપે છે કે પુરૂષ શુદ્ધ અને જ્ઞાનાનંદ સ્વભાવવાળો છે. તે અશુદ્ધ અને વિકારી શી રીતે બને? પુરૂષને જગત્ રૂપે પરિણત થવું એ તો વિકાર છે. અવિકારીને વિકારી બનવાનું કહેવું ઘટે નહિ.

જગત્ જડ અને દુઃખરૂપ છે. ચેતનપુરૂષમાં જડ જગત્‌ની ઉત્પત્તિ માનવી એ અશક્ય જેવી વાત છે. ધર્મ અધર્મરૂપ અદષ્ટના યોગે પુરૂષમાં સુખ, દુઃખ, ક્લેશરૂપ વિકાર ઉત્પન્ન થશે એમ કહો તો તે પણ ઉચિત નથી. પુરૂષ સ્વતંત્ર છે તે ધર્મ અધર્મને વશ થાય નહિ. ધર્માધર્મ પુરૂષને વશ થાય તે ઉચિત છે. સૃષ્ટિની આદિમાં એકજ બ્રહ્મ છે તો ધર્માધર્મની સત્તાજ ક્યાં રહી? જો ધર્માધર્મની સત્તા સ્વીકારો તો દ્વૈતતાની આપત્તિ આવશે.

**स्वयं च शुद्धरूपत्वादसत्वाच्चान्यवस्तुनः ।**
**स्वप्नादिवदविद्यायाः, प्रवृत्तिस्तस्य किं कृता ॥**

(श्लो० वा० ५।८४)

અર્થ—જેઓ એમ કહે છે કે અમે પુરૂષનો વાસ્તવિક પરિણામ થવાનું કહેતા નથી, કિન્તુ અપરિણત છતાં અવિદ્યાને વશે પરિણતની પેઠે દેખાય છે. હાથી ઘોડા ન હોવા છતાં સ્વપ્નમાં જેમ હાથી ઘોડા સામે ઉભા રહેલા દેખાય છે, તેમ અવિદ્યાને યોગે પુરૂષ જગત્–પ્રપંચ રૂપે પ્રતીત થાય છે. ખરી રીતે પુરૂષનું પરિણામ જગત્ રૂપે થતું નથી. અવિદ્યાવાદી વેદાંતીને ભટ્ટજી કહે છે કે પુરૂષ સ્વયં તો શુદ્ધ રૂપ છે. અન્ય વસ્તુ કોઇ તેની પાસે વિદ્યમાન નથી. તો એ તો બતાવો કે સ્વપ્નની પેઠે અવિદ્યાની પ્રવૃત્તિ થઇ ક્યાંથી? અવિદ્યા એ ભ્રાન્તિ છે. ભ્રાંતિ કોઇ ને કોઇ કારણથી થાય છે. પુરૂષ વિશુદ્ધ સ્વભાવવાળો છે. તેની પાસે ભ્રાંતિનું કોઇ કારણ છે નહિ. તો વિના કારણ અવિદ્યાની ઉત્પત્તિ થઇ શી રીતે? અવિદ્યા સિદ્ધ ન થાય તો તેને યોગે પુરૂષની જગત્ રૂપે પરિણતિ વા પ્રતીતિ પણ ક્યાંથી થાય?

**अन्येनोपप्लवेऽभीष्टे, द्वैतवादः प्रसज्यते ।**
**स्वाभाविकीमविद्यां तु, नोच्छेत्तुं कश्चिदर्हति ॥**
**विलक्षणोपपाते हि, नश्येत् स्वाभाविकी क्वचित् ।**
**नत्वेकात्माभ्युपायानां, हेतुरस्ति विलक्षणः ॥**

(श्लो० वा० ५। ८५-८६)

અર્થ—અવિદ્યાને ઉત્પન્ન કરનાર કારણાન્તર માનવામાં આવે તો પુરૂપ શિવાય બીજું કોઇ કારણ માનતાં દ્વૈતવાદનો પ્રસંગ આવશે. જો કારણ ન હોવાથી પુરૂપની માફક અવિદ્યાને પણ સ્વાભાવિક માની લ્યો તો તે અનાદિ ઠરશે. અનાદિ અવિદ્યાનો ઉચ્છેદ કદી પણ નહિ થાય. એટલે કોઈ પુરૂપનો મોક્ષ પણ નહિ થઈ શકે. કદાચ પાર્થિવ પરમાણુની શ્યામતા અગ્નિસંયોગથી જેમ નષ્ટ થઇ જાય છે તેમ અવિદ્યા પણ ધ્યાનાદિ વિલક્ષણ કારણના યોગથી સ્વાભાવિક અવિદ્યાનો પણ નાશ થઈ જશે એમ માનો તો મોક્ષોચ્છેદની આપત્તિ તો દૂર થઇ જશે પણ એકજ આત્માને સ્વીકારનાર અદ્વૈતવાદીને મતે આત્મા શિવાય બીજું કોઈ વિલક્ષણ કારણ ધ્યાનાદિ છે જ નહિ તો અવિદ્યાનો ઉચ્છેદ કયાંથી થશે ? આવી આપત્તિથી અદ્વૈતવાદ ટકી શકતો નથી માટે દ્વૈતવાદ સ્વીકારવો યુક્તિસંગત છે.

## અદ્વૈતવાદ પરત્વે બૌદ્ધોનો ઉત્તર પક્ષ.

**तेषामल्पापराधं तु, दर्शनं नित्यतोक्तितः ।**
**रूपशब्दादिविज्ञाने, व्यक्तं भेदोपलक्षणात् ॥**
**एकज्ञानात्मकत्वे तु, रूपशब्दरसादयः ।**
**सकृद्वेद्याः प्रसज्यन्ते, नित्येऽवस्थान्तरं न च ॥**

**( त० सं० ३२९-३३० )**

અર્થ—પૃથ્વી જલાદિક અખિલ જગત્ નિત્યવિજ્ઞાનના વિવર્ત રૂપ છે, અને આત્મા નિત્યવિજ્ઞાનરૂપ છે. એટલે નિત્યવિજ્ઞાન શિવાય બીજી કોઇ વસ્તુ છે જ નહિ. આમ કહેનાર વેદાંતીઓનો જે થોડો અપરાધ છે તે શાંતિરક્ષિતજી આ પ્રમાણે દર્શાવે છે. અહો અદ્વૈતવાદીઓ ! વિજ્ઞાન એક અને નિત્ય છે, તો રૂપ, રસ, શબ્દ, આદિનું જે પૃથક્ પૃથક્ જ્ઞાન થાય છે તે તમારે મતે ન થવું જોઇએ. કિન્તુ એક જ્ઞાનથી એકી સાથે રૂપ રસાદિ સર્વ પદાર્થો એક રૂપેજ જણાવા જોઈએ. તમે કહેશો કે એક પુરૂપની બાલ્યાવસ્થા, તરૂણાવસ્થા, વૃદ્ધાવસ્થા, એમ ભિન્ન ભિન્ન અવસ્થાઓ થાય છે, તેમ જ્ઞાનની

પણ અવસ્થા ભિન્ન ભિન્ન થશે. તેથી રૂપવિજ્ઞાન, રસવિજ્ઞાન ઇત્યાદિની ઉપપત્તિ થઈ જશે એ વાત પણ બરાબર નથી. વિજ્ઞાનની અવસ્થાઓ બદલાતાં તે વિજ્ઞાન નિત્ય નહિ રહે કેમકે અવસ્થા અને અવસ્થાવાનનો અભેદ હોવાથી અવસ્થા અનિત્ય થતાં અવસ્થાવાન્ પણ અનિત્ય ઠરશે.

**रूपादिवित्तितो भिन्नं, न ज्ञानमुपलभ्यते।**
**तस्याः प्रतिक्षणं भेदे, किमभिन्नं व्यवस्थितम्॥**
(त० सं० ३३२)

અર્થ—રૂપ–રસાદિ જ્ઞાનથી જુદું કોઈ નિત્યવિજ્ઞાન ઉપલબ્ધ થતું નથી. જે ઉપલબ્ધ થાય છે, તે પ્રતિક્ષણ બદલતું જાય છે. ચિરકાલ સુધી રહેનારૂં કોઇ અભિન્ન જ્ઞાન–નિત્ય વિજ્ઞાન ન તો પ્રત્યક્ષથી ઉપલબ્ધ છે, ન અનુમાનથી જાણવામાં આવે છે. તો બે પ્રમાણથી સિદ્ધ ન થયેલ વસ્તુનો સ્વીકાર કરવો વ્યર્થ છે.

## નિત્યવિજ્ઞાન પક્ષમાં બંધમોક્ષ વ્યવસ્થા નહિ થાય.

**विपर्यस्ताविपर्यस्त-ज्ञानभेदो न विद्यते।**
**एकज्ञानात्मके पुंसि, बन्धमोक्षौ ततः कथम्॥**
(त० सं० ३३३)

અર્થ–નિત્ય એક વિજ્ઞાન પક્ષમાં વિપરીત જ્ઞાન અને અવિપરીત જ્ઞાન, યથાર્થજ્ઞાન અને અયથાર્થજ્ઞાન, સમ્યક્જ્ઞાન અને મિથ્યાજ્ઞાન એવો ભેદ રહી શકતો નથી. તો એક જ્ઞાનસ્વરૂપ આત્મામાં બંધ મોક્ષ વ્યવસ્થા શી રીતે થશે? અમારા મતમાં મિથ્યા જ્ઞાનના યોગમાં બંધ અને મિથ્યા જ્ઞાનની નિવૃત્તિ થતાં સમ્યગ્જ્ઞાનના યોગમાં મોક્ષની વ્યવસ્થા સારી રીતે થઈ શકે છે.

## નિત્ય એકવિજ્ઞાન પક્ષમાં યોગાભ્યાસની નિષ્ફળતા.

**किं वा निवर्तयेद्योगी योगाभ्यासेन साधयेत्।**
**किं वा न हातुं शक्यो हि, विपर्यासस्तदात्मकः॥**

**तत्त्वज्ञानं नचोत्पाद्यं तादात्म्यात् सर्वदा स्थितेः ।**
**योगाभ्यासोपि तेनायमफलः सर्व एव च ॥**
**( त० सं० ३३४–३३५ )**

અર્થ—નિત્યવિજ્ઞાનપક્ષમાં જો મિથ્યા જ્ઞાન છે નહિ તો યોગી યોગાભ્યાસથી શેની નિવૃત્તિ કરશે અને શેની સાધના કરશે? જો તે નિત્ય વિજ્ઞાન વિપર્યાસ રૂપ હશે અર્થાત્ મિથ્યા જ્ઞાન રૂપ હશે તો તેનો ત્યાગ નહિ થઈ શકે કેમકે તે નિત્ય છે. નિત્યની નિવૃત્તિ અશક્ય છે. નિત્યવિજ્ઞાન આત્મારૂપ હોવાથી હમેશાં વિદ્યમાન રહેશે. વિદ્યમાન તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ અશક્ય હોવાથી તત્ત્વજ્ઞાન માટે યોગાભ્યાસની જરૂરીઆત ન રહી તો તમારે મતે યોગાભ્યાસ આદિ સર્વ પ્રક્રિયા નિષ્ફળ બની ગઇ.

## અદ્વૈતવાદ પરત્વે સાંખ્યોનો ઉત્તર પક્ષ.

**नाविद्यातोप्यवस्तुना बन्धायोगात् । (सां० द० १ । २०)**

ભાવાર્થ—ક્ષણિક વિજ્ઞાનવાદી યોગાચાર–બૌદ્ધ અને નિત્યવિજ્ઞાનવાદી વેદાંતી એ બંને અદ્વૈતવાદી છે કારણકે વિજ્ઞાન સિવાય અન્ય પદાર્થ તેઓ માનતા નથી. વેદાંતીઓ એકજ નિત્યવિજ્ઞાનમય બ્રહ્મ માને છે જ્યારે યોગાચાર–બૌદ્ધો અનંતક્ષણિક વિજ્ઞાનવ્યક્તિઓનો એક સંતાન માને છે. આ બંને અવિદ્યાને બંધના હેતુ તરીકે માને છે. અર્થાત્ અવિદ્યાથી પુરૂષને સંસારનું બંધન થાય છે. સાંખ્યો ઉત્તરપક્ષી તરીકે તેમને પુછે છે કે તે અવિદ્યા વસ્તુ–સત્ છે કે અસત્ છે. તેઓ કહે છે અવસ્તુ–અસત્ છે. ત્યારે સાંખ્યદર્શનકાર કહે છે કે જો અવિદ્યા અસત્ હોય તો તેનાથી પુરૂષને બંધ થવો શક્ય નથી. સ્વપ્નમાં જોએલા રજ્જુથી–અસત્ રજ્જુથી શું કોઇ વસ્તુને કોઈ બાંધી શકશે? નહિજ. જો કહો કે અસત્ અવિદ્યાથી બંધ પણ અસત્–અવાસ્તવિક થશે તો તે પણ ઠીક નથી. બંધ જો

અસત્ થાય તો તેની નિવૃત્તિ માટે યોગાભ્યાસ આદિ સાધનોની જરૂર નહિ રહે. શાસ્ત્રકારોએ જે યોગાભ્યાસ આદિ સાધનો બંધની નિવૃત્તિ માટે ઉપદેશ્યા છે તે સર્વ નિષ્ફળ થશે. એટલા માટે બંધને અસત્ નહિ માની શકાય.

**वस्तुत्वे सिद्धान्तहानिः ॥ ( सां० द० १ । २१ )**

ભાવાર્થ—સાંખ્યો કહે છે કે જો અવિદ્યાને વસ્તુરૂપે અર્થાત્ સદ્રૂપ માનો તો તમારા સિદ્ધાન્તને હાનિ પહોંચશે; કેમકે તમે અવિદ્યાને મિથ્યા માનો છો, તે સિદ્ધાન્ત બદલી જશે.

**विजातीयद्वैतापत्तिश्च ॥ ( सां० द० १ । २२ )**

ભાવાર્થ—યોગાચાર–બૌદ્ધો સજાતીય ક્ષણિક વિજ્ઞાનની અનેક વ્યકિતઓ તો માનેજ છે એટલે સજાતીય દ્વૈત તેમને આપત્તિરૂપ નથી કિન્તુ વિજાતીય દ્વૈત આપત્તિરૂપ છે. અવિદ્યા જ્ઞાનરૂપ નથી કિન્તુ વાસનારૂપ છે. તે વિજ્ઞાનથી વિજાતીય છે. અવિદ્યાને સત્ માનવાથી વિજ્ઞાન અને અવિદ્યા એ બે પદાર્થોની સિદ્ધિ થતાં વિજાતીય દ્વૈતતા પ્રાપ્ત થશે. વેદાંતીઓને દ્વૈતતા માત્ર દોષાપત્તિ છે.

**विरुद्धोभयरूपा चेत् ॥ ( सां० द० १ । २३ )**

ભાવાર્થ—સાંખ્યો કહે છે કે અવિદ્યાને સત્ કે અસત્ માનવામાં દોષાપત્તિ આવવાથી વિરૂદ્ધ ઉભયરૂપ માનો; અર્થાત્ સત્, અસત્, સદસત્ અને સદસદ્‌થી વિલક્ષણ એમ ચાર કોટી છે; તેમાં સત્ અને અસત્ એ બે કોટિનો તો નિષેધ થઈ ગયો: સત્–અસત્ એ ત્રીજી કોટી પરસ્પર વિરૂદ્ધ છે; સત્‌થી વિરૂદ્ધ અસત્ અને અસત્‌થી વિરૂદ્ધ સત્ એ ત્રીજી કોટિ તો વિરોધથી માની શકાય તેમ નથી. ત્યારે વિલક્ષણ સદ્ અસદ્ રૂપ ચોથી કોટી માનશો તો તેનો જવાબ નીચે આપે છે.

**न तादृक्पदार्थाप्रतीतेः ॥ ( सां० द० १ । २४ )**

ભાવાર્થ—જગતમાં તેવો કોઇ પદાર્થજ પ્રતીત થતો નથી. સાપેક્ષ સતઅસત્ તો મલી શકશે, પણ નિરપેક્ષ સત્—અસત્ તો પરસ્પર વિરૂદ્ધ હોવાથી ચોથી કોટીવાળી કોઈ વસ્તુ પ્રતીત નથી. વળી બીજો દોષ એ છે કે અવિદ્યાને સાક્ષાત્ બંધનો હેતુ માનશો તો જ્ઞાનથી અવિદ્યાનો નાશ થતાં પ્રારબ્ધભોગની અનુપપત્તિ થશે, કેમકે દુઃખભોગરૂપ બંધના કારણનો નાશ થતાં કાર્યની નિવૃત્તિ થશે. અમારે મતે તો અવિદ્યા જન્માદિ સંયોગદ્વારાએ બંધનો હેતુ થશે. જન્માદિ સંયોગ પ્રારબ્ધની સમાપ્તિ વિના નષ્ટ નહિ થાય. **इत्यलं विस्तरेण.**

## બ્રહ્મવાદ પરત્વે નૈયાયિકોનો ઉત્તર પક્ષ.

**बुद्ध्यादिभिश्चात्मलिङ्गैर्निरुपाख्यमीश्वरं प्रत्यक्षानुमानागमविषयातीतं कः शक्त उपपादयितुम् ॥**

**( न्या० वा० भा० ४ । १ । २१ )**

અર્થ—બ્રહ્મવાદીઓ બ્રહ્મને જગતનું ઉપાદાન કારણ માને છે. **ईश्वरः कारणं पुरुषकर्माफल्यदर्शनात् । ४ । १ । १९ ।** એ સૂત્રમાં આવેલ ઇશ્વર શબ્દનો અર્થ તેઓ બ્રહ્મ કરે છે. “**ईश्वरो ब्रह्म । ईशनायोगात् । ईशना च चेतनाशक्तिः क्रियाशक्तिश्च सा चात्मनि ब्रह्मणीति । ब्रह्म ईश्वरः स एव कारणं जगतः । न चाभावो वा प्रधानं वा परमाणवो वा चेतयन्ते ॥**

અર્થ—ઈશના યોગથી ઇશ્વર શબ્દ નિષ્પન્ન થાય છે. ઇશના ચેતનાશકિત અને ક્રિયાશકિત એ પ્રકારની છે. તે આત્મા અને બ્રહ્મમાં છે. બ્રહ્મ એજ ઇશ્વર છે. તેજ જગતનું કારણ છે. અભાવ, પ્રકૃતિ કે પરમાણુઓ જગતના કારણરૂપ નથી. એ બ્રહ્મવાદીઓનો પૂર્વપક્ષ છે. નૈયાયિક તેનો ઉત્તર આપે છે કે આત્માને જાણવા માટે આત્માના લિંગ તરીકે બુદ્ધિ ઇચ્છા આદિ વિશેષ ગુણો માનવામાં આવે છે. બ્રહ્મ તો નિરૂપાધિક છે. તેને જાણવા

માટે કોઈ લિંગ કે નિશાની તો છે નહિ. મુખ્ય વાત એ છે કે પ્રમાણ વિના પ્રમેયની સિદ્ધિ થતી નથી. બ્રહ્મની સિદ્ધિ તમે કયા પ્રમાણથી કરશો? પ્રત્યક્ષ તો બ્રહ્મનું થતું નથી કારણ કે તે કોઈ પણ ઇંદ્રિયથી ગ્રાહ્ય થતું નથી. બ્રહ્મને જણાવનાર કોઈ ખાસ હેતુ નથી તેથી અનુમાનથી પણ ગ્રાહ્ય નથી. સર્વસંમત આગમ પ્રમાણ નથી. માટે ભાષ્યકાર કહે છે કે "**प्रत्यक्षानुमानागमविषयातीतं कः शक्त उपपादयितुम्**" પ્રમાણના વિષયથી અતીત બ્રહ્મનું ઉપપાદન કરવાને કોણ શક્તિમાન છે? કોઈ નહિ. બ્રહ્મની જ્યારે ઉપપત્તિ થઈ શકતી નથી ત્યારે તેને ઉપાદાન કારણ માનવાની વાત તો મૂલથીજ ઉડી જાય છે. '**मूलं नास्ति कुतः शाखा**' અર્થાત્ મૂલ નથી ત્યાં શાખાની શું વાત કરવી? નૈયાયિક કહે છે કે એટલા માટે આત્મ-વિશેષરૂપ ઈશ્વર જગતનું ઉપાદાન કારણ નહિ પણ નિમિત્તકારણ છે એમ માનો. પ્રાણીઓના કર્માનુસાર તે જગત્ રચે છે. ખરી રીતે તો ઈશ્વરવાદીઓનો આ સિદ્ધાંત છે. પ્રાચીનતમ–નૈયાયક આચાર્યો તો ઈશ્વરને નિયંતા માત્ર માને છે, કર્તા તરીકે નહિ. **इत्यलं विस्तरेण.**

## અદ્વૈતવાદ પરત્વે જૈનોનો ઉત્તર પક્ષ.

**अत्राप्यन्ये वदन्त्येवमविद्या न सतः पृथक् ।**
**तच्च तन्मात्रमेवेति, भेदाभासोऽनिबन्धनः ॥**
**( शा० वा० स्त० ८ । ४)**

અર્થ—અદ્વૈતપક્ષમાં વેદાંતીઓ એમ કહે છે કે અવિદ્યા બ્રહ્મથી જુદી નથી, કેમકે જુદી માનતાં અદ્વૈતસિદ્ધાંત ટકી શકતો નથી. સત્ એ બ્રહ્મ માત્ર છે, અર્થાત્ બ્રહ્મનીજ સત્તા છે, અવિદ્યાની જુદી સત્તા નથી. તો પછી ઘટ, પટ, સ્ત્રી, પુરૂષ, પિતા, પુત્ર, શેઠ, નોકર, પતિ, પત્ની, ઈત્યાદિ જે ભેદનો આભાસ થાય છે તેનું કારણ શું? કારણ વિના તો કાર્ય બની શકતું નથી.

**सैवाथाऽभेदरूपापि, भेदाभासनिबन्धनम् ।**
**प्रमाणमन्तरेणैत–दवगन्तुं न शक्यते ॥**
**( शा० वा० स्त० ८ । ५ )**

અર્થ—પૂર્વપક્ષી કહે છે કે બ્રહ્મ સાથે અભેદભાવને પામેલી તેજ અવિદ્યા ભેદાભાસનું કારણ બનશે. ઉત્તરપક્ષી કહે છે કે અવિદ્યા કારણ તો ત્યારે બને કે જ્યારે તે પોતે પ્રમાણથી સિદ્ધ થાય. અવિદ્યા પ્રમેય છે અને પ્રમેય પ્રમાણ વિના જાણી શકાતું નથી.

**भावेऽपि च प्रमाणस्य, प्रमेयव्यतिरेकतः।**
**ननु नाद्वैतमेवेति, तदभावेऽप्रमाणकम् ॥**
**( शा० वा० स्त० ८ । ६ )**

અર્થ—અવિદ્યાનો નિશ્ચય કરાવનાર પ્રમાણ કદાચ સ્વીકારવામાં આવે પણ તે પ્રમાણથી પ્રમેયની સત્તાનો સ્વીકાર ન થાય ત્યાંસુધી કાર્યકારણભાવનો નિર્વાહ થઈ શકતો નથી. વેદાંતી કહે છે કે અમે એમ નથી કહેતા કે કેવળ અદ્વૈતજ છે. એમ તો પ્રમાણ, પ્રમેય, બન્નેની વ્યવસ્થા કરેલી છે. પ્રમાણનો જો સ્વીકાર ન કરીએ તો અદ્વૈતતત્ત્વ પણ અપ્રમાણ બની જાય. ઉત્તરપક્ષી કહે છે કે એક તરફ દ્વૈતનો સ્વીકાર, બીજી તરફ અદ્વૈતનો સ્વીકાર, આમ પરસ્પર વિરૂદ્ધ તત્ત્વનો ઉન્મત્ત વિના બીજો કોણ સ્વીકાર કરે ?

**विद्याऽविद्यादिभेदाच्च, स्वतंत्रेणैव बाध्यते ।**
**तत्संशयादियोगाच्च, प्रतीत्या च विचिन्त्यताम् ॥**
**( शा० वा० स्त० ८ । ७)**

અર્થ—"**विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सहाविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते**" એ એક શ્રુતિ છે તેમાં વિદ્યા અને અવિદ્યાનો ભેદ સ્પષ્ટ બતાવેલ છે. વિદ્યાનું ફલ અમૃતપ્રાપ્તિ અને અવિદ્યાનું ફલ મૃત્યુતરણ છે. કાર્યભેદથી કારણનો પણ ભેદ છે. તો ઉક્ત શ્રુતિથી સ્વતંત્રપણે અદ્વૈતતત્ત્વનો બાધ થાય છે. બીજી

વાત એ છે કે "**तत्त्वमसि**" ઇત્યાદિ શ્રુતિ અદ્વૈતબોધક છે. "**द्वे ब्रह्मणी वेदितव्ये परं चापरं च**" "**परं चापरं च ब्रह्म यदोङ्कारः**" ઇત્યાદિ શ્રુતિ દ્વૈત–ભેદ બોધક છે. આ ઉપરથી સંશય ઉત્પન્ન થવાનો સંભવ છે. પ્રથમ શ્રુતિ સાચી કે બીજી શ્રુતિ સાચી ? એવી રીતે આગમ પ્રામાણ્યથી બાધ અને સંશય ઉત્પન્ન થવાનો સંભવ હોવાથી અદ્વૈતવાદ દૂષિત ઠરે છે. ત્રીજી વાત છે પ્રત્યક્ષ પ્રતીતિની. ઘટ પટ આદિ ભિન્ન ભિન્ન વસ્તુઓ પ્રત્યક્ષથી દેખાય છે. ઘટપટાદિ ભેદની જે પ્રત્યક્ષ પ્રતીતિ થાય છે તે પણ અદ્વૈતતત્ત્વનો બાધ કરે છે. વેદાંતીઓનો દષ્ટિસૃષ્ટિવાદ પણ બૌદ્ધોના શૂન્યવાદની બરાબર છે. કહ્યું છે કે—

**प्रत्यक्षादिप्रसिद्धार्थ–विरुद्धार्थाभिधायिनः ।**
**वेदान्ता यदि शास्त्राणि, बौद्धैः किमपराध्यते ॥**
**अन्ये व्याख्यानयन्त्येवं, समभावप्रसिद्धये ।**
**अद्वैतदेशना शास्त्रे, निर्दिष्टा न तु तत्त्वतः ॥**

**( शा० वा० स्त० ८ । ८)**

અર્થ—જૈનો વેદાંતીઓને કહે છે કે શાસ્ત્રમાં જે અદ્વૈતતત્ત્વનો ઉપદેશ આવ્યો છે તે અદ્વૈતતત્ત્વ વાસ્તવિક છે તે બતાવવા માટે નહિ પણ જીવો જગતમાં મોહ પામી રાગદ્વેષાદિ કરે તેને રોકવા માટે અને સમભાવની પ્રતીતિ કરાવવા માટે તથા શત્રુ મિત્રને એક દૃષ્ટિએ જોવા માટે '**आत्मैवेदं सर्वं**' '**ब्रह्मैवेदं सर्वं**' ઇત્યાદિક ઉપદેશ આપેલ છે. જગતને અસાર–તુચ્છ માની સર્વને આત્મ સમાન દૃષ્ટિએ જોવાનો ઉપદેશ આપવો એ શાસ્ત્રકારોનો આશય છે. એમાં તમારી અને અમારી એકવાક્યતા છે. **इत्यलम्.**

## સૃષ્ટિ પરત્વે મીમાંસા શ્લોકવાર્તિકકાર કુમારિલ ભટ્ટનો અભિપ્રાય.

**यदा सर्वमिदं नासीत्, कावस्था तत्र गम्यताम् ।**
**प्रजापतेः क वा स्थानं, किं रूपं च प्रतीयताम् ॥**

**( श्लो० वा० अधि० ५ । ४५ )**

અર્થ—બ્રહ્મવાદીઓના કહેવા પ્રમાણે જ્યારે સૃષ્ટિના આરંભ પહેલાં બ્રહ્મ શિવાય બીજું કંઈ પણ ન હતું તો પછી જગત્‌ની અવસ્થા કોઈ પણ રીતે બુદ્ધિમાં ઉતરી શકતી નથી. વળી પ્રજાપતિને સ્રષ્ટા તરીકે માનવામાં આવે છે, તો તે પ્રજાપતિનું સ્થાન કઈ જગ્યાએ રહી શકશે? પૃથ્વી આદિ ન હોવાથી તેનો આધાર તો કંઈ છે નહિ. જે પ્રજાપતિ માનવામાં આવે છે તે શરીરસહિત છે કે શરીર-રહિત? શરીરરહિત હોય તો સૃષ્ટિ રચવાની ઈચ્છા અને પ્રયત્ન–ચેષ્ટા સંભવી શકતાં નથી. શરીરસહિત માનવામાં આવે તો ભૂતોની ઉત્પત્તિ વિના ભૌતિક શરીરની ઉત્પત્તિનો સંભવ નથી.

**ज्ञाता च कस्तदा तस्य, यो जनान् बोधयिष्यति।**
**उपलब्धेर्विना चैतत्, कथमध्यवसीयताम्॥**
**(श्लो० वा० ५।४६)**

અર્થ—પ્રજાપતિએ સૃષ્ટિ બનાવી તે વખતે તેનો જાણનાર કોણ હતો કે જે લોકોને સૃષ્ટિ થવાની વાત જણાવી શકે? જે વસ્તુની ઉપલબ્ધિ–સાક્ષાત્કાર નથી તેનો નિશ્ચય પણ શી રીતે થઈ શકે?

**प्रवृत्तिः कथमाद्या च, जगतः संप्रतीयते।**
**शरीरादेर्विना चास्य, कथमिच्छापि सर्जने॥**
**(श्लो० वा० ५।४७)**

અર્થ—સૃષ્ટિના આરંભની પહેલાં જ્યારે કંઈ પણ સાધન વિદ્યમાન નથી તો જગત્ રચવાની આદ્ય પ્રવૃત્તિ શી રીતે હોઈ શકે? વળી શરીરને અભાવે સર્જન કરવાની ઈચ્છા પણ કેવી રીતે થઈ શકે?

**शरीराद्यथ तस्य स्यात्तस्योत्पत्तिर्न तत्कृता।**
**तद्वदन्यप्रसङ्गोपि, नित्यं यदि तदिष्यते॥**
**(श्लो० वा० ५।४८)**

**पृथिव्याद्यावनुत्पन्ने, किम्मयं तत्पुनर्भवेत्।**

અર્થ—જો તેના શરીર આદિ માનવામાં આવે તો તેની ઉત્પત્તિ

તે શરીરથી તો ન જ બની શકે. તેની ઉત્પત્તિ માટે બીજું શરીર જોઈશે. તેને માટે વળી ત્રીજું શરીર એમ અનવસ્થા દોષ આવશે. કદાચ તે શરીરને નિત્ય માનવામાં આવે તો પ્રલયમાં પૃથિવ્યાદિનો નાશ થઈ જતો માનવામાં આવે છે તો પછી તે શરીર પૃથિવી આદિ વિના શી રીતે રહી શકશે ?

**प्राणिनां प्रायदुःखा च, सिसृक्षाऽस्य न युज्यते ॥ (९।४९)**
**साधनं चास्य धर्मादि, तदा किञ्चिन्न विद्यते ।**
**न च निस्साधनः कर्ता, कश्चित्सृजति किञ्चन ॥ (९।५०)**

અર્થ—આ જગત્ દુઃખપ્રાય છે એટલે હિતેચ્છુ પુરૂષને પ્રાણીઓને દુઃખ આપનારી સૃષ્ટિ રચવાની ઈચ્છા કરવી ઉચિત જ નથી. કદાચ ઈચ્છા થઈ આવી તોપણ સાધન વિના ઈચ્છા માત્રથી કાર્ય થઈ શકતું નથી. કદાચ પ્રાણીઓના ધર્માધર્માદિ સાધન માનવામાં આવે તો તે પણ નષ્ટ થઈ જવાથી પ્રલયકાલમાં રહેવા પામતાં નથી. કર્તા ગમે તેવો સમર્થ હોય પણ સાધન વગરનો હોઈને ઈચ્છામાત્રથી કાર્ય કરી શકે નહિ.

**नाधारेण विना सृष्टिरूर्णनाभेरपीष्यते ।**
**प्राणिनां भक्षणाच्चापि, तस्य लाला प्रवर्तते ॥**
**(श्लो० वा० ९ । ५१)**

અર્થ—કદાચ અદૃષ્ટ ધર્માધર્મ રહી જાય તોપણ દૃષ્ટ સાધન વિના કેવલ ધર્માધર્મ માત્રથી કાર્ય બની શકતું નથી. કુંભાર પણ દૃષ્ટ સાધન મૃત્તિકા આદિ તૈયાર હોય તો જ ઘડો વગેરે કરવાને પ્રવૃત્ત થાય છે, માટી વિના કેવલ અદૃષ્ટ ઉપર આધાર રાખી પ્રવૃત્ત થતો નથી. કદાચ કરોળીયાનું દૃષ્ટાંત દઈને એમ કહો કે કરોળીયો દૃષ્ટ સાધન વિના જ મોંમાંથી લાળ કાઢીને લાંબી લાંબી જાળ બનાવે છે, તેમ પ્રજાપતિ પણ દૃષ્ટ સાધન વિના કેવળ અદૃષ્ટ માત્રથી સૃષ્ટિ બનાવી શકશે, તો એ પણ ઠીક નથી. કરોળીયો માખી આદિનું ભક્ષણ

કરે છે તેથી લાળ ઉત્પન્ન થાય છે, તેમાંથી જાળ બનાવે છે. એટલે દૃષ્ટ સાધનથી લાળ બનાવે છે, માટે દૃષ્ટાંતમાં સામ્ય નથી.

**अभावाच्चानुकम्प्यानां, नानुकम्पाऽस्य जायते।**
**सृजेच्च शुभमेवैक-मनुकम्पाप्रयोजितः॥** (શ્લો૦ વા૦ ૫।૫૨)

અર્થ—કદાચ એમ કહો કે પ્રાણીઓની અનુકંપાથી પ્રજાપતિને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઈચ્છા થઈ તો તે પણ ઠીક નથી. અનુકમ્પા દુઃખનિમિત્તક થાય છે. અશરીરી આત્માઓને મુક્તાત્માની પેઠે દુઃખ છે નહિ, તો અનુકંપા કોની? દુઃખીનું દુઃખ દેખીને જ અનુકંપા થાય. જ્યાં દુઃખી જ નથી, અર્થાત્ અનુકંપા કરવા યોગ્ય જીવ નથી ત્યાં પ્રજાપતિને અનુકંપા થવી ઘટતી જ નથી. કદાચ ભવિષ્યના દુઃખની અનુકંપા માનો તો તે અનુકંપાથી આ સૃષ્ટિ સુખમય જ બનાવત. પણ તેમ તો છે નહિ. પ્રથમ જ કહ્યું છે કે આ સૃષ્ટિ "**प्रायदुःखा**" –દુઃખમય છે. તો અનુકંપા પણ સૃષ્ટિનું કારણ નથી.

**अथाशुभाद्विना सृष्टिः, स्थितिर्वा नोपपद्यते ।**
**आत्माधीनाभ्युपाये हि, भवेत्किं नाम दुष्करम् ॥**
**तथा चापेक्षमाणस्य, स्वातन्त्र्यं प्रतिहन्यते ।**
**जगच्चासृजतस्तस्य, किं नामेष्टं न सिद्ध्यति ॥**
(શ્લો૦ વા૦ ૫ । ૫૩-૫૪)

અર્થ—કદાચ એમ કહો કે દુઃખ વિના સુખની સૃષ્ટિ કે સ્થિતિ ઘટતી નથી તો તે ઠીક નથી. જેને સર્વ ઉપાય આત્માધીન છે, તેને દુષ્કર કાર્ય શું છે? જો પ્રજાપતિને બીજાની જ અપેક્ષા રાખવી પડે છે તો તેનું સ્વતંત્રપણું ટકી શકતું નથી. કદાચ પ્રજાપતિ જગત્ ન સર્જે તો શું તેની ઈષ્ટિસિદ્ધિ અટકી જાય છે?

**प्रयोजनमनुद्दिश्य, न मन्दोपि प्रवर्तते ।**
**एवमेव प्रवृत्तिश्चेच्चैतन्येनास्य किं भवेत् ॥**
(શ્લો૦ વા૦ ૫ । ૫૫)

**क्रीडार्थायां प्रवृत्तौ च, विहन्येत कृतार्थता।**
**बहुव्यापारतायां च, क्लेशो बहुतरो भवेत्॥**
**(श्लो० वा० ५।५६)**

અર્થ—મંદ બુદ્ધિવાળો પણ વિનાપ્રયોજન કોઈ પ્રવૃત્તિ કરતો નથી. વિનાપ્રયોજન એમ ને એમ જો પ્રજાપતિ પ્રવૃત્તિ કરે તો એના ચૈતન્યનું ફલ શું? પ્રજાપતિની સૃષ્ટિપ્રવૃત્તિ તેની ક્રીડા કે લીલા માટે હતી એમ કહો તો કૃતાર્થપણાનો ગુણ નષ્ટ થઈ જાય છે. વળી ક્રીડા પણ શાની? જગદ્—અનંત બ્રહ્માંડ રચવામાં એટલો બધો વ્યાપાર કરવો પડે કે તેથી આરામને બદલે અધિક ક્લેશ ઉપજવાનો સંભવ છે.

**संहारेच्छापि नैतस्य, भवेदप्रत्ययात्पुनः।**
**न च कैश्चिदसौ ज्ञातुं, कदाचिदपि शक्यते॥**
**( श्लो० वा० ५। ५७ )**

અર્થ—સિસૃક્ષાની* માફક સંહારેચ્છાનું પણ કંઈ પ્રયોજન જોવામાં આવતું નથી. પ્રાણીઓની અનુકંપા તો સંહારેચ્છાનું પ્રયોજન બની શકે જ નહિ. અનુકંપાનું ફલરક્ષણ તો સંભવી શકે પણ સંહાર તો સંભવેજ નહિ. સિસૃક્ષા અને સંહારેચ્છા પરસ્પર વિરૂદ્ધ છે તેનું અનુકંપા રૂપ એકજ પ્રયોજન ન સંભવી શકે. પ્રજાપતિને સંહાર કરવાનું કોઇ પ્રયોજન કોઇના પણ જાણવામાં નથી આવતું માટે સૃષ્ટિની પેઠે પ્રલય પણ સંભવિત નથી. સૃષ્ટિ પહેલાં અને સંહાર પછી કોઇ પણ પ્રાણી રહેવા પામતું નથી તો પ્રજાપતિની સિસૃક્ષા અને સંહારેચ્છાનું પ્રયોજન કોના જાણવામાં હોય? નિષ્પ્રયોજન અજ્ઞાત વસ્તુની કલ્પના કરવી શા કામની?

**न च तद्वचनेनैषां, प्रतिपत्तिः सुनिश्चिता।**
**असृष्ट्वापि ह्यसौ ब्रूयादात्मैश्वर्यप्रकाशनात्॥**
**( श्लो० वा० ५। ६० )**

* સર્જન કરવાની ઈચ્છા.

અર્થ—કદાચ એમ કહો કે બીજા કોઇ નહોતા તો ખુદ પ્રજાપતિ તો વિદ્યમાન હતા. તેમના કહેવા ઉપરથી પ્રયોજન કાર્ય કારણભાવ વગેરેનો નિર્ણય થઈ જશે, તો તે પણ ઠીક નથી. પ્રજાપતિનું વચન યથાર્થ જ હોય તેની શું ખાત્રી? પોતાનું માહાત્મ્ય પ્રગટ કરવા માટે સૃષ્ટિ બનાવ્યા વિના પણ મેં સૃષ્ટિ આ કારણથી બનાવી છે એમ તે જૂઠું પણ બોલી શકે છે.

સૃષ્ટિબોધક વેદ પણ પ્રમાણ નથી, તે બતાવે છેઃ

**एवं वेदोपि तत्पूर्वस्तत्सद्भावादिबोधने।**
**साशङ्को न प्रमाणं स्यान्नित्यस्य व्यापृतिः कुतः॥**
**( श्लो० वा० ५ । ६१ )**

અર્થ—એવી રીતે વેદ પણ જો પ્રજાપતિ–બ્રહ્માનો કહેલ હોય અને પ્રજાપતિનો સદ્ભાવ બતાવતો હોય તો તે પૂર્વોક્ત આશંકાયુક્ત હોવાથી પ્રમાણરૂપ નથી. અર્થાત્–પ્રજાપતિએ પોતાનું માહાત્મ્ય વધારવા માટે તેવાં વાકયો કે પ્રકરણો યોજ્યાં હોય તો કોને ખબર? સૃષ્ટિબોધક પ્રજાપતિનાં વચન ઉપર જેમ વિશ્વાસ નથી, તેમ તેવાં વેદવાકય ઉપર પણ વિશ્વાસ નથી. કદાચ વેદને પ્રજાપતિકૃત નહિ પણ નિત્ય માનો તો આકાશાદિની પેઠે નિત્ય વસ્તુમાં વ્યાપારનો સંભવ નથી. શબ્દાત્મક વેદનો નવા અર્થની સાથે સંબંધ યોજવો તે વ્યાપાર છે. તે વ્યાપાર નિત્યવેદમાં નહિ સંભવે.

વ્યાપાર નહિ થાય તો શું થશે તે બતાવે છેઃ

**यदि प्रागप्यसौ तस्मादर्थादासीन्न तेन सः।**
**सम्बद्ध इति तस्यान्यस्तदर्थोऽन्यप्ररोचना॥**
**( श्लो० वा० ५ । ६२ )**

અર્થ—સૃષ્ટિ કે પ્રજાપતિની પહેલાં પણ જો વેદ વિદ્યમાન હતા અર્થાત્ વેદ અનાદિ નિત્ય હતા, તો તે વેદાનો તેમાં કહેલ પદાર્થોની સાથે સંબંધ હતો કે નહિ? જો હતો તો તે પદાર્થ પણ

હોવા જોઇએ. પદાર્થ વિના સંબંધ ક્યાંથી હોય? પદાર્થ પણ હત તો વેદની માફક પદાર્થ પણ અનાદિસિદ્ધ થયા. સિદ્ધની સૃષ્ટિ શું સિદ્ધ પદાર્થને સર્જવામાં સિદ્ધસાધન દોષ આવે છે. જો કહો સંબંધ ન હતો તો નિત્ય વેદની સાથે નવા પદાર્થોનો નવો સંબં થવો અશકય છે કેમકે નિત્ય પદાર્થમાં વ્યાપાર નથી. તેથી "**स प्रजा पशूनसृजत**" ઇત્યાદિ શ્રુતિઓનો યથાશ્રુત અર્થ ન કરત સ્તુતિરૂપ અન્ય અથ કરવો પડશે. અર્થાત્ એ કાવ્યોનો અર્થ પ્રજા પતિએ સૃષ્ટિ રચી એમ યથાશ્રુત નથી કિન્તુ પ્રજાપતિની સ્તુતિરૂ અર્થવાદ છે, એમ સમજવું.

સૃષ્ટિનું ખંડન કરીને પ્રલયનું ખંડન કરે છેઃ

**प्रलयेपि प्रमाणं नः, सर्वोच्छेदात्मके न हि।**
**न च प्रयोजनं तेन, स्यात्प्रजापतिकर्मणा ॥** (श्लो० वा० ५।६८)

અર્થ—સમય વસ્તુના ઉચ્છેદરૂપ પ્રલયના સદ્ભાવમાં પણ કો પ્રમાણ જોવામાં આવતું નથી. સૃષ્ટિ રચવામાં જેમ પ્રજાપતિનું કો પ્રયોજન નથી તેમ સંહાર કરવામાં પણ પ્રજાપતિનું કશું પ્રયોજ દેખાતું નથી કે જેથી પ્રજાપતિને સંહારકર્મ કરવું પડે. વિન પ્રયોજન પ્રેક્ષાવત્ પુરૂષોની પ્રવૃત્તિ થતી નથી.

**न च कर्मवतां युक्ता, स्थितिस्तद्भोगवर्जिता।**
**कर्मान्तरनिरुद्धं हि, फलं न स्यात् क्रियान्तरात् ॥**
(श्लो० वा० ५।६९

અર્થ—કર્મસહિત જીવોને કર્મફલ ભોગવ્યા વિના એમ ને એમ પડયા રહેવાનું બિલકુલ ઘટતું નથી. જે જે કર્મનો જ્યારે જ્યાર પરિપાક થશે ત્યારે ત્યારે તે ફલ અવશ્ય ભોગવવું જોઈએ. તે ફલને રોકનાર કોણ છે? ઈશ્વરની સંહારેચ્છા તેને રોકશે એમ કહો તો ઉચિત નથી. કોઈની ક્રિયા કોઈના કર્મફલને રોકે એ સંભવિત જ નથી

**सर्वेषां तु फलापेतं, न स्थानमुपपद्यते।**
**न चाप्यनुपभोगोऽसौ, कस्यचित्कर्मणः फलम्॥**

**( श्लो० वा० ५ । ७० )**

અર્થ—આ જગતમાં એવું કોઈ સ્થાન નથી કે જ્યાં સર્વ પ્રાણીઓનાં કર્મ ફલશૂન્ય બની જાય. કોઈ પણ વ્યક્તિનું એવું કોઈ કર્મ નથી કે જેના ફલ તરીકે બધા જીવોનાં ભોગ્ય કર્મોનો ભોગ એકદમ અટકી જાય.

**अशेषकर्मनाशे वा, पुनः सृष्टिर्न युज्यते।**
**कर्मणां वाऽप्यभिव्यक्तौ, किं निमित्तं तदा भवेत्॥**

**( श्लो० वा० ५ । ७१ )**

અર્થ—પ્રલયવાદી કદાચ એમ કહે કે પ્રલયમાં જેમ સર્વ વસ્તુઓનો નાશ થઈ જાય છે તેમ જીવોનાં શુભાશુભ કર્મોનો પણ નાશ થઈ જશે એટલે ફલોપભોગની ક્યાં ચિંતા રહી? આ કથન પણ યુક્ત નથી. જો કર્મોનો નાશ થઈ જાય તો પ્રલય પછી બીજી સૃષ્ટિ નહિ બની શકે. એક પ્રલય હમેશને માટે પ્રલય બની જશે. કદાચ એમ કહો કે કર્મનો નાશ નહિ પણ તિરોભાવ થશે, પ્રલય-કાલ પુરો થતાં ફરી આવિર્ભાવ થશે એટલે બીજી સૃષ્ટિ ઉત્પન્ન થઈ જશે, તો એમ માનવું પણ વ્યાજબી નથી. કારણ વિના કાર્યનો સંભવ નથી. એ તો બતાવો કે તિરોભૂત થએલ કર્મોનો ફરી આવિર્ભાવ શા નિમિત્તથી થશે?

**ईश्वरेच्छा यदीष्येत, सैव स्याल्लोककारणम्।**
**ईश्वरेच्छावशित्वे हि, निष्फला कर्मकल्पना॥**

**( श्लो० वा० ५ । ७२ )**

અર્થ—કર્મના આવિર્ભાવમાં ઈશ્વરઈચ્છા કારણ છે, એમ કહેતા હો તો તે ઈશ્વરઈચ્છાથી જ જગત્ ઉત્પન્ન થઈ જશે. ઈશ્વરઈચ્છા-થીજ સર્વ કાર્ય બની જતાં હોય તો પછી વચમાં કર્મના આવિર્ભાવ-ની કલ્પના કરવી નિરર્થક છે.

કદાચ વાદી ઈષ્ટાપત્તિ કરી લે તો તેને રોકે છેઃ

**न चानिमित्तया युक्तमुत्पत्तुं हीश्वरेच्छया ।**
**यद्वा तस्या निमित्तं यत्तद्भूतानां भविष्यति ॥**

(શ્લો૦ વા૦ ૫ । ૭૩)

અર્થ—ખરી વાત તો એ છે કે ખુદ ઈશ્વરેચ્છા પણ નિમિત્ત વિના ઉત્પન્ન થઈ શકતી નથી. ઈશ્વરેચ્છાને નિત્ય તો માની નહિ શકાય. નિત્ય માનવાથી હમેશાં સૃષ્ટિ ઉત્પન્ન થયા કરે. કદાચિત્ અનિત્ય માનવાથી તેની ઉત્પત્તિનું કોઈ નિમિત્ત માનવું જ પડશે. જે નિમિત્ત માનવામાં આવે તેથીજ કર્મોનો આવિર્ભાવ કાં માનવામાં ન આવે? વચમાં અન્તર્ગડુ સમાન ઈશ્વરેચ્છાને નિમિત્ત માનવાનું શું પ્રયોજન ?

## નૈયાયિકોનો પૂર્વ પક્ષ.

**संनिवेशविशिष्टानामुत्पत्तिं यो गृहादिवत् ।**
**साधयेच्चेतनाधिष्ठां, देहानां तस्य चोत्तरम् ॥**

(શ્લો૦ વા૦ ૫ । ૭૪)

અર્થ—આકૃતિવાળા પદાર્થોની ઉત્પત્તિ કોઈ ચેતનાવાળા અધિષ્ઠાતા વિના નહિ બની શકે. જેમ કે મકાન-ઘર વગેરે. ઈંટો, ચુનો, લાકડું, લોઢું, પથ્થર વગેરે વિદ્યમાન છતાં કોઈ કુશલ કારીગર ન મલે ત્યાંસુધી મકાન નહિ તૈયાર થઈ શકે. શરીર પણ સાવયવ છે. તે પણ કુશલ કારીગર વિના ઉત્પન્ન નહિ થાય. આથી એ અનુમાન થાય છે કે શરીર, પહાડ, પર્વત, નદી, વગેરે સાવયવ પદાર્થોને ઉત્પન્ન કરનાર કોઈ મહાન્ વ્યક્તિ હોવી જોઈએ. તે વ્યક્તિજ ઈશ્વર છે કે જેના અધિષ્ઠાતૃત્વ નીચે આખું જગત્ બને છે અને તેનો વ્યવહાર ચાલે છે.

## મીમાંસકોનો ઉત્તર.

**कस्यचिद्धेतुमात्रत्वं, यद्यधिष्ठातृतेष्यते ।**
**कर्मभिः सर्वजीवानां, तत्सिद्धेः सिद्धसाधनम् ॥**

(શ્લો૦ વા૦ ૫ । ૭૫)

અર્થ—હે નૈયાયિકો ! અધિષ્ઠાતૃતાનો અર્થ જો સાધ્યસાધક

હેતુમાત્ર કરશો તો સર્વ જીવોનાં કર્મથી તે તે શરીરાદિની ઉત્પત્તિ થઈ જશે. કર્મથી સિદ્ધ થયેલને તમે ઇશ્વરેચ્છાથી સાધો છો માટે સિદ્ધસાધન દોષનો આંહિ પ્રસંગ આવશે.

**इच्छापूर्वकपक्षेऽपि, तत्पूर्वत्वेन कर्मणाम् ।**
**इच्छानन्तरसिद्धिस्तु, दृष्टान्तेपि न विद्यते ॥** (श्लो०वा०९।७६)

અર્થ—નૈયાયિકો ઇશ્વરની ઇચ્છાપૂર્વક દરેક કાર્ય થાય છે એમ જે માને છે તે પણ ઇચ્છા પછી કર્મને તો કારણ માનેજ છે. ઇચ્છામાત્રથી તો કાર્ય બનતું નથી. તેમણે જે મકાનનું દૃષ્ટાંત આપ્યું છે તે પણ કારીગરની ઇચ્છામાત્રથી તૈયાર થતું નથી. કારીગર, મજુરો વગેરેના પ્રયત્નથી—ચેષ્ટાથી—કર્મથી તૈયાર થાય છે. માટે દૃષ્ટાંતમાં પણ તમારૂં સાધ્ય રહેતું નથી તો એ અનુમાન શું સાધી શકશે? માટે ઓ નૈયાયિકો! કર્મનેજ કારણ માનો જેનાથી સર્વ કાર્ય સિદ્ધ થઈ જાય છે. કર્મથી સિદ્ધ થયેલને ઇશ્વરેચ્છા લગાડી સિદ્ધસાધન કરવામાં શું ફાયદો છે?

નૈયાયિકના અનુમાનમાં બીજો દોષ દેખાડે છે.

**अनेकान्तश्च हेतुस्ते, तच्छरीरादिना भवेत ।**
**उत्पत्तिमांश्च तद्देहो, देहत्वादस्मदादिवत् ॥** (श्लो० वा० ९।७७)

અર્થ—નૈયાયિકોને પુછવું જોઇએ કે જે ઇશ્વરને તમે કર્તા તરીકે માનો છો તે ઇશ્વર શરીરસહિત છે કે શરીરરહિત છે? શરીર સહિત હોય તો શરીર આકૃતિવાળું અને અવયવસહિત છે માટે તેને બનાવનાર કોઈ કુશલ કારીગર ચેતનાન્તર જોઈએ. તે તો છે નહિ માટે સાધ્ય વિના હેતુ રહી જવાથી હેતુ અનેકાંત—વ્યાભચારી ઠર્યો એટલે અનુમાન દૂષિત થઇ ગયું. કદાચ એમ કહો કે ઇશ્વરનું શરીર ઉત્પત્તિવાળું નથી કિન્તુ નિત્ય છે તો તે વાત ઉચિત નથી. આકૃતિવાળું સાવયવ શરીર અમારા શરીરની માફક ઉત્પત્તિવાળુંજ હોઇ શકે, નિત્ય ન થઇ શકે, દેહત્વ બંનેમાં એક સરખું છે માટે.

**अथ तस्याप्यधिष्ठानं, तेनैवेत्यविपक्षता ।**
**अशरीरो ह्यधिष्ठाता,नात्मा मुक्तात्मवद्भवेत् ॥ (श्लो०वा०५।७८)**

અર્થ—ઇશ્વરના શરીરનું અધિષ્ટાન ઈશ્વિરજ છે. અર્થાત્ ઈશ્વિરનેજ પોતાના શરીરના અધિષ્ટાતા તરીકે માનવામાં આવે તો તે શરીર ચેતનાધિષ્ટિત બની જવાથી સાધ્યાભાવવત્તારૂપ વિપક્ષતા ન રહી, એટલો અનેકાંતદોષનો પરિહાર થઈ જશે એ વાત સાચી; પણ તે શરીર બન્યા પહેલાં ઈશ્વિર અશરીરી રહેશે અને અશરીરી આત્મા મુક્તાત્માની પેઠે અધિષ્ઠાતા બની નહિ શકે. એટલે વિપક્ષતા તો ઉભીજ રહી.

**कुम्भकाराद्यधिष्ठानं, घटादौ यदि चेष्यते ।**
**नेश्वराधिष्ठितत्वं स्यादस्ति चेत् साध्यहीनता ॥**
**(श्लो० वा० ५ । ७९)**

અર્થ—નૈયાયિકને પુછો કે ઘટ આદિ કાર્ય કુંભાર અધિષ્ટિત છે કે ઈશ્વિરાધિષ્ટિત છે? જો કુંભાર અધિષ્ટિત માનો તો ઇશ્વરાધિષ્ટિતત્વ તેમાં નહિ રહે. કુંભારને લઈનેજ ચેતનાધિષ્ટિતત્વ રૂપ સાધ્ય સિદ્ધ થઈ જાય છે, તેને ફરી ઈશ્વિરને લઈ સાધતાં સિદ્ધસાધન દોષ આવે. વળી ઘટાદિની માફક દેહાદિકમાં ઇશ્વરાધિષ્ટિતત્વ સિદ્ધ નહિ થાય.

**यथा सिद्धे च दृष्टान्ते, भवेद्धेतोर्विरुद्धता ।**
**अनीश्वरविनाश्यादि-कर्तृमत्त्वं प्रसज्यते ॥ (श्लो०वा०५। ८०)**

અર્થ—ઘટાદિક જેમ અલ્પજ્ઞ, અનીશ્વર અને વિનાશી કુંભારાદિકથી ઉત્પન્ન થાય છે, તેમ દેહાદિક પણ અલ્પજ્ઞ, અનીશ્વર અને વિનાશી પ્રાણીથી ઉત્પન્ન થઇ જશે. ઘટાદિકના દૃષ્ટાંતવાળા અનુમાનથી ઈશ્વિરાધિષ્ઠિતત્વ રૂપ સાધ્યના અભાવનો સાધક હેતુ બનવાથી વિરૂદ્ધ નામનો હેત્વાભાસ લાગતાં અનુમાન દૂષિત બની જાય છે. એટલે ઇશ્વરકર્તૃક જગત્ સિદ્ધ થતું નથી. ઘટના કર્તા કુંભાર અને ઇશ્વર બંનેને માનશો તો દેહાદિકના પણ અનેક કર્તા સિદ્ધ થશે. એક ઇશ્વર સિદ્ધ નહિ થાય.

**कुलालवच्च नैतस्य, व्यापारो यदि कल्पते।**
**अचेतनः कथं भावस्तदिच्छामनुरुध्यते ॥ (श्लो० वा० ५।८१)**
**तस्मान्न परमाण्वादेरारम्भः स्यात्तदिच्छया ॥**

અર્થ—કદાચ ઈશ્વરને અશરીરી માનવામાં આવે અને કુંભારાદિની માફક વ્યાપાર–પ્રયત્ન માનવામાં ન આવે તો અચેતન–પરમાણુઆદિ ઈશ્વરની ઈચ્છાને કેવી રીતે અનુસરશે ? ઈશ્વરમાં પ્રયત્ન નથી અને પરમાણ્વાદિકને જ્ઞાન નથી, તેટલા માટે ઈશ્વરની ઈચ્છાથી પરમાણુઆદિની પ્રવૃત્તિ સંભવતી નથી. માટે જગતને અનાદિ માનો એ નૈયાયિકો પ્રત્યે કુમારિલ ભટ્ટનો જવાબ છે.

## સૃષ્ટિ અને ઈશ્વરના સંબંધમાં સાંખ્યસૂત્રનો અભિપ્રાય.

સાંખ્યસૂત્રકાર કપિલમુનિ પ્રત્યક્ષપ્રમાણના લક્ષણની ઈશ્વરમાં અવ્યાપ્તિ હોવાની શંકા કરતાં કહે છે કે–

**ईश्वरासिद्धेः ॥ (सां० द० १।९२)**

અર્થ—ઈશ્વરના અસ્તિત્વમાં કોઈ પ્રમાણ નથી અર્થાત્ ઈશ્વર જ કોઈ પ્રમાણથી સિદ્ધ થતો નથી તો અવ્યાપ્તિની શંકા ક્યાં રહી ?

નૈયાયિક કહે છે કે '**क्षित्यादि सकर्तृकं कार्यत्वात्**' પૃથ્વી આદિનો કોઈ કર્તા હોવો જોઈએ કારણકે તે કાર્યરૂપ છે, ઘટાદિની પેઠે. આ અનુમાન પ્રમાણ ઈશ્વરની સિદ્ધિ કરે છે, તો અહો સાંખ્યો ! ઈશ્વરની અસિદ્ધિ ઠરાવો છો તે બરાબર નથી. આના જવાબમાં સાંખ્યો કહે છે કે અહો નૈયાયિકો ! તમો જે ઈશ્વરને પૃથ્વી આદિના કર્તા તરીકે માનો છો તે ઈશ્વર શરીરસહિત છે કે શરીરરહિત છે ? જો શરીરસહિત માનો તો તે સામાન્ય જીવની માફક સર્વજ્ઞ ન હોવાથી જગતના કર્તા નહિ બની શકે. જો અશરીરી માનો તો મુક્તાત્માની પેઠે અકર્તા હોવાથી જગત્કર્તૃત્વની અનુપપત્તિ છે. સ્વયં સૂત્રકાર જ ઈશ્વરની અસિદ્ધિમાં યુક્ત્યન્તર બતાવે છે.

**मुक्तबद्धयोरन्यतराभावान्न तत्सिद्धिः ॥**

**( सां० सू० १ । ९३ )**

અર્થ—જગત્‌માં પુરૂષ–આત્મા બે પ્રકારના છે, બદ્ધ અને મુક્ત. તમારો માનેલ ઈશ્વર મુક્તમાં ગણવો કે બધ્ધમાં ? મુક્તમાં ગણશો તો મુક્તમાં જ્ઞાન, ચિકીર્ષા અને પ્રયત્નનો અભાવ હોવાથી કર્તૃત્વ સિદ્ધ થતું નથી. બદ્ધમાં ગણશો તો ધર્મ અધર્મનો યોગ થવાથી ઈશ્વરપણું નહિ રહે.

## સૃષ્ટિવાદ અને યોગદર્શન.

પતંજલિ ઋષિના યોગદર્શનમાં યદ્યપિ ઇશ્વરનો સ્વીકાર કરેલ છે પણ તે સૃષ્ટિકર્તા તરીકે નહિ કિન્તુ આત્મશુદ્ધિસાધન તરીકે સ્વીકારેલ છે; જુઓ:

**क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः ।**

**( यो० सू० १ । २४ )**

અર્થ—ક્લેશ, કર્મ, વિપાક અને આશયથી જેનો પરામર્શ-સ્પર્શ થઈ શકતો નથી તેવો પુરૂષવિશેષ તે ઈશ્વર છે.

**तत्र निरतिशयं सर्वज्ञत्वबीजम् ।**

**( यो० सू० १ । २५ )**

અર્થ—તેમાં નિરતિશય=સર્વોત્કૃષ્ટ જ્ઞાન હોવાથી તે સર્વજ્ઞ છે.

**स पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् ।**

**( यो० सू० १ । २६ )**

અર્થ—તે ઈશ્વર અવતાર તરીકે મનાયેલ બીજા રામકૃષ્ણાદિથી ગુરૂ=મહાન્ છે, કારણકે તે કાલથી અવચ્છિન્ન નથી, અર્થાત્ અનાદિ છે.

**तस्य वाचकः प्रणवः ।** **( यो० सू० १ । २७ )**

અર્થ—તે ઇશ્વરનો વાચક પ્રણવ=ૐકાર શબ્દ છે.

**तज्जपस्तदर्थभावनम् ।** **( यो० सू० १ । २८ )**

અર્થ—પ્રણવનો જપ કરવો અને તેના અર્થની ભાવના કરવી.

**ततः प्रत्यक् चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च ।**

**(यो० सू० १।२९)**

અર્થ—જપથી અને ભાવનાથી શરીરસ્થ આત્માનું જ્ઞાન થવાની સાથે અન્તરાયો દૂર થઈ જાય છે. તેથી મન નિર્વિઘ્ને સમાધિમાં લાગી જાય છે.

વૈશેષિક દર્શનકાર કણાદે ન ઈશ્વરનો સ્વીકાર કર્યો છે, ન નિષેધ કર્યો છે; ચુપકી પકડી છે. કણાદ પરમાણુવાદી છે. પરમાણુઓના સંઘાતથી જગતનો ચય અપચય થયા કરે છે. વચ્ચે જગતકર્તા તરીકે ઇશ્વરની જરૂરીઆત તેમણે સ્વીકારી નથી.

એ વાત તો અગાઉ કહેવાઈ ગઇ છે કે ન્યાયદર્શનકાર ખુદ ગૌતમઋષિએ સૃષ્ટિકર્તા તરીકે ઈશ્વરનું સમર્થન કર્યું નથી, કિન્તુ ભાષ્યકાર વાત્સ્યાયને ઈશ્વરવાદને અપનાવી લીધો છે. તેથી પાછળના ગ્રંથકારોએ પોતપોતાના પુસ્તકમાં ઈશ્વરવાદને વિસ્તાર્યો છે, તેથી જ નૈયાયિકોને ઈશ્વરવાદના પૂર્વપક્ષી તરીકે ઉલ્લેખતા આવ્યા છીએ. અસ્તુ. બૌદ્ધદર્શન અને જૈનદર્શને સૃષ્ટિવાદનો જોરશોરથી પ્રતિવાદ કર્યો છે. તેમાં પ્રથમ બૌદ્ધદર્શનનું નિરીક્ષણ કરીએ.

## સૃષ્ટિવાદ અને બૌદ્ધ દર્શન.

તત્ત્વસંગ્રહકાર શાન્તિરક્ષિતે નૈયાયિકોનો પૂર્વપક્ષ આ પ્રમાણે ઉપન્યસ્ત કરેલ છેઃ

**सर्वोत्पत्तिमतामीश-मन्ये हेतुं प्रचक्षते ।**
**नाचेतनं स्वकार्याणि, किल प्रारभते स्वयम् ॥**

**(त० सं० ४६)**

અર્થ—નૈયાયિકો ઉત્પત્તિવાળા સર્વ પદાર્થોના કારણ તરીકે ઈશ્વરને સ્વીકારે છે. તેઓ તેના સમર્થનમાં કહે છે કે અચેતન ધર્માધર્માદિ પોતાની મેળે પોતપોતાનું કાર્ય કરી શકતા નથી. તેને

પ્રેરનાર બીજો કોઇક જોઈએ. જે પ્રેરનાર છે તે ઇશ્વર. ઇશ્વરની સિદ્ધિ માટે નૈયાયિકો જે અનુમાન પ્રમાણ આપે છે તે આ પ્રમાણેઃ

**यत्स्वारम्भकावयव–सन्निवेशविशेषवत् ।**
**बुद्धिमद्धेतुगम्यं तत्तथा कलशादिकम् ॥**
**द्वीन्द्रियग्राह्यमग्राह्यं, विवादपदमीदृशम् ।**
**बुद्धिमत्पूर्वकं तेन, वैधर्म्येणाणवो मताः ॥**

**( त० सं० ४७–४८ )**

ભાવાર્થ—ચક્ષુ અને સ્પર્શ એ બે ઈંદ્રિયથી ગ્રાહ્ય પૃથ્વી, જલ અને તેજ એ ત્રણ પદાર્થો. તેનાથી અગ્રાહ્ય વાયુ. એ ચારમાં જે વિવાદપદ હોય, અર્થાત્ કર્તૃત્વ સંબંધમાં જેમાં મતભેદ હોય તેને આંહિ પક્ષ તરીકે રાખ્યા છે. ઘટ પટ આદિને પક્ષ કોટિમાં ગણીએ તો સિદ્ધસાધન દોષ આવે કેમકે તેમાં બુદ્ધિમત્પૂર્વકત્વ વાદી પ્રતિવાદી બન્નેને મતે સિદ્ધ છે. તેને સાધવાની શી જરૂર? એટલા માટે ‘વિવાદાસ્પદ’ એ પક્ષને વિશેષણ લગાડવામાં આવ્યું છે. ‘**बुद्धिमत्पूर्वकं**’ એ સાધ્ય છે. ‘**स्वारम्भकावयवसन्निवेशविशिष्टत्वात्**’ એ હેતુ છે. ‘**यथा कलशादिकम्**’ એ દૃષ્ટાંત છે. ‘**अणवः**’ એ વૈધર્મ્ય દૃષ્ટાંત એટલે વ્યતિરેકી દૃષ્ટાંત છે. અર્થાત્—પૃથ્વી આદિ સાવયવ પદાર્થો બુદ્ધિમાન્ કર્તાથી જન્ય છે, આકૃતિવિશિષ્ટ છે, માટે ઘટ કલશાદિની માફક જે તેવી વિશિષ્ટ આકૃતિવાળા નથી, તે બુદ્ધિમત્ કર્તૃજન્ય નથી; જેમકે પરમાણુ, એ વ્યતિરેકી દૃષ્ટાંત. આ અનુમાન નૈયાયિકો ઇશ્વરની સિદ્ધિ માટે પ્રમાણરૂપ દર્શાવે છે.

## નૈયાયિકોનું બીજું પ્રમાણ.

**तन्वादीनामुपादानं, चेतनावदधिष्ठितम् ।**
**रूपादिमत्त्वात्तन्त्वादि, यथा दृष्टं स्वकार्यकृत ॥**

**(त० सं० ४९)**

અર્થ—તત્ત્વાદિ=શરીરાદિ, તેનું ઉપાદાન કારણ પરમાણુ આદિ, એ પક્ષ. **चेतनावदधिष्ठितं स्वकार्यकृत्** એ સાધ્ય અને **रूपादिमत्वात्** એ હેતુ. તન્તુ આદિ દૃષ્ટાંત. આ બીજું અનુમાન ઇશ્વર-સાધક પ્રમાણ તેઓ બતાવે છે. અર્થાત્ પટાદિના ઉપાદાન કારણ તન્તુ પોતાની મેળે પટરૂપે પરિણત થતા નથી પણ તેને વણનાર જેમ ચેતનાવાળો વણકર હોવો જોઇએ તેમ પરમાણુઓ પોતાની મેળે શરીર રૂપે પરિણત થતા નથી પણ તેને યોજનાર કોઈ ચેતનાવાળો હોવો જોઇએ. જે યોજનાર તેજ ઇશ્વર છે.

## ન્યાયાચાર્ય ઉદ્યોતકારનું પ્રથમ પ્રમાણ.

**धर्माधर्माणवः सर्वे चेतनावदधिष्ठिताः ।**
**स्वकार्यारम्भकाः स्थित्वा प्रवृत्तेस्तुरीतन्तुवत् ॥**

**(त० सं० ५०)**

અર્થ—'**सर्वे धर्माधर्माणवः**' એ પક્ષ, '**चेतनावदधिष्ठिताः स्वकार्यारम्भकाः**' એ સાધ્ય, '**स्थित्वा प्रवृत्तेः**' એ હેતુ અને '**तुरीतन्तुवत्**' એ દૃષ્ટાંત છે. અર્થાત્ તુરીતંતુની રહી રહીને જે પ્રવૃત્તિ થાય છે તે પ્રવૃત્તિ કાર્યજનક ત્યારેજ થઈ શકે કે જ્યારે તેના ઉપર કોઈ ચેતનાવાળો અધિષ્ઠાતા હોય. તેમ ધર્મ અધર્મ અને પરમાણુઓમાં રહી રહીને નિયત કાલે જે પ્રવૃત્તિ થાય છે તે કાર્યસાધક ત્યારેજ બની શકે કે જ્યારે તેના ઉપર કોઇ ચેતનાવાળો અધિષ્ઠાતા હોય. આ અધિષ્ઠાતા ઇશ્વર વિના બીજો કોઈ સંભવી શકે નહિ માટે આ અનુમાનથી ઇશ્વરની સિદ્ધિ થઇ જાય છે, એમ ઉદ્યોતકારનો અભિપ્રાય છે.

## ઉદ્યોતકારનું બીજું પ્રમાણ.

**सर्गाद्यौ व्यवहारश्च, पुंसामन्योपदेशजः ।**
**नियतत्वात्प्रवृद्धानां, कुमारव्यवहारवत् ॥**

**(त० सं० ५१)**

અર્થ—'**सर्गादौ पुंसां व्यवहारः**' એ પક્ષ. '**अन्योपदेशजः**' એ સાધ્ય. '**नियतत्वात्**' એ હેતુ. '**कुमारव्यवहारवत्**' એ દૃષ્ટાંત. અર્થાત્ સૃષ્ટિની આદિમાં જે પુરૂષોનો વ્યવહાર થાય છે તે કોઇના ઉપદેશથી થાય છે, નિયમિત છે. માટે કુમારોનો નિયત વ્યવહાર વૃદ્ધોના ઉપદેશથી થાય છે. સર્ગની આદિમાં વ્યવહાર શીખવનાર ઇશ્વર સિવાય બીજો કોઈ છે નહિ માટે વ્યવહારશિક્ષક તરીકે ઈશ્વરની સિદ્ધિ થાય છે.

## ઉદ્યોતકારનું ત્રીજું પ્રમાણ.

**महाभूतादिकं व्यक्तं, बुद्धिमद्धेत्वधिष्ठितम् ।**
**याति सर्वस्य लोकस्य, सुखदुःखनिमित्तताम् ॥**
**अचेतनत्वकार्यत्वविनाशित्वादिहेतुतः ।**
**वास्यादिवदतस्स्पष्टं, तस्य सर्वं प्रतीयते ॥**

( त० सं० ५२–५३ )

અર્થ—'**महाभूतादिकं**' એ પક્ષ. '**बुद्धिमद्धेत्वधिष्ठितं सत् सर्वस्य लोकस्य सुखदुःखनिमित्ततां याति**' એ સાધ્ય. '**अचेतनत्वात् कार्यत्वात् विनाशित्वात्**' ઇત્યાદિ હેતુ. '**वास्यादिवत्**' એ દૃષ્ટાંત. અર્થાત્ વાસી ( વાંસલો ) આદિ ઓજાર કોઈ બુદ્ધિમાન્ પુરૂષના હાથમાં આવે તો અનુકૂલ યા પ્રતિકૂલ કાર્ય કરી શકે છે, તેમ મહાભૂતાદિક કોઇ બુદ્ધિમાન્ ચેતનથી અધિષ્ઠિત હોય તોજ સુખદુઃખ આદિના નિમિત્તભૂત બની શકે છે, કારણકે તે અચેતન છે, કાર્યરૂપ છે અને વિનાશી છે, માટે તેને યોજનાર કોઈ જોઈએ. જે યોજનાર તે ઇશ્વર છે. એમ ઇશ્વરસિદ્ધિ માટે ઉદ્યોતકારનાં ત્રણ પ્રમાણો છે.

## બૌદ્ધોનો ઉત્તર પક્ષ.

તત્ત્વસંગ્રહકાર શાંતિરક્ષિતજી ઉક્ત પ્રમાણોમાં હેત્વાભાસરૂપ દૂષણ છે તે ક્રમથી બતાવે છે:

**तदत्रासिद्धता हेतोः, प्रथमे साधने यतः ।**
**सन्निवेशो न योगाख्यः, सिद्धो नावयवी तथा ॥**
**दृश्यत्वेनाभ्युपेतस्य द्वयस्यानुपलम्भनात् ।**
**साधनानन्वितं चेदमुदाहरणमप्यतः ॥**

**( त० सं० ५६-५७ )**

અર્થ—ઉક્ત પ્રયોગોમાં જે પ્રથમ પ્રયોગ '**स्वारम्भकावयवसन्निवेशविशिष्टत्वात्**' એ હેતુવાળો છે તે પ્રયોગ અસિદ્ધ દોષથી દુષ્ટ છે. પ્રકૃત હેતુ સિદ્ધ થતો નથી, કારણકે ઉક્ત હેતુમાં બે ટુકડા છે. એક સન્નિવેશ અને બીજો સન્નિવેશવિશિષ્ટ અવયવી. સન્નિવેશનો અર્થ અવયવસંયોગ કરશો, પણ સંયોગરૂપ સન્નિવેશ અને અવયવી એ બેમાંથી એક પણ સિદ્ધ નથી. શાંતિરક્ષિત નૈયાયિકને કહે છે કે તમારે મતે સંયોગ અને સંયોગવિશિષ્ટ અવયવી બંનેનું ચાક્ષુષ પ્રત્યક્ષ થવું જોઈએ, પણ રૂપ સિવાય સંયોગ કે સંયોગવિશિષ્ટ અવયવી કોઈની ઉપલબ્ધિ થતી નથી. જે કંઈ ઉપલબ્ધ થાય છે તે માત્ર રૂપ છે. હેતુ ઉપલબ્ધ નથી. માટે હેતુની અસિદ્ધિરૂપ દૂષણ હોવાથી ઉક્ત અનુમાન નિષ્ફલ છે. બીજું કલશાદિકનું જે ઉદાહરણ આપ્યું છે તે ઉદાહરણ પણ સાધનવિકલ છે કેમકે કલશાદિકમાં પણ રૂપ સિવાય સંયોગ કે સંયોગવિશિષ્ટ અવયવી બેમાંથી એક પણ નથી.

સ્વરૂપાસિદ્ધિ બતાવીને આશ્રયૈકદેશ અસિદ્ધિ બતાવે છે:

**चक्षुःस्पर्शनविज्ञानं, भिन्नाभमुपजायते ।**
**एकालम्बनता नास्ति, तयोर्गन्धादिवित्तिवत् ॥**

**( त० सं० ५८ )**

અર્થ—**द्वीन्द्रियग्राह्य-अग्राह्य** જે પક્ષ કહેલ છે, તેમાં **द्वीन्द्रियग्राह्य** વસ્તુ સિદ્ધ નથી, કેમકે ચક્ષુઇન્દ્રિય જ્ઞાન જુદું છે અને અને સ્પશનઇંદ્રિય જ્ઞાન જુદું છે. બન્ને જ્ઞાનની વિષયતા પણ

ભિન્ન ભિન્ન છે; જેવી રીતે ગંધજ્ઞાન, રસજ્ઞાન ભિન્ન ભિન્ન છે, અને વિષય બંનેના ભિન્ન ભિન્ન છે. આ હિસાબે બે ઇન્દ્રિયથી ગ્રાહ્ય એક વસ્તુ પ્રસિદ્ધ નથી માટે આશ્રયાસિદ્ધિરૂપ હેત્વાભાસ દૂષણ લાગવાથી ઉક્ત અનુમાન નિરર્થક છે.

ચોથી આસિદ્ધિ દર્શાવે છે:

**सन्निवेशविशिष्टत्वं, यादृग्देवकुलादिषु।**
**कर्त्तर्यनुपलब्धेपि, यदृष्टौ बुद्धिमद्गतिः ॥**
**तादृगेव यदीक्ष्येत, तन्वगादिषु धर्मिषु।**
**युक्तं तत्साधनादस्मा-द्यथाभीष्टस्य साधनम् ॥**

**( त० सं० ६१-६२ )**

અર્થ—શાંતિરક્ષિતજી નૈયાયિકોને કહે છે કે દેવલ મંદિર આદિમાં જેવા પ્રકારનો સન્નિવેશ—સંયોગવિશેષ જોવામાં આવે છે કે જે કર્તાની અનુપલબ્ધિમાં પણ જોનારને બુદ્ધિમાન્ કર્તાનું ભાન કરાવે છે, તેવા પ્રકારનો સંયોગવિશેષ જો શરીર કે પહાડ આદિમાં હોત તો એ સાધનથી ઇષ્ટ સાધ્યની સાધના થઇ શકત; પરંતુ બંનેના સંનિવેશમાં ઘણી વિલક્ષણતા છે, તે દર્શાવે છે:

**अन्वयव्यतिरेकाभ्यां, यत्कार्यं यस्य निश्चितम्।**
**निश्चयस्तस्य तद्दृष्टा-विति न्यायो व्यवस्थितः ॥**
**सन्निवेशविशेषस्तु, नैवामीषु तथाविधः।**
**नतु तर्वादिभेदेषु, शब्द एव तु केवलः ॥**
**तादृशः प्रोच्यमानस्तु, सन्दिग्धव्यतिरेकताम्।**
**आसादयति वल्मीके, कुम्भकारकृतादिषु ॥**

**( त० सं० ६३-६४-६५ )**

અર્થ—અન્વય અને વ્યતિરેકથી જે કાર્ય જેનાથી નિશ્ચિત થયેલ હોય, તેને જોવાથી તેના કારણનો કે કર્તાનો નિશ્ચય થઇ જાય એ તો ન્યાય વ્યવસ્થિત છે. જે સંનિવેશવિશેષ દેવલ આદિમાં

છે તે શરીર, પહાડ, સમુદ્રાદિમાં પ્રસિદ્ધ નથી. તરૂ આદિના ભેદમાં પણ તે સન્નિવેશવિશેષ નથી. કેવલ શબ્દ માત્રથી સાદસ્ય આવી શકતું નથી. જો સન્નિવેશ સામાન્યને હેતુ માનવામાં આવે તો મૃત્તિકાવિકારથી ઘટાદિકમાં કુંભારકૃતત્વની માફક ઉધઈના રાફડામાં પણ કુંભારકૃતત્વની આશંકા થશે. એટલે સંનિવેશ-વિશેષને હેતુ કરવાથી તેવો સંનિવેશ શરીર આદિમાં પ્રસિદ્ધ નથી માટે અસિદ્ધિ દોષ આવે છે અને સન્નિવેશ સામાન્યને હેતુ માન-વામાં આવે તો સાધ્ય નથી ત્યાં પણ હેતુ રહી જવાથી અનૈકાન્તિક દોષ આવે છે. માટે બન્ને પ્રકારે અનુમાન દૂષિત છે.

## વૈધર્મ્ય દૃષ્ટાંતથી સાધ્યની અવ્યાવૃત્તિ.

अणुसंहतिमात्रं च, घटाद्यस्माभिरिष्यते।
तत्कारकः कुलालादि–रणूनामेव कारकः ॥
न व्यावृत्तस्ततो धर्मः, साध्यत्वेनाभिवाञ्छितः।
अणूदाहरणादस्माद्वैधर्म्येण प्रकाशितात् ॥

(त० सं० ७८–७९)

અર્થ—શાંતિરક્ષિતજી નૈયાયિકોને કહે છે કે ઘટાદિ પદાર્થ અણુઓના સમૂહરૂપ છે, તે અલગ અવયવી નથી, એમ અમે માનીએ છીએ. કુંભાર આદિ ઘટાદિના કરનાર નહિ પણ અણુસંઘાતનાજ કરનાર છે. તમે અનુમાનમાં જે વૈધર્મ્ય રૂપે અણુઓનું ઉદાહરણ આપ્યું છે, તે હવે વૈધર્મ્યરૂપ રહ્યું નહિ કેમકે તેમાં સાધ્ય ધર્મની વ્યાવૃત્તિ રહી નહિ. તેથી વૈધર્મ્ય તરીકે બતાવેલ દૃષ્ટાંત સાધર્મ્ય દૃષ્ટાંત બની ગયું. અવ્યાવૃત્તસાધ્યધર્મતા વૈધર્મ્ય દૃષ્ટાંતનો એક દોષ છે, તે દોષથી અનુમાન દૂષિત થયું એટલે સાધ્ય નહિ સાધી શકે.

નૈયાયિક કહે છે કે અમે વિશેષ રૂપે સાધ્ય બનાવત તો ઉક્ત દોષ લાગત પણ અમે તો સામાન્ય રૂપે બુદ્ધિમત્પૂર્વકત્વમાત્રને સાધ્ય બનાવીએ છીએ. તે સિદ્ધ થયે થકે સામર્થ્યથી તરૂ આદિના

કર્તા તરીકે ઈશ્વર સિદ્ધ થશે. ઘટાદિકનો કર્તા જેમ કુલાલ પ્રસિદ્ધ છે તેમ આંહિ બીજો કોઇ કર્તા પ્રસિદ્ધ નથી માટે સામર્થ્યથી ઈશ્વરજ કર્ત્તા સિદ્ધ થશે.

એના જવાબમાં શાન્તિરક્ષિતજી કહે છે કેઃ

**बुद्धिमत्पूर्वकत्वं च, सामान्येन यदीष्यते ।**

**तत्र नैव विवादो नो, वैश्वरूप्यं हि कर्मजम् ॥**

**( त० सं० ८० )**

અર્થ—જો સામાન્ય રૂપે સાધ્ય માનશો તો તેમાં અમને વિવાદ નથી કેમકે આખા લોકની વિચિત્રતા પ્રાણીઓનાં શુભાશુભ કર્મથી જનિત છે. વૃક્ષ આદિના કર્તા તરીકે શુભાશુભ કર્મ પ્રસિદ્ધ છે. તેના કર્તા તરીકે ફરી ઇશ્વરને સાધવા જશો તો સિદ્ધસાધન દોષ આવશે, કેમકે શુભાશુભ કર્મ કરનારા જીવો પણ બુદ્ધિમાન્ છે. માટે સામાન્ય રૂપે સાધવાનું અનુમાન પણ દૂષિત છે.

વિશેષ રૂપે સાધતાં બે દોષ આવે છે તે બતાવે છેઃ

**नित्यैकबुद्धिपूर्वत्व–साधने साध्यशून्यता ।**

**व्यभिचारश्च सौधादेर्बहुभिः करणेक्षणात् ॥**

**( त० सं० ८१ )**

અર્થ—નિત્યૈકબુદ્ધિપૂર્વકત્વને સાધ્ય બનાવશો તો સાધર્મ્ય દૃષ્ટાંત કલશાદિકમાં સાધ્યશૂન્યતાનો દોષ આવશે, કેમકે ઘટ કલશાદિક નિત્યબુદ્ધિવાળા પુરૂષથી બન્યા નથી. અનેક પુરૂષોની બુદ્ધિથી બનેલ હવેલીમાં હેતુનો વ્યભિચારદોષ આવશે, કારણકે સાધ્યના અભાવવાળામાં હેતુ રહી જાય છે.

પ્રથમ અનુમાનમાં વિસ્તારથી દોષો બતાવીને બીજા અનુમાનમાં સંક્ષેપથી દોષો દર્શાવે છેઃ

**एतदेव यथायोग्य–मवशिष्टेषु हेतुषु ।**

**योज्यं दूषणमन्यच्च किञ्चिन्मात्रं प्रकाश्यते ॥**

**( त० सं० ८२ )**

અર્થ—જે દોષો પહેલા અનુમાનમાં દેખાડયા, જેવા કે અસિદ્ધિ, વ્યભિચાર, વિરૂદ્ધ, સાધ્યવૈકલ્ય, સામાન્યથી સિદ્ધસાધન, વિશેષ રૂપે સાધતાં વ્યભિચાર આદિ, એજ દોષો બાકીનાં ચાર અનુમાનોમાં પણ લગભગ આવે છે તેની યથાયોગ્ય યોજના કરી લેવી. કંઇક વિશેષ દોષો છે તે નીચે બતાવવામાં આવે છે:

**विमुखस्योपदेष्टृत्वं, श्रद्धागम्यं परं यदि ।**
**वैमुख्यं वितनुत्वेन, धर्माधर्मविवेकतः ॥ (त० सं० ८६)**

અર્થ—ઉદ્યોતકારે સર્ગની આદિમાં વ્યવહારશિક્ષક તરીકે જે ઇશ્વરસિદ્ધિ માટે અનુમાન બતાવ્યું છે, તે બરાબર નથી, કેમકે ઇશ્વરને ધર્માધર્મ ન હોવાથી શરીર પણ નથી. શરીરના અભાવથી મુખનો પણ અભાવ છે. વિનામુખે ઉપદેશકપણું સંભવતું નથી. ઉપદેશક તરીકે બીજા પુરૂષની સિદ્ધિ થતાં હેતુસાધ્યાભાવનો સાધક થતાં વિરૂદ્ધદોષથી દૂષિત છે.

ઇશ્વરસાધક પ્રમાણમાં દોષો બતાવીને ઇશ્વરબાધક પ્રમાણ શાંતિરક્ષિતજી બતાવે છે:

**नेश्वरो जन्मिनां हेतुरुत्पत्तिविकलत्वतः ।**
**गगनाम्भोजवत्सर्वमन्यथा युगपद्भवेत् ॥ (त० सं० ८७)**

અર્થ—જે ઇશ્વર પોતે ઉત્પત્તિ–જન્મરહિત છે, તે બીજા જન્ય પદાર્થોને ઉત્પન્ન ન કરી શકે આકાશકમલની પેઠે. પૂર્ણ સામર્થ્યવાન્ ઇશ્વર જો અન્ય પદાર્થોને ઉત્પન્ન કરવા લાગશે તો તે એક ક્ષણમાંજ સર્વ પદાર્થો ઉત્પન્ન થઇ જશે. વસંત ઋતુમાંજ વનસ્પતિ ફળે ફૂલે, ચોમાસામાંજ વરસાદ વરસે, તે નહિ થઇ શકે. ક્રમે ક્રમે જે કાર્યો થાય છે તેનો ભંગ થશે. વરસ પછી થવાનાં કાર્યો પહેલીજ ક્ષણે થઇ જશે. એ ઇષ્ટ નથી. ધર્માધર્માદિ સહકારી કારણના વિલંબથી વિલંબે વિલંબે અર્થાત્ ક્રમે ક્રમે કાર્ય થશે એમ

કહેતા હો તો ઇશ્વરને સહકારીની અપેક્ષા રહેતાં તેનું સામર્થ્ય અપૂર્ણ ગણાશે. ઇશ્વર સર્વશક્તિમાન્ નહિ રહે.

**ये वा क्रमेण जायन्ते, ते नैवेश्वरहेतुकाः।**
**यथोक्तसाधनोद्भूता, जडानां प्रत्यया इव ॥**
**( त० सं० ८८ )**

અર્થ—જે પદાર્થો ક્રમે ક્રમે ઉત્પન્ન થાય તે ઇશ્વરથી ઉત્પન્ન થયા હોઇ શકેજ નહિ. પૂર્વોક્ત અનુમાનથી ઉત્પન્ન થતા જડ-એસમજ માણસોના નિર્ણયની પેઠે. અર્થાત્ જેમ જડ પુરૂષના નિર્ણયો ઇશ્વરજન્ય નથી તેમ ક્રમિક પદાર્થો પણ ઇશ્વરજન્ય નથી.

**तेषामपि तदुद्भूतौ, विफला साधनाभिधा।**
**नित्यत्वादचिकित्स्यस्य, नैव सा सहकारिणी ॥**
**( त० सं० ८९ )**

અર્થ—જડ નિર્ણયો પણ (ઇશ્વર સર્વપ્રત્યે નિમિત્તકારણ હોવાથી) ઇશ્વરજન્ય છે એમ માનીને દૃષ્ટાંતની સાધ્યવિકલતાના દોષનું નિવારણ કરશો તો પૂર્વોકત પાંચે અનુમાનોનો પ્રયોગ વ્યર્થ થશે. તે પ્રયોગ સહકારી હોવાથી સફલ થશે એમ કહેશો તો તે પણ ઠીક નહિ. શું ઇશ્વરનો સ્વભાવ અસમર્થ હતો તેને પલટાવી સહકારીએ સમર્થ સ્વભાવ ઉત્પન્ન કર્યો? એમ થાય તો ઇશ્વરની નિત્યતા અને નિરોગિતા નહિ ટકી શકે. માટે અહો નૈયાયિકો! ઇશ્વરને જગત્કારણ યા જગત્કર્તા માની તેને દૂષિત અને કમ-જોર બનાવવા કરતાં જગત્ અકર્તા નિર્દોષ અને સમર્થજ રહેવા દો.

**सुज्ञेषु किं बहुना ?**

## સૃષ્ટિવાદ અને જૈન દર્શન.

સાંખ્યદર્શનની પેઠે યોગદર્શનનાં મૂલ સૂત્રોમાં જો કે ઇશ્વરને સૃષ્ટિકર્તા નથી માન્યો, પણ ભાષ્યકારે અને બીજા ગ્રંથકારોએ ઇશ્વરને કર્તૃત્વ અને સુખદુઃખપ્રેરકપણાની ઉપાધિ લગાડી દીધી

છે. શાસ્ત્રવાર્તાસમુચ્ચયકાર હરિભદ્રસૂરિએ તેનું નિરાકરણ આવી રીતે કર્યું છે.

## પાતંજલોના ઇશ્વરનું સ્વરૂપ.

**ज्ञानमप्रतिघं यस्य, वैराग्यं च जगत्पतेः ।**
**ऐश्वर्यं चैव धर्मश्च, सहसिद्धं चतुष्टयम् ॥**

**( शा० वा० स्त० ३ । २ )**

અર્થ—જે જગત્પતિ ઇશ્વરનું જ્ઞાન અપ્રતિહત–વ્યાપક અને નિત્ય હોય છે, જેનું વૈરાગ્ય–માધ્યસ્થ્ય=વીતરાગ ભાવ, ઐશ્વર્ય–સ્વાતંત્ર્ય અને પ્રયત્ન–સંસ્કાર રૂપ ધર્મ, એ ચારે સહજસિદ્ધ અનાદિ સિદ્ધ અને નિત્ય હોય છે; તેમજ તે અચિન્ત્ય ચિચ્છક્તિયુક્ત છે. સાંખ્યદર્શને સ્વીકારેલ પચીસ તત્ત્વ પૈકી પુરૂપતત્ત્વમાંનો પુરૂપ-વિશેષ પાતંજલોનો ઇશ્વર છે. સાંખ્યો તો નિરીશ્વરવાદી છે જ્યારે પાતંજલોએ પુરૂપવિશેષને ઇશ્વર માન્યો છે. **यदुक्तम्**

**क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः ॥**

**( यो० सू० १ । २४ )**

હરિભદ્રસૂરિ ઇશ્વિરવાદી પાતંજલોનો પૂર્વ પક્ષ આ રીતે ઉપન્યસ્ત કરે છે:

**अज्ञो जन्तुरनीशोऽयमात्मनः सुखदुःखयोः ।**
**ईश्वरप्रेरितो गच्छेत् स्वर्गं वा श्वभ्रमेव वा ॥**

**( शा० वा० स्त० ३ । ३ )**

અર્થ—સંસારી જીવ હિતાહિત પ્રવૃત્તિનિવૃત્તિના ઉપાયનો અજાણ હોવાથી આત્માના સુખદુઃખનો કર્તા થઈ શકતો નથી. એટલા માટે અજ્ઞ જીવ ઇશ્વરની પ્રેરણાથી પ્રેરાયો થકો સ્વર્ગ કે નરકમાં જાય છે; જેમ પશુઆદિની પ્રવૃત્તિ નિવૃત્તિ પરપ્રેરણાથી જોવામાં આવે છે. કદાચ પ્રકૃતિ કે કર્મને પ્રેરક માનવામાં આવે

તો તે અચેતન છે. ચેતનના અધિષ્ઠાન વિના અચેતનનો વ્યાપાર સંભવતો નથી. **यदुक्तम्**

**मयाऽध्यक्षेण प्रकृतिः, सूयते सचराचरम् ।**
**तपाम्यहमहं वर्षं, निगृह्णाम्युत्सृजामि च ॥ गीता ॥**

આ ઉપરથી સર્વના અધિષ્ઠાતા ઈશ્વર છે એમ પતંજલિના અનુયાયીઓનું કહેવું છે.

નૈયાયિકો ઈશ્વરની સિદ્ધિમાં આ પ્રમાણે હેતુઓ આપે છેઃ

**कार्यायोजनधृत्यादेः, पदात् प्रत्ययतः श्रुतेः ।**
**वाक्यात्संख्याविशेषाच्च, साध्यो विश्वविदव्ययः ॥**

અર્થ—કાર્ય, આયોજન, ધૃત્યાદિ, પદ, પ્રત્યય, શ્રુતિ, વાક્ય, સંખ્યાવિશેષ, એટલા હેતુથી અવ્યય ઈશ્વરની સાધના કરવી.

(૧) "**कार्यं, सकर्तृकं, कार्यत्वात्**" એ પ્રથમ અનુમાન.

(૨) આયોજન—"**सर्गाद्यकालीनद्व्यणुककर्म, प्रयत्नजन्यम्, कर्मत्वात्, अस्मदादिशरीरकर्मवत्**" એ બીજું અનુમાન.

(૩) ધૃતિ—**ब्रह्माण्डादिपतनाभावः, पतनप्रतिबन्धकप्रयुक्तः धृतित्वात्, उत्पतत्पतत्रिपतनाभाववत्, तत्पतत्रिसंयुक्त-तृणादिधृतिवत् । आदिशब्देन नाशः—ब्रह्माण्डनाशः, प्रयत्नजन्यः, नाशत्वात् पाट्यमानपटनाशवत्** એ ત્રીજું (ચોથું) અનુમાન.

(૪) પદ=વ્યવહાર—**घटादिव्यवहारः, स्वतन्त्रपुरुषप्रयोज्यः, व्यवहारत्वात्, आधुनिक कल्पितलिप्यादि व्यवहारवत्** એ ચોથું અનુમાન.

(૫) પ્રત્યય=પ્રમા-**वेदजन्यप्रमा, वक्तृयथार्थवाक्यार्थज्ञानजन्या, शाब्दप्रमात्वात्, आधुनिकवाक्यजशाब्दप्रमावत्** એ પાંચમું અનુમાન.

(૬) શ્રુતિ—**वेदोऽसंसारिपुरुषप्रणीतः, वेदत्वात्** એ છઠ્ઠું અનુમાન.

(૭) વાક્ય—**वेदः पौरुषेयः, वाक्यत्वात्, भारतवत्**, એ સાતમું અનુમાન.

(૮) સંખ્યાવિશેષ—**द्व्यणुकपरिमाणजनिका संख्या, अपेक्षाबुद्धिजन्या, एकत्वान्यसंख्यात्वात्** એ આઠમું અનુમાન.

પ્રસ્તુત આઠ અનુમાનો અને અન્ય આગમ—શ્રુતિવાક્યોથી નૈયાયિકો ઇશ્વરની સિદ્ધિ કરે છે.

## જૈનોનો ઉત્તર પક્ષ.

**अन्ये त्वभिदधत्यत्र वीतरागस्य भावतः ।**
**इत्थं प्रयोजनाभावात् कर्तृत्वं युज्यते कथम् ? ॥**
**( शा० वा० स्त० ३ । ४ )**

અર્થ—જૈનો ઇશ્વરના વિચારમાં પરીક્ષાપૂર્વક પ્રથમ પતંજલિના અનુયાયીઓને જવાબ આપે છે કે તમારે મતે ઇશ્વરમાં વૈરાગ્ય—વીતરાગ ભાવ સહજસિદ્ધ છે.

જ્યારે ઇશ્વર વીતરાગ—પરમ વૈરાગ્યવાન છે, ત્યારે તેને કોઇ ઇચ્છા સંભવતી નથી. વિનાઇચ્છા પ્રેરણા કરવાનું કંઈ પ્રયોજન નથી. પરપ્રેરકત્વ અને ફલેચ્છાના પરસ્પર વ્યાપ્યવ્યાપક ભાવ છે. વ્યાપક ફલેચ્છાના અભાવથી વ્યાપ્ય પરપ્રેરકત્વનો પણ અભાવ સિદ્ધ થાય છે.

એજ વાત વધારે સ્પષ્ટતાથી બતાવે છેઃ

**नरकादिफले कांश्चित्, कांश्चित्स्वर्गादिसाधने ।**
**कर्मणि प्रेरयत्याशु, स जन्तून् केन हेतुना ? ॥**
**( शा० वा० स्त० ३ । ५)**

અર્થ—અહો પાતંજલો ! તમારા ઇશ્વર કેટલાએક જીવોને નરક આદિ દુર્ગતિ આપનાર દુષ્કૃત્ય કરવાની પ્રેરણા કરે છે અને કેટલાએકને સ્વર્ગ આદિ સદ્‌ગતિ આપનાર સુકૃત્યમાં પ્રેરે છે, તે શા હેતુથી ? તેમ કરવામાં ઇશ્વરનું શું પ્રયોજન છે ?

**स्वयमेव प्रवर्तन्ते, सत्त्वाश्चित्रकर्मणि ।**
**निरर्थकमिहेशस्य, कर्तृत्वं गीयते कथम् ॥**
**( शा० वा० स्त० ३ । ६ )**

અર્થ—બ્રહ્મહત્યાદિ અશુભ કર્મ કે યમનિયમાદિ શુભ કર્મમાં જીવો પોતાની મેળે પ્રવર્તે છે. અર્થાત્ બુદ્ધિમાં સત્વગુણની પ્રધાનતા હોય તો શુભ કાર્ય અને તમની પ્રધાનતા હોય તો અશુભ કાર્યમાં પ્રવૃત્તિ થાય છે. પ્રયોજન જ્ઞાન માટે ઈશ્વરની અપેક્ષા છે એમ કહેતા હો તો ઇશ્વરનું કર્તૃત્વ માનવું નિરર્થક છે. પ્રયોજનજ્ઞાન તો પ્રવૃત્તિ માટે છે. જ્યારે પ્રવૃત્તિ પોતાની મેળે થઇ જાય છે, ત્યારે ઇશ્વરસિદ્ધિ માટે પ્રયાસ કરવો તે ઘરના ખુણામાં મળેલ ધનને છોડી વિદેશમાં જઈ ધન શોધવાની બરાબર છે.

**फलं ददाति चेत् सर्वं, तत्तेनेह प्रचोदितम् ।**
**अफले पूर्वदोषः स्यात्, सफले भक्तिमात्रता ॥**
**( शा० वा० स्त० ३ । ७ )**

અર્થ—અચેતન પદાર્થ ચેતનાધિષ્ટિત હોઇને કાર્યકર્તા થઈ શકે છે. કર્મ પોતે અચેતન છે. તે ઇશ્વરાધિષ્ટિત થઇને સુખદુઃખાદિ આપે છે. માટે અધિષ્ટાતા તરીકે ઈશ્વરની સિદ્ધિ થાય છે. એના જવાબમાં ગ્રંથકાર કહે છે કે કર્મ પોતાની મેળે સુખદુઃખાદિ આપવાને અસમર્થ છે એમ માનશો તો કર્મમાં તેવું સામર્થ્ય કોણે ઉત્પન્ન કર્યું? ઇશ્વરે ઉત્પન્ન કર્યું એમ કહેશો તો નિર્દોષ ઈશ્વરને સ્વર્ગ નરકાદિ આપવાનું શું પ્રયોજન? કર્મમાં તેવું સામર્થ્ય છે એમ કહેશો તો વચ્ચે ઇશ્વરને અધિષ્ટાતા બનાવવાની શું જરૂર? કર્મમાં સ્વર્ગ–નરક આપવાનું સામર્થ્ય સ્વતઃસિદ્ધ હોવા છતાં તે સામર્થ્ય આપવાનું બલ ઈશ્વરનું છે એમ માનવું તે ઈશ્વર ઉપર તમારી ભક્તિ છે એજ કારણ છે. વિનાઅધિષ્ટાતા પણ વનબીજથી અંકુર પેદા થાય છે, તેથી ચેતનાધિષ્ટિતજ કાર્ય સાધી શકે છે એ નિયમ વ્યભિચારી છે.

**आदिसर्गेऽपि नो हेतुः, कृतकृत्यस्य विद्यते ।**
**प्रतिज्ञातविरोधित्वात्, स्वभावोप्यप्रमाणकः ॥**
**( शा० वा० स्त० ३।८ )**

અર્થ—ઇશ્વરકૃત કૃત્ય છે એ પ્રતિજ્ઞા પ્રથમજ કરી છે. કૃતકૃત્યને આદિ સૃષ્ટિ બનાવવાનું કંઈ પ્રયોજન રહેતું નથી. વિનાપ્રયોજન પણ આદિ સૃષ્ટિ અદૃષ્ટાદિની અપેક્ષા વિના સ્વતંત્રપણે ઇશ્વર રચે એવો ઇશ્વરનો સ્વભાવ છે એમ કહો તો તે પણ ઠીક નથી, કેમકે તેવો સ્વભાવ માનવામાં કોઇ પ્રમાણ નથી. ધર્મીની સિદ્ધિ વિના તેવો સ્વભાવ કલ્પવો ઉચિત નથી.

**कर्मादेस्तत्स्वभावत्वे, न किञ्चिद्बाध्यते विभोः ।**
**विभोस्तु तत्स्वभावत्वे, कृतकृत्यत्वबाधनम् ॥**
**( शा० वा० स्त० ३।९ )**

અર્થ—કર્મ આદિનો આદિસૃષ્ટિ ઉત્પન્ન કરવાનો સ્વભાવ માનવામાં ઇશ્વરના સ્વરૂપને કોઈ જાતનો બાધ આવતો નથી. ઇશ્વરનો તેવો સ્વભાવ માનવામાં ઇશ્વરના કૃતકૃત્યતા ગુણને અથવા વીતરાગના ગુણને ધક્કો લાગે છે; એટલુંજ નહિ પણ ઇશ્વર પ્રકૃતિ જેવો બની જશે. પરિણામી ન બનવાથી પ્રકૃતિરૂપ નહિ બને. પ્રયોજનને અભાવે અનિત્ય ઇચ્છાનો અભાવ હોવા છતાં નિત્ય ઇચ્છા હોવાથી વૈરાગ્યને હાનિ નહિ પહોંચે, ઐશ્વર્ય પણ અનિત્ય નહિ કિન્તુ તત્ તત્ ફલાવચ્છિન્ન ઇચ્છારૂપ ઐશ્વર્ય છે. સર્ગની આદિમાં રજોગુણના ઉદ્રેકથી તે તે કાર્યના કર્તા ઇશ્વરને માનવાથી કૂટસ્થપણાની હાનિ નથી એમ કહેતા હો તો ન્યાયદર્શનના સિદ્ધાંતમાં તમારો પ્રવેશ થઈ ગયો એટલે સ્વસિદ્ધાન્તહાનિ રૂપ નિગ્રહસ્થાન લાગુ પડે છે.

## નૈયાયિકો પ્રત્યે જૈનોનો ઉત્તર પક્ષ.

નૈયાયિકોએ ઇશ્વરસિદ્ધિ માટે દર્શાવેલ આઠ અનુમાનો પૈકી પ્રથમ અનુમાન–"**कार्यं सकर्तृकं कार्यत्वात्** એ છે."

શાસ્ત્રવાર્તાસમુચ્ચયની ટીકા કરનાર યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે એ અનુમાનમાં કોઇ અનુકૂલ તર્ક નથી. અહો નૈયાયિકો! કાર્ય સામાન્ય જ્ઞાન ઇચ્છા અને પ્રયત્નસાધ્ય છે એમ માનીને મનુષ્ય આદિનું જ્ઞાન અપૂર્ણ છે તે સર્વ કાર્યને સાધી શકે નહિ તેથી ઇશ્વરીય જ્ઞાન ઇશ્વરીય ઇચ્છા અને ઇશ્વરીય પ્રયત્નથી પૃથ્વી આદિ કાર્ય ઉત્પન્ન થાય છે, એ અનુમાનથી ઇશ્વરસિદ્ધિ કરવાનો તમારો આશય છે, પણ એ અનુમાન સિદ્ધ થઇ શકતું નથી; કારણકે તે તે પુરૂષની ઘટપટાદિ પ્રવૃત્તિ પ્રત્યે તે તે પુરૂષનું ઘટપટાદિ ઉપાદાન વિષયક પ્રત્યક્ષ જ્ઞાન કારણ માનવું પડશે. કાર્ય સામાન્ય પ્રત્યે પ્રત્યક્ષ સામાન્યને કારણ માનવામાં કોઇ પ્રમાણ નથી. વિશેષ વિશેષ રૂપે કાર્યકારણભાવની આવશ્યકતા હોવાથી સામાન્ય કાર્યત્વહેતુતાવચ્છેદક બની શકતું નથી, તેથી કાર્યત્વહેતુથી બુદ્ધિમાન્ કર્તા તરીકે ઇશ્વરની સિદ્ધિ થઇ શકતી નથી.

## નૈયાયિકના બીજા અનુમાનનું નિરાકરણ.

નૈયાયિકો કહે છે કે સર્ગની આદિમાં દ્વ્યણુક આદિમાં કર્મ પ્રયત્ન વિના સંભવી શકે નહિ. પરમાણુઓ તો અચેતન છે, તેમાં પ્રયત્ન છે જ નહિ. તે વખતે ઇશ્વર શિવાય બીજું કોઇ છે નહિ. માટે ઇશ્વરના પ્રયત્નથીજ દ્વ્યણુકમાં કર્મ ઉત્પન્ન થાય છે. એટલે દ્વ્યણુકકર્મજનક તરીકે ઇશ્વરની સિદ્ધિ થાય છે. એના જવાબમાં જૈનો કહે છે કે–'**सर्गाद्यकालीनद्व्यणुककर्म**' એ તમારો પક્ષ છે. તેમાં સર્ગ આદ્યકાલ પક્ષનું વિશેષણ છે. તે પ્રસિદ્ધજ નથી કેમકે અમારે મતે આ જગત્ અનાદિ અનંત છે. તેમાં સર્ગ અને તેનો આરંભકાલ છે જ નહિ. તેથી પ્રસ્તુત અનુમાનમાં આશ્રયાસિદ્ધિ દોષ હોવાથી દૂષિત અનુમાન ઇશ્વરસાધક નહિ બની શકે. વળી ઇશ્વરપ્રયત્નને દ્વ્યણુકાદિના કર્મના કારણ તરીકે માનવામાં આવે તો ઇશ્વરપ્રયત્ન તો નિત્ય છે, તો કર્મ પણ હમેશાં હોવું જોઇએ; વચમાં ખાંચો ન

પડવો જોઈએ. જો કહેશો કે અદૃષ્ટને પણ કારણ માનવાથી અદષ્ટના વિલંબથી કર્મનો વિલંબ થશે, તો પછી ઇશ્વરપ્રયત્નને કારણ માનવાની શું જરૂર છે? અદષ્ટનેજ કારણ માનો. બીજી વાત એ છે કે ક્રિયાસામાન્યમાં યત્નસામાન્યનો કાર્યકારણભાવ માનવામાં કોઇ પ્રમાણ નથી. ગમનાદિ પ્રવૃત્તિ પ્રત્યે જીવનયોનિયત્ન શિવાય વિલક્ષણ યત્ન રૂપે કાર્યકારણભાવ માનવો પડશે. એટલે ઇશ્વર-પ્રયત્ન કાર્યકારણભાવની કોટિમાં નહિ આવી શકે. માટે બીજા અનુમાનથી ઈશ્વિરસિદ્ધિ થઈ શકતી નથી.

## નયાયિકના ત્રીજા અનુમાનનું નિરાકરણ.

નૈયાયિકો કહે છે કે આકાશમાં બ્રહ્માંડ અદ્ધર રહેલ છે તે ઈશ્વિરના પ્રયત્નથી. ઈશ્વરનો પ્રયત્ન ન હોત તો આ બ્રહ્માંડ કયારનું એ નીચે લટકી પડયું હોત. એના જવાબમાં ઉપાધ્યાયજી કહે છે કે પતનનું કારણ કેવલ ગુરૂત્વ નથી પણ પ્રતિબન્ધકાભાવ પણ કારણ છે. અન્યથા આમ્રફલ ભારે થતાં નીચે પડી જશે. પણ બિંટડું પતનનું પ્રતિબંધક છે તેથી પડતું નથી. માટે '**प्रतिबन्धकाभावेतरसामग्रीकालीन**' એ વિશેષણ આપવું પડશે. તેમ છતાં વેગવાળા બાણમાં પતન થતું નથી. માટે '**वेगाप्रयुक्त**' એ વિશેષણ આપવું પડશે. તેમ છતાં મંત્રબળથી કોઈએ આકાશમાં એક ગોળો અદ્ધર રાખ્યો તેમાં વ્યભિચાર આવશે. તેનું નિવારણ કરવા માટે '**अदृष्टाप्रयुक्त**' એ વિશેષણ લગાડવું પડશે. ત્યારે '**अदृष्टाप्रयुक्तब्रह्माण्डधृति**' એ પ્રસિદ્ધ થશે, કેમકે બ્રહ્માણ્ડધૃતિ અદષ્ટપ્રયુક્ત છે. એટલે અનુમાનમાં સ્વરૂપાસિદ્ધિ દોષ લાગ્યો. કહ્યું છે કે–

**निरालम्बा निराधारा, विश्वाधारो वसुन्धरा।**
**यावन्नावतिष्ठते तत्र, धर्मादन्यन्नकारणम् ॥**

ઇશ્વરપ્રયત્નને ધૃતિનું કારણ માનવામાં આવે તો ઇશ્વરપ્રયત્ન વ્યાપક હોવાથી લડાઇના સમયમાં એક પણ ફેંકેલું બાણ નીચે પડવું ન જોઇએ.

બ્રહ્માંડનાશક તરીકે પણ ઇશ્વરસિદ્ધિ થઈ શકતી નથી. બ્રહ્માંડનો પ્રલય થતોજ નથી, જીવોના કર્મવિપાકને એકી સાથે રોકી દેવાની કોઇની શક્તિ નથી. સુષુપ્તિ અવસ્થામાં કેટલાંએક કર્મનો નિરોધ થાય છે તે દર્શનાવરણીય કર્મના સામર્થ્યથી ઉત્પન્ન થઈ જાય છે. અનંત જીવોનાં ભોગવાતાં કર્મો એકી સાથે પ્રલયમાં રોકાઈ જતાં હોય તો તે કર્મોનો નાશ પણ ઇશ્વર કાં કરી શકે નહિ? જો નાશ કરી નાખે તો પછી જીવોને અનાયાસે મુક્તિ મલી જાય અને તેમ થાય તો બ્રહ્મચર્યાદિ ક્લેશની કે યોગાભ્યાસ આદિ સાધનની પણ શું જરૂર રહે? ખરી વાત તો એ છે કે અનંત જીવોની મુક્તિ એકી સાથે ઇશ્વરથી થઈ શકતી નથી, તેમ જીવોનાં કર્મોનો ભોગ એકી સાથે ઇશ્વરથી અટકાવી શકાતો નથી માટે પ્રલયકાલ સંભવી શકતો નથી.

## નૈયાયિકના ચોથા અનુમાનનું નિરાકરણ.

નૈયાયિકો કહે છે કે સર્ગની આદિમાં વ્યવહારપ્રયોજક એક પુરૂષની જરૂર રહે છે. ઇશ્વર શિવાય બીજા કોઈ એ સમયે છે નહિ માટે વ્યવહારપ્રયોજક તરીકે ઇશ્વરની સિદ્ધિ થઇ જશે. એના જવાબમાં ઉપાધ્યાયજી કહે છે કે સર્ગ અને પ્રલય તો છેજ નહિ, જગત્ અનાદિકાલથી ચાલ્યું આવે છે. તેમાં પૂર્વપૂર્વ વૃદ્ધ પુરૂષના વ્યવહારથી ઉત્તરોત્તર બાળક આદિનો વ્યવહાર ચાલુ રહી શકે છે. ઇશ્વરકલ્પનાની શું જરૂર છે? બીજું ઇશ્વરને અદૃષ્ટ–ધર્માધર્મ ન હોવાથી શરીર પણ નથી. શરીર વિના મુખ પણ નથી. મુખ વિના શબ્દાદિ વ્યવહારનો પ્રયોજ્યપ્રયોજક ભાવ પણ કયાંથી સંભવે?

# નૈયાયિકના પાંચમા, છઠ્ઠા અને સાતમા અનુમાનનું નિરાકરણ.

'**वेदजन्यप्रमा, वक्तृयथार्थवाक्यार्थज्ञानजन्या, शाब्दप्रमात्वात् आधुनिकवाक्यजशाब्दप्रमावत्**' એ પાંચમું અનુમાન. '**वेदोऽसंसारिपुरुषप्रणीतः वेदत्वात्**' એ છઠ્ઠું અનુમાન અને '**वेदः पौरुषेयः वाक्यत्वात् भारतवत्**' એ સાતમું અનુમાન. ઉક્ત ત્રણે અનુમાનો વેદપ્રણેતા કોઇ આપ્તપુરૂષની ભલે સિદ્ધિ કરો પણ સૃષ્ટિકર્તા ઈશ્વરની સિદ્ધિ કરી શકતા નથી; કેમકે યથાર્થ વક્તૃત્વ તેમજ વેદશાસ્ત્રનું પ્રણયન કે વેદવાકયનું ઉચ્ચારણ કરવું તે મુખ વિના બની શકે નહિ અને શરીર વિના મુખનો સંભવ છે નહિ માટે ઉક્ત અનુમાનો ઇશ્વરસાધક બની શકતાં નથી.

# નૈયાયિકના આઠમા અનુમાનનું નિરાકરણ.

નૈયાયિકો કહે છે કે આદ્યપરિમાણ તો કોઇનું કારણ છે નહિ. દ્વયણુક પરિમાણનું કારણ અણુ પરિમાણ થાત પણ તેમ માનવામાં અણુ પરિમાણ કરતાં દ્વયણુક પરિમાણ અણુતર થાત, તે ઇષ્ટ નથી. માટે દ્વયણુક પરિમાણજનક દ્વિત્વસંખ્યા માનવામાં આવે છે. સંખ્યા અપેક્ષાબુદ્ધિજન્ય છે. સર્ગના આદિકાલમાં ઇશ્વર શિવાય બીજા કોઇની અપેક્ષાબુદ્ધિ છે નહિ માટે ઈશ્વરની અપેક્ષાબુદ્ધિજન્ય દ્વિત્વસંખ્યા દ્વયણુક પરિમાણજનક થશે અને એ રીતે ઇશ્વરની સિદ્ધિ થઇ જશે. એના જવાબમાં ઉપાધ્યાયજી કહે છે કે સર્ગકાલ તો છે નહિ, જગત્ અનાદિ છે, તેથી લૌકિક અપેક્ષાબુદ્ધિથી જ દ્વિત્વસંખ્યા ઉત્પન્ન થતાં દ્વયણુક પરિમાણની સિદ્ધિ થઈ જશે; એટલા માટે સૃષ્ટિકર્તા ઇશ્વરને માનવાની જરૂર નથી.

## જૈનોની દૃષ્ટિએ ઈશ્વરનું કર્તૃત્વ.

**ईश्वरः परमात्मैव, तदुक्तव्रतसेवनात् ।**
**यतो मुक्तिस्ततस्तस्याः, कर्ता स्याद्गुणभावतः ॥**
**( शा० वा० स्त० ३ । ११ )**

અર્થ—રાગદ્વેષથી સર્વથા રહિત, કેવલજ્ઞાન કેવલદર્શન સંપત્તિ-યુકત, વીતરાગ, શુદ્ધાત્મા જૈન દૃષ્ટિએ પરમાત્મા ગણાય છે. તે પરમ આપ્ત પુરૂષ છે કેમકે તે યથાર્થ જાણે છે અને યથાર્થ પ્રરૂપે છે. તેના દર્શાવેલ શાસ્ત્રમાં કહેલ સંયમ આદિ અનુષ્ઠાન પાલવાથી જીવોને મુકિત મલે છે. એ હિસાબે મુખ્યતાથી નહિ પણ ઉપચારથી ગુણ-ભાવની અપેક્ષાએ તે જીવની મુકિતના કર્તા પરમાત્મા કહી શકાય.

## સાપેક્ષ ભવકર્તૃત્વ.

**तदनासेवनादेव, यत्संसारोपि तत्त्वतः ।**
**तेन तस्यापि कर्तृत्वं, कल्प्यमानं न दुष्यति ॥**
**( शा० वा० स्त० ३ । १२ )**

અર્થ—વીતરાગપ્રણીત ધર્મ અને સંયમાનુષ્ઠાન ન પાળવાથી સંસારમાં જીવને પરિભ્રમણ કરવું પડે છે. તેથી એ અપેક્ષાએ ઇશ્વરમાં ઉપચારથી ભવકર્તૃત્વ કલ્પવામાં આવે તો એમાં અમને વાંધો નથી. અર્થાત્ સાક્ષાત્ ઇશ્વરમાં સંસાર કે સૃષ્ટિકર્તૃત્વ નથી પણ ઉપર કહેલ અપેક્ષાએ સંસારકર્તૃત્વ માનો તો માની શકાય પણ એ બહુ ગૌણ અપેક્ષા છે. તેનો વ્યવહાર કરવો ઉચિત નથી. નિશ્ચયથી તો વીતરાગ પરમાત્મા જ્ઞાનાદિ સ્વભાવના કર્તા છે, રાગ દ્વેષાદિ પરભાવના કર્તા નથી. તો સંસારના કર્તા તો કયાંથી હોય? ઇશ્વરને મુકિત કે કલ્યાણના કર્તા કહો તો તે ઠીક છે.

**सुज्ञेषु किं बहुना.**

## બૌદ્ધમતાનુસાર પ્રકૃતિવાદનો ઉત્તર પક્ષ.

બૌદ્ધાચાર્ય શાન્તિરક્ષિતજી સાંખ્ય મતને ઉદ્દેશી પ્રકૃતિવાદનો

ઉત્તર પક્ષ કરતાં સાંખ્યાચાર્ય ઇશ્વરકૃષ્ણને કહે છે કે પ્રથમ તો પ્રકૃતિ અને મહદાદિકને પરસ્પર અભિન્ન માનીને કાર્ય કારણરૂપ માનો છો તેજ ઠીક નથી. બે વસ્તુ જુદી જુદી હોય તેમાં તો એક કાર્ય, બીજું કારણ એમ વ્યવહાર થઇ શકે, પણ એક જ વસ્તુમાં કાર્ય-કારણ વિભાગ શી રીતે થઈ શકે? તમે જે કહો છો કે 'મૂલ પ્રકૃતિ કારણ, પાંચ ભૂત અને એકાદશ ઇન્દ્રિયગણ કાર્ય, બુદ્ધિ, અહંકાર અને પાંચ તન્માત્ર કાર્યકારણ ઉભય રૂપ, પુરૂપ નહિ કાર્ય તેમજ નહિ કારણ' એમ જે બન્નેની અભેદાવસ્થામાં કાર્યકારણભાવ સ્વીકારો છો તે ઉચિત નથી.

કદાચ કાર્યકારણભાવ સાપેક્ષ હોવાથી 'પ્રકૃતિની અપેક્ષાએ મહદાદિ કાર્ય અને મહદાદિની અપેક્ષાએ પ્રકૃતિ કારણ' એમ વ્યવસ્થા કરતા હો તો તે પણ ઠીક નથી. જ્યાં બન્ને એકરૂપ છે–અભિન્ન છે ત્યાં કોણ કોની અપેક્ષા રાખે? જેમ પુરૂષ એક જ છે તો તેમાં પ્રકૃતિ કે વિકૃતિભાવ નથી તેમ પ્રકૃતિ અને મહદાદિ એક રૂપ હોવાથી પ્રકૃતિવિકૃતિવ્યવહાર નહિ થઈ શકે. અન્યથા પુરૂષમાં પણ પ્રકૃતિવિકૃતિ ઉભય ભાવની આપત્તિ આવશે જે તમને અનિષ્ટ છે. એટલા માટે જ સાંખ્યાચાર્ય રૂદ્રિલની અજ્ઞતા પ્રગટ કરી છે. જુઓ—

**यदेव दधि तत्क्षीरं, यत्क्षीरं तद्दधीति च ।**
**वदता रुद्रिलेनैव, ख्यापिता विन्ध्यवासिता ॥**

અર્થ—'જે દહિં છે તે દૂધ છે અને જે દૂધ છે તેજ દહિં છે' એમ કહેનાર રૂદ્રિલે પોતાનું જંગલીપણું પ્રગટ કર્યું છે.

## વિશ્વની એકરૂપતા.

પૂર્વપક્ષીએ વ્યકતને કારણજન્ય અને અવ્યકતને કારણ અજન્ય વર્ણવેલ છે તે પણ ઠીક નથી કર્યું, કેમકે જે વસ્તુ જેનાથી અભિન્ન છે, તેનાથી વિપરીત સ્વભાવવાળી ન થઈ શકે. વિપરીત સ્વભાવ-વાળી વસ્તુનું સ્વરૂપ જ જુદું થાય છે. એમ ન માનીએ તો ભેદ

વ્યવહાર નહિ બની શકે. ચૈતન્ય અને સત્ત્વરજ આદિ ગુણોનો જે પરસ્પર ભેદ માનેલ છે તે નિષ્કારણ સિદ્ધ થતાં સંપૂર્ણ વિશ્વ એક રૂપ (બ્રહ્મમય) થઈ જશે; એટલે બધાની એક સાથે ઉત્પત્તિ અને એક સાથે નાશ થઈ જશે. એટલા માટે વ્યકતથી અભિન્ન અવ્યકતને વ્યકતની માફક કારણજન્ય માનવું પડશે અથવા અવ્યકતની માફક વ્યકતને કારણ અજન્ય માનવું પડશે.

બીજી વાત એ છે કે અન્વય વ્યતિરેકથી કાર્યકારણભાવ સિદ્ધ થઇ શકે છે. **कारणसत्त्वे कार्यसत्त्वमन्वयः । कारणाभावे कार्याभावो व्यतिरेकः ।** અર્થાત્ કારણની હાજરીમાં કાર્યની ઉત્પત્તિ એ અન્વય અને કારણની ગેરહાજરીમાં કાર્યનો અભાવ થવો તે વ્યતિરેક; જેમ અગ્નિની હાજરીમાં ધુમાડાનું હોવું અને અગ્નિના અભાવમાં ધૂમનો અભાવ. આ અન્વય વ્યતિરેક દેશ અને કાલના ભેદથી બે પ્રકારનો છે. બન્ને પ્રકાર પ્રકૃતિ અને મહદાદિની સાથે બંધબેસતા થતા નથી કેમકે પ્રકૃતિ સર્વ દેશમાં વ્યાપક છે અને મહદાદિ અવ્યાપક હોવાથી કોઈ દેશમાં છે અને કોઇ દેશમાં નથી, તેથી દેશાન્વય ન બન્યો. પ્રકૃતિનો અભાવ કોઇ દેશમાં હોત અને ત્યાં મહદાદિનો પણ અભાવ રહેત તો દેશવ્યતિરેક બની જાત પણ તેમ તો છે નહિ. એવી રીતે કાલાન્વય વ્યતિરેક પણ નથી, કારણ કે પ્રકૃતિ નિત્ય હોવાથી સર્વ કાલમાં રહે છે જ્યારે મહદાદિ સર્વ કાલમાં નથી, માટે કાલાન્વય બનતો નથી. તેમજ કોઈ કાલમાં પ્રકૃતિનો અભાવ હોત અને તે વખતે મહદાદિનો પણ અભાવ રહેત તો બન્નેનો કાલવ્યતિરેક થાત, પણ પ્રકૃતિનો અભાવ તો કોઈ કાલમાં છે નહિ; માટે બન્ને પ્રકારના અન્વય વ્યતિરેકને અભાવે બન્નેનો કાર્યકારણભાવ સિદ્ધ થતો નથી.

ત્રીજી વાત એ છે કે પૂર્વપક્ષીએ પ્રકૃતિને સર્વથા નિત્ય માનેલ છે અને સર્વથા નિત્યપદાર્થ કોઇનું કારણ બની શકતું નથી, કારણ

કે નિત્યપદાર્થમાં ક્રમ કે અક્રમથી અર્થક્રિયા બનતી નથી; માટે નિત્ય પ્રકૃતિમાંથી બુદ્ધિઆદિનું સર્જન થઈ શકતું નથી.

પૂર્વપક્ષી—એક જ સર્પ કુંડલ, દંડ આદિ અનેક અવસ્થાઓમાં પરિણમન કરતાં જેમ અભિન્નસ્વરૂપી રહે છે, તેમ એક સ્વરૂપવાળી પ્રકૃતિ મહદાદિ અનેક અવસ્થાઓમાં પરિણમન કરતાં અભિન્ન સ્વરૂપે કારણ બની શકે છે.

ઉત્તરપક્ષી—એ તમારૂં કથન ઠીક નથી. પ્રકૃતિમાં પરિણામની સિદ્ધિ થઈ શકતી નથી. અમે એ પુછીએ છીએ કે પ્રકૃતિમાં જે બુદ્ધિ આદિનું પરિણમન થાય છે તે પૂર્વસ્વરૂપને તજીને કે તજ્યા વિના? જો તજ્યા વિના થતું હોય તો એકી સાથે બે અવસ્થાઓનું સાંકર્ય થશે જે પ્રત્યક્ષ વિરૂદ્ધ છે. વૃદ્ધાવસ્થામાં યુવાવસ્થા ક્યાંય પણ જોવામાં આવતી નથી. જો એમ કહો કે પૂર્વાવસ્થા તજીને ઉત્તરાવસ્થા ધારણ કરે છે તો સ્વભાવહાનિ પ્રસંગ. સ્વભાવહાનિ થતાં પ્રકૃતિની નિત્યતા ક્યાં કાયમ રહી? બીજી વાત એ પુછીએ છીએ કે પ્રકૃતિની અવસ્થા પ્રકૃતિથી ભિન્ન છે યા અભિન્ન? જો ભિન્ન કહેશો તો પ્રકૃતિમાં તો કંઈ ફેરફાર થયો નહિ. ચૈત્રની ઉત્પત્તિ કે વિનાશથી મૈત્રમાં ઉત્પત્તિ વિનાશ તો થતા નથી. અન્યથા ઘટાદિકના પરિણામથી પુરૂષ પણ પરિણામી બની જશે. જો કહો કે ઘટાદિકનો પુરૂષની સાથે સંબંધ નથી, પ્રકૃતિનો તો અવસ્થાઓની સાથે સંબંધ છે માટે અવસ્થાના ઉત્પત્તિવિનાશથી પ્રકૃતિનું પરિણામ થઈ શકે છે; તો એમ કહેવું પણ ઉચિત નથી, કેમકે પ્રકૃતિ સત્ છે અને અવસ્થા અસત્ છે. સતની સાથે અસતનો સંબંધ સંભવી શકે નહિ. અવસ્થાને પણ સત્ માનો તો તે પરતંત્ર હોઈ શકે નહિ કિન્તુ પ્રકૃતિની માફક અવસ્થા પણ સ્વતંત્ર હોઈને કારણજન્ય નહિ રહે. કારણજન્યતા અને સ્વંત્રતાનો પરસ્પર વિરોધ છે. પરતંત્રતાની સાથે તેનો સહચાર છે. એટલા માટે મહદાદિનો સંબંધ પ્રકૃતિ સાથે સત્ કે અસત્ એકકે રૂપે બંધબેસતો થતો નથી.

## સત્કાર્યવાદની અસંગતિ.

પૂર્વપક્ષીએ સત્કાર્યવાદની સિદ્ધિ માટે જે પાંચ હેતુઓ દર્શાવ્યા છે, તે હેતુઓ અસત્કાર્યવાદના પણ સાધક બને છે, જેમકે-

**न सदकरणादुपादानग्रहणात् सर्वसम्भवाभावात् ।**
**शक्तस्य शक्यकरणात्कारणभावाच्च सत्कार्यम् ॥**

અર્થ—(૧) સત્ પદાર્થની ઉત્પત્તિ થતી નથી કિન્તુ મૃત્તિકાપિંડમાંથી નવીન ઘટની ઉત્પત્તિ થાય છે. (૨) ઉપાદાન કારણનું ગ્રહણ કરવામાં આવે છે. (૩) બધાં કારણોથી બધાં કાર્ય ઉત્પન્ન થતાં નથી કિન્તુ નિયત કારણોથી નિયત કાર્ય ઉત્પન્ન થાય છે. (૪) શક્તિયુક્ત કારણથી શક્ય કાર્યોજ કરવામાં આવે છે. (૫) જે જેનું કારણ માનેલ છે તેનાથીજ તે કાર્યની ઉત્પત્તિ થાય છે. ઉક્ત પાંચ હેતુઓથી સત્કાર્યવાદ યુક્તિસંગત જણાતો નથી.

એવી રીતે પ્રકૃતિથી સૃષ્ટિની ઉત્પત્તિ સિદ્ધ ન થવાથી પ્રલયકાલમાં સૃષ્ટિનો લય પણ પ્રકૃતિમાં સિદ્ધ થતો નથી.

## મીમાંસક કુમારિલ ભટ્ટનો ઉત્તર પક્ષ.

**पुमानकर्ता येषां तु, तेषामपि, गुणैः क्रिया ।**
**कथमादौ भवेत्तत्र, कर्म तावन्न विद्यते ॥**
**(श्लो० वा० ५ । ८७)**

અર્થ—જે સાંખ્યોને મતે પુરૂષ કર્તા નથી કિન્તુ સત્વ, રજ અને તમની સામ્યાવસ્થા રૂપ પ્રકૃતિજ સૃષ્ટિકર્ત્રી છે, તેમને પુછી જુઓ કે પ્રલયકાલમાં ત્રણે ગુણો સામ્યાવસ્થામાં પ્રકૃતિમાં લીન થએલ છે, તે વખતે સૃષ્ટિના આદિકાળમાં પ્રકૃતિમાં વિકાર ઉત્પન્ન કરનાર કોણ છે? સામ્યાવસ્થામાં રહેલ ગુણોને વિષમાવસ્થામાં લાવનાર કોણ? ધર્માધર્મ રૂપ કર્મ પ્રેરક છે એમ કહો તો તે વિકૃતિસ્વરૂપ ધર્માધર્મ પ્રકૃતિમાં તે વખતે છે નહિ.

**मिथ्याज्ञानं न तत्रास्ति, रागद्वेषादयोऽपि वा।**
**मनोवृत्तिर्हि सर्वेषां, न चोत्पन्नं तदा मनः॥**
**(श्लो० वा० ५ । ८८)**

અર્થ—કુમારિલ ભટ્ટજી કહે છે કે તે વખતે (સૃષ્ટિના આરંભ-કાલમાં) મિથ્યાજ્ઞાન ન હતું અને રાગદ્વેષાદિક પણ ન હતા કારણકે તે પણ પ્રકૃતિના વિકાર રૂપ હોવાથી પ્રકૃતિજન્ય તમે માનો છો. અંતઃકરણના વ્યાપાર રૂપ મનોવૃત્તિ પણ તે વખતે ન હતી, કારણકે મહત્તત્ત્વ અને અહંકાર પછી અહંકારથી મન ઉત્પન્ન થાય છે એમ તમે માનેલ છે. મન પહેલાં મનોવૃત્તિ પણ ક્યાંથી હોય? કહો, ત્યારે પ્રકૃતિમાં વિકૃતિ ઉત્પન્ન કરનાર કોણ?

પૂર્વપક્ષી કહે છે કે મન વ્યક્તિરૂપે નથી પણ શક્તિરૂપે તો પ્રકૃતિમાં રહેલ છે તેજ વિકાર ઉત્પાદક બનશે. એના જવાબમાં ભટ્ટજી કહે છે:

**कर्मणां शक्त्यवस्थानां, यैरुक्ता बन्धहेतुता।**
**सा न युक्ता न कार्यं हि, शक्तिस्थात्कारणाद्भवेत्॥**
**( श्लो० वा० ५ । ८९ )**

અર્થ—શક્તિરૂપે રહેલ ધર્માધર્માદિ કર્મ કે મન વગેરેને વિકાર ઉત્પાદક માનવા તે ઉચિત નથી. મૃત્તિકામાં શક્તિરૂપે રહેલ ઘટથી શું પાણી ભરી શકાશે? તન્તુમાં શક્તિરૂપે રહેલ પટથી શું શીતનું નિવારણ થશે? નહિજ થાય. તેમ શક્તિરૂપે રહેલ કારણથી કાર્ય કદી પણ ઉત્પન્ન નહિ થાય. ભટ્ટજી દૃષ્ટાંતદ્વારા એ વાતનું સમર્થન કરે છે:

**दधिशक्तिर्न हि क्षीरे, दाधिकारम्भमर्हति।**
**दध्यारम्भस्य सा हेतु–स्ततोऽन्या दाधिकस्य तु॥**
**( श्लो० वा० ५ । ९० )**

અર્થ—દૂધમાં દહિં ઉત્પન્ન કરવાની શક્તિ છે તે દૂધમાંથી

દહિં ભલે બનાવે પણ દહિંનું કાર્ય—શીખંડાદિ નહિ બનાવી શકે. એવી રીતે પ્રકૃતિમાં રહેલી બુદ્ધિ આદિ ઉત્પન્ન કરવાની શક્તિ બુદ્ધિ આદિને ભલે બનાવે, બુદ્ધિ તથા મનના કાર્યને નહિ કરી શકે.

## શક્તિરૂપે રહેલ કારણથી કાર્ય માનવામાં દોષાપત્તિ.

**कारणाच्छक्त्यवस्थाच्च, यदि कार्यं प्रजायते ।**
**बन्धः पुनः प्रसज्येत, फले दत्तेऽपि कर्मणा ॥**
**( श्लो० वा० ८ । ९१ )**

અર્થ—જો શક્તિરૂપે રહેલ અપ્રગટ કારણથી કાર્યની ઉત્પત્તિ માનવામાં આવે તો પુણ્યપાપરૂપ કર્મનું ફલ—સુખદુઃખાદિ ભોગવ્યા પછી પણ પુનઃ પુણ્યપાપના બંધનો પ્રસંગ પ્રાપ્ત થશે, કેમકે શક્તિરૂપે તે સદા અવસ્થિત રહે છે.

## મોક્ષની અપ્રાપ્તિરૂપ બીજો દોષ.

**तच्छक्त्यप्रतियोगित्वान्न ज्ञानं मोक्षकारणम् ।**
**कर्मशक्त्या न हि ज्ञानं, विरोधमुपगच्छति ॥**
**( श्लो० वा० ८ । ९४ )**

અર્થ—જ્ઞાન કર્મશક્તિનું પ્રતિયોગી—વિનાશક ન હોવાથી મોક્ષનું પણ કારણ નહિ અને કારણકે કર્મશક્તિની સાથે તેનો વિરોધ નથી. કર્મશક્તિની મોજુદગીમાં બંધ ચાલુ રહેવાથી મોક્ષની પ્રાપ્તિ નહિ થાય. એટલા માટે શક્તિરૂપે રહેલ મન કે ધર્માધર્મ રૂપ કર્મથી કોઈ પણ કાર્ય થતું માની નહિ શકાય; એટલે ત્રણ ગુણોની સામ્યાવસ્થાવાળી પ્રકૃતિમાં વિકાર ઉત્પન્ન કરનાર કોઈ પણ કારણ ન રહેવાથી મહત્તત્ત્વ અહંકાર આદિનું સર્જન થવું અશક્ય છે. માટે ઇશ્વરની માફક કેવલ પ્રકૃતિ પણ સૃષ્ટિકર્ત્રી સિદ્ધ ન થઇ.

## પ્રકૃતિવાદ પરત્વે જૈનોનો ઉત્તર પક્ષ.

શાસ્ત્રવાર્તાસમુચ્ચયકાર હરિભદ્રસૂરિજી સાંખ્યાભિમત પ્રકૃતિની નિત્યતા માત્ર શ્રદ્ધાગમ્ય છે, યુકિતસંગત નથી, તે બતાવે છે:

**युक्त्या तु बाध्यते यस्मात् , प्रधानं नित्यमिष्यते ।**
**तथात्त्वाप्रच्युतौ चास्य, महदादि कथं भवेत् ॥**
**( शा० वा० स्त० ३ । २२)**

અર્થ—સાંખ્યો પ્રકૃતિને એકાંત નિત્ય માને છે. દરેક દ્રવ્યના 'ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય' એ ત્રણ અંશ છે, અર્થાત્ સ્વભાવ છે. તેમાંના 'ઉત્પાદ વ્યય' એ બે સ્વભાવને ન માનતાં કેવલ ધ્રૌવ્ય સ્વભાવ સાંખ્યો સ્વીકારે છે, એ યુક્તિથી બાધ્ય છે. પૂર્વ સ્વભાવનો ત્યાગ અને નવીન સ્વભાવની ઉત્પત્તિ સ્વીકાર્યા વિના રૂપાંતર ક્યાંથી થાય? રૂપાંતર થયા વિના વિકૃતિ રૂપ મહત્તત્ત્વ આદિ શી રીતે ઉત્પન્ન થાય?

પૂર્વપક્ષી કહે છે કે અપૂર્વ સ્વભાવની ઉત્પત્તિથી અમે કાર્ય-કારણભાવ નથી માનતા કે જેથી પ્રકૃતિના સ્વરૂપભેદથી નિત્યતામાં ખામી આવે, કિન્તુ સર્પ જેમ દંડાકાર અવસ્થામાંથી કુંડાલાવસ્થામાં બેસે છે ત્યારે અવસ્થા બદલવા છતાં સર્પભાવ એનો એ રહ્યો, સ્વભાવ બદલ્યો નહિ, તેમ પ્રકૃતિ સામ્યાવસ્થામાંથી બુદ્ધ્યવસ્થા કે અહંકારાવસ્થામાં આવતાં અવસ્થા જરૂર પલટી, પણ પ્રકૃતિસ્વરૂપનો ત્યાગ ન થતાં એનો એ સ્વભાવ રહ્યો; માટે પ્રકૃતિની નિત્યતામાં કોઇ પ્રકારે બાધ આવતો નથી. આના જવાબમાં સૂરિજી કહે છે કે–

**तस्यैव तत्स्वभावत्वा–दिति चेत् किं न सर्वदा ॥**
**अत एवेति चेत्तस्य, तथात्वे ननु तत् कुतः ॥**
**(शा० वा० स्त० ३ । २३)**

અર્થ—અવસ્થાપલટો હોવા છતાં સ્વભાવનો પલટો થતો નથી, સ્વભાવ એનો એ રહે છે, એમ કહેતા હો તો પ્રકૃતિમાં બુદ્ધિ અહંકારાદિ ઉત્પન્ન કરવાનો સ્વભાવ સર્વદા રહેવાથી બુદ્ધિ અહંકારાદિ સર્વદા ઉત્પન્ન થયા કરશે; એટલું જ નહિ પણ આખું જગત્ એકી સાથે ઉત્પન્ન થવાનો પ્રસંગ આવશે, કેમકે સમર્થ કારણને કાર્ય ઉત્પન્ન કરવામાં કોઈ પ્રતિબંધક નહિ નડે.

પૂર્વપક્ષી કહે છે કે પ્રકૃતિમાં સદા કાર્ય કરવાનો કે કાર્ય કરવાનો સ્વભાવ ન માનતાં કદાચિત્ અને ક્રમે ક્રમે કાર્ય ક સ્વભાવ માનીશું એટલે એકી સાથે કાર્ય ન બનતાં કદાચિત ક્રમે ક્રમે કાર્ય બનતું રહેશે, માટે ઉપર બતાવેલ દોષ નહિ ઉત્તરપક્ષી પુછે છે કે નિત્ય પ્રકૃતિમાં કદાચિત્ કાર્ય કરવાનો ક્યાંથી આવ્યો? સદા એક રૂપે રહેવાવાળી પ્રકૃતિ જો એ કાર્ય કરશે તો હમેશાં તે મુજબ કાર્ય કરતી રહેશે. અને ન તો એકવાર પણ નહિ કરી શકે. જો કહો કે જ્યારે જેવું કાર્ય હોય ત્યારે પ્રકૃતિ તદનુસાર સ્વભાવવાળી બની તે કાર્ય કરશે, તે જવાબમાં સૂરિજી કહે છે કે—

**नानुपादानमन्यस्य, भावेऽन्यज्जातुचिद्भवेत् ।**
**तदुपादानतायां च, न तस्यैकान्तनित्यता ॥**
**(शा० वा० स्त० ३ ।**

અર્થ—મૃત્તિકાના સદ્‌ભાવમાં પટ નહિ બની શકે અને સદ્‌ભાવમાં ઘટ નહિ બની શકે કારણકે મૃત્તિકા ઘટનું ઉપાદા છતાં પટનું ઉપાદાન નથી; એવં તન્તુ ઘટનું ઉપાદાન નથ રીતે નિત્યપ્રકૃતિ અનિત્ય બુદ્ધિઆદિનું ઉપાદાન કારણ ના શકે કારણકે ઉપાદેય અને ઉપાદાન ભિન્નભિન્ન સ્વભાવવાળ ગયા. છતાં અનિત્યબુદ્ધિનું ઉપાદાન કારણ માનશો તો પણ અનિત્યજ માનવી પડશે. જો કહો કે મહદાદિ પણ હમે માન હોવાથી નિત્ય છે તો પછી પ્રકૃતિવિકૃતિ પ્રક્રિયા ઉડી ગઈ. મુક્તિમાં પણ વિકૃતિ કાયમ રહી જશે. કદાચ મ પ્રકૃતિના પરિણામની અપેક્ષાએ અભિન્ન અને અનિત્યત્વાદિ અપેક્ષાએ ભિન્ન કહેશો તો ભેદાભેદ રૂપ અનેકાંત મતમાં પ્રવે એકાંત નિત્યવાદનો ભંગ થશે.

પૂર્વપક્ષી કદાચ એકાંતવાદ છોડી અનેકાંતવાદનો સ્વી

પ્રકૃતિની અનેકાંત નિત્યતા કબૂલ કરી લે તો જૈનોએ ઉપર દર્શાવેલ દોષાપત્તિ દૂર થઇ જાય છે પણ એક વાતનો વિરોધ રહી જાય છે, તે એ કે પૂર્વપક્ષી કેવલ પ્રકૃતિનેજ સ્વતંત્ર કર્તાપણાનો ભાર સોંપી દઇ કાર્યની પૂર્ણાહુતિ કરે છે. કારણસામગ્રીમાંથી પુરૂષનો અધિકાર બિલકુલ બાતલ કર્યો છે. ઉત્તરપક્ષી સૂરિજી દર્શાવે છે કે પુરૂષની અપેક્ષા તો કારણસામગ્રીમાં પગલે પગલે રહે છે. જુઓ–

**घटाद्यपि कुलालादि–सापेक्षं दृश्यते भवत्।**
**अतो न तत्पृथिव्यादि–परिणामैकहेतुकम्॥**
**(शा० वा० स्त० ३। २५)**

અર્થ—ઘટ આદિ સ્થૂલ કાર્ય કેવલ માટીમાંથી બની જતું નથી પણ કુલાલ–કુંભાર આદિની અપેક્ષા રાખે છે; કુંભારના પ્રયત્ન વિના કેવલ પૃથ્વી કે માટી રૂપ ઉપાદાન કારણથી બનતું નથી. એટલે સાંખ્યોના મંતવ્ય પ્રમાણે પ્રકૃતિપરિણામની એકહેતુતા ન રહી. કાર્યના બધા ધર્મો કારણમાં હોવા જોઇએ, ઘટના બધા ધર્મો માટીમાં છે પણ કુંભારમાં નથી, માટે કુંભાર હેતુ નહિ બની શકે, એમ કહેતા હો તો બુદ્ધિમાં રહેલ રાગાદિ ધર્મો પ્રકૃતિમાં માનવા પડશે. તે તો છે નહિ, તો પ્રકૃતિ પણ હેતુ નહિ બને. કદાચ એમ કહો કે પ્રકૃતિમાં સ્થૂલ રાગાદિ તો નથી પણ સૂક્ષ્મરૂપે રાગાદિ અવસ્થિત છે, તો તેમાં પ્રમાણ કંઇ નથી. એમ તો ઘટાદિગત ધર્મો કુંભારમાં સૂક્ષ્મ રૂપે રહ્યા છે એમ શું ન કહી શકાય? ચેતનમાં અચેતન ધર્મનું સંક્રમણ બાધક છે એમ કહો તો કુંભારના આત્માને બદલે કુંભારના શરીરનેજ ઘટાદિના કારણ રૂપે માનીશું તો ચેતનની–અચેતનનું સંક્રમણ નહિ થાય. આના જવાબમાં સૂરિજી કહે છે કે–

**तत्रापि देहकर्ता चे–न्नैवासावात्मनः पृथक्।**
**पृथगेवेति चेद्भोग, आत्मनो युज्यते कथम्॥**
**(शा० वा० स्त० ३। २६)**

અર્થ—કુંભારના શરીરની ચેષ્ટાથી ઘટાદિ ઉત્પન્ન થાય છે માટે શરીરનેજ કારણ રૂપ માનો તો દેહ આત્માથી ભિન્ન નથી દેહ અવ્યાપક અને સક્રિય છે જ્યારે આત્મા વ્યાપક અને નિષ્ક્રિય છે એમ કહેતા હો, અર્થાત્ દેહ અને આત્માની ભિન્નતા કહો તો આત્માને ભોગ પણ શી રીતે ઘટે? વળી દેહથી સર્વથા ભેદ માનતા આત્મા મુક્ત રૂપ થઇ જશે, અર્થાત્ સંસારનો ઉચ્છેદ થઇ જશે માટે ક્ષીરનીર ન્યાયથી દેહ અને આત્માની એકતા માનો તો બુદ્ધિને ભોગ આત્મામાં ઉપસ્થિત થતો દેખાશે.

## સત્કાર્યવાદમાં જૈનોનો ઉત્તર પક્ષ.

સાંખ્યો કારણમાં કાર્ય સત્—હમેશાં વિદ્યમાન છે એમ માને છે, તેના સમર્થનમાં **'असदकरणात्'** ઇત્યાદિ પાંચ હેતુઓ આપે છે. પણ એ પાંચ હેતુઓ અસત્કાર્યવાદનું પણ એટલુંજ સમર્થન કરે છે, એ પ્રથમ દર્શાવ્યું છે. આંહિ જૈનો સાંખ્યોને પુછે છે કે હે સાંખ્યો! તમે કારણમાં કાર્ય સર્વથા સત્ માનો છો કે કથંચિત સત્ માનો છો? સર્વથા સત્ માનતા હો તો દૂધની અવસ્થામાં દહિં રસ, વીર્ય, વિપાક આદિ રૂપે સર્વથા વિદ્યમાન છે તો પછી ત્યાં ઉત્પન્ન કરવાનું શું રહ્યું? એવી પરિસ્થિતિમાં દૂધમાંથી દહિં ઉત્પન્ન થયું નહિ કહી શકાશે કેમકે જે સંપૂર્ણ આકારથી વિદ્યમાન હોય તે કોઇથી જન્ય કહી શકાય નહિ, જેમ પ્રધાન અથવા આત્મા. જેમ દહિંનું કાર્યપણું સિદ્ધ ન થયું, તેમ મહદાદિનું પણ કાર્યપણું સિદ્ધ થતું નથી કારણકે તે પણ પ્રકૃતિમાં સદા વિદ્યમાન છે. જો કાર્ય સિદ્ધ થતું નથી તો પછી પ્રકૃતિ કારણ કોનું? જેનું વિદ્યમાનમાં કોઈ કાર્ય નથી તે કોઇનું કારણ બની શકે નહિ; જેમ આત્મા. આ આપત્તિનું નિવારણ કરવાને જો કથંચિત્ પક્ષનો સ્વીકાર કરો અર્થાત શકિતરૂપે સત્ અને વ્યકિતરૂપે કાર્ય અસત્ છે તો શક્તિ એટલે દ્રવ્યરૂપે સત અને વ્યક્તિ એટલે પર્યાયરૂપે અસત્, આમ સદસદ્‌વાદ

જે જૈનોને અભિમત છે તેનું અનુસરણ થશે. સાંખ્યોના એકાંત સદ્વાદનો ઉચ્છેદ થશે.

બીજી વાત એ છે કે દૂધમાં જે શક્તિ રૂપે દહિં માનો છો તે શક્તિ દહિંથી ભિન્ન છે કે અભિન્ન? જો ભિન્ન હોય તો દૂધમાં દહિંની સત્તા સિદ્ધ ન થઇ કિન્તુ શક્તિ નામના સ્વતંત્ર પદાર્થની સિદ્ધિ થઈ. અન્ય પદાર્થના સદ્‌ભાવમાં અન્ય પદાર્થની સિદ્ધિ સર્વથા અસંગત છે.

કદાચ શક્તિ અને કાર્ય બંને અભિન્ન છે એ બીજો પક્ષ સ્વીકારો તો શક્તિની માફક દહિં આદિ કાર્યો પણ નિત્ય ઠર્યા, એટલે તેના માટે કોઇ કારણની આવશ્યકતા રહી નહિ. કદાચ એમ કહો કે કાર્યની અભિવ્યક્તિ માટે કારણની આવશ્યકતા છે તો ત્યાં પણ એજ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે અભિવ્યક્તિ સત્ છે કે અસત્? જો સત્ છે અર્થાત્ પ્રથમથી વિદ્યમાન છે તો તેની ઉત્પત્તિ ક્યાં રહી? વિદ્યમાન પદાર્થોની પણ ઉત્પત્તિ માનશો તો કારણનો વ્યાપાર નિરંતર ચાલુ રહેશે, કોઇ વખતે પણ વિરામ નહિ પામે. જો અસત્ કહેશો તો આકાશફૂલની માફક અભિવ્યક્તિ નામમાત્ર રહી. તમે પોતેજ '**असदकरणात्**' એ વચનથી અસત્‌ની અનુત્પત્તિ માની છે. વળી સર્વ પદાર્થો સર્વથા સત્ હોવાથી કાર્યપણું બની શકતું નથી તેથી ઉપાદાન ગ્રહણ પણ અયુક્ત છે.

ત્રીજો હેતુ-**सर्वसम्भवाभावात्**.

પ્રતિનિયત દૂધ આદિમાંથી દહિં આદિનું પેદા થવુંજ સર્વ સંભવાભાવ કહેવાય છે તે સત્કાર્યવાદમાં બિલકુલ અસંભવિત છે.

ચોથો હેતુ-**शक्तस्य शक्यकरणात्**.

શક્તિયુક્ત કારણથી શક્ય વસ્તુનું ઉત્પન્ન થવું સત્કાર્યવાદમાં સંભવી શકતું નથી. જો કોઇ ઉત્પાદકથી કોઈ ઉત્પાદ્ય વસ્તુ ઉત્પન્ન થતી હોય તો ઉત્પાદક શક્તિની વ્યવસ્થા અને ઉત્પાદ્યની જન્યતાનો નિશ્ચય થઇ શકે, અન્યથા શક્તિનું જ્ઞાનજ થઇ શકતું નથી. તેમજ કાર્યતા સિદ્ધ ન થવાથી કાર્યકારણભાવ પણ ઘટિત થતો નથી.

બીજી વાત એ છે કે ઉક્ત પાંચ હેતુ પોતાના વિષયમાં પ્રવૃત્ત થઈને બે કામ કરે છે; એક તો પ્રમેય પદાર્થમાં ઉત્પન્ન થયેલ સંશય તથા વિપર્યાસની નિવૃત્તિ કરે છે; બીજું નવા નિશ્ચયને જન્મ આપે છે. એ બન્ને કામ પૂર્વપક્ષીના મતમાં નહિ થઈ શકે. સાંખ્યોને પુછો કે તમારે મતે સંશય અને વિપર્યાસ ચૈતન્યસ્વરૂપ છે કે બુદ્ધિ, મનરૂપ છે? બન્ને કોટિમાં સંશય વિપર્યાસની નિત્યતા હરે છે કેમકે ચૈતન્ય, બુધ્ધિ અને મન ત્રણે સત્કાર્યવાદમાં નિત્ય સાબિત થાય છે. વળી નવા નિશ્ચયની પણ ઉત્પત્તિ થઈ શકતી નથી કારણકે સત્કાર્યપક્ષમાં તે સર્વદા વિદ્યમાન રહે છે. જે સાધનોથી સંશય અને વિપર્યાસની નિવૃત્તિ ન થાય અને નિશ્ચયની ઉત્પત્તિ ન થાય તે સાધનોના ઉપન્યાસને સાર્થક કરવા માટે સાંખ્યોને અવિદ્યમાન નિશ્ચયને ઉત્પન્ન કરવા માનવાની જરૂર પડશે. એટલે '**असदकरणात्**' ઇત્યાદિ હેતુઓ આ સ્થલે વ્યભિચારી બનશે. વ્યભિચારની નિવૃત્તિ માટે હેતુને વિશેષણ લગાડવું પડશે. જેવી રીતે આ પ્રક્રિયામાં અસત્ નિશ્ચયની ઉત્પત્તિ સિદ્ધ થાય છે તેવી રીતે મહદાદિ અસત્‌ની ઉત્પત્તિ થઇ જશે માટે સત્કાર્યવાદને તિલાંજલિ આપો.

## સત્કાર્યવાદમાં બંધમોક્ષની અનુપપત્તિ.

સાંખ્યોના સત્કાર્યવાદના પક્ષમાં મિથ્યાજ્ઞાન સર્વદા વિદ્યમાન રહેવાથી બંધન કાયમ રહેશે, મોક્ષ કદિ પણ નહિ થાય. જો કહો કે પ્રકૃતિ પુરૂષના વિવેકજ્ઞાનથી મોક્ષ થઇ જશે તો તે પણ ઠીક નથી, કેમકે વિવેકજ્ઞાન પણ સર્વદા વિદ્યમાન રહેવાથી જીવ સર્વદા મુક્ત રહેશે; બન્ધન તો કદી પણ નહિ રહે. એમ થવાથી બંધમુક્તના વ્યવહારનો ઉચ્છેદ પ્રસંગ આવશે.

દરેક પ્રવૃત્તિ હિતની પ્રાપ્તિ અને અહિતના પરિહારને માટે હોય છે. સત્કાર્યવાદમાં દરેક પદાર્થ સદા વિદ્યમાન હોવાથી પ્રાપ્ય અને પરિહાર્ય કંઈ રહેતું નથી, એથી સંપૂર્ણ જગત્ નિરીહ–ઇચ્છારહિત

સિદ્ધ થશે, તો પછી પ્રવૃત્તિ જ સદંતર ઉડી જવાનો પ્રસંગ આવશે. માટે છોડો એકાંત સત્કાર્યવાદની બલાને.

## શું એક પ્રકૃતિ જ સર્વનું કારણ છે?

'**भेदानां परिमाणात्**' ઇત્યાદિ હેતુઓથી એક પ્રકૃતિને જ સર્વના કારણ તરીકે સ્થાપિત કરવાની પૂર્વપક્ષીએ કોશીશ કરી છે પણ તે ઠીક નથી, કેમકે ભેદોના પરિમાણ અને એકકારણજન્યતાની પરસ્પર વ્યાપ્તિ સિદ્ધ થતી નથી. અનેકકારણજન્યતાને સ્થળે પણ ભેદપરિમાણ રૂપ હેતુ રહેવાથી વ્યભિચાર દોષ આવે છે; જો કે સામાન્યકારણજન્યતાની સાથે વ્યાપ્તિ પ્રસિદ્ધ છે; તેને કારણમાત્ર જન્યતારૂપે સાધવા હેતુપ્રયોગ કરવો તે સિદ્ધસાધન છે.

પૂર્વપક્ષીનો બીજો હેતુ ભેદોનું સમન્વયદર્શન છે, અર્થાત્ બુદ્ધિઆદિ ભેદોનો પ્રકૃતિમાં સમન્વય દેખાય છે, માટે પ્રકૃતિજ સર્વ ભેદોનું કારણ છે. ઉત્તરપક્ષી કહે છે કે અહિં હેતુ અસિદ્ધ છે. સુખ, દુઃખ, મોહ એ ભેદો છે અને શબ્દાદિ પણ ભેદો છે. એ બધાનો સમન્વય પ્રકૃતિમાં થતો નથી કારણકે સુખદુઃખાદિ તો ચેતન છે અને શબ્દાદિક અચેતન છે. ચેતન અચેતન બન્નેનો સમન્વય પ્રકૃતિમાં થવો પ્રમાણવિરૂદ્ધ છે. પૂર્વપક્ષી કહે છે કે પ્રસાદ તાપ દૈન્યાદિ પ્રકૃતિના ધર્મો છે અને પ્રકૃતિમાં સમન્વિત થાય છે તે પણ એકાંત ઠીક નથી. પ્રકૃતિથી ભિન્ન આત્મા છે એવી ભાવના ભાવવાવાળા યોગાભ્યાસી કપિલાદિના આત્મામાં પ્રસાદ—હર્ષ થાય છે, તેથી વિરૂદ્ધ આત્માના દર્શન ન કરનારને ઉદ્વેગ થાય છે. જડ બુદ્ધિવાળા મનુષ્યોને મોહ ઉત્પન્ન થાય છે. તોપણ સાંખ્યોએ આત્માને પ્રધાનમાં સમન્વિત નથી માન્યો. જો કહો કે સંકલ્પ માત્રથી પ્રીતિ આદિ ઉત્પન્ન થાય છે તો સંકલ્પ પણ જ્ઞાનસ્વરૂપ છે અને જ્ઞાન એ આત્માનો ધર્મ છે. માટે સુખાદિ ચેતન હોવાથી આત્મામાં

સમન્વિત થશે પણ પ્રકૃતિમાં નહિ થાય. માટે ભેદસમન્વય રૂપ હેતુથી પ્રકૃતિ સર્વનું કારણ સિદ્ધ ન થઇ. **इत्यलमतिविस्तरेण.**

(प्र० क० मा० प० २ । पृ. ८१-८४)

## કાલાદિ વાદ પરત્વે જૈનોનો ઉત્તર પક્ષ.

પ્રકૃતિવાદની સાથે સાથે કાલવાદ, સ્વભાવવાદ, નિયતિવાદ અને કર્મવાદની એકાંતરૂપે પ્રવૃત્તિ થઈ છે જેથી મૂળ ગાથામાં '**पहाणाई**' શબ્દ રાખવામાં આવ્યો છે. પ્રધાન–પ્રકૃતિ અને આદિ શબ્દથી કાલ સ્વભાવ આદિ ચાર કારણોનો ઉપન્યાસ પૂર્વ પક્ષ તરીકે અગાઉ કરી ચુકયા. સૂરિજીએ આ સંબંધમાં જે ઉહાપોહ કર્યો છે, તેમાંથી કંઇક પૂર્વ પક્ષના ઉપન્યાસની સાથે ઉત્તર પક્ષનો ઉપન્યાસ કરવો અપ્રાસંગિક નહિ ગણાય.

**कालादीनां च कर्तृत्वं, मन्यन्तेऽन्ये प्रवादिनः ।**
**केवलानां तदन्ये तु, मिथः सामग्र्यपेक्षया ॥**

(शा० वा० स्त० २ । ५२)

અર્થ—કેટલાએક એકાન્તવાદીઓ કાલ, સ્વભાવ, નિયતિ, પૂર્વ કર્મ પૈકી એક એકને એકાંતપણે કારણ તરીકે માને છે, જ્યારે અનેકાંતવાદીઓ એ ચારેના સમૂહ રૂપ સામગ્રીને સાપેક્ષ કારણ તરીકે સ્વીકારે છે.

એ ચારે વાદીઓનો પરસ્પર સંવાદ આ પ્રમાણે છે. પ્રથમ કાલવાદી કહે છે કે—

**न कालव्यतिरेकेण, गर्भकालशुभादिकम् ।**
**यत्किञ्चिज्जायते लोके, तदसौ कारणं किल ॥**

(शा० वा० स्त० २ । ५३)

**कालः पचति भूतानि, कालः संहरति प्रजाः ।**
**कालः सुप्तेषु जागर्ति, कालो हि दुरतिक्रमः ॥**

(शा० वा० स्त० २ । ५४)

किञ्च कालादृते नैव, मुद्गपक्तिरपीक्ष्यते ।
स्थाल्यादिसन्निधानेऽपि, ततः कालादसौ मता ।
(शा० वा० स्त० २ । ५५)

कालाभावे च गर्भादि, सर्वं स्यादव्यवस्थया ।
परेष्टहेतुसद्भाव-मात्रादेव तदुद्भवात् ॥
(शा० वा० स्त० २ । ५६)

અર્થ સુગમ છે.

સ્વભાવવાદી કહે છે કે—

न स्वभावातिरेकेण, गर्भकालशुभादिकम् ।
यत्किञ्चिज्जायते लोके, तदसौ कारणं किल ॥
(शा० वा० स्त० २ । ५७)

सर्वे भावाः स्वभावेन, स्वस्वभावे तथा तथा ।
वर्तन्तेऽथ निवर्तन्ते, कामचारपराङ्मुखाः ॥
(शा० वा० स्त० २ । ५८)

न विनेह स्वभावेन, मुद्गपक्तिरपीष्यते ।
तथा कालादिभावेऽपि, नाश्वमाषस्य सा यतः ॥
(शा० वा० स्त० २ । ५९)

अतत्स्वभावात्तद्भावेऽतिप्रसङ्गोऽनिवारितः ।
तुल्ये तत्र मृदः कुम्भो, न पटादीत्ययुक्तिमत् ॥
(शा० वा० स्त० २ । ६०)

અર્થ સુગમ છે.

નિયતિવાદી કહે છે કે—

नियतेनैव रूपेण, सर्वे भावा भवन्ति यत् ।
ततो नियतिजा ह्येते, तत्स्वरूपानुवेधतः ॥
(शा० वा० स्त० २ । ६१)

यद्यदेव यतो यावत्तत्तदेव ततस्तथा ।
नियतं जायते न्यायात्, क एतां बाधितुं क्षमः ॥
(शा० वा० स्त० २ । ६२)

**नचर्ते नियतिं लोके, मुद्गपक्तिरपीक्ष्यते ।**
**तत्स्वभावादिभावेऽपि, नासावनियता यतः ॥**
**( शा० वा० स्त० २ । ६३ )**

**अन्यथाऽनियतत्वेन, सर्वभावः प्रसज्यते ।**
**अन्योन्यात्मकतापत्तेः, क्रियावैफल्यमेव च ॥**
**( शा० वा० स्त० २ । ६४ )**

અર્થ સુગમ છે.

કર્મવાદી એકાંત કર્મની કારણતાનું યશોગાન કરતાં કહે છે કે:

**न भोक्तृव्यतिरेकेण, भोग्यं जगति विद्यते ।**
**न चाकृतस्य भोक्ता स्यात्, मुक्तानां भोगभावतः ॥**
**( शा० वा० स्त० २ । ६५ )**

**भोग्यं च विश्वं सत्त्वानां, विधिना तेन तेन यत् ।**
**दृश्यतेऽध्यक्षमेवेदं, तस्मात्तत् कर्मजं हि तत् ॥**
**( शा० वा० स्त० २ । ६६ )**

**न च तत्कर्मवैधुर्ये, मुद्गपक्तिरपीक्ष्यते ।**
**स्थाल्यादिभङ्गभावेन, यत्किंचिन्नोपपद्यते ॥**
**( शा० वा० स्त० २ । ६७ )**

અર્થ—આ જગત્માં ભોક્તા વિના ભોગ્ય છે નહિ. ભોક્તા પણ કૃત કર્મનો થશે, અકૃત કર્મનો કોઈ ભોક્તા નહિ બની શકે. અકૃત કર્મનો પણ ભોક્તા માનશો તો મુક્ત આત્માઓને પણ ભોગનો પ્રસંગ આવશે. આ જગત્ સંસારી પ્રાણીઓને સુખ-દુઃખાદિ દેવાને પ્રકારે ભોગપ્રયોજન છે તે પ્રત્યક્ષ દેખાય છે. એટલા માટે જગત્ ભોક્તૃકર્મજન્ય છે; માટે જગત્નું કારણ કર્મજ છે. ભોક્તાનાં કર્મ અનુકૂલ ન હોય તો મગનો પાક પણ નહિ દેખાય. બીજું કંઈ નહિ મલે તો હાંડલીજ ભાંગી જશે એટલે તેને ખાવામાં કામ નહિ આવે.

**चित्रं भोग्यं तथा चित्रात्, कर्मणोऽहेतुताऽन्यथा।**
**तस्य यस्माद्विचित्रत्वं, नियत्यादेर्युज्यते कथम् ॥**
**( शा० वा० स्त० २।६८)**

અર્થ—નાના પ્રકારના ભોગ નાના પ્રકારના કર્મથી સિદ્ધ થાય છે. નાના પ્રકારના કર્મ સ્વીકારવામાં ન આવે તો વિચિત્ર ભોગનો કોઈ હેતુ નહિ રહે. આ વિચિત્રતા નિયતિ આદિથી સધાવાની નથી, કારણકે—

**नियतेर्नियतात्मत्वान्नियतानां समानता।**
**तथा नियतभावे च, बलात्स्यात्तद्विचित्रता ॥**
**( शा० वा० स्त० २।६९)**

અર્થ—નિયતિનું સ્વરૂપ નિયત છે. નિયત કાર્યમાં સમાનતા રહેવાની; વિચિત્રતા નહિ આવે. બીજા કારણને ન માનતાં નિયતિનેજ કાર્ય માનશો તો કાર્યમાં વિચિત્રતા નિયમથી નહિ આવે, જબરદસ્તીથી લાવો તો ભલે. માટે કર્મનેજ કારણ માનો.

**न च तन्मात्रभावादे-र्युज्यतेऽस्या विचित्रता।**
**तदन्यभेदकं मुक्त्वा, सम्यग्न्यायाविरोधतः ॥**
**( शा० वा० स्त० २।७०)**

અર્થ—સમ્યક્ ન્યાયદૃષ્ટિથી જોશો તો કાર્યમાં વિચિત્રતા લાવવા માટે કેવલ નિયતિથી કામ નહિ થાય કિન્તુ તદન્યભેદક = નિયતિ શિવાય બીજું કારણ માનવું પડશે. એકાંતપણે કેવલ નિયતિથી નહિ ચાલે.

**तद्भिन्नभेदकत्वे च, तत्र तस्या न कर्तृता।**
**तत्कर्तृत्वे च चित्रत्वं, तद्वत्तस्याप्यसङ्गतम् ॥**
**( शा० वा० स्त० २।७२)**

અર્થ—નિયતિ શિવાય બીજાની કારણતા માનવામાં નિયતિનું કર્તૃપણું નહિ રહે. તેમ થવાથી નિયતિમાં સર્વહેતુત્વના સિદ્ધાન્તનો લોપ થયો. કદાચ નિયતિનું કર્તાપણું સ્વીકારવામાં આવે તો કાર્યમાં વિચિત્રતાની અસંગતિ કાયમ રહી.

**तस्या एव तथा भूतः, स्वभावो यदि चेष्यते ।**
**त्यक्तो नियतिवादः स्यात्, स्वभावाश्रयणान्ननु ॥**
**(शा० वा० स्त० २ । ७३)**

અર્થ—જો નિયતિનોજ તેવા પ્રકારનો સ્વભાવ માનવામાં આવે કે કાર્યની વિચિત્રતા ઉત્પન્ન થઇ જાય તો ગ્રંથકાર કહે છે કે નિયતિવાદને તિલાંજલિ મલી ગઈ. પછી તો સ્વભાવનો આશ્રય લેવાથી સ્વભાવવાદજ કાયમ રહ્યો.

સ્વભાવાશ્રયમાં પણ દોષ દર્શાવે છે—

**स्वो भावश्च स्वभावोपि, स्वसत्तैव हि भावतः ।**
**तस्यापि भेदकाभावे, वैचित्र्यं नोपपद्यते ॥**
**(शा० वा० स्त० २ । ७४)**

અર્થ—સ્વભાવ શબ્દનો અર્થ નિશ્ચયથી પોતાની સત્તાજ થાય છે. નિયતિનો સ્વભાવ તે નિયતિની સત્તાજ થઇ. તેમાં વૈચિત્ર્ય પ્રયોજક કોઈ ભેદક ભાવ નથી. માટે સ્વભાવનો આશ્રય કરવા છતાં કાર્યની વિચિત્રતા તો અસંગત જ રહી.

**ततस्तस्या विशिष्टत्वा–द्युगपद्विश्वसम्भवः ।**
**न चासाविति सद्युक्त्या तद्वादोपि न संगतः ॥**
**(शा० वा० स्त० २ । ७५)**

અર્થ—વૈચિત્ર્યના અભાવથી સ્વભાવ પણ એકરૂપ જ સિદ્ધ થયો. એકરૂપી સ્વભાવથી જગત્ ઉત્પન્ન થશે તો જગત્ પણ એક રૂપીજ બનશે, તેમાં વિચિત્રતા નહિ આવે. માટે સ્વભાવવાદ પણ સંગત નથી. નિયતિની માફક સ્વભાવ પણ કાર્યની વિચિત્રતાનો પ્રયોજક નહિ બની શકે.

**तत्तत्कालादिसापेक्षो, विश्वहेतुः स चेन्ननु ।**
**मुक्तः स्वभाववादः स्यात्, कालवादपरिग्रहात् ॥**
**(शा० वा० स्त० २ । ७६)**

અર્થ—કાલવાદી કહે છે કે સ્વભાવ એકરૂપ હોવાથી કાર્યમાં વિચિત્રતા આવતી નથી તો કાલને સ્વભાવ સાથે મેળવો. કાલ સાપેક્ષ સ્વભાવ વિચિત્ર કાર્ય ઉત્પન્ન કરી શકશે. અનેકાંતી કહે છે કે ત્યારે એકાંત સ્વભાવવાદ ક્યાં રહ્યો? કાલવાદને સાથે મેળવવો હોય તો સ્વભાવવાદને તો તિલાંજલિ મલી ગઈ.

**कालोऽपि समयादिर्यत्, केवलः सोऽपि कारणम् ।**
**तत एव ह्यसंभूतेः, कस्यचिन्नोपपद्यते ॥**
**(शा० वा० स्त० २ । ७७)**

અર્થ—અહો કાલવાદી! કાલ પણ શું ચીજ છે? સમય મુહૂર્ત આદિ કાલ છે એમ કહેવું પડશે. બીજાની અપેક્ષા વિના શું સમય આદિ કાલ કોઇ પદાર્થને ઉત્પન્ન કરી શકશે? નહિજ કરી શકે. ત્યારે કાલ પણ નિરપેક્ષ કોઈનું કારણ નહિ બની શકે.

**यतश्च काले तुल्येऽपि, सर्वत्रैव न तत्फलम् ।**
**अतो हेत्वन्तरापेक्षं, विज्ञेयं तद्विचक्षणैः ॥**
**(शा० वा० स्त० २ । ७८)**

અર્થ—કાલ જો નિરપેક્ષ કારણ હોય તો કાલ સર્વત્ર એક રૂપ જ છે. જે કાલે એક ઠેકાણે ઘટ ઉત્પન્ન થાય તે કાલે સર્વત્ર ઘટની ઉત્પત્તિ થવી જોઈએ, પણ તેમ થતું નથી. મૃત્તિકા હોય ત્યાં ઘટ ઉત્પન્ન થાય છે, તંતુ હોય ત્યાં પટ ઉત્પન્ન થાય છે. માટે કાલની સાથે બીજું પણ કંઇક કારણ હોવું જોઈએ. જ્યારે બીજા કારણને માનશો ત્યારે એકાંત કાલવાદને પણ તિલાંજલિ મલી ચુકી. ત્યારે શું થવું જોઈએ તે અનેકાંતવાદી હરિભદ્રસૂરિજી કહે છે:

**अतः कालादयः सर्वे, समुदायेन कारणम् ।**
**गर्भादेः कार्यजातस्य, विज्ञेया न्यायवादिभिः ॥**
**(शा० वा० स्त० २ । ७९)**

**न चैकैकत एवेह, क्वचित् किञ्चिदपीक्ष्यते ।**
**तस्मात् सर्वस्य कार्यस्य सामग्री जनिका मता ॥**
**( शा० वा० स्त० २ । ८०**

અર્થ—એટલા માટે કાલ, સ્વભાવ, નિયતિ અને કર્મ એ ચાં સમુદાય રૂપે ગર્ભાદિ સર્વ કાર્યનાં કારણ રૂપ છે એમ ન્યાયવાદીઓએ જાણવું જોઈએ. કોઈ પણ સ્થળે કોઈ પણ કાલે એ ચારમાંની એં એક વસ્તુથી એકાંતરૂપે કાર્યની નિષ્પત્તિ થતી નથી, માટે એ ચારેન સમૂહ રૂપ સામગ્રી સર્વકાર્યના કારણ તરીકે માનવી યુક્ત છે.

એજ વાત સિદ્ધસેન દિવાકરે સંમતિતર્કમાં કહી છે. જુઓ

**कालो सहावणियई, पुव्वकयं पुरिसकार णेगंता ।**
**मिच्छत्तं ते चेव उ, समासओ हुंति सम्मत्तं ॥ १ ॥**

અર્થ—કાલ, સ્વભાવ, નિયતિ, પૂર્વકૃત અને પુરૂષકાર–પુરૂષાર્થ એ પાંચની પૃથક્ પૃથક્ કારણતા એકાંતપણે સ્થાપન કરવી તે મિથ્યાત્ છે. પાંચેનો સમન્વય કરી કારણતા બતાવવી તે સમ્યક્ત્વ છે. પાંચમ ગૌણ મુખ્યતા જરૂર છે. કોઈ સ્થળે કાલ પ્રધાન તો બીજા ચા ગૌણ. કોઈ સ્થલે કર્મ પ્રધાન તો બીજા ચાર ગૌણ છે. એમ પાંચેમ સમજવું. અવસર્પિણીના પહેલા આરામાં સુખમાં સુખ અને છઠ્ઠા આરામ દુઃખમાં દુઃખ, ઉત્સર્પિણીના પહેલા આરામાં દુઃખમાં દુઃખ અને છ આરામાં સુખમાં સુખ; એ સ્થળે કાળની પ્રધાનતા છે. ભરતક્ષે અને ઐરાવત ક્ષેત્રમાં જ્યારે એકાંત દુઃખ અથવા એકાંત સુખ હો છે ત્યારે મહાવિદેહ ક્ષેત્રમાં સદૈવ સરખું સુખ હોય છે. ત્યાં સ્વભાવ મુખ્યતા છે. જ્યાં નિકાચિત કર્મનો ઉદય છે, ત્યાં નિયતિ–ભાવી–ભાવ મુખ્યતા છે. એકજ વેળાએ એક માબાપને પેટે જન્મેલ બે બાળકોમ એક રોગી એક નીરોગી, એક સુભાગી એક દુર્ભાગી, ત્યાં કર્મ મુખ્યતા છે. મુક્તિ મેળવવામાં પુરૂષાર્થની પ્રધાનતા છે. એકાંત દૈ ઉપર કે ભાવીભાવ ઉપર આધાર રાખનારને મુક્તિ મળી શક

નથી. આંહિ સદ્દાલપુત્ત અને મહાવીરસ્વામીનો સંવાદ પ્રકૃત વાદ ઉપર વધારે પ્રકાશ પાડશે.

## સદ્દાલપુત્ત અને નિયતિવાદ.

સદ્દાલપુત્ત પ્રથમ ગોશાલકનો ઉપાસક હતો. પાછળથી શ્રીમન્મહાવીરસ્વામીનો શ્રાવક બનેલ હતો. તેનો અધિકાર ઉપાસકદશાંગ સૂત્રના સાતમા અધ્યયનમાં છે. મહાવીરસ્વામી પોલાસપુર નગરની બહાર સદ્દાલપુત્તની કુંભકાર શાળામાં ઉતર્યા છે, ત્યાં સદ્દાલપુત્ત કુંભારની સાથે વાર્તાલાપ થયો.

શ્રીમહાવીરસ્વામી—સદ્દાલપુત્ત ! જે આ ઠામ ( ઘટ આદિ ) તડકામાં સુકાવ્યાં છે તે શેમાંથી બન્યાં ?

સદ્દાલપુત્ત—ભગવન્ ! પહેલાં માટી હતી. તેને પાણીમાં પલાળીને તેમાં રાખ વગેરે મેળવીને પિંડ બનાવી, ચાકડા પર ચડાવવામાં આવે છે. તેમાંથી આ ઠામ બનાવવામાં આવે છે.

મહાવીરસ્વામી—સદ્દાલપુત્ત ! એ ઠામ ઉત્થાન, કર્મ, બલ, વીર્ય, પુરૂષાર્થ, પરાક્રમથી બન્યાં કે તેના વિના બન્યાં ?

સદ્દાલપુત્ત—ભગવન્ ! અનુત્થાન, અકર્મ, અબલ, અવીર્ય, અપુરૂષાર્થ, અપરાક્રમથી બન્યાં. ઉત્થાન, કર્મ, બલ, વીર્ય, પુરૂષાર્થ, પરાક્રમ છેજ નહિ. સર્વ ભાવ નિયતિઆધીન છે.

મહાવીરસ્વામી—સદ્દાલપુત્ત ! કોઈ માણસ કાચા યા પાકા તારા ઠામને ઉપાડી જાય, વિખેરી નાખે, ભાંગે કે ફોડે અથવા અગ્નિમિત્રા નામની તારી ભાર્યા સાથે કોઈ કુકર્મ કરે તો તેને તું શો દંડ આપે ?

સદ્દાલપુત્ત—ભગવન્ ! તે ગુન્હેગારને આક્રોશવચન કહું, હણું, બાંધું, તાડના તર્જના કરૂં, નિભર્ત્સન કરૂં, કિંબહુના અકાલે જીવિતથી રહિત કરૂં.

મહાવીરસ્વામી—સદ્દાલપુત્ત ! જો ઉત્થાન, કર્મ, બલ, વીર્ય, પુરૂષાર્થ, પરાક્રમ નથી, સર્વભાવ નિયતિ આધીન છે, તો તે ઠામ

ચોરનાર, ભાંગનાર કે વ્યભિચાર કર્મ કરનાર ગુન્હેગાર નથી, તેણે પોતાના પુરૂષાર્થથી કંઇ કર્યું નથી, નિયતિથીજ બન્યું છે. તો તેને દંડ દેવો મુનાસબ નથી. છતાં જો તું તેને ગુન્હેગાર માને, દંડ દે, તો સર્વભાવ નિયતિ આધીન છે એ વાત મિથ્યા ઠરે છે.

આટલી વાતચીત પછી સદ્દાલપુત્ત નિયતિવાદને છોડી દે છે અને મહાવીરસ્વામીનો શ્રાવક બને છે. (उपा० ७)

આ વિષય પરત્વે વધારે વિસ્તારથી ખુલાસો 'કારણ–સંવાદ' નામની પુસ્તિકામાં કરેલ છે. જિજ્ઞાસુએ ત્યાંથી અનુસંધાન કરી લેવું. **सुज्ञेषु किं बहुना ?**

---

# વૈજ્ઞાનિક સૃષ્ટિ પરામર્શ.

---

વિજ્ઞાને યંત્રોદ્વારા પ્રાયઃ પ્રત્યક્ષ અને પ્રાસંગિક અનુમાનપ્રમાણથી દૃષ્ટિગોચર સૃષ્ટિનાં પૃથક્ પૃથક્ અંગોની જે શોધ કરી છે તેના વર્ણન ઉપરથી આ જગત્ સ્વયં બન્યું છે કે ઈશ્વરકૃત છે તે સ્પષ્ટતાથી જણાઈ આવશે. એટલા માટે આ પ્રકરણમાં 'ગંગા' વિજ્ઞાનાંક–પ્રવાહ ચાર–તરંગ એક ઉપરથી કેટલાંક ઉદ્ધરણોનો ગુજરાતી અનુવાદ કરી પાઠકગણની સમક્ષ રજુ કરીશું કે જેથી પાઠકગણ સ્વયં વિચારણા કરી સત્યાસત્યનો નિર્ણય કરી લેશે.

## હિમાલયની જન્મકથા.

હિમાલય પર્વત વસ્તુતઃ અનેક સમાન્તર પર્વતશ્રેણિઓનો સમૂહ છે. તે શ્રેણિઓ એકેકની પાછળ આગળપાછળ લાગી રહી છે. પશ્ચિમથી પૂર્વ તરફ ફેલાયલી છે...આ શ્રેણિઓનો ઢોળાવ દક્ષિણ અર્થાત્ ગંગા અને સિંધુના મેદાન તરફ ઘણો અધિક છે. ઉત્તરમાં તિબેટ તરફ ઘણો ઓછો છે. બંગાલ અને સંયુક્ત પ્રાંતનાં મેદાનોથી

પર્વતશ્રેણિઓ એકાએક ઘણી ઉંચી થઈ ગયેલી છે......પશ્ચિમમાં પંજાબ તરફ પહાડોની ઉંચાઈ ક્રમથી વધેલી છે. તે તરફથી હિમાચ્છાદિત પર્વતશ્રેણિઓ પ્રાયઃ ૧૦૦ માઈલ દૂર છે અને ત્યાંથી શ્રેણિઓ દેખાતી પણ નથી.

ઉક્ત શ્રેણિઓ ત્રણ ભાગમાં વ્હેંચાયેલી છેઃ

(૧) "મહાન્ હિમાલય" અથવા કેન્દ્રસ્થ પર્વતશ્રેણિઓ, જેની ઉંચાઈ વીશ હજાર ફુટ યા તેનાથી અધિક છે. આ શ્રેણિઓમાં જ માઉન્ટ એવરેસ્ટ આદિ ઉચ્ચ શિખર પણ છે, જેમાંનાં મુખ્ય મુખ્ય નીચે પ્રમાણે છેઃ

| | | | |
|---|---|---|---|
| માઉંટ એવરેસ્ટ ( ગૌરીશંકર ) | નેપાલમાં. | ૨૯,૦૦૨ | ફુટ |
| કિંચનચંગા | ,, | ૨૮,૨૫૦ | ,, |
| ધવલગિરિ | ,, | ૨૬,૮૦૦ | ,, |
| નંગા પર્વત | કાશ્મીરમાં | ૨૬,૬૦૦ | ,, |
| ગશેર બ્રુમ | કારાકોરમમાં | ૨૬,૪૭૦ | ,, |
| ગોસાઇથાન | કુમાયુમાં | ૨૬,૬૫૦ | ,, |
| નન્દાદેવી | ,, | ૨૫,૬૫૦ | ,, |
| રાકા પોશી | કૈલાસમાં | ૨૫,૫૫૦ | ,, |

(૨) "મધ્યવર્તી હિમાલય." એની સરેરાશ ઉંચાઈ બાર હજારથી પંદર હજાર ફુટની વચમાં છે. આ પ્રાયઃ ૫૦ માઇલ પહોળાઇમાં છે.

(૩) "બાહ્ય હિમાલય" અથવા શિવાલિક શ્રેણિઓ, જે મેદાન અને મધ્યવર્તિ હિમાલયની શ્રેણીઓની વચમાં છે. એની સરેરાશ ઉંચાઈ ત્રણ હજારથી સાત હજાર ફુટની વચમાં છે. એની પહોળાઈ ૫ થી ૩૦ માઇલ સુધીની છે. મસૂરી તથા નૈનીતાલ આ શ્રેણિઓમાં જ છે.

વૈજ્ઞાનિક અન્વેષણથી માલમ પડયું છે કે લગભગ સાડા ત્રણ કરોડ વરસ પહેલાં આ સ્થાને મહાસાગર હતો. વૈજ્ઞાનિકોએ સાબિત કર્યું છે કે હિમાલયના પત્થર પત્થર અને કણ કણમાં સામુદ્રિક

ઉત્પત્તિની છાપ લાગેલી છે. એની શિલાઓ અસ્તવ્યસ્ત નથી પડી કિન્તુ સ્તર ઉપર સ્તર જામેલ શિલાઓ પત્થર, વેળુ, માટી યા ચુનાના પત્થરના કણોથી બનેલી હોય તેમ લાગશે. આ શિલાઓનું 'પ્રસ્તરિત થવું અને ન્હાના ન્હાના કણથી બનવું' એ વાતને સાબિત કરે છે કે એની ઉત્પત્તિ કોઈ જલાશયના પડમાં થએલી છે.

## હિમાલયની ઉત્પત્તિ કેમ થઇ?

આ સાધારણ અનુભવની વાત છે કે નદીઓ અને નાળાં પોતાના પ્રવાહની સાથે માટી, વેળુ કે કાંકરીને વહાવી લઈ જાય છે. મેદાનોમાં વહેતી નદી જેમ જેમ સમુદ્રની પાસે પહોંચે છે તેમ તેમ તેનું પાણી ડોળું થતું જાય છે. હરદ્વારમાં ગંગાજલ જેટલું નિર્મળ છે તેટલું કાશીમાં નથી અને કાશીમાં છે તેટલું પટનામાં નથી. નાળાં અને નદીઓ પૃથ્વીને કાપી કાપી પોતાના માર્ગ બનાવતી જાય છે. મ્હોટી મ્હોટી નદીઓ તો કલ કલ શબ્દ કરતી જલના પ્રબળ વેગથી મ્હોટી શિલાઓને પણ કાપી નાખે છે. પહાડોમાંથી તુટેલા પત્થરો જલપ્રવાહમાં રગડાતા રગડાતા ગોળમટોળ થઇ ધીરે ધીરે ન્હાના ન્હાના કાંકરારૂપ બની જાય છે. પહાડથી ઉતરતાં વેગ પ્રબળ હોય છે જ્યારે મેદાનમાં વેગ કંઈ ઓછો થાય છે, ત્યાં કાંકરા વગેરે અટકી જાય છે, પણ વેળુ અને માટી તો ઠેઠ સમુદ્ર સુધી પહોંચે છે અને સમુદ્રમાં માટી તથા રેતીના થર જામતાં જાય છે, અને તેમાંથી શિલાઓના થર જામતાં પહાડ બનતા જાય છે. આવી રીતે પર્વતોની સૃષ્ટિ ગુપ્ત રીતે બને છે. આમ પર્વતો બનતાં લાખો નહિ બલ્કે કરોડો વર્ષ નિકળી જાય છે. કરોડો વર્ષ દરમ્યાન ભૂકંપ આદિ અનેક કારણોથી સમુદ્રનું પાણી એક સ્થાન છોડી બીજે સ્થાને જાય છે ત્યારે પર્વતો પ્રગટ થાય છે. એ પ્રકારે હિમાલયની સૃષ્ટિ મહાસાગરમાં થઇ હોય એમ વિજ્ઞાન માને છે. એનું બીજું પ્રત્યક્ષ પ્રમાણ એ પણ છે કે તેની ચટ્ટાનોમાંથી જલચર પ્રાણીઓના અવ-

શેષો મળી આવે છે. ઉક્ત પ્રમાણોથી હિમાલયની ઉત્પત્તિ મહાસાગરમાં થએલી મનાય છે. વૈજ્ઞાનિકો એનું નામ 'ટેથિસ' કહે છે. હિમાલયની પૂર્વે ભારતનો દેશવિભાગ આજકાલથી વિભિન્ન હતો. તે વખતે ભારતનો દક્ષિણી પ્રાયદ્વીપ પૂર્વમાં આસ્ટ્રેલિયા અને પશ્ચિમમાં આફ્રિકા સાથે લાગેલો હતો. આજકાલ બંગાલની ખાડી, અરેબિયન સાગર તથા હિંદમહાસાગર જ્યાં છે ત્યાં અગાઉ મહાદેશ હતો. આ પ્રાચીન મહાદેશને "ગોંડવાના લૅંડ" કહે છે. એવી રીતે ટેથિસ મહાસાગરના ઉત્તરમાં "અંગાશ લૅંડ" અને ઉત્તર પશ્ચિમમાં 'આર્કટિક' મહાદેશ હતો એમ કેટલાંક પ્રમાણો ઉપરથી માનવામાં આવે છે.

હિમાલય પર્વતની શિલાઓ તથા પ્રાણીઅવશેષોના અધ્યયનથી માલમ પડે છે કે આ બધી શ્રેણિઓ એકી સાથે ઉઠીને આટલી ઉંચી થઈ નથી. આ ઉત્થાન પ્રાયે ત્રણ અવસ્થાઓમાં થએલ છે.

પ્રથમ ઉત્થાન "મધ્ય ઈયોસીન"[૧] કાલવિભાગમાં મધ્યવર્તિ હિમાલયવાળો ભાગ સમુદ્રથી બહાર નીકળ્યો અને દશ બાર હજાર ફુટ ઉંચો ઉઠ્યો. આ કાલવિભાગનો સમય અનુમાનથી સાડાત્રણ કરોડ સૌર વર્ષ પહેલાંનો મનાય છે.

બીજું ઉત્થાન "મધ્ય માયોસીન" સમયમાં આજથી લગભગ એક કરોડ વર્ષ પૂર્વે થયું. એમાં મરી કસોલીની શ્રેણિઓ ઉત્પન્ન થઇ...એની ઉંચાઈ દશથી વીશ હજાર ફુટની થઈ.

ત્રીજું ઉત્થાન બીજા ઉત્થાનથી લગભગ ચાલીશ હજાર વર્ષ પછી "પ્લાયોસીન" કાલવિભાગમાં થયું. એમાં શિવાલિક શ્રેણિઓની ઉત્પત્તિ થઈ. આ ઉત્થાન ત્રણ હજારથી સાત હજાર ફુટનું થયું. આ ઉત્થાન ભૂકંપ આદિ હલચલથી થયેલાં લાગે છે. ત્રીજા ઉત્થાનમાં ફલતઃ શિવાલિક શ્રેણિઓની ઉંચાઈ ૨૫ થી ૩૦ હજાર ફુટની થઈ.

---

૧. ભૌતાત્ત્વિક કાલવિભાગનું નામ છે.

## હિમાલયની નદીઓ.

ગંગા, સિન્ધુ, યમુના, બ્રહ્મપુત્રા આદિ નદીઓ હિમા બધાથી ઉંચી શ્રેણીઓને પેલે પાર તિબેટવાળા પ્રદેશમાંથી ન છે. બ્રહ્મપુત્રા પ્રાયે એક હજાર માઇલ પશ્ચિમથી પૂર્વ તરફ પછી દક્ષિણ તરફ મરડાઈને ચાલે છે. એક એક કરતી ક્રમશઃ પર્વતશ્રેણિઓને કાપીને મેદાનમાં પ્રવેશ કરે છે.

એવી જ રીતે સિંધુ નદી પણ માનસરોવરમાંથી નિકળી પૃ પશ્ચિમ તરફ વળીને પછી બધી પર્વતશ્રેણિઓને કાપી મેદ પ્રવેશ કરે છે.

ગંગા અને યમુનાનો ઉદ્‌ગમ પણ મહાન્ હિમાલયમાં છે પણ ક્રમશઃ સમાનાન્તર બધી પર્વતશ્રેણિઓને કાપી મેદાનમાં ઉત

## ઉત્થાન કરતાં નદીઓની પ્રાચીનતા.

સાધારણ ભૌતિક નિયમ એવો છે કે પહાડની નદીઓનો માર્ગ એ સમાનાન્તર પર્વતશ્રેણિઓની વચમાંની ઘાટીમાં જોઇએ જેમકે સિંધુ અને બ્રહ્મપુત્રાના પૂર્વાર્દ્ધનો ભાગ. પરંતુ વગેરેનો પ્રવાહ એક પછી એક પર્વતશ્રેણિઓને કાપતો પો માર્ગ બનાવે છે તે ભૌતિક નિયમ વિરૂદ્ધ છે. વૈજ્ઞાનિકો કહે નદીઓનો જલમાર્ગ હિમાલય પર્વતની શ્રેણિઓ કરતાં અધિક પુ છે. જ્યારે હિમાલયને સ્થાને ટેથિસ મહાસાગર હતો ત્યારે દ મહાદેશનો ઢોળાવ ઉત્તર તરફ હતો. તે સમયે નદીનો પ્રવાહ તરફ વહેતો ટેથિસ મહાસાગરમાં પડતો હતો. એ નદીઓ દ્વાર રેતી અને માટી ધસડાઇ જતી તેથીજ હિમાલયની શિલાઓ અને ભૂકંપની હલચલથી જ્યારે તે ઉન્નત બન્યો ત્યારે નદી પ્રવાહ દક્ષિણથી ઉત્તર તરફ જવાને બદલે ઉત્તરથી દક્ષિણ વહેવા લાગ્યો. નદીઓનાં ઉદ્‌ગમસ્થાન બહુ ઉંચાં થવાથી જલપ્રવ વેગ પણ અધિક થઇ ગયો અને શિલા કાપવાની શક્તિ પણ

ગઇ. એ વધેલી શક્તિથી નદીઓ પોતાનો માર્ગ કાયમ કરી રાખવામાં સફલ થઈ. જેમ જેમ હિમાલયનાં શિખરો ઉંચાં થતાં ગયાં, તેમ તેમ નદીઓની શક્તિ વધતી ગઈ. ફલસ્વરૂપ પોતાની ઘાટીને દિન પ્રતિદિન ઉંડી બનાવતી ગઇ. એક તરફ નવા પર્વતોની સૃષ્ટિ બનતી ગઇ, બીજી તરફ ઘાટી ઉંડી થતી ગઇ. તેનું પરિણામ એ આવ્યું કે એ નદીઓની ઘાટીઓ સમાનાન્તર પર્વતશ્રેણિઓને કાપતી કાપતી દક્ષિણ તરફ વહેવા લાગી.

## સારાંશ.

પહાડ એ પૃથ્વીનો પર્યાય છે. પૃથ્વી એક ઠેકાણે ઉંચી બને છે, બીજે ઠેકાણે ખાડો પડે છે. સ્થળ હોય ત્યાં જલ પથરાઈ જાય છે અને જલ હોય છે ત્યાં પહાડ બની જાય છે. એ પર્યાયનો સ્વભાવ છે. દ્રવ્ય ધ્રુવ-સ્થિર રહે છે પણ પર્યાયનો પલટો ક્ષણે ક્ષણે થયા કરે છે. દ્રવ્ય સત્ છે અને સત્‌નું લક્ષણ ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય સ્વરૂપ છે. ઇશ્વરની શક્તિને વચમાં લાવવાની કોઈ આવશ્યકતા છે નહિ. ઈશ્વરની શક્તિ કામ કરતી હોત તો હિમાલય સાત મિનિટોમાં કે સાત સેકંડોમાં બની જાત. કરોડો વરસો લાગત નહિ.

(ગંગા વિજ્ઞાનાંક : પ્રવાહ ૪, તરંગ ૧.
લેખક—અનંતગોપાલ ઝિંગરન એમ. એસ. સી.)

## પૃથ્વીની ઉમર.

(૧) Des Vignoles (ડેસ વિગ્નોલિસ) Chronology of the Sacred History નામક પુસ્તકની ભૂમિકામાં લખે છે કે મારી ગણત્રી પ્રમાણે સૃષ્ટિઆરંભનો સમય બે પ્રકારનો છે. ઇશુથી ૩૪૮૩ પૂર્વે અથવા ૬૯૮૪ પહેલે. સર્વ મતભેદોને ધ્યાનમાં રાખતાં કહી શકાય છે કે સૃષ્ટિ ઇસાની ૪૦૦૪ વર્ષ પૂર્વે બની. આર્કબિશપ ઉશર પણ એ પ્રમાણે માને છે.

(૨) ભૂગર્ભવિદ્યાવિશારદ પ્રો૦ જૉલિ કહે છે કે પૃથ્વીની મ્હોટાઇ ઉપરથી જણાય છે કે આ પૃથ્વી ૧૦ કરોડ વર્ષોમાં બની છે.

(૩) ઇરાની પુરાણોને અનુસાર પૃથ્વીની ઉત્પત્તિ આજથી બાર હજાર વર્ષ પહેલાં થઇ હતી.

## મનુસ્મૃતિ અને પુરાણાનુસાર પૃથ્વીની ઉમર.

હિંદુ પુરાણોની માન્યતાનુસાર બ્રહ્માના દિવસની શરૂઆતમાં સૃષ્ટિ ઉત્પન્ન થાય છે અને સાંજે તેની સમાપ્તિ થાય છે એટલે પ્રલય થાય છે. રાત્રે પ્રલય અને દિવસે સૃષ્ટિ. બ્રહ્માના એક દિવસમાં ૧૪ મન્વંતરો થાય છે. એકેક મન્વંતરમાં ૭૧ ચતુર્યુગી થાય છે. ચાર યુગમાં સત્યયુગનાં ૧૭૨૮૦૦૦, ત્રેતાનાં ૧૨૯૬૦૦૦, દ્વાપરના ૮૬૪૦૦૦, કલિયુગનાં ૪૩૨૦૦૦ વર્ષ થાય છે. એકંદર ૪૩૨૦૦૦૦ વર્ષ ચાર યુગનાં થયાં. ચૌદે મન્વંતરનાં ચાર અબ્જ બત્રીશ કરોડ વર્ષ થાય છે. એટલી ઉમર પૃથ્વીની બતાવી છે. વર્તમાનમાં સાતમા મન્વંતરની ૨૭ ચતુર્યુગી પસાર થઈ છે. ૨૮ મી ચાલે છે. તેના ત્રણ યુગ પુરા થઈ ગયા છે, ચોથા કલિયુગનાં ૫૦૪૦ વર્ષ ચાલુ સાલમાં એટલે ૧૯૯૬ ની સાલમાં પુરાં થયાં છે. ચાર લાખ છવીસ હજાર નવસેં સાઠ વરસ બાકી કલિયુગનાં છે. વર્તમાનમાં પૃથ્વીની ઉમર ૧૯૭૨૯૪૯૦૪૦ વર્ષની છે. મનુસ્મૃતિ પ્રથમાધ્યાય શ્લોક ૬૮, ૭૩, ૭૯, ૮૦ ના અનુસાર પણ ઉપર પ્રમાણે વર્તમાન આયુ દર્શાવેલ છે. સૂર્યસિદ્ધાન્તને અનુસાર પણ એજ અંક છે, પણ આર્ય ભટની ગણુનાનુસાર ૧૯૮૬૧૨૫૦૩૧ વર્ષ થાય છે.

## રેડિયમ.

આ પૃથ્વી કેટલી પુરાણી છે તેને સિદ્ધ કરનાર વૈજ્ઞાનિકોએ શોધી કાઢેલ રેડિયમ નામનો પદાર્થ છે. રેડિયમ યુરેનિયમ નામના પદાર્થમાંથી નીકળે છે. અર્થાત્ યુરેનિયમ રેડિયમ રૂપે પરિવર્તિત થાય

છે. એક ચોખાભાર રેડિયમ ત્રીશ લાખ ચોખાભાર યુરેનિયમમાંથી પ્રાપ્ત થાય છે. યુરેનિયમના એક પરમાણુને રેડિયમરૂપે પરિણત થવામાં સાત અબ્જ પચાસ કરોડ વર્ષ લાગે છે, એમ વૈજ્ઞાનિકોનું અનુમાન છે. એ રેડિયમથી નાસુર વગેરે રોગનો નાશ થાય છે. વિજળીથી પણ જે દર્દો નાબુદ થતાં નથી તેવા રોગોને નાબુદ કરવામાં રેડિયમ શકિતમાન્ બને છે. આ રેડિયમ નામની ધાતુ દુનિયામાં બહુ થોડા પ્રમાણમાં મળી શકી છે. એક તોલા રેડિયમની કિંમત ૨૩ લાખ રૂપીયા લાગે છે. જ્યારે રેડિયમના એક પરમાણુને બનવા માટે ત્રીશ લાખ ગણું યુરેનિયમ જોઇએ, તેને પણ રેડિયમ રૂપે પરિણમવા માટે સાત અબ્જ ને પચાસ કરોડ વરસ જોઇએ, ત્યારે એક રતિભાર કે તોલાભાર રેડિયમ તૈયાર થવા માટે કેટલું યુરેનિયમ જોઇએ અને તેને રેડિયમ બનવા માટે કેટલાં બધાં વરસો જોઈએ?

(ગંગા વિજ્ઞાન અંક: પ્રવાહ ૪, તરંગ ૧.
લેખક—શ્રીયુત અનંતગોપાલ ઝિંગરન એમ. એસ. સી.)

## આઈનસ્ટાઈનનો સાપેક્ષવાદ.

પૃથ્વીની પ્રાચીનતા વિષે સૌથી વધારે આશ્ચર્યજનક વાત આઈન્સ્ટાઇનના સાપેક્ષવાદમાંથી મળે છે. આઈન્સ્ટાઈનના સાપેક્ષવાદે વૈજ્ઞાનિક સંસારમાં અવનવી ખળભળ મચાવી દીધી છે. ઇ. સ. ૧૯૧૯માં લગભગ બધાં સમાચારપત્રોમાં સાપેક્ષવાદની પ્રામાણિકતાના લેખો છપાઈ રહ્યા હતા. એ સાપેક્ષવાદ કહે છે કે "પદાર્થ અને શકિત મૂળે એકજ છે. એક શેર ગરમીની વાત કરવી તે એક શેર લોઢાની વાત કરવા બરાબર છે. એક શેર ગરમીની શકિત સવા અબજ મણ પત્થરને પિગળાવી દેવાને સમર્થ છે."

કદાચ સૂર્યની ગરમી આ સિદ્ધાંતને અનુસરી પદાર્થનો ક્ષય અને તેને સ્થાને શકિત પ્રગટ કરવામાં ઓછી થતી હોય તો દશ ખર્વ વર્ષોમાં કેવલ એક શેર પાછળ અડધી રતિ ગરમી ઓછી થઇ

હોય તો ભલે. શેરમાં અડધી રતિ એ કંઇ હિસાબમાં ન ગણાય. એટલા માટે આ સૂર્ય હજારો અબજ વરસથી ચમકતો આવ્યો છે અને હજારો શંકુ વર્ષ પર્યંત ચમકતો રહેશે.

(સૌ. ૫. અ. ૫—સારાંશ)

## જૈન દૃષ્ટિએ સમન્વય.

વૈજ્ઞાનિકોએ સૂર્ય અને પૃથ્વીની હયાતીનું જે અનુમાન રેડિયમ તથા પદાર્થ અને તેની શક્તિની એકતા ઉપર ખેંચ્યું છે, તે નિશ્ચિત રૂપ નથી પણ અંદાજો છે. તેમાં રેડિયમ બનાવટથી આજસુધીનો કાલ નિશ્ચિત છે પણ આગળ પાછળનો કાલ અજ્ઞાત છે. આઇન્સટાઇનનો સાપેક્ષવાદ તો જૈનના નયવાદ યા સ્યાદ્વાદને ઘણો મળતો છે. જૈનો દ્રવ્ય અને ગુણ તથા પર્યાયને ભિન્નાભિન્ન માને છે. એક અપેક્ષાયે ભિન્ન છે તો બીજી અપેક્ષાયે અભિન્ન છે. આઇન્સટાઇનનો પદાર્થ તે જૈનોનું દ્રવ્ય છે અને શક્તિ તે પર્યાય છે. આઇન્સટાઇનના અંદાજમાં અનિશ્ચિત શરત છે કે આમ હોય તો આમ થાય. જૈનોના સિદ્ધાંતમાં શરત નથી. તેમાં તો ચોક્કસ વાત છે કે પર્યાયોના ચાહે તેટલા પલટા થાય પણ દ્રવ્ય તો નહિજ પલટવાનું કે નહિજ ઘટવાનું. દ્રવ્યાંશ તો ધ્રુવ—સ્થિર છે. આઇન્સ્ટાઇનના કહેવા પ્રમાણે હજારો અબજ વર્ષે અડધી રતી ગરમીનો વ્યય થાય તો હજારો નીલવર્ષે ગરમી ખતમ થઈ જાય એ હિસાબ પદાર્થ અને શક્તિની એકાંત અભિન્નતામાં લાગુ પડી શકે પણ અનેકાંત—ભેદાભેદ પક્ષમાં લાગુ ન પડે. શક્તિ ભલે ઓછી વત્તી થાય પણ પદાર્થ—દ્રવ્યનો નાશ તો અનંતકાલે પણ નહિ થાય. ખરી રીતે તો ગરમી કે શક્તિનો જેટલો વ્યય થશે તેટલી આમદાની પણ ચાલુ રહેશે કારણકે લોકમાં ગરમી—શક્તિનાં દ્રવ્યો અનંતાનંત છે. દ્રવ્ય ઉત્પાદ વ્યય અને ધ્રુવ્ય રૂપ છે. એક તરફ વ્યય તો બીજી તરફ ઉત્પાદ પણ ચાલુ છે માટે જર્મન વિદ્વાન્ રેલ્મ હોલ્ટસની જે માન્યતા છે કે શક્તિ

નવી ઉત્પન્ન થતી નથી અને પુરાણી નષ્ટ થતી નથી તે માન્યતા બરાબર છે અને તે જૈનોને અક્ષરે અક્ષર લાગુ પડે છે. **किं बहुना?**

## શક્તિનો ખજાનો સૂર્ય.

ઇશ્વરવાદીઓ કહે છે કે ઇશ્વર જગતને ઉત્પન્ન કરે છે અને ઇશ્વર જીવોનું પાલન કરે છે. સંહાર પણ તેજ કરે છે અર્થાત્ ઇશ્વર સર્વશક્તિમાન્ છે.

વૈજ્ઞાનિકો કહે છે કે આ પૃથ્વીના બધા જીવોને જીવનની શક્તિ આપનાર સૂર્યજ છે. એ વાત નિર્વિવાદ છે કે સૂર્યની રશ્મિઓથીજ રાસાયનિક પરિવર્તન થાય છે. તેની મારફત ન્હાનામાં ન્હાના તરણાથી માંડી મ્હોટામાં મ્હોટા વૃક્ષ પર્યંત સર્વ વનસ્પતિ લીલી હરીભરી રહે છે. હરણ સસલાં વગેરે પશુઓનું જીવન પણ એજ ઉદ્ભિજ્જ પદાર્થો પર અવલંબી રહ્યું છે.

આજ સૂર્યના પ્રકાશથી વરાળ બને છે અને વરસાદ થાય છે. વરસાદના કારણથી કેટલાએ ઉદ્ભિજ્જ પદાર્થો અને હરતા ફરતા પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે, એ વાત કોઇથી અજાણી નથી. દક્ષિણ ધ્રુવ અને ઉત્તર ધ્રુવ તરફ મુસાફરી કરનાર કહે છે કે બન્ને ધ્રુવો ઉપર પ્રાણી વનસ્પતિ કે વૃક્ષનું નામ નિશાન નથી. તે સ્થાન જીવનશૂન્ય છે, તેનું કારણ એ કે ત્યાં સૂર્યનો પ્રકાશ ઘણોજ ઓછો છે એટલે સૂર્યની શક્તિને અભાવે તે પ્રદેશ પ્રાણી અને વનસ્પતિથી શૂન્ય છે. અહિં ઇશ્વરવાદીઓને પુછો કે ઇશ્વર તો સર્વવ્યાપક છે. ધ્રુવપ્રદેશ ઉપર પણ તેની શક્તિ છે. તો ત્યાં વૃક્ષ વગેરેની સૃષ્ટિ કેમ થતી નથી? આનો જવાબ તેમની પાસે નથી, જ્યારે વૈજ્ઞાનિકોએ તો તેનો ખુલાસો ઉપર કરી દીધો છે.

## સૂર્યતાપ અને વિદ્યુત્ ધારા.

જુદી જુદી બે ધાતુના સળીયા સૂર્યના તાપમાં એવી રીતે

રાખવામાં આવે કે તેમાંની એક જોડ ગરમ થાય અને બીજી ઠંડી રહે તો તે કક્ષામાં વિદ્યુત્પ્રવાહ થવા લાગે છે. આ ધાતુના યોગને "તાપવિદ્યુત્યુગ્મ" (Thermo-couple) કહે છે.

એક વિશેષ પ્રકારનો કાચ કે જેને એકીકરણ તાલ (Lens-condensing) કહે છે, તેને સૂર્યની કક્ષામાં રાખવાથી તાપ એટલો વધી શકે છે કે તેથી કાગળ, કપડાં વગેરે ચીજો બળી જાય છે. એજ સિદ્ધાંત ઉપર ઇંજીનના બોયલરનું પાણી ગરમ થઇ વરાળ રૂપ બને છે.

હમણાં હમણાં બર્લિનના વૈજ્ઞાનિક ડા. બ્રુનો લેંગે પોતાની પ્રયોગશાળામાં એક એવા યંત્રની રચના કરી છે કે જેનાથી સૂર્ય-તાપ નિરંતર વિદ્યુત્શક્તિમાં બદલાતો રહે છે. એ યંત્રની અંગભૂત પ્લેટો હજારોની સંખ્યામાં તૈયાર કરી કામે લગાડાશે તો તેથી મીલ વગેરે કારખાનાંઓ ચલાવી શકાશે. યદ્યપિ જલપ્રપાતથી પણ વિદ્યુ-ત્પ્રવાહ ઉત્પન્ન થાય છે પણ એના કરતાં સૂર્યતાપથી ઉત્પન્ન થતા વિદ્યુત્પ્રવાહની વિશેષતા એ છે કે તે દરેક સ્થળે ઉત્પન્ન થઈ શકે છે. જલપ્રપાત નદી આદિ જલાશયનાં સ્થાન હોય ત્યાંજ ચાલી શકે છે. સૂર્યપ્રકાશ તો દરેક જગ્યાએ મળી શકે છે. વિશેષ કરીને ભૂમધ્ય રેખાની પાસે ઉષ્ણકટિબન્ધવાળા દેશોમાં વિદ્યુત્ શક્તિ ઘણી સસ્તી પડી શકે છે. જો આ સૂર્યની શક્તિ ગ્રહણ કરવાનો પ્રયોગ સંપૂર્ણ થશે તો કોયલા તેલ લાકડાં વગેરેની જરૂરીઆત ઘણી ઓછી થઈ જશે. ડાક્ટર લૅંગની પ્લેટનો ઉપયોગ બીજે પણ અનેક પ્રકારે થાય છે, જેવા કે જહાજ અથવા વાયુ યાનમાં આ યંત્ર દ્વારા ભયની ચેતવણી પ્રાપ્ત કરી શકાય છે. ફોટોગ્રાફની પ્લેટ પર લાલ રંગનાં કિરણો સંગ્રહી શકાય છે.

(ગંગા વિજ્ઞાનાંક: પ્રવાહ ૪ તરંગ ૧.
લેખક—શ્રીયુત રામગોપાલ સકસેના બી. એસ. સી.)

## સૂર્યની ગરમી.

સૂર્યની ગરમી વૃક્ષ, પશુ, પક્ષી, મનુષ્ય વગેરે સર્વને જીવન આપે છે. સૂર્યની ગરમીથી જ જમીનમાં પત્થરના કોયલા બને છે, કે જે કોલસાથી ઈંજિનદ્વારા મીલો વગેરે ચાલે છે.

ન્યૂટને શોધ કરી છે કે સૂર્ય અને પૃથ્વીમાં આકર્પણશક્તિ છે. સૂર્ય પૃથ્વીને પોતાની તરફ ખેંચે છે અને પૃથ્વી સૂર્યને પોતાની તરફ ખેંચે છે. પણ સૂર્યનું વજન પૃથ્વી કરતાં ત્રણ લાખ ત્રીશ હજાર ગણું ભારી છે. તેમાં આકર્પણ વધારે છે, તેથી પૃથ્વીથી સૂર્ય ન ખેંચાતાં સૂર્ય પૃથ્વીને પોતા તરફ ખેંચે છે. પૃથ્વીમાં પોતામાં પણ આકર્પણ છે તેથી તે ખેંચાઈ ખેંચાઈને સૂર્યમાં મળી જતી નથી, કિન્તુ સરખા અંતર પર સૂર્યની આસપાસ ફરે છે. પૃથ્વીની આકર્પણશક્તિ કરતાં સૂર્યની આકર્પણશક્તિ અઠ્યાવીશ ગણી વધારે છે. અર્થાત્ જે ચીજનું વજન પૃથ્વી ઉપર એક શેર છે તે ચીજને સૂર્ય ઉપર જોખવામાં આવે તો તેનું વજન ૨૮ શેરનું થશે. આંહિ માણસનું વજન દોઢ કે બે મણનું હોય તે માણસનું વજન સૂર્ય ઉપર લેવામાં આવે તો ૪૨ મણ કે ૫૬ મણનું થશે. એટલે માણસ પોતાના વજનથી જ દબાઇને ચુરેચુરો થઈ જશે.

## વાતાવરણ અને શરદી–ગરમી.

સૂર્યની ગરમી હમેશાં સરખી રહે છે છતાં શીયાળામાં શરદી, ઉનાળામાં ગરમી, કોઈ દેશમાં શરદી વધારે, કોઈ દેશમાં ગરમી વધારે જણાય છે, તેનું કારણ વાયુમંડલ છે. પૃથ્વીને ફરતું ૨૦૦ માઈલ પર્યન્ત વાયુમંડળ–વાતાવરણ છે. એમાં કોઈ વખતે પાણીની બાફ–વરાળ વધારે હોય છે, તો સૂર્યની ગરમી પૃથ્વી ઉપર ઓછી આવે છે. કોઈ વખતે વરાળ વરસાદ રૂપે નીચે પડી જવાથી પછી લુખા વાતાવરણથી ગરમી વધારે થાય છે. કોઈ વખતે વાતાવરણમાંથી બરફ પડે છે ત્યારે શરદી વધારે થઈ જાય છે.

ઉનાળામાં કોઈ કોઈ દેશોમાં તાપમાન ૧૧૦ થી ૧૧૫–૧૨૦ સુધી જાય છે ત્યારે ઘણાં પશુ પક્ષી મરી જાય છે. એથી વધારે થાય તો મનુષ્ય પણ મરી જાય છે. શરદીમાં સીમલા જેવા પ્રદેશમાં ઘટી ઘટીને ૪૫–૫૦ ડિગ્રી ઉપર તાપમાન થાય છે ત્યારે ઘણી શરદી થઇ જાય છે. તેથી પણ નીચે જાય તો માણસો, પશુ–પક્ષીઓ વગેરે મરી જાય છે. ઠંડા દેશમાં જન્મેલા માણસો વધારે ગરમી સહન ન કરી શકવાથી ગરમ દેશમાં રહી શકતા નથી અથવા રહે છે તો મરી જાય છે. એવી રીતે ગરમ દેશમાં જન્મેલા ઠંડા દેશમાં વધારે ઠંડી સહન કરી શકતા નથી તેથી માંદા પડે છે કે મરી પણ જાય છે. એવી રીતે જ પશુ–પક્ષીઓ માટે પણ છે. કહો, હવે મનુષ્ય આદિ પ્રાણીઓને જીવાડવા કે મારવાની શકિત ઇશ્વરમાં છે કે વાતાવરણ અને સૂર્યમાં છે? ઇશ્વર શરીરરહિત અને વજન-રહિત હોવાથી તેમાં ગરમી પણ નથી અને આકર્ષણશકિત પણ નથી. કદાચ એમ કહો કે સૂર્ય અને વાતાવરણને ઇશ્વરે જ ઉત્પન્ન કર્યાં છે, તો જે શકિત–ગરમી આકર્ષણ વગેરે ઇશ્વરમાં પોતામાં નથી તે શકિત ઇશ્વરે સૂર્ય અને વાતાવરણને ક્યાંથી આપી? ઇશ્વરમાં પણ તે ગરમી આદિ માનવામાં આવે તો તે સર્વવ્યાપક હોવાથી બધે ઠેકાણે ગરમી કે શરદી એકસરખી હોવી જોઈએ. તેમ તો છે નહિ. યંત્રાદિ દ્વારા જે તાપક્રમનું માપ થાય છે તેનો અન્વય વ્યતિરેક સૂર્યની સાથે તો પ્રત્યક્ષ છે. ઇશ્વરની સાથે અન્વય વ્યતિરેક થતો નથી તો પછી ઇશ્વરમાં તેની કારણતા કોઈ રીતે સિદ્ધ થતી નથી. કારણતાની યથાર્થ શોધ કરવાથી વૈજ્ઞાનિકોએ પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવ્યું. ઇશ્વરવાદીઓએ વિચારશૂન્ય કલ્પના ઉપર અંધશ્રદ્ધા રાખી વાદવિવાદમાં નિરર્થક વખત ગુમાવ્યો. અસ્તુ. **'गतं न शोचामि'** ।

(સૌ૦ ૫૦ અ૦ ૫–સારાંશ.)

# જલ અને વાયુની શક્તિ.

વાયુથી કેટલેય સ્થળે પવનચક્કી ચાલે છે. કુવાનું પાણી ઉપર ચડાવવામાં આવે છે. વહાણુ ઉપર શઢ બાંધી હવાને યોગે ઇષ્ટ દિશામાં સમુદ્રમાં જહાજ ચલાવી શકાય છે. જલપ્રપાતથી પણ પવન-ચક્કી ચાલે છે. અમેરિકાના સુપ્રસિદ્ધ જલપ્રપાતથી વિજળીનાં મ્હોટાં મ્હોટાં મશીનો ચલાવાય છે. નાયગરાના જલપ્રપાતમાં અનુમાનથી એંસી લાખ અશ્વબળની શક્તિ છે. દરકલાકે ૨૦ માઇલની ઝડપથી ચાલતી સો ચોરસફુટની હવામાં ૫૬૦ અશ્વબળની શક્તિ રહેલી છે. પાંચ દશ અશ્વબળનું તેલ ઈંજીન ખરીદવામાં કે ચલાવવામાં કેટલું ખર્ચ થાય છે તે સૌ કોઈ જાણે છે જ્યારે ઉપર બતાવેલ ૫૬૦ અશ્વબળની હવા મફતમાં ને મફતમાં જાય છે. પરંતુ પ્રશ્ન એ છે કે હવા અને પાણીમાં શકિત આવે છે કયાંથી ? હવા કોણ ચલાવે છે ? પાણીને પહાડો ઉપર કોણ ચડાવે છે ? ઉત્તર–સૂર્ય. સૂર્યજ પૃથ્વીને ગરમી આપે છે. ગરમ થએલી પૃથ્વી ઉપર હવા ગરમ થાય છે. ગરમીથી હવા પાતળી થઈ ઉપર ચડે છે અને ઉપરની હવા નીચે આવે છે. આમ હલચલ થવાથી હવા આમતેમ દોડે છે અને મુસાફરી કરે છે. સૂર્યજ સમુદ્રના પાણીને ગરમ કરી બાફરૂપ બનાવે છે. બાફ ઉપર વાયુમંડલમાં જઈ અમુક સમયે વરસે છે, ત્યારે પહાડો ઉપર પાણી ચડે છે અને પહાડથી ઉતરી મોટા ધોધમાં પ્રપાત ચાલે છે અને નદી નાળાં રૂપે વહીને સમુદ્રમાં રેત માટી કાંકરી પત્થર લઈ જઈ તેમાં પહાડોની રચના કરે છે. જ્યાં ૩૦ થી ૩૫ ઈંચ વરસાદ વરસે છે, ત્યાં પ્રતિચોરસ માઇલે પાંચ કરોડ મણથી અધિક જલ સૂર્ય વરસાવે છે. જે હવા વિના પ્રાણીઓ શ્વાસોચ્છ્વાસ લઈ શકે નહિ અને જે જલનું પાન કર્યા વિના કોઈ પણ પ્રાણી જીવી શકે નહિ તે પવન અને પાણીને ઉત્પન્ન કરનાર સૂર્ય છે. સૂર્યમાં જ એ બધી શકિતઓ છે, નહિ કે ઈશ્વરમાં. (સ૦ ૫૦ અ૦ ૫–સારાંશ.)

## કોલસામાં બળવાની શક્તિ.

ખાણુમાંથી પત્થર જેવા જે કોલસા નીકળે છે તે મૂળે પત્થર કે માટી નથી પણ લાકડાં છે. ઘણાં વરસ પહેલાં વૃક્ષ કે વનસ્પતિ માટી નીચે દબાઈ જઈ ઘણા કાળના દબાવથી પત્થર જેવી નક્કર બની ગઈ. વૃક્ષાવસ્થામાં બળવાની શક્તિ તેને સૂર્યમાંથી મળી હતી. સૂર્યની રોશની અને ગરમીમાં વૃક્ષો કારબોન ડાઓકસાઈડથી કારબોન હવા ગ્રહણ કરે છે. કારબોન ડાઓકસાઇડ (Carbon Dioxide) અને કારબોનને અલગ કરવામાં શક્તિની આવશ્યકતા છે. તે શક્તિ સૂર્યના તાપમાંથી આવે છે. વૈજ્ઞાનિકોએ સિદ્ધ કર્યું છે કે વૃક્ષો સૂર્યના તાપમાંથી જેટલી શક્તિ ખેંચે છે તેટલીજ શક્તિ (ન એક રતી કમ, ન એક રતી અધિક) બળવામાં આપે છે. ઘાસલેટ તેલ અને પેટ્રોલમાં પણ એજ નિયમ લાગુ પડે છે. આ ઉપરથી જણાશે કે કોલસામાં બળવાની જે શક્તિ અત્યારે આપણે જોઈએ છીએ તે શક્તિ ખાણુમાંથી નીકળ્યા પછી પ્રાપ્ત થઈ નથી પણ લાખો કે કરોડો વરસ પહેલાં જ્યારે વૃક્ષરૂપે હતાં ત્યારની તેમાં સંચિત થએલી છે. તેના ઉપર હજારો ફુટ માટીના થર જામી ગયા છતાં અને પત્થરરૂપ બન્યા છતાં સૂર્યની રશ્મિમાંથી મળેલી શક્તિ કાયમ ને કાયમ રાખી શક્યાં કે જે શક્તિ બીજા કોલસાના અવતારમાં હજારો, લાખો કે કરોડો વરસો પછી પ્રગટ કરી શક્યાં.

(સા૦ ૫૦ અ૦ ૫—સારાંશ)

## સૂર્યમાંથી કેટલી શક્તિ આવે છે?

ગરમી માપવાના યંત્રથી માલમ પડ્યું છે કે વાયુમંડલની ઉપલી સપાટી ઉપર ઉભી સીધી રશ્મિ પડે છે ત્યારે પ્રતિચોરસ ગજ દોઢ અશ્વબલની બરાબર શક્તિ આવે છે. પરંતુ વાયુમંડળની વચ્ચે થોડી ગરમી રોકાઇ જવાના કારણથી ઉત્તર ભારતવર્ષના તાપમાં લગભગ બે ચોરસ ગજ ઉપર સામાન્ય રીતે એક અશ્વબલની બરાબર

શક્તિ આવે છે. એ હિસાબે આખી પૃથ્વી ઉપર લગભગ ૨૩૦૦૦૦૦૦૦૦૦૦૦૦—૨૩ નીલ અશ્વબલ બરાબર શક્તિ ઉતરે છે. આ તો આપણી પૃથ્વીની વાત કરી. સૂર્યનો તાપ તો આપણી પૃથ્વીની બહાર પણ ચારે તરફ બીજા ગ્રહો ઉપર પણ પડે છે. તે બધાનો હિસાબ કરીએ તો માલૂમ પડે છે કે સૂર્યની સપાટીમાંથી પ્રતિ-ચોરસ ઈંચે ૫૪ અશ્વબળની શક્તિ નીકળે છે. સૂર્યના પ્રત્યેક ચોરસ સેન્ટીમિટરમાંથી લગભગ ૫૦૦૦૦ મીણબત્તીની રોશની નિકળ્યા કરે છે. આ હિસાબે એક વર્ષમાં એકંદર ગરમી સૂર્યમાંથી ૧૧ ઉપર ૨૪ શૂન્ય લગાવીએ એટલા મણ પત્થરના કોલસા બાળવાને જેટલી શક્તિ જોઈએ તેટલી નિકળે છે.

## શું સૂર્યની ગરમી ઘટી જશે ?

આવી રીતે સૂર્યની ગરમી હમેશાં નિકળતી રહે તો કાલાન્તરે ઘટી જશે ખરી ? વૈજ્ઞાનિકો કહે છે કે નહિ ઘટે, કારણકે સવા ત્રણ હજાર વર્ષની ઉમ્મરના પ્રાચીન વૃક્ષના પાછળના ભાગનો એક ફોટો લીધો છે, તેની છાલ ઉપરથી વરસની ગણત્રી કરવામાં આવી છે. એક વરસમાં એક છાલ નવી આવે છે. તેવી છાલ ગણતાં બત્રી-શસો વરસનું તેનું આયુષ્ય માપવામાં આવ્યું છે. વૃક્ષની વૃદ્ધિ જેટલી આજકાલ થાય છે તેટલીજ વૃદ્ધિ સવાત્રણ હજાર વરસ ઉપર થએલી માલમ પડી છે. તે ઉપરથી નિશ્ચય થાય છે કે સવાત્રણ હજાર વર-સમાં જો ગરમી પડવામાં કાંઇ ઘટાડો થયો નહિ તો હવે પછી પણ ઘટાડો નહિ થાય. (સૌ૦ ૫૦ અ૦ ૫—સારાંશ.)

## વાયુમંડલનો પ્રભાવ.

પહાડો સૂર્યની નજીક છે અને પૃથ્વી તેથી દૂર છે. તેથી પહાડો ઉપર ગરમી વધારે પડવી જોઈએ અને પૃથ્વી ઉપર ઓછી પડવી જોઈએ. પણ થાય છે એથી ઉલટું. પૃથ્વી ઉપર ગરમી વધારે પડે છે અને પહાડો ઉપર ઠંડક રહે છે. આબુ અને સીમલાના પહાડ

ઉપર વૈશાખ મહિનામાં પણ ગરમી ન જણાતાં ઠંડી જણાય છે તેનું શું કારણ? ઉત્તર—વાયુમંડલમાં હવાનું હલનચલન. ગરમ પ્રદેશની હવા ઠંડી થાય છે ને ત્યાંથી ચાલી ઠંડા પ્રદેશમાં જાય છે, ત્યાં તે રોકાઈ જાય છે, એટલે ગરમ પ્રદેશ ઠંડા થઈ જાય છે અને ઠંડા પ્રદેશ ગરમ બની જાય છે. બીજી વાત એ છે કે પૃથ્વી દિવસે ગરમ થતી જાય છે, રાતે તે ગરમી વાયુમંડલમાં રહેલી બાફ કે વાદળાં વગેરેથી રોકાઇ જાય છે એટલે આય વધે છે અને વ્યય કમ થાય છે. એમ ગરમી વધતાં વધતાં વરસાદ થાય છે ત્યારે ગરમીને જવાનો માર્ગ ખુલ્લો થઈ જવાથી આય કરતાં વ્યય વધી જાય છે અને વાતાવરણમાં ઠંડી પસરી જાય છે. પહાડો ઉપર ગરમી પડે છે ખરી પણ વ્યયનો માર્ગ ખુલ્લો છે. રૂકાવટ એટલી બધી થતી નથી. તેથી આય કરતાં વ્યય વધી જતાં ગરમી કમ થાય છે અને ઠંડક વધારે રહે છે, કેમકે ઉપરની હવા હલકી અને સ્વચ્છ વિશેષ છે, તેથી ગરમીની આય કરતાં વ્યયમાં વધારો થતાં ઠંડી વિશેષ પ્રમાણમાં રહે છે. (સૌ૦ ૫૦ અ૦ ૫—સારાંશ).

## સૂર્યમાં ગરમી ક્યાંથી આવે છે?

આધુનિક વિજ્ઞાનથી સાબિત થયું છે કે શક્તિ નવી ઉત્પન્ન થતી નથી અને ન વિનષ્ટ થાય છે. જ્યારે ઘાસલેટ તેલના ઍંજિનથી શક્તિ પેદા કરવામાં આવે છે ત્યારે તે શક્તિ નવી ઉત્પન્ન થતી નથી કિન્તુ જે શકિત ઘાસલેટ તેલમાં જડરૂપે છુપી હતી તે ઍંજિનની ગતિના રૂપમાં પ્રગટ થઈ. જ્યારે ઇંજીનથી કોઈ કામ લેવામાં ન આવે ત્યારે તે શક્તિ નષ્ટ થતી નથી. તે વખતે તેલ પણ ખર્ચાતું નથી. જેટલા તેલનું ખર્ચ થાય તેટલા પ્રમાણમાં સાંચાકામની રગડ અને ફટ ફટ શબ્દ કરવામાં શક્તિનો વ્યય થાય છે. તેમ છતાં એ રગડથી શક્તિનો નાશ થતો નથી પણ રગડથી સાંચામાં ગરમી ઉત્પન્ન થાય છે. ગરમી એ શકિતનુંજ એક રૂપ છે. કેટલીક શકિત હવામાં ચાલી જાય છે.

આંહિ પ્રશ્ન એ થાય છે કે સૂર્યમાંથી દરરોજ આટલી બધી રોશની, ગરમી કે શક્તિ બહાર નિકળતી જાય છે તો બે ત્રણ હજાર વરસમાં તે બધી શકિત ખલાસ થઈ જવી જોઇએ અને સૂર્યની ચમક ઘટી જવી જોઇએ; પણ તેમ થતું નથી. હજારો લાખો કરોડો વરસ પહેલાં જેવો સૂર્ય ચમકતો હતો તેવો આજ પણ ચમકે છે, અને પહેલા જેટલીજ શકિતનો વ્યય ચાલુ છે. તો તે શકિત પૂરનાર કોણ છે? ઇશ્વર તો નહિ હોય? સૂર્ય કરતાં કોઇ વધારે શકિતવાળો હોય તેના તરફથી સૂર્યને શકિત મળી શકે તો તે ઇશ્વર વિના બીજો કોણ હોય? ઇ. સ. ૧૮૫૪માં જર્મન વૈજ્ઞાનિક હેલ્મહોલ્ટસે (Helmholtz) બતાવ્યું છે કે "સૂર્ય પોતાના આકર્ષણથીજ દબાઈ રહ્યો છે. દબાવથી ગરમી પેદા થાય છે. ઉદાહરણ તરીકે સાઇકલના ટાયરમાં હવા ભરવામાં આવે છે ત્યારે પંપ ગરમ થઇ જાય છે. ગરમ થવાનું એક કારણ રગડ પણ છે. પંપની અંદર હવાને વારંવાર દબાવવાથી પણ ગરમી પેદા થાય છે. એવી રીતે સૂર્યમાં પણ આકર્ષણશકિતનો કેન્દ્ર તરફ દબાવ છે. તેથી આકર્ષણશકિત ગરમીરૂપે પ્રગટ થતી જાય છે અને પ્રકાશ–રોશની કે ગરમી રૂપે ઉપર બતાવેલ પ્રમાણમાં બહાર નિકળતી જાય છે. લાખો કરોડો વર્ષ વીતવા છતાં તોટો પડ્યો નથી અને પડવાનો નથી, કારણકે જેટલો વ્યય થાય છે તેટલી આમદાની આકર્ષણશકિતના દબાવથી ચાલુ છે. (સૌ૦ ૫૦ અ૦ ૫–સારાંશ)

## બોલોમીટર યંત્ર અને તાપક્રમ.

પ્રકાશ થોડા પ્રમાણમાં હોય તો તેનો રંગ લાલ હોય છે, જેમ અગ્નિનો. વિજળીની બત્તીમાં જેમ જેમ પ્રકાશનું પરિમાણ વધતું જશે તેમ તેમ રંગ બદલાતો જશે અને ગરમી વધારે આવતી જશે. પ્રકાશમાં વધારે ગરમી આવતાં શ્વેત પ્રકાશ બની જાય છે. લાલ, નારંગી, પીળો, લીલો, ઇત્યાદિ અનેક રંગોના મિશ્રણથી શ્વેત રંગ બને છે. પ્રકાશમાં રંગના તારતમ્યથી પ્રકાશનો તાપક્રમ માપવામાં

આવે છે. આવી રીતે માપવાના યંત્રનું નામ બોલોમીટર રાખવામાં આવ્યું છે. એની પ્રથમ શોધ અમેરિકાનિવાસી એસ. પી. લેંગ્લીએ કરી છે. આ યંત્રથી પ્રકાશને ગરમીના રૂપમાં પલટાવવામાં આવે છે. પ્રકાશમાં ચાહે તેટલા રંગ હો પણ તે જો કાળી વસ્તુ ઉપર ફેંકવામાં આવે તો તે કાળો પદાર્થ પ્રકાશના સર્વ રંગોને ખેંચી લે છે અને તેમાં ગરમી પેદા થઈ જાય છે, અર્થાત્ પ્રકાશ ગરમીના રૂપમાં પરિવર્તન પામી જાય છે. બોલો-મીટર યંત્રમાં પણ કાળી કરેલ પ્લૅટિનમ (platinum) ધાતુનું એક ઘણું ન્હાનું પતરૂં લાગેલ હોય છે, તેના ઉપર પ્રકાશ પડતાં પ્લેટ ગરમ થઈ જાય છે તેથી તાપક્રમની ડિગ્રીનો પત્તો લાગી જાય છે. આ પૃથ્વીની ઉપર વધારેમાં વધારે ગરમી વિજળીમાં છે. વિજળીનો તાપક્રમ ત્રણ હજાર ડિગ્રી સુધી થાય છે, જ્યારે સૂર્યની સપાટી પાસે બોલોમીટર યંત્રથી તપાસતાં છ હજાર ડિગ્રી તાપક્રમ થાય છે. સૂર્યના કેન્દ્રમાં તો આથી પણ ઘણી વધારે ગરમી હશે. ઉકળતા પાણીમાં ગરમી ૧૦૦ ડિગ્રી હોય છે. એક હજાર ડિગ્રી ગરમીથી સોનું પીગળે છે. તાપક્રમના માપ ઉપરથી સૂર્યમાંથી કેટલા પ્રમાણમાં ગરમી નિકળે છે તેનો હિસાબ પણ વૈજ્ઞાનિકોએ મેળવ્યો છે. આ બોલોમીટર યંત્ર ઉપરથી કયા દેશમાં કઈ ઋતુમાં કેટલી ગરમી કે શરદી છે તેનું ચોક્કસ પરિમાણ બતાવવામાં આવે છે.

આવાં યંત્રોની મદદથી ઇશ્વરવાદીઓની શબ્દમાત્ર કલ્પના વજ્ઞાનિકોની પ્રત્યક્ષસિદ્ધ પુરાવાની આગળ જરા પણ ટકી શકતી નથી, એનો પાઠકગણ સ્વયં વિચાર કરશે.

(સૌ૦ ૫૦ અ૦ ૫–સારાંશ.)

## બોલતાં ચિત્ર અને વિદ્યુચ્છક્તિ.

સીનેમામાં જે ચિત્રો થોડાં વર્ષ પહેલાં મૂગાં દેખાતાં હતાં તે આજે બોલતાં દેખાય છે. ફોનોગ્રાફમાં અમુક ઠેકાણે અને કાળે બોલા-

યેલ ધ્વનિ કાલાન્તરે હજારો ગાઉ ઉપર એ ને એ રૂપે સંભળાય છે. રેડીયોમાં વિલાયતમાં ગવાયેલું ગાયન મુંબઈ કે કલકત્તામાં એ ને એ રૂપે સંભળાય છે. લાઉડ સ્પિકરમાં એક માણસનું ધીમેથી કરેલું ભાષણ પાંચ પચીસ હજાર માણસો દૂર બેઠાં બેઠાં પણ સ્પષ્ટ સાંભળી શકે છે. બ્રોડકાસ્ટમાં હિટલર કે ચેમ્બરલેનનું ભાષણ દુનીયાને ચારે ખુણે એક વખતેજ સંભળાય છે. ટેલીફોનમાં હજારો ગાઉ દૂરથી બોલનારનો શબ્દ સાફ સાફ પાસે બોલતો હોય તેમ સંભળાય છે. એટલુંજ નહિ પણ થોડા વખત પછી બોલનારનો ફોટો પણ દેખી શકાશે. આ બધા ચાલુ જમાનાના આવિષ્કારો એકજ વિદ્યુત્‌શક્તિના પરિણામ રૂપ છે, જેનો સૂર્યતાપ સાથે પણ સંબંધ છે.

## મૂક ચિત્રોમાંથી બોલતાં ચિત્રો.

સીનેમામાં દૃશ્ય રૂપે કામ કરનારાં મૂક ચિત્રોની ઉમર પુરાં સો વર્ષની નહિ થઈ હોય એટલામાં દર્શકોનાં મન રંજન કરવા, નાટકોની હરિફાઈ કરનારાં બોલતાં ચિત્રોનો આવિષ્કાર થયો. સામાન્ય રીતે ફોનોગ્રાફની રેકર્ડમાં અને વિશેષતઃ સીનેમામાં તેની પ્રગતિ થઇ. ગ્રામોફોનનો આવિષ્કાર એડીસને કર્યો. ગ્રામોફોનમાં બોલનાર માણસના ધ્વનિની રૂકાવટ (Impedance) કરવામાં આવે છે. આ ગ્રામોફોનની સાથે છાયાચિત્રો યા મૂક ચિત્રોની સાથે એક-કાલીનતાનો સંબંધ યોજાય ત્યારે મૂક ચિત્રો બોલતાં થાય. એના માટે મશીનોનો ઉપયોગ થવા લાગ્યો, પણ તેથી અધિક લાભ ન મળ્યો; કારણકે એક રેકર્ડ વધારેમાં વધારે છ સાત મિનિટ સુધી અવાજ પેદા કરી શકે અને એક ફિલ્મ ઓછામાં ઓછી ૧૫ મિનિટ સુધી ચાલે. આનું સમીકરણ કરવા માટે ફોનોગ્રાફની બે રેકર્ડ એક ફિલ્મ સાથે જોડવામાં આવી, અર્થાત્ એક રેકર્ડ પુરી થાય કે તરતજ બીજા મશીનની બીજી રેકર્ડ જોડવામાં આવતી. તેમાં દર્શકોને આંતરાની ખબર ન પડે તેની ખૂબ સાવચેતી રાખવામાં આવતી. આથી

કેટલેક અંશે સમાનકાલીનતા જરૂર આવી; છતાં વૈજ્ઞાનિકોને તેથી પુરો સંતોષ ન થયો. ધ્વનિની રૂકાવટ અને વિદ્યુતની રૂકાવટનો એક નવો આવિષ્કાર થયો. આ શોધની સહાયતાથી ધ્વનિને વિદ્યુત્-ધારામાં પરિવર્તન કરવામાં આવી. આથી ધ્વનિને પુનઃ ઉત્પન્ન કરી તેને દર્શકોની મ્હોટી સંખ્યા સુધી પહોંચાડવાને રેડીઓ તથા લાઉડ સ્પીકરની સહાયતા લેવામાં આવી. આંહિ સંક્ષેપમાં એટલું કહેવું બસ થશે કે સૌથી પ્રથમ મૂલ ધ્વનિને વિદ્યુત્ તરંગોમાં બદલાવી તે તરંગોને પ્રકાશના ઉતાર ચડાવમાં પરિવર્તિત કરવામાં આવે છે. પ્રકાશનો ઉતાર ચડાવ તે દસ્યની મૂક ફિલ્મની સાથે સાથે અંકિત થાય છે. સીનેમા હોલમાં એથી વિપરીત કાર્યવાહી કરવામાં આવે છે. લાઉડ-સ્પીકરમાં અવાજ ઉત્પન્ન કરવા માટે પ્રકાશના ઉતાર ચડાવને ફરી વિદ્યુત્ તરંગોમાં બદલાવવો પડે છે. ધ્વનિને વિજળીના તરંગોમાં બદલવાનું કામ આજકાલ સાધારણ થઈ રહ્યું છે. ટેલીફોન અને બ્રોડ-કાસ્ટિંગ આજ સિદ્ધાન્ત પર કામે લાગે છે.

માઈક્રોફોન ધ્વનિને વિદ્યુતતરંગના રૂપમાં બદલાવી દે છે. આ બધામાં ધ્વનિનો તરંગ એક પ્રકારની ઝીણી–પાતળી પતરી (Diaphragm) ઉપર આવીને ટોકરાય છે. તેથી પતરીમાં સહકંપન (Sympathetic Vibrations) પેદા થઈ જાય છે. પતરી ગતિ કરવા લાગી જાય છે. આ ગતિથી માઇક્રોફોનની સરકિટ (Circuit) માં વિદ્યુત્તરંગ પેદા થાય છે. આ તરંગનો આધાર પતરીની ગતિ ઉપર રહેલ છે. તેની તેજી અથવા સુસ્તીને અનુસાર તરંગ શક્તિશાળી અથવા કમજોર બને છે. ધ્વનિના સ્વરમાં પરિવર્તન થવાની સાથેજ તરંગમાં પરિવર્તન થતું જાય છે. પરિવર્તન-શીલ આ તરંગ થોડાંક અન્ય ઉપકરણોથી પ્રકાશના ઉતાર ચડાવમાં બદલી જાય છે. એના માટે કંઇ ઉપાયો પ્રચલિત છે. એક પદ્ધતિમાં વિદ્યુદ્ધારામાપક યંત્ર કામમાં આવે છે, એની સોયથી વિદ્યુદ્ધારાના

માપનો પત્તો લાગે છે. એ સોય ધારાનું માપ બતાવવા માટે ગતિ કરતી રહે છે. આ સોયને બદલે ન્હાનો સરખો કાચ–અરીસો લગાડવામાં આવે છે. તે અરીસો પણ ગતિ કરતો રહે છે. એની સહાયતાથી પ્રકાશનું કિરણ એક સ્લિટ (Slit) માં થઇને પસાર કરી શકાય છે. એ કિરણોનું પરિમાણ વિદ્યુતતરંગોની શક્તિ ઉપર આધાર રાખે છે.

આ સ્લિટની પાછળ એક સીનેમા ફિલ્મ ખેંચી રાખવામાં આવે છે, ત્યારે તેના ઉપર કિરણોના પ્રભાવથી ક્યાંક અંધારૂં અને અજવાળું થતું રહે છે. એમ ફિલ્મ ઉપર પ્રકાશ અને અંધારાના રૂપમાં ધ્વનિ અંકિત થાય છે. મૂલધ્વનિના સ્વરોમાં જેમ જેમ ઉતાર ચડાવ થતો જાય છે, તેમ તેમ તે ફિલ્મ ઉપર અંકિત થાય છે.

આ ફિલ્મની તપાસ કરવાથી માલમ પડે છે કે ધીમા અવાજ માટે બહુ અસ્પષ્ટ રેખાઓ અંકિત થએલી હોય છે અને તેજ અવાજ માટે તેની તેજ રેખાઓ. પૉઝીટીવ ફિલ્મમાં આથી ઉલટું હોય છે. અર્થાત્ તેજ અવાજ માટે અસ્પષ્ટ રેખાઓ અને ધીમા અવાજ માટે તેજ રેખાઓ આંકેલી હોય છે. આનું નામ ધારીદાર ફિલ્મ સાઉંડ ટ્રેક છે. આ ફિલ્મ ઉપર ધ્વનિની સાથે સાથે મૂક ચિત્ર પણ અંકિત થતાં જાય છે. ધ્વનિઆલેખન અને દૃશ્યઆલેખન, બન્ને એકજ કાલે સાથે સાથે થતાં જાય છે. આમ ધ્વનિ અને દૃશ્ય બન્ને એક કાલે પ્રગટ થાય છે એટલે પ્રેક્ષકોને જોવા તથા સાંભળવાનો લાભ એક કાલેજ મળે છે. અર્થાત્ જોવાની અને સાંભળવાની ક્રિયા એક સાથે શરૂ થાય છે અને સાથે સાથે જ પૂર્ણ થાય છે.

ધ્વનિચિત્રો જ્યારે દર્શકોની સમક્ષ ઉપસ્થિત કરવામાં આવે છે, ત્યારે તેની કાર્યવાહી ઉલટી કરવામાં આવે છે. વિક્ષેપક (projecting) મશીનદ્વારા એક પ્રકાશાવલી ફિલ્મના ધ્વનિમાર્ગ પર ફેંકવામાં આવે છે. ધ્વનિમાગ જેમ જેમ પ્રકાશમાં થઈને પસાર

થાય છે તેમ તેમ પોતા ઉપર ફેંકાયલા સ્થાયી પ્રકાશને રોકે છે. એવી રીતે પ્રકાશમાં પાછાં તેજકંપન ઉત્પન્ન થાય છે કે જેનાં ચિત્ર લેવામાં આવ્યાં હતાં. આ કંપન તે તે વખતે વિદ્યુતકક્ષામાં થઈને જાય છે, અને ફરી વિદ્યુતકંપનોમાં પરિવર્તિત થાય છે. આ વિદ્યુતકંપનને વિસ્તારવામાં આવે છે, અને વિદ્યુત્ તાર મારફત લાઉડ સ્પીકર સુધી પહોંચાડવામાં આવે છે; જ્યાંથી તે શબ્દ બનીને નિકળે છે.

ધ્વનિમાર્ગનાં ધ્વનિચિત્રોને વિદ્યુત્તરંગોમાં બદલાવવા માટે તથા લાઉડ સ્પીકરના સંચાલન માટે એક વિશેષ પ્રકારનું યંત્ર કામે લગાડવામાં આવે છે. એને ફોટો–ઈલેક્ટ્રિક સેલ (Photo Electric Cell) કહેવામાં આવે છે. ખરી રીતે ફોટો ઈલેક્ટ્રિક સેલ વિદ્યુદ્ધારા પ્રાપ્ત કરવાનું એક સાધન માત્ર છે. માનો કે એક સેલ છે તેનાથી સંબદ્ધ અભિવર્ધક અને લાઉડ સ્પીકર છે. સેલની સામે એક મ્હોટી ગોળાકાર પ્લેટ છે. એમાં સમાનાન્તર ન્હાના ન્હાના છેદ–છિદ્ર કરેલા છે. એ પ્રકાશ માટે બારીનું કામ કરે છે. એ પ્લેટની પાછળની બાજુએ એક વીજળીનો દીવો છે. એ દીવો છિદ્રો તથા સેલનાં પ્રવેશછિદ્રોની બરાબર સ્હામે રાખવામાં આવે છે. પ્લેટ ઘુમાવવામાં આવે છે. જ્યારે પ્લેટનાં છિદ્ર, દીવો તથા સેલનાં પ્રવેશછિદ્ર, ત્રણે એકજ સિધી રેખામાં આવે છે ત્યારે સેલની વિદ્યુદ્ધારામાં પરિવર્તન થઈ જાય છે અને તે પરિવર્તન લાઉડ સ્પીકરના શબ્દદ્વારા પ્રગટ થાય છે. પરંતુ જ્યારે દીવો અને સેલની વચમાં પ્લેટનો છિદ્ર વિનાનો ભાગ આવી જાય છે ત્યારે સેલની વિદ્યુદ્ધારામાં કાંઈ પરિવર્તન થતું નથી, તેથી લાઉડ સ્પીકર શાંત રહે છે. અગર પ્લેટને વેગથી ઘુમાવવામાં આવે તો શબ્દ ખૂબ જોરથી સંભળાય છે અને ધીમેથી ઘુમાવાય તો અવાજ પણ ધીમો સાંભળવામાં આવે. અગર પ્લેટ અને સેલની વચમાં કાર્ડબોર્ડનો એક ટુકડો રાખવામાં આવે તો અવાજ એકદમ બંધ થઈ જાય. સેલની અંદર જવાવાળી વિદ્યુદ્ધારાને

રોકી દેવાથી પણ એજ હાલત થાય છે. સેલદ્વારા શબ્દ ઉત્પન્ન કરાવવા સારૂ હાઈ વોલ્ટેજ (High Voltage) ની વિદ્યુદ્ધારા તથા પ્રકાશ એ બન્નેની આવશ્યકતા છે.

(ગંગા વિજ્ઞાનાંકઃ પ્રવાહ ૪, તરંગ ૧.
લેખક–શ્યામનારાયણ કપૂર બી. એસ. સી.)

## સમાલોચના.

ઉપરની પ્રક્રિયામાં પ્રકાશના કિરણની અને વિજળીની કેટલી શક્તિ છે અને તેનાથી કેવાં કેવાં અજાયબીભર્યાં કાર્યો થાય છે તે આપણે જોયું. જૈન દૃષ્ટિએ ધ્વનિ એ શબ્દ છે અને શબ્દ પુદ્દ-ગલરૂપ છે. પ્રકાશનું કિરણ પણ પુદ્દગલરૂપ છે. પૂરણ ગલન સ્વભાવ એ પુદ્દગલનું લક્ષણ છે. ધ્વનિનું વિદ્યુદ્ધારા રૂપે બનવું અને પ્રકાશના કિરણની સાથે મળી મૂક ચિત્રને બોલતું બનાવવું; પ્રકાશની મદદથી ધીમા અવાજને તેજ બનાવવો યા તેજ અવાજને સ્થૂલ રૂપ આપવું; ધ્વનિ અને પ્રકાશને ગતિમાં મુકાવું અને રેકર્ડ કે ફિલ્મ ઉપર રોકાવું–ગતિપ્રતિષંભ થવો: આ બધી પુદ્દગલની લીલા છે. પ્રકાશ યા વિજળીની શક્તિનું માહાત્મ્ય છે. આમાં ઈશ્વરનો જરા પણ હાથ નથી. ઈશ્વરનો હાથ હોત તો ઈશ્વર પોતાના ભક્તોને જ હાથે ફોનાગ્રાફ, લાઉડ સ્પીકર, ટેલીફોન, બ્રોડકાસ્ટ, વગેરે નવી નવી શોધો કરાવત; અથવાતો મનુષ્યોને ઉત્પન્ન કરવાની સાથે જ પોતાની આ શક્તિનો થોડે ઘણે અંશે પરિચય કરાવત. લાખો કરોડો વર્ષ સુધી જનતાને અજ્ઞાન રાખી ઈશ્વરને પણ ન માનનારા અભ-ક્તોને હાથે તેનો યશ કેમ અપાવ્યો? અપાવે શું? આ તો ભૌતિક શાક્ત છે. ઈશ્વરની પાસે તો આત્મિક શકિત છે, જે ભૌતિક શકિત કરતાં કંઇગુણી અધિક છે. એ શક્તિનું ફલ સંસાર કે કર્મના બંધ-નથી આત્માને મુક્ત કરવો યા પરમ આનંદના પદની પ્રાપ્તિ કરવી. તે ફળ ઈશ્વરના ભક્તોને મળ્યું છે અને મળશે. ભૌતિક શકિતનું પરિ-

ણામ ભોગવિલાસ અને બીજાનો સંહાર કરવામાં પણ આવે છે. વર્તમાન યુદ્ધમાં વાયુયાનમાં બેસી નિરપરાધી પ્રાણીઓ ઉપર બોંબ ફેંકવા કે ઝેરી ગૅસ ફેલાવી મનુષ્યોનો સંહાર કરવો એ ઉપયોગ ભૌતિક શકિતનો છે. ગમે તે હો પણ આપણે તો આંહિ એ સમજવાનું છે કે પ્રકાશ, વિજળી, વરાળ અને શબ્દ એ બધા જડ હોવા છતાં તેમાં કેટલી શકિત રહેલી છે. એવી અને એથી પણ અધિક શકિત જડભૂત કર્મપુદ્‌ગલમાં રહેલી છે. તે પુદ્‌ગલો ઇશ્વરી પ્રેરણા વિના પણ સ્વતઃસિદ્ધ અનેક પ્રકારની શક્તિ ધરાવે છે. એ કર્મપુદ્‌ગલો જીવાત્માથી ગૃહિત થયા પછી જીવાત્માને પોતાની વિવિધ શક્તિ બતાવે છે; જેમ કે જીવને સુગતિમાં કે દુર્ગતિમાં લઇ જવો, સુખી કે દુઃખી બનાવવો, રાજામાંથી રાંક અને રાંકમાંથી રાજા બનાવવો, સ્ત્રીમાંથી પુરૂષ અને પુરૂષમાંથી સ્ત્રી બનાવવી, નિર્ધનને ધનવાન્ અને ધનવાન્‌ને નિર્ધન બનાવવો, એ સર્વ કર્મપુદ્‌ગલની લીલા છે. એ ભૌતિક શકિતનું પરિણામ છે. એ લીલા આજકાલની નહિ પણ અનાદિ અનંત કાલથી ચાલી આવી છે અને ચાલશે. **सुज्ञेषु किं बहुना ?**

---

## જૈન જગત્-લોકવાદ.

---

### સૃષ્ટિ, પ્રલય અને સ્થિતિ.

**“ तत्तं ते ण वियाणंति ण विणासी कयाइवि ”**

**( सूय० १ । १ । ३ । ९ )**

નવમી ગાથાના ત્રીજા પદના વિવરણમાં ભિન્ન ભિન્ન ધર્મના પૂર્વપક્ષો અને દાર્શનિક ઉત્તર પક્ષના ઉહાપોહથી નિર્ણય એ નિકળે છે કે ‘**ण विणासी कयाइवि**’ ‘**न विनाशी कदाचिदपि**’

અર્થાત્ કોઈ પણ કાલે આ જગતનો સર્વથા વિનાશ થયો નથી, થતો નથી, અને થશે નહિ.

પિંગલ નિયંઠાએ ખંધક સંન્યાસીને પુછેલ પ્રશ્નો પૈકી પહેલા પ્રશ્નનો ખુલાસો કરતાં મહાવીર સ્વામી કહે છે કે—

**"कालओ णं लोए ण कयावि न आसी, न कयावि न भवति, न कयावि न भविस्सति, भविंसु य भवति य भविस्सइ य धुवे णियए सासते अक्खए अव्वए अवट्ठिए णिच्चे णत्थि पुण से अन्ते ॥ (भग० २ । १ । सू० ९१)**

અર્થ—અહો ખંધકજી! કાલ આશ્રી આ લોક ભૂતકાલમાં કોઈ વખતે ન હતો એમ નથી. વર્તમાનમાં મોજુદ નથી એમ પણ નથી. ભવિષ્યમાં કોઈ કાળે નહિ હોય એમ પણ નથી. ભૂતકાલમાં હતો, વર્તમાનમાં છે અને ભવિષ્યમાં હશે. લોક ધ્રુવ છે, નિયત–એક સ્વરૂપ છે, શાશ્વત–પ્રતિક્ષણ વર્તમાન છે, અક્ષય–અવિનાશી છે, અવ્યય–વ્યય–હાનિરહિત છે. અવસ્થિત–પર્યાય અનંત હોવાથી કોઇ ને કોઇ પર્યાયમાં વિદ્યમાન છે. નિત્ય છે–કાલની અપેક્ષાએ તેનો અંત આવતો નથી.

## લોકનું સ્વરૂપ.

**धृतः कृतो न केनापि, स्वयं सिद्धो निराश्रयः ।**
**निरालम्बः शाश्वतश्च, विहायसि परं स्थितः ॥**
**उत्पत्तिविलयध्रौव्य–गुणषड्द्रव्यपूरितः ।**
**मौलिस्थसिद्धमुदितो, नृत्यायेवाततक्रमः ॥**

**(लो० प्र० १२–६७)**

અર્થ—આ લોક કોઈથી ધારણ કરાયેલ નથી તેમ કોઈએ બનાવેલ નથી. પોતાના સ્વરૂપથીજ સિદ્ધ છે. એને ઠેરવા માટે કોઈ મૂર્ત આશ્રયની જરૂર નથી તેમ આલંબનની પણ જરૂર નથી. તે શાશ્વત છે. આકાશમાં અવગાહીને રહેલ છે. ઉત્પત્તિ, વિનાશ અને ધ્રૌવ્ય

છે ગુણ જેનો એવા ધર્માસ્તિકાયાદિ છ દ્રવ્યોથી પૂરેલ-ભરેલ છે, અર્થાત્ છ દ્રવ્યના સમુદાય રૂપ છે. લોકને એક પુરૂષરૂપે કલ્પીએ તો મુગટને સ્થાને રહેલ સિદ્ધ ભગવાનના આનંદથી આનંદિત થયેલ નૃત્યને માટે જાણે પગ પસારેલ હોયની તેમ નાચતા પુરૂષને આકારે આ લોક છે. **तदुक्तम्–**

**किमयं भंते लोपत्ति पवुच्चइ गोयमा! पंचत्थिकाया एस णं एवतिए लोएत्ति पवुच्चइ। तंजहा–धम्मत्थिकाए अहम्मत्थिकाए जाव पोग्गलत्थिकाए।**

**(भग० १३। ४ सू० ४८१)**

અર્થ—ગૌતમસ્વામી મહાવીર પ્રભુને પુછે છે કે હે ભંતે! આ લોક એ શું વસ્તુ કહેવાય છે? મહા૦—ગૌતમ! ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય, એ પાંચ અસ્તિકાયનો સમૂહ—એજ લોક કહેવાય છે.

## અસ્તિકાયનું સ્વરૂપ.

અસ્તિ એટલે પ્રદેશો, કાય એટલે સમૂહ; પરસ્પર સંમિલિત પ્રદેશોનો સમૂહ તે અસ્તિકાય. પરસ્પર સંમિલિત પ્રદેશવાળા પાંચ પદાર્થ છે: ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય. એ પાંચે પદાર્થોનું સ્પષ્ટીકરણ નીચે પ્રમાણે છે

[ શ્રી ગૌતમ મહાવીર પ્રશ્નોત્તર ]

ગૌતમ—હે પ્રભો! ધર્માસ્તિકાય જીવોની કઈ કઈ પ્રવૃત્તિમાં હેતુ બને છે?

શ્રીમહાવીર—હે ગૌતમ! જીવોનું આવવું, જવું, બોલવું, આંખને પલકારો મારવો, મનનો વ્યાપાર, વચનનો વ્યાપાર અને કાયાનો વ્યાપાર, ઇત્યાદિ—પ્રકારના જે જે ચલિત ભાવો છે તે બધા ધર્માસ્તિકાયનું નિમિત્ત પામીને પ્રવર્તે છે, કેમકે ધર્માસ્તિકાયનું લક્ષણ ગતિ છે. ગતિવાળા પદાર્થો બે છે, જીવ અને પુદ્ગલ. એ બેની ગતિક્રિયામાં સહાયતા આપનાર ધર્માસ્તિકાય નામનું દ્રવ્ય છે.

ગૌતમ—ભંતે ! અધર્માસ્તિકાય જીવોની કઈ કઈ પ્રવૃત્તિમાં હેતુ બને છે ?

શ્રીમહાવીર—ગૌતમ ! જીવોનું ઉભા રહેવું, બેસવું, લેટવું, સુવું, મનને એકાગ્ર કરવું ઇત્યાદિ પ્રકારના જે સ્થિર ભાવો છે તે બધા અધર્માસ્તિકાયના નિમિત્તથી સ્થિર બને છે, કેમકે સ્થિતિ લક્ષણ અધર્માસ્તિકાયનું છે. અર્થાત્ પદાર્થોને સ્થિર કરવામાં સહાયતા આપનાર અધર્માસ્તિકાય છે.

ગોતમ—ભંતે ! આકાશાસ્તિકાય જીવોની કે અજીવોની કઈ કઈ પ્રવૃત્તિમાં નિમિત્ત બને છે ?

શ્રીમહાવીર—ગૌતમ ! આકાશાસ્તિકાય જીવ દ્રવ્ય અને અજીવ દ્રવ્યનો વાસણની માફક આધાર બને છે, બધી વસ્તુઓને રહેવા માટે કે ઠેરવા માટે અવકાશ આપે છે. એક દ્રવ્ય હોય ત્યાં બીજા દ્રવ્યને પણ અવકાશ આપી ઠેરાવે છે. જ્યાં એક દ્રવ્ય માય ત્યાં સો, હજાર, લાખ, કરોડ કે હજારો કરોડ વસ્તુઓ પણ માઈ જાય છે. રબરની થેલી માફક ઘણી વસ્તુઓને સમાવી દે છે, કેમકે અવગાહના—અવકાશ આપવો એ આકાશાસ્તિકાયનું લક્ષણ છે.

ગૌતમ—ભંતે ! જીવાસ્તિકાય જીવોની કઈ કઈ પ્રવૃત્તિમાં હેતુ બને છે ?

શ્રીમહા૦—ગૌતમ ! જીવાસ્તિકાય જીવને અનંત મતિજ્ઞાનના પર્યવો, અનંત શ્રુતજ્ઞાનના પર્યવો, અનંત અવધિજ્ઞાનના પર્યવો, અનંત મનઃપર્યવજ્ઞાનના પર્યવો અને અનંત કેવલજ્ઞાનના પર્યવોનો ઉપયોગ લગાડવામાં નિમિત્ત બને છે કેમકે ઉપયોગ લગાડવો એ જીવનું લક્ષણ છે.

ગૌતમ—ભંતે ! પુદ્ગલાસ્તિકાય જીવોની કઈ કઈ પ્રવૃત્તિમાં કારણ બને છે.

શ્રીમહા૦—ગૌતમ ! પુદ્ગલાસ્તિકાય જીવોને ઉદારિક આદિ

પાંચ શરીર, શ્રોત્રેન્દ્રિય આદિ પાંચ ઈંદ્રિયો, મનયોગ, વચનયોગ, કાયયોગ, શ્વાસોચ્છ્વાસ આદિ માટે જોઈતા પુદ્દગલોને ગ્રહણ કરવામાં નિમિત્ત બને છે. અર્થાત્ ઉકત પુદ્દગલો જીવથી ગ્રાહ્ય બને છે. ગ્રાહ્ય બનવું એ પુદ્દગલનું લક્ષણ છે. (भग० १३-४ । सू० ४८१)

## અસ્તિકાયના ભેદો અને તેનું વિશેષ સ્વરૂપ.

ગૌતમ—ભંતે ! ધર્માસ્તિકાયમાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ કેટલા છે?

શ્રી મહા૦—ગૌતમ ! ધર્માસ્તિકાય વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ-રહિત પદાર્થ છે. તે અરૂપી અજીવ છે, શાશ્વત છે, હમેશાં અવસ્થિત છે, લોકનાં છ દ્રવ્યમાંનું એક દ્રવ્ય છે. સંક્ષેપથી તેના પાંચ પ્રકાર છે. (૧) દ્રવ્યથી ધર્મા૦ (૨) ક્ષેત્રથી ધર્મા૦ (૩) કાલથી ધર્મા૦ (૪) ભાવથી ધર્મા૦ અને (૫) ગુણથી ધર્માસ્તિકાય. દ્રવ્ય આશ્રી ધર્માસ્તિ-કાયનું સ્વરૂપ ચિંતવીએ તો ધર્માસ્તિકાય નામનું એક દ્રવ્ય છે. ક્ષેત્રથી ......સમસ્ત લોકમાં ધર્માસ્તિકાય વ્યાપ્ત છે એટલે લોકપ્રમાણથી પરિમિત છે. કાલથી અનાદિ અનંત છે: ભૂતકાલમાં હતો, વર્તમાન માં છે અને ભવિષ્યમાં હશે. નથી કદિ ઉત્પન્ન થયો અને ન કદાપિ વિનાશ પામશે. ધ્રુવ અને નિત્ય છે. ભાવથી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ વિનાનો છે. ગુણથી ગતિ કરવામાં સહાયતા દેવાના ગુણવાળો છે.

ગૌતમ—ભંતે ! અધર્માસ્તિકાયમાં કેટલા વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ છે?

શ્રી મહા૦—ગૌતમ ! ધર્માસ્તિકાયની પેઠેજ અધર્માસ્તિકાયનું વિવ-રણ કરવું. ફેર માત્ર એટલોજ કે ગુણથી અધર્માસ્તિકાય પદાર્થોની સ્થિતિમાં સહાયતા આપવાના ગુણવાળો છે.

ગૌતમ—ભંતે ! આકાશાસ્તિકાયમાં વર્ણાદિ કેટલા ?

શ્રીમહા૦—ગૌતમ ! આકાશાસ્તિકાય ધર્માસ્તિકાયની માફક સમ-જવો. ફેર માત્ર એટલો છે કે ક્ષેત્ર આશ્રી આકાશાસ્તિકાય લોક માત્ર

નહિ પણ લોક અલોક--બન્નેમાં વ્યાપક છે. ગુણથી વસ્તુઓને અવકાશ આપવાના ગુણવાળો છે. આ બે વિશેષતા છે.

ગૌતમ—ભંતે! જીવાસ્તિકાયમાં વર્ણાદિ કેટલા છે?

શ્રીમહા૦—ગૌતમ! જીવાસ્તિકાય વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ વિનાનો છે. દ્રવ્યથી જીવાસ્તિકાયમાં અનંત જીવ દ્રવ્ય છે. ક્ષેત્રથી સમસ્ત લોકવ્યાપક, કાલથી અનાદિ અનંત ધ્રુવ શાશ્વત, ભાવથી વર્ણાદિ રહિત અરૂપી અમૂર્ત અને ગુણથી ઉપયોગ—ચૈતન્ય ગુણવાળો છે.

ગૌતમ—ભંતે! પુદ્ગલાસ્તિકાયમાં કેટલા વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ છે?

શ્રીમહા૦—ગૌતમ! પુદ્ગલાસ્તિકાયમાં પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ અને આઠ સ્પર્શ છે. રૂપી અજીવ છે. શાશ્વત અને અવસ્થિત છે. લોકના છ દ્રવ્યોનું એક દ્રવ્ય છે. સંક્ષેપથી તેના પાંચ ભેદ—દ્રવ્યથી, ક્ષેત્રથી, કાલથી, ભાવથી અને ગુણથી. દ્રવ્યઆશ્રી પુદ્ગલાસ્તિકાયમાં અનંત દ્રવ્ય છે. ક્ષેત્રથી સમસ્ત લોકમાં વ્યાપ્ત છે. કાલથી અનાદિ અનંત ધ્રુવ નિત્ય શાશ્વત છે. ભાવઆશ્રી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ સહિત મૂર્ત છે. ગુણથી જીવથી શરીરાદિ રૂપે ગ્રાહ્ય વા ભોગ્ય છે. **( ભગ૦ ૨–૧૦ । સૂ૦ ૧૧૮ )**

## છઠ્ઠું કાલદ્રવ્ય.

યદ્યપિ અસ્તિકાય દ્રવ્યની સંખ્યા પાંચનીજ બતાવી છે, તથાપિ લોકપ્રકાશના બારમા સર્ગના ૬૭ મા શ્લોકમાં **"षड्द्रव्यपूरितः"** એ વાક્યથી દ્રવ્યની સંખ્યા છની દર્શાવી છે. તેના સમર્થનમાં ઉપાધ્યાયશ્રી વિનયવિજયજી કહે છે કે—

**कालः षष्ठं पृथग्द्रव्य–मागमेपि निरूपितम् ।**
**कालाभावे च तानि स्युः, सिद्धान्तोक्तानि षट् कथम् ॥**
**( लो० प्र० स० २८–५५ )**

અર્થ—આગમમાં પણ કાલ નામનું છઠ્ઠું દ્રવ્ય જણાવ્યું છે. જો કાલને છઠ્ઠું દ્રવ્ય ન માનીએ તો સિદ્ધાન્તમાં કહેલ છ દ્રવ્ય શી

રીતે પૂર્ણ થાય? **तथा चागमः "कइणं भंते! दव्वा? गोयमा छ दव्वा प० तं० धम्मत्थिकाए, अधम्मत्थिकाए, आगासत्थिकाए, जीवत्थिकाए, पुग्गलत्थिकाए, अद्धासमए य"**

કાલનું મુખ્ય લક્ષણ વતના છે. કાલ સર્વ પદાર્થો ઉપર વર્તે છે. દરેક દ્રવ્યમાં સમયે સમયે જે ઉત્પાદ અને વ્યય થાય છે તેનું નિમિત્ત કારણ કાલ છે. નવાનાં જુનાં અને જુનાનાં નવાં કાલથી થાય છે. ઋતુમાં પરિવર્તન કરનાર કાલ છે. **तदुक्तम्—**

**द्रव्यस्य परमाण्वादे-र्या तद्रूपतया स्थितिः।**
**नव जीर्णतया वा सा, वर्तना परिकीर्तिता॥**

**(लो० प्र० स० २८-५८)**

અર્થ—પરમાણુ આદિ દ્રવ્યની પરમાણુ આદિરૂપે સ્થિતિ અથવા નવીન પદાર્થને જીર્ણ બનાવવો અને જીર્ણને નવીન બનાવવો તે વર્ત્તના કહેલ છે. તે વર્ત્તના કાલનો ગુણ છે, એટલે કાલાશ્રિત છે.

## કાલનું સ્વરૂપ અને પ્રકારો.

કાલ દ્રવ્ય, વર્ણ, ગંધ, રસ અને સ્પર્શથી રહિત છે. અરૂપી અમૂર્ત દ્રવ્ય છે. સંક્ષેપથી તેના પાંચ પ્રકાર છેઃ દ્રવ્યથી, ક્ષેત્રથી, કાલથી, ભાવથી અને ગુણથી. દ્રવ્યથી કાલ નામે એક દ્રવ્ય છે. ક્ષેત્રથી વ્યવહારકાલ અઢી દ્વીપ પ્રમાણે અને વર્તનાલક્ષણ નિશ્ચય કાલ લોકવ્યાપી છે. કાલથી અનાદિ અનંત-ધ્રુવ શાશ્વત દ્રવ્ય છે. ભાવથી અરૂપી, અમૂર્ત. ગુણથી વર્તના-પરિવર્તન ગુણવાળો છે.

## કાલ અસ્તિકાય કેમ નહિ?

**धर्माधर्माभ्रजीवाख्याः, पुद्गलेन समन्विताः।**
**पञ्चामी अस्तिकायाः स्युः, प्रदेशप्रकरात्मकाः॥**
**अनागतस्यानुत्पत्ते-रुत्पन्नस्य च नाशतः।**
**प्रदेशप्रचयाभावात्, काले नैवास्तिकायता॥**

**(लो० प्र० स० २। १२-१३)**

અર્થ—ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવા-
ય અને પુદ્‌ગલાસ્તિકાય એ પાંચ અસ્તિકાય એટલા માટે છે
પ્રદેશ (નિર્વિભાજ્ય અંશ) સમૂહ રૂપ છે. કાલમાં અસ્તિકાયતા
કારણકે અનાગત કાલની–ભવિષ્યકાલની ઉત્પત્તિ થઈ નથી
ઉત્પન્ન થયેલ ભૂતકાલનો નાશ થઈ ગયો. એટલે ક્ષણ ક્ષણનો
થઈ શકતો નથી. પ્રદેશ સમૂહના અભાવથી કાલ અસ્તિકાય
થી એ તાત્પર્ય છે.

**विना जीवेन पञ्चामी, अजीवाः कथिताः श्रुते ।**
**पुद्गलेन विना चामी, जिनैरुक्ता अरूपिणः ॥**
**( लो० प्र० स० २ । १४ )**

અર્થ—જીવ વિના બાકીનાં પાંચ દ્રવ્ય શાસ્ત્રમાં અજીવ કહ્યાં છે.
પુદ્‌ગલ વિના બાકીનાં પાંચ દ્રવ્ય અરૂપી દર્શાવ્યાં છે.

## દ્રવ્યલક્ષણ.

ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યયુક્ત જે સત્ તે દ્રવ્ય. **तदुक्तम्–**
**उत्पादव्ययध्रौव्ययुक्तं सत् ॥ ( त० सू० अ० ५–२९ )**

**અર્થ**—ઉત્પત્તિ, વિનાશ અને સ્થિરતાયુક્ત જે સત્–**સદ્‌ભૂત**
તે દ્રવ્ય કહેવાય છે. ઘટપટાદિકમાં એક નવા પર્યાયની ઉત્પત્તિ
છે, બીજા જુના પર્યાયનો નાશ થાય છે અને માટી કે તંતુ
અંશની સ્થિરતા છે અને તે સત્પદાર્થ છે, માટે લક્ષણસમન્વય
જાય છે. સસલાના શીંગડા કે આકાશકુસુમાદિક અસદ્‌ભૂત છે;
સત્પણું નથી માટે તેમાં લક્ષણસમન્વય થતો નથી, એટલે
માં અતિવ્યાપ્તિ આવતી નથી. દ્રવ્ય માત્ર ગુણપર્યાયાત્મક છે.
ની અપેક્ષાએ ઉત્પત્તિ વિનાશ અને દ્રવ્યની અપેક્ષાએ ધ્રૌવ્ય
છે. પદાર્થ માત્રમાં લક્ષણનો સદ્‌ભાવ હોવાથી અવ્યાપ્તિ દોષ
નથી. અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ અને અસંભવ એ ત્રણ દોષથી રહિત
થી ઉક્ત લક્ષણ સલ્લક્ષણ છે. ઉત્પત્તિ અને વિનાશ જ્યાં હોય

ત્યાં ધ્રૌવ્ય શી રીતે રહી શકે, કેમકે પરસ્પર વિરૂદ્ધ છે, એ શંકા કરવાની નથી. પરસ્પર વિરૂદ્ધ ધર્મો પણ અપેક્ષાભેદથી રહી શકે છે. જેમ પિતૃત્વ અને પુત્રત્વ એ બે પરસ્પર વિરૂદ્ધ ધર્મો એક પુરૂષમાં રહી જાય છે. પોતાના પુત્રની અપેક્ષાએ તે પિતા છે અને પોતાના પિતાની અપેક્ષાએ તે પુત્ર છે. કોઇ પણ દ્રવ્ય પર્યાય વિનાનું નથી અને કોઇ પણ પર્યાય દ્રવ્ય વિનાનો નથી. પર્યાયનો આધાર દ્રવ્ય છે અને દ્રવ્યનો આશ્રિત પર્યાય છે. ખરી રીતે તો દ્રવ્ય અને પર્યાયનો તાદાત્મ્યભાવ છે. **गुणपर्यायात्मकं द्रव्यम्.** દ્રવ્યનો સહચારી ગુણ છે અને સમભાવી પર્યાય છે. ગુણ સ્થિર અંશ છે, ધ્રુવ સ્વરૂપ છે અને પર્યાય ચલ અર્થાત્ ઉત્પત્તિવિનાશશાલી છે. દરેક દ્રવ્યનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ એ ચાર અંગ છે. સ્કંધક સંન્યાસી સન્મુખ મહાવીર પ્રભુએ લોકનું સ્વરૂપ પણ ચાર પ્રકારે બતાવ્યું, તે આ પ્રમાણે:

**एवं खलु मए खंदया ! चउव्विहे लोए पण्णत्ते तंजहा दव्वओ खेत्तओ कालओ भावओ...........भावओ णं लोए अणंता वण्णपज्जवा गंध० रस० फासपज्जवा अणंता संठाणपज्जवा अणंता गुरुलहुयपज्जवा अणंता अगुरुलहुयपज्जवा ॥**

**( भग० २–१ । सू०९१ )**

અર્થ—શ્રીમહાવીર પ્રભુ કહે છે–હે ખંધક ! આ લોક મેં ચાર પ્રકારે જણાવ્યો છે. દ્રવ્યઆશ્રી દ્રવ્યલોક, ક્ષેત્રઆશ્રી ક્ષેત્રલોક, કાલઆશ્રી કાલલોક અને ભાવઆશ્રી ભાવલોક......ભાવઆશ્રી લોકમાં અનંતા વર્ણપર્યવ, અનંતા ગંધપર્યવ, અનંતા રસપર્યવ, અનંતા સ્પર્શપર્યવ, અનંતા સંઠાણપર્યવ, અનંતા ગુરૂલઘુપર્યવ અને અનંતા અગુરૂલઘુપર્યવ છે. લોકમાં રૂપી દ્રવ્ય માત્ર પુદ્દગલ છે તેની અપેક્ષાએ તો વર્ણ, ગંધ, રસ, ફરસ, અને ગુરૂલઘુ પર્યવ છે. ધર્માસ્તિકાયાદિ પાંચ દ્રવ્ય અરૂપી છે. તે આશ્રી અને પરમાણુથી અસંખ્યાત પ્રદેશ સ્કંધ આશ્રી અગુરૂલઘુ પર્યવ છે. અગુરૂલઘુ

ગુણ પરિવર્તનશીલ છે. કાલના નિમિત્તથી સમયેસમયે પોતે પરિવર્તન પામે છે અને ધર્માસ્તિકાયાદિક અરૂપી અને નિત્યદ્રવ્યોમાં પણ સમયે સમયે પર્યાયોને ઉત્પન્ન કરે છે અને નષ્ટ કરે છે. અર્થાત્ પહેલા પર્યાયનો વિગમ કરે છે અને નવા પર્યાયને ઉત્પન્ન કરે છે. એથી ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ ત્રણ નિષ્ક્રિય દ્રવ્યોમાં પણ પ્રતિક્ષણ ઉત્પાદ વિનાશ થયા કરે છે. પાણીનો સ્થિર સ્વભાવ છતાં પવનના યોગથી સમુદ્રમાં જેમ તરંગો ઉત્પન્ન થાય છે અને લય પામે છે તેવી રીતે ઉક્ત નિત્ય દ્રવ્યોમાં કાલના નિમિત્તથી અગુરૂ ગુણને લઈને પર્યાયો ઉત્પન્ન થાય છે અને લય પામે છે. છતાં સમુદ્રના જલની માફક દ્રવ્યઅંશ તો ધ્રુવ–નિશ્ચલ અને સ્થિર છે. આ પર્યાયો બે પ્રકારના છેઃ સ્વાભાવિક અને વૈભાવિક. ધર્મ, અધર્મ, આકાશ, પરમાણુ, કાલ અને સિદ્ધ ભગવાન્‌માં સ્વાભાવિક અગુરૂ લઘુ પર્યાય છે, જ્યારે અનંતપ્રદેશી પુદ્ગલ, કર્મસહિત જીવમાં વૈભાવિક પર્યાય છે. સ્વાભાવિક શુદ્ધ છે અને વૈભાવિક અશુદ્ધ છે. તે પર્યાયો વળી બે પ્રકારના છેઃ સ્વનિમિત્તક અને પરનિમિત્તક. ધર્માસ્તિકાયમાં અગુરૂલઘુ ગુણ નિમિત્તક જે પરિવર્તન થાય છે તે સ્વનિમિત્તક અને ગતિગુણવાળા જીવ તથા પુદ્ગલના યોગથી ગમન સહાયતાદાનથી જે પયાર્યો ઉત્પન્ન થાય છે તે પરનિમિત્તક પર્યાય છે. એવી રીતે અધર્માસ્તિકાયાદિકમાં પણ સમજવું. આવી રીતે પર્યાયોના ઉત્પાદવિનાશથી દ્રવ્ય લક્ષણની ઉપપત્તિ થાય છે, અને અર્થક્રિયાકારિત્વરૂપે પદાર્થપણું ઉત્પન્ન થાય છે. અન્યથા આકાશકુસુમની પેઠે અસત્પણું થઈ જશે.

## ધર્માસ્તિકાયાદિ અને લોકાકાશ.

ઉક્ત છ દ્રવ્યમાં પાંચ દ્રવ્ય તો આધેય છે અને દ્રવ્ય આકાશ આધારભૂત છે. આધેય દ્રવ્ય લોકપરિમિત છે જ્યારે આધાર (આકાશ) દ્રવ્ય અપરિમિત, અપરિચ્છિન્ન, સર્વવ્યાપક છે. આધારભૂત આકાશ

દ્રવ્યમાંથી પાંચ આધેય દ્રવ્ય કાઢી લઈએ તો કેવળ આકાશે રહી જશે અને તે આકાશમાં લોક કે અલોકનો ભેદ ન વેદાંતીઓના પરમ બ્રહ્મની પેઠે કેવળ એકલું આકાશ : અપરિમિત, નિરવધિ, નિઃસીમ રહેશે. પરમબ્રહ્મને માયાની લાગવાથી જેમ પરમબ્રહ્મ માયાસહિત અને માયારહિત એમ થાય છે તેમ પરમ આકાશની વચ્ચે ધર્માસ્તિકાયાદિ પાં હમેશાં અવસ્થિત રહેવાથી આકાશના એ ભાગ લોકાકાશ અને કાકાશ અનાદિકાળથી શાશ્વત સિદ્ધ છે. વેદાંતીઓની મ બ્રહ્મમાં લય પામે છે અને પ્રગટ થાય છે, તેમ પાંચ દ્રવ્ય અ લય પામતા નથી કિન્તુ હમેશાં છે, છે અને છે. પાંચ દ્ર આકાશ તે લોકાકાશ અને પાંચ દ્રવ્યરહિત કેવલ આ અલોકાકાશ. **तदुक्तम्**–

**" धम्मत्थिकाए णं भंते के महालए पण्णत्ते ? गो लोए लोयमेत्ते लोयप्पमाणे लोयफुडे लोयं चेव फुसि चिट्ठइ एवं अहम्मत्थिकाए, लोयागासे, जीवत्थिकाए, एक्काभिलावा ॥ (भग० २–१० । सू०**

અર્થ—ગૌતમ–ભંતે ! ધર્માસ્તિકાય નામનું દ્રવ્ય કેટલું મ્હે શ્રીમહા૦—ગૌતમ ! ધર્માસ્તિકાય લોકમાં વર્તે છે, લોકપરિ લોકના જેટલા અસંખ્યાત પ્રદેશ છે, તેટલાજ અસંખ્યાત ધર્માસ્તિકાયના પણ છે. લોક પોતાના સર્વ પ્રદેશોએ કરી સ્તિકાયના સર્વ પ્રદેશોને ફરસે છે અને ધર્માસ્તિકાય પણ સર્વ પ્રદેશોને ફરસીને રહે છે. એવીજ રીતે અધર્મા લોકાકાશ, જીવાસ્તિકાય અને પુદ્‌ગલાસ્તિકાય, એ પાંચેનો આલાવો સમજવો. અર્થાત્–છએ દ્રવ્ય લોકપરિમિત હોવાથી લે જેટલાં મ્હોટાં છે.

# લોકાકાશની મ્હોટાઈ.

[ પ્રશ્નોત્તર ]

ગોતમ—ભંતે ! આ લોક કેટલો મ્હોટો છે ?

શ્રીમહા૦—ગૌતમ ! (લોકની મ્હોટાઈ એક કલ્પિત દૃષ્ટાંતથી સમજાવું છું). માનો કે મ્હોટી ઋદ્ધિવાળા છ દેવતા જંબૂદ્વીપના મેરૂ પર્વતની ચૂલિકાને વીંટીને ઉભા છે. નીચે ચાર દિશાકુમારિકાઓ હાથમાં બલિપિંડ લઈને જંબૂદ્વીપની ચારે દિશાઓમાં બહિર્મુખી રહીને એકી સાથે ચારે દિશામાં બલિપિંડ ફેંકે. એજ વખતે છ માંનો એક દેવ ચૂલિકા ઉપરથી દેવતાની શીઘ્ર ગતિએ દોડે; બલિપિંડ જમીન ઉપર પડે તે પહેલાં તો તે દેવતા ચાર દિશાના ચારે પિંડા હાથમાં લઈ લે. એટલી શીઘ્ર ગતિ દેવતાની છે. એવી શીઘ્ર ગતિએ છએ દેવતા છ દિશામાં લોકનો અંત લેવાને ઉપડયા. એક દક્ષિણ દિશામાં, એક ઉત્તર, એક પૂર્વ, એક પશ્ચિમ, એક ઉપર અને એક નીચી દિશામાં એક વેળાએ ચાલતા થયા. એ સમય દરમ્યાન એક શાહુકારને ઘેર હજાર વરસની ઉમરવાળો એક પુત્ર પેદા થયો. કેટલાંએક વરસ પછી તેનાં માબાપ ગુજરી ગયાં. પુત્ર મ્હોટો થયો, પરણ્યો, તેના પુત્રો થયા, પોતે બુઢ્ઢો થયો અને આયુષ્ય પૂર્ણ થતાં પરલોકવાસી થયો.

ગૌતમ—ભંતે ! હજાર વરસે તે છ દેવતાઓ કે જે નિરંતર શીઘ્ર ગતિએ ચાલ્યા જાય છે તે લોકને છેડે પહોંચ્યા ?

શ્રીમહા૦—ગૌતમ ! હજી નથી પહોંચ્યા. ત્યારપછી તેના દીકરા, તેના દીકરા એમ સાત પેઢી નીકળી ગઈ. તેનાં નામગોત્ર પણ ભુલાઈ ગયાં, ત્યાંસુધી તે છ દેવો છએ દિશામાં ચાલ્યા ગયા છતાં લોકને છેડે ન પહોંચ્યા.

**ગૌતમ—तेसिणं भंते ! देवाणं किं गए बहुए, अगए बहुए ? गोयमा ! गए बहुए नो अगए बहुए । गयाओसे अगए असंखे-**

**ज्जइभागे । अगयाओ से गए असंखेज्जगुणे । लोए णं गोयमा ए महालए पन्नत्ते ॥**

અર્થ—ભંતે! એ દરમ્યાન છ દેવો લોકનો વધારે ભાગ ગયા અને થોડો ભાગ બાકી રહ્યો? ઉત્તર—હે ગૌતમ! હા. તે ગયા બહુ અને બાકી રહ્યો થોડો ભાગ. જેટલો પંથ કાપ્યો તેના અસંખ્યાતમો ભાગ બાકી રહ્યો અથવા જેટલો ભાગ બાકી રહ્યો તેથી અસંખ્યાતગુણો ભાગ ગયા: એવડો મ્હોટો લોક છે.

**( भग० ११-१० । सू० ४२१ )**

## અલોકની મ્હોટાઈ.

ગૌતમ—ભંતે! અલોક કેટલો મ્હોટો છે?

શ્રીમહા૦—ગૌતમ! પિસતાલીશ લાખ જોજનનો લાંબો પહોળો માનુષોત્તર પર્વત અઢી દ્વીપને ફરતો છે. તેના ઉપર દશ દેવતા મ્હોટી ઋદ્ધિવાળા સમાનાંતરે દશ ઠેકાણે ઉભા છે. નીચે આઠ દિશાકુમારિકા આઠ બલિપિંડ લઈ માનુષોત્તર પર્વતની ચાર દિશા અને ચાર વિદિશામાં એકી સાથે ફેંકે. દશ દેવતાઓમાંનો એક દેવ ફરતું ચક્ર મારી જમીન પર પડયા પહેલાં આઠે બલિપિંડને અદ્ધર પકડી લે એટલી શીઘ્ર ગતિવાળા દશે દેવો એકી સાથે ઉપડયા. ચાર દિશામાં, ચાર વિદિશામાં, એક ઉપર અને એક નીચે ચાલ્યો. દશે સરખા વેગથી અલોકનો અંત લેવાને દોડયા જાય છે. તે દરમ્યાન લાખ વરસની ઉમરવાળું એક બાળક પેદા થયું. પૂર્વવત્ તેની સાત પેઢીઓ થઈ ગઈ. નામગોત્ર ભુલાઈ ગયાં.

ગૌતમ—ભંતે! તે વખતે દશ દેવોએ કેટલો પંથ કાપ્યો? શું અલોકનો છેડો લીધો? **'तेसिणं देवाणं किं गए बहुए, अगए बहुए?'** તે દેવતાઓ ગયા વધારે કે બાકી રહ્યું વધારે?

શ્રીમહા૦—ગૌતમ! ગયા વધારે નહિ પણ બાકી રહ્યું વધારે. જેટલો ભાગ ગયા તેનો અનંતગુણો ભાગ બાકી રહ્યો. જેટલો ભાગ

બાકી રહ્યો તેનો અનંતમો ભાગ ગયા. એટલો અલોક મ્હોટો છે. અર્થાત્ લોકની તો છએ દિશામાં સીમા છે, જ્યારે અલોકની તો સીમાજ નથી. (ભગ૦ ૧૧-૧૦। સૂ૦ ૪૨૧)

## લોકની મહત્તા અને જીવોનું ગમનાગમન.

લોકની મહત્તા એક પ્રકારે તો દૃષ્ટાંતથી દર્શાવી છે. બીજો પ્રકાર નીચે દર્શાવવામાં આવે છે.

[ પ્રશ્નોત્તર ]

ગૌતમ—ભંતે! લોક કેવડો મ્હોટો છે?

શ્રીમહા૦—ગૌતમ! અસંખ્યાત કોડાકોડી જોજન પૂર્વ દિશામાં, અ૦કો૦ જોજન પશ્ચિમ દિશામાં, અ૦કો૦ જોજન દક્ષિણ દિશામાં, અ૦કો૦ જોજન ઉત્તર દિશામાં, અ૦કો૦ જોજન ઉર્ધ્વદિશામાં અને અ૦કો૦ જોજન અધોદિશામાં લાંબો અને પહોળો છે.

ગૌતમ—ભંતે! એવડા મ્હોટા લોકમાં એક પરમાણુ માત્ર એવી જગ્યા છે કે જ્યાં આ જીવે જન્મ કે મરણ ન કર્યાં હોય?

શ્રીમહા૦—ગૌતમ! એવી જગ્યા એક સરસવ માત્ર કે પરમાણુ માત્ર નથી કે જ્યાં આ જીવે જન્મમરણ ન કર્યાં હોય.

ગૌતમ—ભંતે! એનું શું કારણ, તે કોઈ દૃષ્ટાંતથી સમજાવવાની કૃપા કરશો?

શ્રીમહા૦—ગૌતમ! સાંભળ. એક દૃષ્ટાંત આપું. કોઈ એક માણસની પાસે એક સો બકરીઓ બાંધવાનો વાડો છે. તે વાડામાં એક હજાર બકરી પુરે; વધારેમાં વધારે છમાસ સુધી તેમાં ગોંધી રાખે; હે ગૌતમ! શું તે વાડામાં એક સરસવ જેટલી એવી જગ્યા રહેશે કે જે બકરીઓની લિંડી, પેશાબ, બળગમ, નાસિકામલ, વમન, પિત્ત, પરૂ, શુક્ર, શોણિત, ચર્મ, રોમ, શૃંગ, ખુર અને નખ વગેરેથી ફરસાયેલી ન બને?

ગૌતમ—ભંતે! તે વાડાનો કોઈ પણ ભાગ ફરસ્યા વિનાનો નહિ રહે.

શ્રીમહા૦—ગૌતમ ! તેમાં તો કદાચ કોઈ પ્રદેશ ફરસ્યા વિનાનો પણ મળી જશે પણ આખા લોકની અંદર એક પ્રદેશ એવો નહિ મળે કે જે એકેક જીવના જન્મમરણના સંસર્ગ વિના ખાલી રહી ગયો હોય. **तदुक्तम्—**

**लोगस्स य सासयं भावं, संसारस्स य अणादिभावं, जीवस्स य णिच्चभावं, कम्मबहुत्तं, जम्मणमरणबाहुल्लं च पडुच्च नत्थि केइ परमाणुपोग्गलमेत्तेवि पएसे जत्थ णं अयं जीवे न जाए वा न मए वावि से तेणट्ठेणं तं चेव जाव न मए वावि ॥ (भग० १२–७। सू० ४५७)**

અર્થ—લોક શાશ્વત છે, સંસાર અનાદિ છે, જીવ નિત્ય છે, કર્મની બહુલતા છે, જન્મ મરણનું બાહુલ્ય છે, એ બધાં કારણથી લોકમાં પરમાણુ માત્ર જગ્યા જન્મમરણ વિના ખાલી રહી નથી, એ કારણ ખાલી ન રહેવાનું છે.

## લોકવિભાગ.

ઉપર જણાવવામાં આવ્યું છે કે લોકાકાશ અને અલોકાકાશની વચ્ચે સીમાદર્શક ભેદજનક કોઈ વસ્તુ, રેખા, નદી કે પહાડ નથી. આકાશ બન્ને એકજ ગુણ અને સ્વભાવવાળા છે. ભેદ હોય તો તે વાસ્તવિક નહિ પણ ઉપાધિકૃત છે. તે ઉપાધિ ધર્માસ્તિકાયાદિ પાંચ દ્રવ્યનો સહયોગ છે. એવી રીતે લોકાકાશમાં પણ ઉર્ધ્વ અધો અને તિર્યક્‌ની ઉપાધિથી ત્રણ ભેદ છે તે નીચે લખ્યા પ્રમાણે.

[ પ્રશ્નોત્તર ]

ગૌતમ—ભંતે ! દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ, એમ ચાર પ્રકારે દર્શાવેલ લોકમાંથી ક્ષેત્રલોક કેટલા પ્રકારનો છે ?

શ્રીમહા૦—ગૌતમ ! ત્રણ પ્રકારનો ક્ષેત્રલોક છે. (૧) અધોલોક ક્ષેત્રલોક, (૨) તિર્યક્‌લોક ક્ષેત્રલોક, (૩) અને ઊર્ધ્વલોક ક્ષેત્રલોક.


अद्धोलोय-अधोलोक.
त्रिछो लोक
पाथडा १३
नरकावासा
३००००००
नरक १ ली.
पृथ्वी पिंड
१८०००० योजन.
पाथडा ११
पृ. १३२००० यो.
न. २५०००००
२
पाथडा ९
पृ. १२८००० यो.
न. १५०००००
३
पाथडा ७
पृ. १२०००० यो.
न. १००००००
४
पाथडा ५
पृ. ११८००० यो.
न. ३०००००
५
पाथडा ३
पृ. ११६००० यो.
न. ९९९९५
६
पाथडो १
पृ. १८००० योजन.
नरकावासा ५
७

અધોલોક

[પૃષ ૩૬૯]




— जंबुदीव – जंबुद्दीप —

જંબુ દ્વીપ

[ પૃષ્ઠ ૩૬૯ ]




લોક

[ પૃષ્ઠ ૩૭૮ ]

## उड्ढ लोय – उर्ध्व लोक.

सिध्धि ○ शिला.
५ अनुत्तर वि.
पाथडो १
३ जी त्रिक
१०० वि
२ जी त्रिक
१०७ वि
१ ली त्रिक
१११ विमान
९ ग्रैवेयक
पाथडा १
पाथडा ४
पाथडा ४
बन्नेमां मळी ३०० वि.
१२ ११
पाथडा ४
पाथडा ४
बन्नेमां मळी ४०० वि.
१० ९
६००० वि. पाथडा ४ ८
७ पाथडा ४ ४०००० वि.
५०००० वि. पाथडा ५ ६
५
४००००० वि. पाथडा ६
८००००० वि.
पाथडा १२
१२००००० वि.
पाथडा १२
४ ३
पाथडा १३
२८०००००
विमान
पाथडा १३
३२०००००
विमान.
२ १
इशान. सुधर्मा.
ति छो लोक
९०० योजन
राजनी संख्या
Talsania


ઊર્ધ્વ લોક

[ પૃષ્ઠ ૩૭૦ ]

ગૌતમ—ભંતે! અધોલોક ક્ષેત્રલોકના કેટલા પ્રકાર છે?

શ્રીમહા૦—ગૌતમ! સાત પ્રકાર. રત્નપ્રભા આદિ સાત નરકની સાત પૃથ્વી કે જે સાત રજ્જુ પરિમિત છે તે અધોલોક ક્ષેત્રલોક કહેવાય છે.

ગૌતમ—ભંતે! તિર્યક્લોક ક્ષેત્રલોક કેટલા પ્રકારનો છે?

શ્રીમહા૦—ગૌતમ! અસંખ્યાત પ્રકારનો છે. તે જંબૂદ્વીપથી માંડી સ્વયંભૂરમણ સમુદ્ર પર્યન્ત, અસંખ્યાત દ્વીપસમુદ્ર પરિમિત તિર્યક્લોક કહેવાય છે. [ જુઓ જંબૂદ્વીપની આકૃતિ ]

ગૌતમ—ભંતે! ઊર્ધ્વલોક ક્ષેત્રલોક કેટલા પ્રકારનો છે?

શ્રીમહા૦—ગૌતમ! પંદર પ્રકારનો છે. તે (૧૨) સૌધર્મકલ્પ આદિ બાર દેવલોક, (૧૩) નવ ગ્રૈવેયક વિમાન, (૧૪) પાંચ અનુત્તર વિમાન, (૧૫) સિદ્ધશિલા ઊર્ધ્વલોક ક્ષેત્રલોક.

(ભગ૦ ૧૧-૧। સૂ૦ ૪૨૦)

## લોકનું સંસ્થાન-આકૃતિ.

લોક આકાશમાત્ર હોત તો તેની કોઈ આકૃતિ બનત નહિ કેમકે આકાશ નીચે ઉપર અને ચાર દિશા વિદિશામાં એકાકારજ હોત. વળી તેની ક્યાંય પણ સીમા ન હોવાથી કોઈ સંસ્થાન કે આકૃતિ બનત નહિ. પણ લોકાકાશમાં ધર્માસ્તિકાય આદિ મૂર્ત અને અમૂર્ત પાંચ દ્રવ્ય અમુક પરિસ્થિતિમાં રહેલા છે, ક્યાંક વિસ્તારમાં અને ક્યાંક સંકુચિત હાલતમાં હમેશને માટે રહેલ છે તેથી તેની આકૃતિ જરૂર બને તે આકૃતિ નીચે ઉપર અને વચમાં જુદી જુદી છે તે નીચે પ્રમાણે:

[ પ્રશ્નોત્તર ]

ગૌતમ—ભંતે! અધોલોક ક્ષેત્રલોકનું શું સંસ્થાન-આકૃતિ છે?

શ્રીમહા૦—ગૌતમ! ત્રાપાને આકારે અથવા ઉંધા શરાવલાને આકારે અધોલોક છે. [ જુઓ અધોલોકની આકૃતિ ]

ગૌતમ—ભંતે ! તિર્યક્લોક ક્ષેત્રલોકનો શું આકાર છે ?

શ્રીમહા૦—ગૌતમ ! કિનારી વગરની ઝાલરને આકારે છે.

ગૌતમ—ભંતે ! ઊર્ધ્વલોક ક્ષેત્રલોકનો કેવો આકાર છે ?

શ્રીમહા૦—ગૌતમ ! ઊર્ધ્વમુખ મૃદંગને આકારે છે.

[ જુઓ ઊર્ધ્વ લોકની આકૃતિ ]

ગૌતમ—ભંતે ! ચૌદ રજ્જુ પરિમિત આખા લોકનો શું આકાર છે ?

શ્રીમહા૦—ગૌતમ ! સુપ્રતિષ્ઠકને આકારે લોકનો આકાર છે. ત્રણ શરાવલાં પૈકી પ્રથમ શરાવલું ઉંધું, બીજું સીધું અને ત્રીજું તેના ઉપર ઉંધું રાખતાં જે આકાર થાય તે આકાર લોકનો છે. નીચે વિસ્તૃત, મધ્યે સંક્ષિપ્ત અને ઉપર મૃદંગાકાર છે.

**नरं वैशाखसंस्थान-स्थितपादं कटीतटे ।**
**न्यस्तहस्तद्वयं सर्व-दिक्षु लोकोऽनुगच्छति ॥**

**( लो० प्र० स० १२-३ )**

અર્થ—એક માણસ કે જેના બે પગ વૈશાખ સંસ્થાનની સ્થિતિમાં રહેલ છે, બે હાથ કેડે રાખેલ છે, અને જે સર્વ દિશામાં ફરે છે, તેવા માણસને આકારે લોકનો આકાર છે. [જુઓ લોકની આકૃતિ]

ગૌતમ— ભંતે ! અલોકનો આકાર કેવો છે ?

શ્રીમહા૦—ગૌતમ ! વચમાં પોલારવાળા ગોળાને આકારે છે.

**(भाग० ११-१। सू० ४२०)**

## લોક અને અલોકમાં પ્રથમ કોણ ?

[ રોહમુનિના પ્રશ્નોત્તર ]

રોહ—ભંતે ! પ્રથમ લોક પછી અલોક કે પ્રથમ અલોક પછી લોક થયો ?

શ્રીમહા૦—રોહ ! લોક અને અલોક, પહેલાં પણ છે અને પછી પણ છે. એ બન્ને શાશ્વત (=નિત્ય) ભાવ (=પદાર્થ) છે. હે રોહ ! એ આનુપૂર્વી (=પૌર્વાપર્યભાવ)થી રહિત છે.

રોહ—ભંતે ! પ્રથમ જીવ, પછી અજીવ છે? કે પ્રથમ અજીવ, પછી જીવ છે?

શ્રીમહા૦—રોહ ! જેવી રીતે લોક અલોકના સંબંધમાં કહ્યું, તેવી રીતે જીવ અજીવના સંબંધમાં પણ સમજવું. અર્થાત્ એ બંને શાશ્વત તથા અનુક્રમરહિત છે. એવીજ રીતે ભવસિદ્ધિક (=ભવ્ય) અને અભવસિદ્ધિક (=અભવ્ય), સિદ્ધિ (=મુક્તિ) અને અસિદ્ધિ (=અમુક્તિ), સિદ્ધ (=મુક્ત) અને અસિદ્ધ (અમુક્ત) ની બાબતમાં પણ જાણવું.

રોહ—ભંતે! પ્રથમ ઈંડું પછી કુકડી? કે પ્રથમ કુકડી પછી ઈંડું ?

શ્રીમહા૦—રોહ! તે ઈંડું શેમાંથી ?

રોહ—ભંતે! કુકડીમાંથી.

શ્રીમહા૦—હે રોહ! કુકડી શેમાંથી થઈ?

રોહ—ભંતે! ઈંડાંમાંથી.

શ્રીમહા૦—હે રોહ! એવી રીતે તે ઈંડું અને તે કુકડી પ્રથમ પણ છે, અને પછી પણ છે; એ બંને શાશ્વત પદાર્થ છે. હે રોહ! તે પ્રવાહ આનુપૂર્વીરહિત છે.

રોહ—ભંતે! પ્રથમ લોકાંત (=લોકનો છેડો), પછી અલોકાન્ત (=અલોકનો છેડો) છે? કે પ્રથમ અલોકાન્ત અને પછી લોકાન્ત છે?

શ્રીમહા૦—રોહ! લોકાન્ત અને અલોકાન્ત પહેલાં પણ છે અને પછી પણ છે. એ બંને શાશ્વત ભાવ છે. હે રોહ! એ આનુપૂર્વીરહિત છે.

રોહ—ભગવન્! પ્રથમ લોકાન્ત, પછી સાતમો અવકાશાન્તર (=સાતમી નરકના તનવા નીચેનો આકાશ) છે? પ્રથમ સાતમો અવકાશાન્તર અને પછી લોકાન્ત છે?

શ્રીમહા૦—હે રોહ! લોકાન્ત અને સાતમો આકાશ પહેલાં

પણ છે અને પછી પણ છે. એ બંને શાશ્વતભાવ છે. હે રોહ! એ આનુપૂર્વીરહિત છે.

એવી રીતે લોકાંત અને સાતમા તનુવાત પણ સમજવા; તથા એ પ્રમાણે સાતમો ઘનવાત, સાતમો ઘનોદધિ, સાતમી નરક પૃથ્વી પણ જાણવી. (ભગ૦ ૧-૬ । સૂ૦ ૫૩)

## લોકસ્થિતિ-મર્યાદા.

લોકમાં પૃથ્વી આદિ શેને શેને આધારે રહેલ છે? કોનો કોનો પરસ્પર અધારાધેય ભાવ છે તે આંહિ દર્શાવવામાં આવે છે.

[ પ્રશ્નોત્તર ]

ગૌતમ—ભંતે! લોકસ્થિતિ-મર્યાદા કેટલે પ્રકારે છે?

શ્રીમહા૦—ગૌતમ! લોકમર્યાદા આઠ પ્રકારે દર્શાવેલ છે; તે આ પ્રમાણે:

(૧) આકાશને આધારે વાયુ (તનવાત, ઘનવાત.)
(૨) વાયુને આધારે ઉદધિ (ઘનોદધિ.)
(૩) ઉદધિ-ઘનોદધિને આધારે રત્નપ્રભાદિ સાત પૃથ્વી.
(૪) પૃથ્વીને આધારે ત્રસ તથા સ્થાવર પ્રાણીઓ.
(૫) જીવને આધારે અજીવ (શરીરાદિ.)
(૬) કર્મને આધારે જીવની સ્થિતિ છે.
(૭) અજીવ-શરીરાદિ જીવથી સંગૃહીત-ગ્રહણ કરાયેલ છે.
(૮) જીવ કર્મથી સંગૃહીત-ગ્રહણ કરાયેલ છે.

એવી રીતે આઠ પ્રકારે લોકમર્યાદા છે.

(ભગ૦ ૧-૬ । સૂ૦ ૫૪)

## અનાદિ વિભુ પદાર્થોનો અનાદિ સંબંધ.

સામાન્ય રીતે એમ કહેવામાં આવે છે કે સંયોગ બધા વિભાગ-મૂલક છે. તેમ જો હોય તો સંયોગ બધા આદિ ઠર્યા. અનાદિ સંયોગ

કોઈ નહિ રહે. આ શંકા ઉચિત નથી. નૈયાયિકો આકાશ, કાલ અને દિગ્દ્રવ્યોનો સંયોગ અનાદિ માને છે. ત્રણે દ્રવ્ય વિભુ અને અનાદિ છે, તેમનો સંબંધ પણ અનાદિ છે, માટે સંયોગ બધા વિભાગ-પૂર્વક જ હોય એ નિયમ નથી. જૈન શાસ્ત્રમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય (લોકાકાશ) એ ત્રણેનો પરસ્પર સંબંધ અનાદિકાલથી છે. જેમ આદિ નથી તેમ અંત પણ નથી એટલે એ ત્રણ પદાર્થો જેમ અનાદિ અનંત છે તેમ તેમનો પરસ્પર સંબંધ પણ અનાદિ અનંત છે. એ બાબત ભગવતીસૂત્રમાં નીચે પ્રમાણે કહેલ છે:

[ પ્રશ્નોત્તર ]

ગૌતમ—ભંતે! બંધ કેટલા પ્રકારનો કહ્યો છે?

શ્રીમહા૦—ગૌતમ! બે પ્રકારનો બંધ કહ્યો છે. એક પ્રયોગ-બંધ, બીજો વિસ્રસા (સ્વાભાવિક) બંધ. (**ભગ૦ ૮–૯। સૂ૦ ૩૪૫**)

ગૌતમ—ભંતે! વિસ્રસાબંધ કેટલા પ્રકારનો છે?

શ્રીમહા૦—ગૌતમ! વિસ્રસાબંધ બે પ્રકારનો છે. એક સાદિ વિસ્રસાબંધ, બીજો અનાદિ વિસ્રસાબંધ.

ગૌતમ—ભંતે! અનાદિ વિસ્રસાબંધ કેટલા પ્રકારનો છે?

શ્રીમહા૦—ગૌતમ! અનાદિ વિસ્રસાબંધ ત્રણ પ્રકારનો છે. (૧) ધર્માસ્તિકાયનો પરસ્પર અ૦ વિ૦ બંધ, (૨) અધર્માસ્તિકાય પરસ્પર અ૦ વિ૦ બં૦, (૩) આકાશાસ્તિકાય પરસ્પર અ૦ વિ૦બંધ.

ગૌતમ—ભંતે! એ ત્રણેની કાલથી કેટલી સ્થિતિ છે?

શ્રીમહા૦—ગૌતમ! એમની સ્થિતિ સવ્વદ્ધા—સર્વકાલની છે. અર્થાત્ એ સંબંધ હમેશને માટે કાયમ રહેનાર છે. મતલબ કે એ ત્રણેનો સંબંધ અનાદિ અનંત છે. (**ભગ૦ ૮–૯। સૂ૦ ૩૪૬**)

આ ઉપરથી લોક પણ અનાદિ અનંત સિદ્ધ થાય છે, એટલે સૃષ્ટિકર્તાનો સવાલજ રહેતો નથી.

## સાકાર અને સાવયવપણાથી લોક શું અનિત્ય નથી ?

કર્તૃત્વવાદી કહે છે કે જૈન લોકને પુરૂષાકાર માને છે. ક્યાંક પહોળો, ક્યાંક સંકુચિત, ક્યાંક વિસ્તૃત એમ સાકાર માનવામાં આવ્યો છે. વળી સાવયવ એટલે અવયવસહિત પણ માનેલ છે. છ દ્રવ્યના સમૂહ રૂપ લોક છે, તો છ દ્રવ્ય લોકના અવયવ થયા. તેમાં પાંચ દ્રવ્ય તો અરૂપી છે પણ પુદ્ગલદ્રવ્ય તો રૂપી છે. એટલે લોકના અવયવ રૂપ પુદ્ગલના અનંત દ્વયણુક, અનંત ત્ર્યણુક, યાવત્ અનંત અનંતપ્રદેશી સ્કંધ છે. એવી રીતે સાવયવ અને સાકાર લોકને જૈનો અનાદિ અનંત યા અવિનાશી માને છે તે તો ઠીક નથી. જે જે પદાર્થો આકૃતિવાળા છે અથવા અવયવવાળા છે તે સર્વ અનિત્ય છે; જેમ ઘટ પટાદિ. તેમ લોક પણ સાકાર અને સાવયવ હોવાથી અનિત્ય ઠરે છે. અનિત્ય પદાર્થોનો કોઈ કર્તા હોવો જોઈએ. એ કર્તૃત્વવાદીઓની શંકા છે.

### સમાધાન.

જૈનો વાદીને પુછે છે કે સાકાર અને સાવયવ પદાર્થોની જે અનિત્યતા સાધો છો તે એકાંત અનિત્યતા કે કથંચિત્ અનિત્યતા ? જો એકાંત અનિત્યતા સાધતા હો તો દૃષ્ટાંત અસિદ્ધ છે કેમકે ઘટ પટાદિક પર્યાયરૂપે અનિત્ય છે પણ દ્રવ્ય રૂપે નિત્ય છે. પર્યાય રૂપે ઘટાદિકનો નાશ હોવા છતાં પુદ્ગલ પરમાણુરૂપે તો કદી પણ નાશ થવાનો નથી. ઘટ ભાંગીને ઠીકરાં થશે તોપણ પરમાણુ તો રહેશેજ. ઠીકરાંના કટકે કટકા કરી ચૂર્ણ કરી નાખશો તોપણ પરમાણુઓ તો રહેવાનાજ. માટે પર્યાયાર્થિક નયથી અનિત્ય અને દ્રવ્યાર્થિક નયથી ઘટપટાદિક નિત્ય હોવાથી એકાંત અનિત્યતા દૃષ્ટાંતમાં પણ નથી કિન્તુ નિત્યનિત્યતા છે. તો પછી કથંચિદ્ અનિત્યતા એ બીજો પક્ષ સ્વીકારવો પડશે. તેમાં જૈનોને પણ ઇષ્ટા-

પત્તિ છે કેમકે જૈનો કોઈ પદાર્થને એકાંત નિત્ય તો માનતાજ નથી. કથંચિત્ અનિત્ય અર્થાત્ સર્વ પદાર્થોને નિત્યાનિત્ય માને છે. પર્યાયદૃષ્ટિથી અનિત્ય અને દ્રવ્યદૃષ્ટિથી નિત્ય માને છે. ઘટપટાદિની પેઠે લોક પણ નિત્યાનિત્ય છે, કેમકે લોક છ દ્રવ્ય શિવાય બીજું કશું નથી. દ્રવ્યનું લક્ષણજ એ છે કે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યયુક્ત સત. એ વાત તો પ્રથમ જ કહેવાઈ ગઈ છે કે ધર્માસ્તિકાયાદિ દ્રવ્યમાં ક્ષણે ક્ષણે અગુરૂલઘુ ગુણને લીધે સ્વનિમિત્તક સ્વાભાવિક નવા પર્યાયો ઉત્પન્ન થાય છે અને જુના પર્યાયો વિનાશ પામે છે. અગુરૂલઘુ ગુણમાં એ પણ શક્તિ છે કે પર્યાયોનું પરિવર્તન હોવા છતાં દ્રવ્ય રૂપે ધ્રૌવ્ય પણ રહે છે એટલે ધર્માસ્તિકાયને ધર્માસ્તિકાયરૂપે કાયમ ધરી રાખવાની શક્તિ પણ તે ગુણમાંજ છે. તાત્પર્ય એ છે કે લોક કથંચિત્ અનિત્ય સિદ્ધ થાય તો તેમાં પ્રતિવાદીને કોઈ હાનિ નથી કિન્તુ ઈષ્ટાપત્તિ છે.

એ કહેવાની જરૂર નથી કે ધર્માસ્તિકાયાદિ નિષ્ક્રિય પદાર્થોમાં પણ પ્રતિક્ષણે અપરિસ્પંદરૂપ પર્યાયપરિવર્તન થાય છે તે વિસ્રાસાબંધરૂપ સ્વાભાવિક પારણમન છે. એના માટે ન તો ઈશ્વરપ્રયત્નની જરૂર છે કે ન જીવપ્રયત્નની જરૂર છે, કારણકે તે સ્વાભાવિક હોવાથી સ્વતઃસિદ્ધ છે.

## દ્રવ્યોની ધ્રુવતાનું શું કારણ?

ધર્માસ્તિકાયાદિ છ દ્રવ્યો સત્ હોવાથી ધ્રુવરૂપ અનાદિ છે. સત્ની નવી ઉત્પત્તિ થતી નથી અને વિનાશ પણ થતો નથી. ગીતામાં પણ કહ્યું છે કે "**नासतो विद्यते भावो, नाभावो विद्यते सतः**" અસતની ઉત્પત્તિ થતી નથી અને સત્નો અભાવ થતો નથી.

સમંતભદ્રજીએ સ્વયંભૂસ્તોત્રમાં સુમતિનાથ જિનની સ્તુતિ કરતાં કહ્યું છે કે—

**न सर्वथा नित्यमुदेत्यपैति, न च क्रियाकारकमत्र युक्तम् ।**
**नैवासतो जन्म सतो न नाशो, दीपस्तमःपुद्गलभावतोऽस्ति ॥**

અર્થ—વસ્તુને સર્વથા નિત્ય માનીએ તો તો તેમાં ઉત્પાદ વ્યય થઈ શકે નહિ તેમ જ તેમાં ક્રિયા કે કારક પણ બની શકે નહિ, માટે દરેક વસ્તુ કથંચિત્ નિત્ય અને કથંચિત્ અનિત્ય એટલે નિત્યાનિત્ય માનવામાં આવે છે. અસત્ વસ્તુની કદિ ઉત્પત્તિ થતી નથી અને સત્નો નાશ થતો નથી. દીવો બુઝાઈ જાય છે એટલે દીવાનો સર્વથા નાશ ન થયો કિન્તુ અંધકાર પુદ્ગલ રૂપે તેનો સદ્ભાવ થયો.

અસત્ પદાર્થની પણ ઉત્પત્તિ થાય તો સસલાનાં શિંગડાં કે આકાશનાં ફૂલનો પણ સદ્ભાવ થવાનો પ્રસંગ આવી પડે, માટે છ દ્રવ્યો જે સત્ છે તે કદિ ઉત્પન્ન થયાં નથી અને તેમનો નાશ થવાનો નથી. તે અનાદિ અનંત સ્વતઃસિદ્ધ છે. દ્રવ્યરૂપે ધ્રુવ છે અને પર્યાયરૂપે ઉત્પત્તિવિનાશશાલી છે. ઉત્પાદવ્યય પણ સ્વતઃ સિદ્ધ છે માટે કોઈ કર્તાની જરૂર નથી. છએ દ્રવ્યોમાં પ્રતિક્ષણ સૃષ્ટિ અને પ્રતિક્ષણ પ્રલય હોવા છતાં ધ્રૌવ્ય અંશ પણ તેમાં કાયમ છે એજ અનેકાંતવાદની ખૂબી છે. એમાંજ જૈન દર્શનનું સ્યાદ્વાદમય રહસ્ય છે. એથીજ પર્યાયની દૃષ્ટિએ બૌદ્ધ દર્શન અને દ્રવ્યની દૃષ્ટિએ વેદાંત દર્શનનો જૈન દર્શને પોતામાં અંતર્ભાવ કરી લીધો છે એ સ્યાદ્વાદની વિશાલતા અથવા ઉદારતા છે.

## જૈન સૃષ્ટિ તથા પ્રલય (ઉત્કર્ષ–અપકર્ષ).

સ્વાભાવિક પરિવર્તન યા ક્ષણ ક્ષણની સૃષ્ટિ અને ક્ષણુક્ષણુના પ્રલય ઉપરાંત વૈભાવિક પર્યાયજન્ય દીર્ઘકાલિક પરિવર્તન યા સ્થૂલ સૃષ્ટિપ્રલય પણ જૈન શાસ્ત્રમાં અવશ્ય છે, પણ તે માત્ર પુદ્ગલસ્કંધ અને કર્મસહિત જીવ એ બે દ્રવ્ય આશ્રીજ છે. તેનું ક્ષેત્ર પણ અતિ મર્યાદિત છે, કેમકે ઊર્ધ્વલોક અને અધોલોકમાં સ્થૂલ પરિવર્તન રૂપ સૃષ્ટિપ્રલય છે નહિ. મધ્યલોકમાં પણ અઢી દ્વીપની બહાર સૃષ્ટિ-

પ્રલય નથી. અઢી દ્વીપમાં પણ ત્રીશ અકર્મભૂમિ, ૫૬ અંતર્દ્વીપ અને પાંચ મહાવિદેહમાં સૃષ્ટિપ્રલય નથી. રહ્યા માત્ર પાંચ ભરત અને પાંચ ઈરિવત એ દશ ક્ષેત્ર. દક્ષિણ તરફ ભરત અને ઉત્તર તરફ ઈરિવતક્ષેત્ર=જંબૂદ્વીપનું એક ભરત એક ઇરવત, ધાતકી ખંડના બે ભરત અને બે ઈરિવત તથા અર્ધ પુષ્કરદ્વીપના બે ભરત અને બે ઇરવત એમ અઢી દ્વીપના પાંચ ભરત અને પાંચ ઈરિવત–એમ દશ ક્ષેત્રમાં ઉત્સર્પિણી અને અવસર્પિણી કાલનું ચક્ર પ્રવર્તમાન છે. તેને પરિણામે ઉત્સર્પિણી કાલના આરંભમાં ૨૧૦૦૦ વરસપર્યંત અને અવસર્પિણીકાલને અંતે ૨૧૦૦૦ વર્ષ પર્યંત પ્રલયકાલ ચાલે છે; તે પણ સંપૂર્ણ પ્રલય નહિ પણ ખંડ પ્રલય છે. ૪૨૦૦૦ વર્ષ પર્યંત વૃષ્ટિ, ફસલ, રાજનીતિ, ધર્મનીતિ, ગામ, નગર, પુર, પાટણ, નદી, સરોવર, કોટ, કિલ્લા, પહાડ, એ સર્વનો ઉચ્છેદ અવસર્પિણીકાલના પાંચમા આરાને છેલ્લે દિવસે થઈ જશે. અવ૦ના છઠ્ઠા આરામાં અને ઉત્૦ ના પહેલા આરામાં આવીજ સ્થિતિ રહેશે. મનુષ્ય અને તિર્યંચ બીજમાત્ર રહેશે. ગંગા અને સિંધુ નદી કાયમ રહેશે. તેને કિનારે કિનારે બીજમાત્ર મનુષ્ય તિર્યંચો રહેશે. કુતરાની પેઠે જીવન ગાળશે. પાપી અને ભારેકર્મી જીવોજ આ આરામાં અવતરશે. ધર્મી જીવો એવા વિષમ કાલમાં ભરત કે ઈરિવતક્ષેત્રમાં અવતાર નહિ ધારણ કરે. તે વખતે ઉત્તમ જીવો બીજા ક્ષેત્રમાં અવતરશે. એ વખતે મનુષ્યનું આયુષ્ય માત્ર વીશ વરસનું રહેશે. છ વરસની સ્ત્રી ગર્ભ ધરશે તે કાળા, કુબડા, રોગી, રીસાળ, કેશ અને નખ ઘણાં એવાં સંતાનોને જન્મ આપશે. કળા કે હુન્નરનું તો નામનિશાન નહિ રહે. માણસની માથાની ખોપરીમાં પાણી લાવીને પીશે. આ સર્વ કાળ અથવા યુગ–આરાનો પ્રભાવ છે એટલા માટે પાંચ કારણોમાં કાલ અને સ્વભાવ પણ કારણ તરીકે માનવામાં આવ્યા છે. કાલ અને ક્ષેત્રસ્વભાવની કારણતાનું પ્રધાનપણું આવા પ્રસંગોમાં જ વ્યક્ત થાય છે. સૂર્યની ગતિ જેમ નિયમિત રીતે થતાં દક્ષિણાયન અને

ઉત્તરાયણ મુકરર ટાઈમેજ થાય છે તેમ કાલચક્રની ગતિમાં આરાનું પરિવર્તન પણ નિયમિત રીતે થાય છે એમ જૈન શાસ્ત્રનું માનવું છે. વીશ કોડાકોડી સાગરોપમ પરિમિત એક કાલચક્ર થાય છે. તેમાં દશ કોડાકોડી સાગરોપમ ઉત્સર્પિણી કાલના અને દશ કોડાકોડી સાગરોપમ અવસર્પિણી કાલના હોય છે. એકેક કાલમાં છ આરા. ઉત્સર્પિણીના બીજા આરાના આરંભથી વૃષ્ટિ આદિનો આરંભ થતાં સ્થિતિ સુધરવા માંડે છે. એને સૃષ્ટિનો આરંભકાળ કહીએ તો કાંઈ ખોટું નથી. પણ આ સૃષ્ટિ અને પ્રલય શબ્દ જગત્‌ની સૃષ્ટિ કે જગત્‌ના પ્રલય અર્થમાં લેવાના નથી કેમકે પ્રથમજ કહેવાઈ ગયું છે. આ પ્રલય અને સૃષ્ટિ માત્ર ભરતક્ષેત્ર અને ઈરિવતક્ષેત્ર પરત્વેજ લેવાના છે. ખરી રીતે તો પ્રલય શબ્દને બદલે અપકર્ષ અને સૃષ્ટિ શબ્દને બદલે ઉત્કર્ષ–ઉન્નતિ શબ્દ વાપરીએ તો વધારે બંધબેસતો અર્થ થાય છે. અસ્તુ.

## ઉત્કર્ષ–કાલ : ઉત્૦ નો બીજો આરો.

ઉત્સર્પિણીકાલનો બીજો આરો શરૂ થતાં ઉત્કર્ષ–ચ્હડતા કાલનો પ્રારંભ થાય છે. પ્રલયરૂપ પ્રથમ આરો પૂર્ણ થતાં પુદ્ગલપરિણતિમાં અનંત વર્ણ ગંધ રસ અને સ્પર્શનો સુધારો થાય છે. કાલસ્વભાવેજ વૃષ્ટિનો પ્રારંભ થાય છે.

**तदुक्तं जम्बुद्वीपप्रज्ञप्तिसूत्रे कालाधिकारे—**

**"तेणं कालेणं तेणं समएणं पुक्खलसंवट्टए णामं महामेहे पाउब्भविस्सइ। भरहप्पमाणमित्ते आयामेणं, तयाणुरूवं च णं विक्खंभबाहल्लेणं"**

અર્થ—તે વખતે પુષ્કલ સંવર્તક નામનો મહામેઘ પ્રગટ થશે. ભરતક્ષેત્ર પ્રમાણે લાંબો પહોળો અને વિસ્તારમાં હશે. ગર્જના અને વિજળીની સાથે યુગ–મુસલ અથવા મુષ્ટિપ્રમાણ ધારાએ સાત દિવસ અને સાત રાત સુધી વરસશે. તેથી જે પ્રલયકાલની ભુમિ અંગારા

સમાન, રાખસમાન, તપેલા અગ્નિ સમાન થઈ ગઈ હતી તે શાંત થશે. ત્યારપછી તેટલાજ વિસ્તારમાં ક્ષીરમેઘ ગર્જના વિજળી સાથે સાત દિવસ અને સાત રાત સુધી વરસશે; તેથી ભરતભૂમિમાં શુભ વર્ણ ગંધ રસ અને સ્પર્શ ઉત્પન્ન થશે. ત્યારબાદ સાત દિવસ અને સાત રાત સુધી ઘૃતમેઘ વરસશે તેથી જમીનમાં સ્નેહ–ચિકાશ ઉત્પન્ન થશે. ત્યારપછી તેટલાજ પ્રમાણમાં અમૃતમેઘ વરસશે તેથી તરણાં, વૃક્ષ, લતા, ઔષધિ આદિ ઉત્પન્ન થશે. આ બધું જોઇને વૈતાઢ્યના બિલમાં ભરાયેલા મનુષ્ય વગેરે બહુ ખુશ થશે અને એક બીજાને કહેશે કે હવે તૃણ, વનસ્પતિ, ઔષધિ આદિ ઉત્પન્ન થઈ ચુક્યાં છે માટે હવે કોઇએ અનિષ્ટ અશુભ માંસાહાર કરવો નહિ; જે કરે તેની છાયાનો પણ સ્પર્શ આપણે કરવો નહિ. અન્નાહાર અને ફલાહાર આપણા માટે બસ છે. આવી રીતે ખાનપાનના નીતિવ્યવહારમાં સુધારો થશે. ઉત્સર્પિણીનો બીજો આરો એકવીસ હજાર વરસ પરિમિત પૂર્ણ થશે. ત્યારપછી દૂસમસુસમા નામનો ઉત્૦નો ત્રીજો આરો બેસશે ત્યારે પુદ્ગલપરિણતિમાં ઘણો ઉત્કર્ષ થઈ જશે. મનુષ્યની અવગાહના–ઉંચાઈ, સંસ્થાન, આયુષ્યમાં પણ વધારો થશે. આ યુગમાં ત્રણ વંશ ઉત્પન્ન થશે. (૧) તીર્થંકરવંશ, (૨) ચક્રવર્તી વંશ અને (૩) દસાર–વાસુદેવ વંશ. એ આરામાં ત્રેવીસ તીર્થંકર, ૧૧ ચક્રવર્તી અને નવ વાસુદેવ ઉત્પન્ન થશે. બેંતાલીસ હજાર વરસે ઉણો એક કોડાકોડિ સાગરોપમ કાલ ત્રીજા આરાનો પસાર થશે. ત્યારબાદ વર્ણ ગંધ રસ સ્પર્શમાં પ્રતિસમય અનંતગુણી વૃદ્ધિએ સુસમદૂસમા નામે ચોથો આરો બે કોડાકોડિ સાગરોપમ પરિમિત બેસશે. તેના પ્રથમ ત્રિભાગમાં એક તીર્થંકર અને એક ચક્રવર્તી થશે. પંદર કુલગર થશે. કુલગર પછી ત્રણ નીતિ અવસર્પિણીના ઉલટા ક્રમથી ચાલશે. અર્થાત્–પ્રથમ ત્રિભાગમાં ધિક્કારનીતિ, બીજા ત્રિભાગમાં મકારનીતિ અને ત્રીજા વિભાગમાં હકારનીતિ ચાલશે. પ્રથમ ત્રિભાગમાં રાજનીતિ અને ધર્મનીતિ બંધ થતાં

યુગલધર્મની પ્રવૃત્તિ થઈ જશે. કર્મભૂમિમાંથી અકર્મભૂમિ—ભોગભૂમિ મનુષ્ય બનશે. ઉત્૦નો ચોથો, પાંચમો અને છઠ્ઠો આરો પ્રતિસમય સુખસમૃદ્ધિમાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શમાં ઉત્કર્ષભાવને પામતો પસાર થશે. ચોથો આરો બે કોડાકોડી સાગરોપમ પ્રમાણ, પાંચમો આરો ત્રણ કોડાકોડી સાગરોપમ પ્રમાણુ અને છઠ્ઠો આરો ચાર કોડાકોડી સાગરોપમ પ્રમાણુ પૂર્ણ થશે એટલે ઉત્સર્પિણી કાલ પુરો થશે. ત્યારપછી કાલની ગતિ અવસર્પિણી તરફ બદલાશે. હવે પ્રતિ-સમય વર્ણ, ગંધ, રસ અને સ્પર્શમાં હાનિ થવા માંડશે. જેટલો ઉત્કર્ષકાલ તેટલો જ અપકર્ષકાલ થાય છે. ઉત્૦નો છઠ્ઠો આરો અને અવ૦નો પ્રથમ આરો એ બે સમાન છે. વૃદ્ધિ હાનિ પણ સરખી છે. એમ ઉત્૦નો પાંચમો અને અવ૦નો બીજો, ઉત્૦નો ચોથો અને અવ૦નો ત્રીજો આરો; આ ત્રણ ત્રણ આરા જુગલીયાના અને એક તીર્થંકર તથા એક ચક્રવર્તિના પ્રાદુર્ભાવનો આ સમય છે. ઉત્૦નો ત્રીજો અને અવ૦નો ચોથો એ બે કર્મભૂમિના અને બન્નેમાં ત્રેવીશ ત્રેવીશ તીર્થંકર, અગીયાર અગીયાર ચક્રવર્તી તથા નવ નવ વાસુદેવ પ્રગટ થાય છે. ઉત્૦નો બીજો આરો ઉત્કર્ષના આરંભનો અને અવ૦નો પાંચમો અપકર્ષના અંતનો આવે છે. એટલી સૃષ્ટિનો આરંભ ઉત્૦ના બીજા આરામાં જે થયો હતો તેનો અંત અવ૦ના પાંચમા આરામાં થયો. ત્યારપછી ઉત્૦નો પહેલો આરો અને અવ૦નો છઠ્ઠો આરો, એ બન્ને આરા પ્રલયકાલના યા અપકર્ષકાલના પસાર થાય છે. એમ બાર આરાનું, એક કાલચક્ર કહેવાય છે, જે સાથેના ચિત્રથી વધારે પરિચિત થશે.

## સમાલોચના.

શંકા—ક્ષીરમેઘ, ઘૃતમેઘ, અમૃતમેઘ, એ શબ્દોથી દૂધનો વરસાદ, ઘીનો વરસાદ, અમૃતનો વરસાદ દર્શાવેલ છે તો ગાયો કે ભેંસો વિના દૂધ કે ઘી કયાંથી પેદા થયાં કે જે સાત દિવસ અને સાત રાત સુધી વરસ્યાં કરે? શું આ અતિશયોક્તિ નથી?




કાલચક્ર

[ જુઓ પૃષ્ઠ ૩૮૦ ]

ઉત્તર—શંકા કરનારની શંકા વ્યાજબી છે. જ્યાંસુધી ખરો અર્થ ન સમજાય ત્યાંસુધી એ શંકા થઈ શકે છે. પરન્તુ એ શબ્દો આલંકારિક છે. ક્ષીરમેઘ એટલે દૂધનો વરસાદ નહિ પણ દૂધના જેવો વરસાદ, ઘૃતમેઘ એટલે ઘીના જેવો વરસાદ, અમૃતમેઘ એટલે અમૃતના જેવો વરસાદ. વરસાદ તો પાણીનોજ છે પણ તે પાણી જમીનને દૂધના જેટલો ફાયદો પહોંચાડે છે. બાળકને જેમ દૂધ પોષણ આપે છે તેમ પોષણશક્તિરહિત બાળકના જેવી જમીનને પ્રથમ વૃષ્ટિ દૂધના જેટલો ફાયદો પહોંચાડે છે. એમજ ઘૃત અને અમૃતના સંબંધમાં પણ સમજવું.

શંકા—કાલ તો સ્વયં નિર્જીવ છે. અજીવ પદાર્થને જ્ઞાન તો છે નહિ, તો પછી પાંચમો આરો પુરો થયો કે છઠો આરો પુરો થયો માટે હવે પુદ્ગલની અશુભ પરિણતિમાંથી શુભ પરિણતિ કરવી, અપકર્ષમાંથી ઉત્કર્ષ તરફ પોતાની ગતિ બદલવી જોઈએ એની ખબર કેમ પડે ? શું તેના ઉપર કોઈ નિયંત્રણ કરનાર છે ? વિના નિયંતા ઉત્કર્ષ અપકર્ષનો ક્રમ ધોરણસર શી રીતે ચાલે ?

ઉત્તર—પ્રથમ કહેવાઈ ગયું છે કે દ્રવ્યમાત્રનું લક્ષણ ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યરૂપ છે. છએ દ્રવ્યમાં સ્વાભાવિક પર્યાયની પ્રવૃત્તિ પ્રતિ-સમય થયા કરે છે. કાલ પણ એક દ્રવ્ય છે. કાલનું ખાસ લક્ષણ વર્તના છે. કર્મસહિત જીવ અને પુદ્ગલ સ્કંધમાં વૈભાવિક પર્યા-યોના પરિવર્તનમાં કાલ ખાસ નિમિત્તકારણ છે. દિવસ, માસ, વર્ષ, યુગ, પલ્યોપમ, સાગરોપમ, ઉત્સર્પિણી, અવસર્પિણી, એ બધા કાલના પર્યાયો છે. એનું મૂલ કારણ સૂર્ય છે. સૂર્યનું એક નામ આદિત્ય છે. એનો અર્થ એ છે કે વ્યવહારકાલનું આદિ કારણ આદિત્ય–સૂર્ય છે.—" **तदुक्तम् से केणट्ठेणं भंते एवं वुच्चइ सूरे आइच्चे सूरे० ? गोयमा ! सूरादिया णं समयाइ वा आव-लियाइ वा जाव उस्सप्पिणीइ वा अवसप्पिणीइ वा से तेणट्ठेणं जाव आइच्चे०** " (भग० १२-६ । सू० ४५५)

જૈન શાસ્ત્રાનુસાર સૂર્ય એ જ્યોતિષી દેવતાનો ઇંદ્ર છે. તેનું વધારેમાં વધારે આયુષ્ય એક પલ્ય અને એક હજાર વર્ષનું છે. એટલે વરસે ચાલુ ઇંદ્ર ચવે છે અને બીજો નવો ઉત્પન્ન થાય છે. દુનિયા જેને સૂર્ય તરીકે ઓળખે છે, તે ઇંદ્રનું વિમાન છે. જૈન દૃષ્ટિએ એ વિમાન સ્ફટિક પૃથ્વીરૂપ છે, પ્રકાશ રશ્મિમય છે, શાશ્વત છે. કદિ ઉત્પન્ન થયું નથી અને તેનો નાશ પણ થવાનો નથી. તેમાં રહેલ પૃથ્વીકાયના જીવો એક જાય છે બીજા આવે છે. તેનાં શરીરમાં પણ ચયાં ઉપચય થાય છે પણ એકંદર વિમાન ધ્રુવ રૂપ છે. જેના ઉપર આપણે રહીએ છીએ તે રત્નપ્રભા નામની પૃથ્વી છે. એની પીઠ ઉપર અસંખ્યાત દ્વીપ સમુદ્ર છે. તેમાં સૌનો કેન્દ્રસ્થાનીય જંબુદ્વીપ છે. તે જંબુદ્વીપનાજ ભરતક્ષેત્રમાં આપણે રહીએ છીએ. જે ઉત્સર્પિણી અને અવસર્પિણી કાલની વાત કરીએ છીએ તેનો સંબંધ આ ભરતક્ષેત્રની સાથે પણ છે. ભરતક્ષેત્રમાં દિવસ, રાત, પક્ષ, માસ, ઋતુ, અયન, વર્ષ, યુગ પ્રભુતિની પ્રવૃત્તિ પણ આ દેખાતા સૂર્યવિમાનને આધીન છે. ભરતભૂમિ પણ શાશ્વત છે અને સૂર્ય વિમાન પણ શાશ્વત છે. છતાં તેમાં અન્નોના સંપર્કથી વૈભાવિક પર્યાય રૂપે ઉત્સર્પિણી અને અવસર્પિણીનું કાલચક્ર ચાલ્યા કરે છે. એવાં એક નહિ પણ અનંત કાલચક્ર પ્રવૃત્ત થઈ ચુક્યાં અને અનંત થશે, છતાં ન તો ભરતભૂમિનો નાશ થશે, ન સૂર્યવિમાનનો નાશ થશે અને ન કાલચક્રનો નાશ થશે. હવે સૂર્યવિમાન અને ભરતભૂમિના સંપર્ક સાથે ઉત્કર્ષ–અપકર્ષનો શો સંબંધ છે તેનો વિચાર કરીએ. એ તો વિજ્ઞાનથી સિદ્ધ થયું છે કે સૂર્યમાંથી જે રશ્મિઓ પ્રતિક્ષણે નીકળે છે, તે આ પૃથ્વી ઉપર ન્હાના મ્હોટા દરેક પ્રાણીને જીવન આપે છે. વનસ્પતિને એજ સજીવન રાખે છે. તેના નિકટ સંબંધથી અને દૂરના સંબંધથી વાતાવરણમાં બહુ ફેરફાર થાય છે. સૂર્યથીજ ઋતુઓનું પરિવતન થાય છે, ઠંડી ગરમીમાં વધઘટ થાય છે. એના ઉપરજ મનુષ્યોનાં રૂપ રંગનો આધાર છે. બીજી વાત એ છે કે પ્રાચીન શાસ્ત્રોને મતે સૂર્ય

ગતિમાન્ છે. નવીન સંશોધકને મતે સૂર્ય સ્થિર છે પણ પૃથ્વી ગતિમાન્ છે–સૂર્યની આસપાસ ફરે છે. એના માટે હજી સાર્વત્રિક નિર્ણય થયો નથી. એ ગમે તેમ હો પણ એટલું તો નિશ્ચિત છે કે એમાંથી એક ફરે છે. તેથી સૂર્ય અને પૃથ્વીના અંતરમાં વધઘટ થાય છે. અયન પણ સ્થિર નથી કિન્તુ ચલ છે. અયનાંશ પ્રતિવર્ષે થોડું થોડું બદલાતું જાય છે. બહોંતેર બહોંતેર વર્ષે એક અંશ અયનાંશ હઠે છે. આજે ૨૨ થી ૨૩ અંશ અયનાંશ બદલી ચૂક્યું છે. દક્ષિણાયન અને ઉત્તરાયણથી ઋતુઓમાં કે શરદી ગરમીમાં કેટલો ફેર પડે છે તે તો આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. ઉત્સર્પણ કે અવસર્પણ એ બે શબ્દો પણ ગતિસૂચક છે. ઉત્સર્પણ આગળ જવું અને અવસર્પણ પાછા હઠવું એ બે શબ્દનો અર્થ થાય છે. કાલમાં તો પરિસ્પંદાત્મક ગતિ છે નહિ કારણકે તે તો નિષ્ક્રિય છે. પરિસ્પંદાત્મક ગતિ જીવ અને પુદ્ગલ એ બેમાં છે. તેથી સૂર્યની પૃથ્વી અને આપણી પૃથ્વી એ બેની વચ્ચે ઉત્સર્પણ અને અવસર્પણનો બોધ થાય છે. દક્ષિણાયનથી ઉત્તરાયણનો સમય જેમ નિયમિત છ માસનો છે, તેમ ઉત્સર્પણ અને અવસર્પણનો સમય નિયમિત દશ કોડાકોડી સાગરોપમનો છે. જેટલું ઉત્સર્પણ છે તેટલુંજ અવસર્પણ છે. એમાં એક સમયનો પણ ફેરફાર નથી. દક્ષિણાયન ઉત્તરાયણનો જેવો અમુક નિયમ છે, તેવોજ અમુક નિયમ ઉત્સર્પણ અને અવસર્પણનો છે. ઉત્સર્પણના છેલ્લા બિંદુ ઉપર પહોંચ્યા કે તરતજ અવસર્પણ–પાછા હઠવું ચાલુ થયું. તેમ જ અવસર્પણના આખરી બિંદુ ઉપર પહોંચ્યા પછી તરતજ ઉત્સર્પણનો આરંભ થાય છે. આરાની સીમા પણ બન્નેની સરખીજ છે. પાંચમા આરાના છેલ્લા બિંદુથી છઠા આરાના છેલ્લા બિંદુ સુધી પહોંચતાં ૨૧૦૦૦ વરસ લાગે છે. તો તેટલોજ સમય ઉત્૦ના પહેલા આરાના આરંભથી બીજા આરાના આરંભબિંદુ સુધી લાગે છે. પાંચમા આરાના છેલ્લા બિંદુ ઉપર પૃથ્વીની જેવી સ્થિતિ હતી તેવીજ સ્થિતિ ઉત્૦ના બીજા આરાના આરંભબિંદુ ઉપર થાય છે. આ ઉત્સ-

ર્પણ, અવસર્પણ આકર્ષણશક્તિથી થતું હોય તો તેમાં જૈન શાસ્ત્રનો કોઈ વિરોધ નથી. ગતિ એકને બદલે બન્નેમાં હોય તો તે પણ અસંભવિત નથી, કારણકે બન્ને પુદ્ગલ રૂપ છે અને પુદ્ગલ એ સાક્રય પદાર્થ છે. **'देशान्तरप्राप्तिहेतुः क्रिया'**. ક્રિયાનું લક્ષણજ એ છે કે એક દેશથી બીજા દેશની પ્રાપ્તિ કરાવે. દેશાંતરની પ્રાપ્તિ એજ ગતિ કહેવાય છે. ગમે તે હો; ઉત્સર્પિણી અને અવસર્પિણી એ બન્ને શબ્દ સ્ત્રીલિંગે વપરાયેલ છે એ કંઈક વિશિષ્ટતા બતાવે છે. સૂર્ય શબ્દ પુલ્લિંગે છે અને પૃથ્વી શબ્દ સ્ત્રીલિંગે છે. ઉત્સર્પિણી શબ્દને સૂર્યનું વિશેષણ બનાવીએ તેના કરતાં પૃથ્વીનું વિશેષણ બનાવતાં વધારે સંગતિ લાગે છે કેમકે વિશેષણ અને વિશેષ્યનું લિંગ એકજ રહેવું જોઇએ. એ શબ્દાનુશાસનનો નિયમ છે. આ હિસાબે ઉત્સર્પણ અને અવસર્પણ ક્રિયાની કર્ત્રી સૂર્ય નહિ પણ પૃથ્વી ઠરે છે. કાળમાં પરિસ્પંદાત્મક ગતિ નથી એ તો પ્રથમજ કહેવાઈ ગયું છે. ખરી વાત તો કેવલીગમ્ય છે. છદ્મસ્થને તો એટલું કહીનેજ અટકવું પડશે કે **'तमेव सच्चं नीसंकं, जं जिणेहिं पवेइयं'** એટલું તો ખરૂં કે જે સત્ય સિદ્ધ થાય તેજ કેવલીનું કહેલું છે. આંહિ તાત્પર્ય એટલુંજ છે કે ઉત્સર્પિણી અવસર્પિણી કાલચક્ર પ્રવૃત્તિમાન્ છે તે અનાદિકાલથી નિયમસર ચાલ્યું આવે છે. તેનું નિયંત્રણ કરવા માટે નિયંતાની કંઈ જરૂર નથી. જેમ નિમિત્ત મળતાં બીજમાંથી અંકુર પેદા થાય એ સ્વતઃસિદ્ધ છે, તેમ સૂર્ય અને પૃથ્વીનો દૂર નિકટ સંબંધ થતાં પદાર્થોમાં પ્રતિસમય હાનિવૃદ્ધિ થતાં પુદ્ગલોનો ઉત્કર્ષ–અપકર્ષ થવા માંડે એ સ્વતઃસિદ્ધ છે. એ ક્રિયાનું પરિમાણ બતાવનાર–પરિચ્છેદક કાલ છે. તેને જાણનાર અતીન્દ્રિયજ્ઞાની છે. તેમણે જે કહ્યું છે તે યથાતથ્ય છે. **सुज्ञेषु किं बहुना ?**

## પુદ્ગલ અને જીવના યોગથી જગત્લીલા.

ધર્માસ્તિકાયાદિ ચાર દ્રવ્યો અરૂપી, અમૂર્ત અને નિષ્ક્રિય હોવાથી સ્વાભાવિક પર્યાયવાન્ હોવા છતાં વૈભાવિક પર્યાયના અભાવ-

ી જગતની વિચિત્રતા તે ચાર દ્રવ્યોથી સિદ્ધ થઈ શકતી નથી. ખાય છે પ્રત્યક્ષ જગતની વિચિત્રતા. મનુષ્ય, તિર્યંચ, પક્ષી, કીટ, ી, પુરૂષ, યુવા, વૃદ્ધ, રાજા, રાંક, ગરીબ, શાહુકાર, કાળા, ગોરા, ભાગી, દુર્ભાગી, પહાડ, નદી, સમુદ્ર આદિ કૃત્રિમ અને અકૃત્રિમ દાર્થોની વિચિત્ર વિચિત્ર દશ્યતા, વિચિત્ર આકારો શાથી બન્યા શે? એ પ્રશ્ન સ્વાભાવિક ઉત્પન્ન થાય છે. એનો જવાબ ઇશ્વર-ાદીઓએ તો સ્હેલાઇથી આપ્યો છે કે એ બધી ઇશ્વરની લીલા . જૈન શાસ્ત્રે તેનો શો જવાબ આપ્યો છે તેની વિચારણા અત્રે રવામાં આવે છે.

## જીવની સક્રિયતા.

પરિસ્પંદાત્મક ક્રિયા બે પદાર્થોમાં છે, જીવમાં અને પુદ્‌ગલમાં ભા ક્રિયાથી બન્ને પદાર્થો એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જાય છે બને આવે છે. જીવનો પુદ્‌ગલ સાથે સંયોગ અને વિયોગ થાય છે. ુદ્‌ગલ લક્ષણ ગ્રાહ્યતા છે અને જીવ ગ્રાહક છે. ગ્રાહ્ય ગ્રાહકનો પ્રયોગબંધ રૂપે સંબંધ થાય છે. જીવનો પુદ્‌ગલની સાથે શરીર ઇંદ્રિયાદિરૂપે તથા કર્મરૂપે સંબંધ થાય છે. આઠ પ્રકારની લોકસ્થિ-તિમાંજ કહેવાઇ ગયું છે કે "**अजीवा जीवपइट्ठिया, जीवा कम्मपइट्ठिया**" અર્થાત્ શરીરાદિ જીવને આધારે રહેલ છે અને જીવ કર્મપ્રતિષ્ઠિત છે. તેમજ અજીવ–શરીરાદિ જીવસંગ્રહીત છે અને જીવ કર્મસંગ્રહીત છે. શરીરનો સંગ્રહ કરનાર જીવ છે અને જીવને સંગ્રહી રાખનાર કર્મ છે. શરીર, કર્મ અને જીવ અન્યોન્ય ક્ષીરનીરની પેઠે અથવા લોહપિંડ અને અગ્નિની પેઠે ઓતપ્રોત મળેલ છે. જીવજ પુદ્‌ગલસ્કંધને આકર્ષીને પોતાની ક્રિયાવડે કર્મરૂપે પરિણમાવે છે. પુદ્‌ગલ કર્મરૂપે સત્તા પામીને જીવને ઘેરી લે છે અને જીવની શક્તિઓને દબાવે છે. જ્યાંસુધી જીવમાં ક્રિયા છે ત્યાં સુધી કર્મબંધ છે. કહ્યું છે કે—

[ મંડિયપુત્તના પ્રશ્નોત્તર ]

મંડિત૦—ભંતે! જીવ હમેશાં "**पयति, वेयति, चलति, फंदइ, घट्टइ, खुब्भइ, उदीरति, तं तं भावं परिणमइ?**" કંપે છે? ચાલે છે? પરિસ્પંદાત્મક ક્રિયા કરે છે? એક બીજા પ્રદેશ સાથે સંઘટ્ટ કરે છે? ક્ષોભ પામે છે? ઉદીરણા કરે છે? તે તે ભાવરૂપે પરિણામ પામે છે?

શ્રીમહા૦—મંડિયપુત્તા! હા, જીવ તે તે ભાવ રૂપે પરિણામ પામે છે. જ્યાંસુધી જીવ એજન, ચલન, સ્પંદન વગેરે ક્રિયા કરે છે અને તે તે ભાવે પરિણામ પામે છે ત્યાંસુધી જીવ સંસારનો અંત કરીને મુક્તિને પામી શકતો નથી, કેમકે જ્યાંસુધી તે તે ક્રિયા કરે છે ત્યાંસુધી આરંભ સમારંભ ચાલુ રહે છે. આરંભ સમારંભમાં વર્તમાન જીવ ઘણા પ્રાણીઓને દુઃખી બનાવે છે, શોકમાં ગરકાવ કરે છે, ઝુરણા કરાવે છે, આંસુ ખેરાવે છે, કટ્ટણા પિટ્ટણા કરાવે છે, પરિતાપના-પીડા ઉપજાવે છે તેથી હે મંડિયપુત્તા! તે જીવ ત્યાંસુધી સંસારનો અંત કરી શકતો નથી અને મુક્તિ પામી શકતો નથી.

મંડિ૦—ભંતે! જ્યારે આ જીવ હલનચલનાદિ ક્રિયા માત્રને રોકી નિષ્ક્રિય બને છે ત્યારે સંસારનો અંત કરી મુક્તપદ મેળવે છે?

શ્રીમહા૦—મંડિયપુત્તા! ત્યારે આરંભ સમારંભની નિવૃત્તિ થવાથી, કોઈ પણ જીવને અસાતા-દુઃખ ન ઉપજાવવાથી સંસારનો અંત કરવાની ક્રિયા કરી જીવ મુક્તિપદ મેળવે છે.

## પ્રાણાતિપાતાદિ નિમિત્તથી લાગતી ક્રિયા.

ગૌતમ—ભંતે! પ્રાણાતિપાત-જીવહિંસાના નિમિત્તથી જીવને ક્રિયા-કર્મ લાગે છે?

શ્રીમહા૦—ગૌતમ! હન્તા—હા.

ગૌતમ—ભંતે ! તે ક્રિયા જીવથી ફરસાયેલી લાગે છે કે અફરસાયેલી ?

શ્રીમહા૦—ગૌતમ ! ફરસાયેલી લાગે છે. અણફરસાયેલી નથી લાગતી.

ગૌતમ—ભંતે ! તે ક્રિયા કરેલી લાગે છે કે અણકરી લાગે છે ?

શ્રીમહા૦—ગૌતમ ! જીવે કરેલી ક્રિયા લાગે છે. અણકરેલી નથી લાગતી.

ગૌતમ—ભંતે ! તે ક્રિયા જીવની પોતાની કરેલી કે પરની કરેલી કે પોતે અને પર ઉભયની કરેલી ક્રિયા લાગે છે ?

શ્રીમહા૦—ગૌતમ ! જીવે પોતે કરેલી ક્રિયા જીવને લાગે છે. પરકૃત કે ઉભયકૃત નથી.

ગૌતમ—ભંતે ! અનુક્રમથી કરેલી ક્રિયા લાગે છે કે અનુક્રમ વિના કરેલી લાગે છે ? અર્થાત્ જે પહેલી કરવામાં આવે તે પહેલાં લાગે અને પછી કરવામાં આવે તે પછી લાગે ?

શ્રીમહા૦—ગૌતમ ! અનુક્રમથી કરેલી ક્રિયા લાગે. અનુક્રમ વિના કરેલી ન લાગે.

જેવી રીતે પ્રાણાતિપાતથી કર્મ લાગે છે તેવી રીતે મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલેશ, અભ્યાખ્યાન, પૈશુન્ય-ચાડીચુગલી, પરનિન્દા, રતિ અરતિ, માયાસહિત મૃષા અને મિથ્યાદર્શનશલ્ય—એ અઢાર પાપસ્થાનકના નિમિત્તથી ક્રિયા-કર્મ લાગે છે. એ ક્રિયા પરત્વે પણ પૂર્વોક્ત પાંચ પ્રશ્નોત્તર પૂર્વવત્ સમજવા.

## જીવોની ગુરૂતા-લઘુતા.

જીવ સ્વભાવે અગુરૂલઘુ હોવા છતાં કર્મજન્ય ગુરૂતા અથવા લઘુતા થાય છે તે વિષે પ્રશ્નોત્તર નીચે પ્રમાણે છે,

[ પ્રશ્નોત્તર ]

ગૌતમ—"**कहन्नं भंते ! जीवा गरुयत्तं हव्वमागच्छन्ति ?**" ભંતે! જીવો ગુરૂપણાને કેવી રીતે પ્રાપ્ત થાય છે?

શ્રીમહા૦—"**गोयमा ! पाणाइवाएणं...जावमिच्छादंसण-सल्लेणं एवं खलु गोयमा ! जीवा गरुयत्तं हव्वमागच्छन्ति**" હે ગૌતમ! પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, ક્લેશ, અભ્યાખ્યાન, પૈશુન્ય, પરનિન્દા, રતિ અરતિ, માયાસહિત મૃષા અને મિથ્યાદર્શનશલ્ય—એ આઢાર પાપસ્થાનકના કારણથી જીવ ભારેપણાને પામે છે—ભારેકર્મી થાય છે.

ગૌતમ—"**कहन्नं भंते ! जीवा लहुयत्तं हव्वमागच्छन्ति ?**" ભંતે! શા કારણથી જીવો લઘુપણાને પ્રાપ્ત કરે છે?

શ્રીમહા૦—"**गोयमा ! पाणाइवायवेरमणेणं जाव मिच्छा-दंसणसल्ल वेरमणेणं एवं खलु गोयमा ! जीवा लहुयत्तं हव्वमाग-च्छन्ति**" હે ગૌતમ! પ્રાણાતિપાતનિવૃત્તિ, મૃષાવાદનિવૃત્તિ યાવત્ મિથ્યાદર્શનશલ્યનિવૃત્તિ—અર્થાત્ અઢારે પાપસ્થાનકની નિવૃત્તિ કરવાથી જીવો લઘુ ભાવને પામે છે. પાપ કર્મ ન બંધાવાથી જીવો હળવાકર્મી બને છે. ભારેકર્મી જીવો નીચી ગતિમાં જાય છે અને હળવાકર્મી જીવો ઉર્ધ્વ ગતિમાં જાય છે. ( **भग० १–९ । सू० ७२** )

પાપસ્થાનકની પ્રવૃત્તિ એ અધર્મ—કર્મબંધ છે, અને પાપ-સ્થાનકની નિવૃત્તિ એ ધર્મ—કર્મબંધની નિવૃત્તિ યા સંવર ધર્મ છે. અધર્મને રોકવો અને ધર્મની વૃદ્ધિ કરવી એ જૈન શાસ્ત્રનો આદર્શ છે. આ પ્રવૃત્તિ અને નિવૃત્તિ કરનાર બીજો કોઈ નથી, પણ જીવ પોતેજ છે. કહ્યું છે કે—

**अप्पा नई वेयरणी, अप्पा मे कूडसामली ।**
**अप्पा कामदुहा धेणू, अप्पा मे नंदणं वणं ॥**

**अप्पा कत्ता विकत्ता य, दुहाण य सुहाण य।**
**अप्पा मित्तममित्तं च, दुप्पठिय सुपट्ठिओ ॥**
**( उत्त० २० । ३६-३७ )**

અર્થ—નરકની વેતરણી નદી આત્મા છે અને નરકનું શાલ્મલિ વૃક્ષ પણ આત્મા છે. બીજી તરફ કામદુધા ગાય આત્મા છે અને મેરૂ પર્વત ઉપરનું નંદનવન પણ આત્માજ છે. દુઃખ અને સુખનો કરનાર જીવ પોતેજ છે અને ભોગવનાર પણ પોતેજ છે. ધમ કાર્યમાં પ્રવૃત્ત થએલો આત્મા પોતેજ પોતાનો મિત્ર છે અને પાપકાર્યમાં પ્રવૃત્ત થએલો આત્મા પોતેજ પોતાનો દુશ્મન છે.

## શુભાશુભ કર્મ.

જોકે આત્મા પોતે સ્વભાવે આનંદમય છે, જ્ઞાનસ્વરૂપ છે, પણ પ્રથમ કહેવાઈ ગયું છે કે કર્મસહિત આત્મામાં વૈભાવિક પર્યાય ઉત્પન્ન થાય છે. જ્ઞાન, આનંદ—એ સ્વાભાવિક પર્યાય છે. સુખ, દુઃખ, હર્ષ, શોક એ બધા વૈભાવિક પર્યાય છે. સ્વાભાવિક પર્યાયનો કર્તા શુદ્ધ એકલો આત્મા છે, વૈભાવિક પર્યાયનો કર્તા કર્મસહિત અશુદ્ધ આત્મા છે. બે દ્રવ્યના યોગથી વૈભાવિક પર્યાય થાય છે. બે દ્રવ્યમાં એક દ્રવ્ય તો નિમિત્તકારણ બને છે અને બીજું દ્રવ્ય ઉપાદાનકારણ બને છે. એમાં જે પ્રધાન હોય તે ઉપાદાનકારણ જેમકે રાગ દ્વેષાદિ પ્રવૃત્તિમાં આત્મા ઉપાદાનકારણ અને પુદ્ગલ (કર્મ) નિમિત્તકારણ છે. શારીરિક પ્રવૃત્તિમાં ઉપાદાનકારણ પુદ્ગલ અને નિમિત્તકારણ આત્મા છે. આંહિ જે આત્મા કર્તા ભોકતા કહ્યો છે, તે વ્યવહાર નયથી કહેલ છે. નિશ્ચય નયથી વિચાર કરીએ તો દરેક પદાર્થ સ્વ-સ્વભાવનો કર્તા છે. સુખદુઃખમાં ચેતન અચેતન બન્ને ભાવ છે. શુભ કર્મ અને અશુભ કર્મ એ તો અચેતન ભાવ—પુદ્ગલ ભાવ છે. શુભ કર્મપુદ્ગલનું વેદવું કે અશુભ કર્મપુદ્ગલનું વેદવું તે ચેતન ભાવ છે. નિશ્ચયથી ચેતન ભાવનું ઉપાદાન કારણ આત્મા અને નિમિત્ત

કારણ કર્મપુદ્દગલ છે, અને શુભ કર્મ અશુભ કર્મરૂપ અચેતન ભાવનું ઉપાદાનકારણ પુદ્દગલ અને નિમિત્તકારણ આત્મા છે. સ્વાભાવિક પર્યાયમાં કેવલ એકજ ભાવ હોય છે જ્યારે વૈભાવિક પર્યાયમાં ચેતન અચેતન બન્ને ભાવ હોય છે. તેમાં ચેતન ભાવનો કર્તા આત્મા અને અચેતન ભાવનો કર્તા પુદ્દગલ છે. આંહિ અપ્પા શબ્દ કર્મસહિત આત્મામાં વપરાયેલો છે. જ્યાંસુધી કર્મસહિત છે ત્યાંસુધી સુખદુઃખ –શુભઅશુભ કર્મનો કર્તા પણ અને ભોક્તા–અનુભવકર્તા પણ છે. આત્મા વૈતરણી નદી, આત્મા શાલ્મલિ વૃક્ષ, આત્મા કામદુધા અને આત્મા નંદનવન એ આલંકારિક પ્રયોગ છે. વૈતરણી નદી અને શાલ્મલિ વૃક્ષ જેમ દુઃખના હેતુ છે તેમ અશુભ કર્મસહિત આત્મા દુઃખનો હેતુ બને છે. કામદુધા ગાય અને નંદનવન જેમ સુખશાંતિના હેતુ છે, તેમ શુભ કર્મસહિત આત્મા સુખશાંતિનો હેતુ બને છે. જે આત્મા શુભ કર્મવિશિષ્ટ હોય છે તે પોતે પોતાનો મિત્ર બને છે, આત્મા અશુભ કર્મવિશિષ્ટ હોય છે તે આત્મા પોતેજ પોતાનો દુશ્મન બને છે. મતલબ એ છે કે આત્મા અને કર્મ શિવાય ત્રીજી કોઈ વ્યક્તિનો સુખદુઃખમાં હાથ નથી. ગીતામાં પણ કહ્યું છે કે **"आत्मैव आत्मनो बन्धु–रात्मैव रिपुरात्मनः"** આત્માજ આત્માનો બન્ધુ છે અને આત્માજ આત્માનો શત્રુ છે. શંકરાચાર્યે પણ કહ્યું છે કે—

**सुखस्य दुःखस्य न कोपि दाता, परो ददातीति कुबुद्धिरेषा।**
**अहं करोमीति वृथाभिमानः, स्वकर्मसूत्रग्रथितो हि लोकः ॥**

અર્થ—સુખ અને દુઃખનો દેનાર બીજો કોઈ નથી–પોતા શિવાય બીજો કોઈ સુખદુઃખ આપે છે એમ માનવું તે દુર્બુદ્ધિ–અજ્ઞાન છે. હુંજ કરૂં છું એમ માનવું તે મિથ્યા અભિમાન છે. ખરી રીતે તો પોતાનાં પૂર્વકર્મથી ગુંથાયલો જીવસમૂહ સુખદુઃખનો કર્તા ભોક્તા છે.

# શુભાશુભ કર્મ ઉપર દૃષ્ટાંતપૂર્વક કાલોદાયીના પ્રશ્નોત્તર.

કાલોદાયી—ભંતે ! જીવોનાં પાપકર્મ કેવી રીતે પાપફલવિપાક આપનારાં થાય છે ?

શ્રીમહા૦—કાલોદાયી ! કોઈ માણુસ અઢાર પ્રકારનાં શાક યુક્ત મિષ્ટ ભોજન વિષમિશ્રિત ખાવાને બેઠો. તેને તે ભોજન ખાતી વખતે સરસ આહ્લાદજનક લાગે છે પણ થોડી વાર પછી જ્યારે તે પરિણમવા માંડે છે ત્યારે દુષ્ટ રૂપ, દુષ્ટ ગંધ, દુષ્ટ રસ અને દુષ્ટ સ્પર્શ રૂપે પરિણામ પામતાં નસેનસ ખેંચાય છે અને જીવકાયાને જુદાં પાડે છે. તેવી રીતે પ્રાણાતિપાત યાવત્ મિથ્યાદર્શનશલ્ય—એ અઢાર પાપકર્મ બાંધતી વખતે તો મીઠાં લાગે છે પણ ઉદય થતાં ભોગવતી વખતે મહામુસીબત ઉઠાવવી પડે છે. નરકમાં ઉજ્જલી પીડા ભોગવવી પડે છે. પલ્યોપમ અને સાગરોપમ પર્યંત અતુલ અસહ્ય કર્કશ વેદના વેદવી પડે છે.

કાલોદાયી—ભંતે ! જીવોને શુભાનુષ્ઠાન શુભફલવિપાક આપનાર કેવી રીતે બને છે ?

શ્રીમહા૦—કાલોદાયી ! જેમ કોઈ માણુસ અઢાર પ્રકારનાં શાકયુક્ત ઔષધિમિશ્રિત ભોજન જમવા બેઠો. તે ભોજન જમતી વખતે બહુ સ્વાદિષ્ટ નથી લાગતું પણ પરિણામે ધીમે ધીમે સુવર્ણ, સુગંધ, સુરસ અને શુભ સ્પર્શ રૂપે પરિણામ પામતાં શરીરમાંના રોગને દૂર કરી આરોગ્ય ઉત્પન્ન કરી શરીરને તનદુરસ્ત અને દીર્ઘજીવી બનાવે છે. તેવી રીતે શુભાનુષ્ઠાન કરતી વખતે જોકે થોડીક તકલીફ ઉઠાવવી પડે છે, તપ અને ત્યાગ કરવો પડે છે, બાવીસ પરિષહ જીતવા પડે છે, ઉઘાડે પગે, ઉઘાડે માથે વિહાર કરી પરિશ્રમ સેવવો પડે છે કે લોચ કરવો પડે છે, પણ પરિણામે ધીરે

ધીરે આત્મશુદ્ધિ થતાં ઉચ્ચ ગતિ પ્રાપ્ત કરી થોડા વખતમાં જન્મ જરા મરણનાં સર્વ દુઃખોનો અંત આવી જાય છે.

(ભગ૦ ૭-૧૦। સૂ૦ ૩૦૬)

## સાતાવેદનીય અને અસાતાવેદનીય કર્મ.

[પ્રશ્નોત્તર]

ગૌતમ—ભંતે! જીવ સાતાવેદનીય કર્મ કેવી રીતે બાંધે છે?

શ્રીમહા૦—ગૌતમ! પ્રાણી, ભૂત, જીવ અને સત્ત્વ એ સર્વ જીવોની અનુકંપા રાખવાથી, તેમને દુઃખ ન દેવાથી, શોચ ન કરાવવાથી, જીુરણા ન કરાવવાથી, તેમનાં આંસુ લૂછવાથી, કુટ્ટણા પિટ્ટણા ન કરાવવાથી અને પરિતાપના-ક્લેશ ન ઉપજાવવાથી જીવો સાતાવેદનીય કર્મ બાંધે છે. તેને પરિણામે આવતે ભવે જીવ આરોગ્ય, તનદુરસ્તી અને સ્વાસ્થ્ય પામે છે.

ગૌતમ—ભંતે! જીવો અસાતાવેદનીય કર્મ શાથી બાંધે છે?

શ્રીમહા૦—ગૌતમ! બીજાં પ્રાણીઓને દુઃખ આપવાથી, શોકગ્રસ્ત-દિલગીર કરવાથી, જૂરણા કરાવવાથી, આંસુ ખેરવાવવાથી, કુટ્ટણા પિટ્ટણા કરાવવાથી, પરિતાપના-ખેદ ઉપજાવવાથી જીવો અસાતાવેદનીય કર્મ બાંધે છે. તેને પરિણામે જીવ આવતે ભવે રોગ, ગ્લાનિ, આધિ, વ્યાધિ, ઉદ્વેગ, દૈન્ય વગેરે દુઃખ પામે છે.

(ભગ૦ ૭-૬। સૂ૦ ૨૮૬)

કર્મબંધનો વધારે વિસ્તાર પન્નવણાસૂત્રના ૨૩ મા પ્રકૃતિ પદમાં અને ભગવતી સૂત્રના આઠમા શતકના નવમા ઉદ્દેશામાં કમ્માશરીર પયોગબંધના અધિકારમાં જોઇ લેવો. ગ્રંથવિસ્તારના ભયથી અત્રે નથી લખ્યું.

સંક્ષેપમાં કહેવાનું એટલુંજ છે કે જીવ અને પુદ્‌ગલના યોગથી જગતનું વૈચિત્ર્ય સિદ્ધ થાય છે. જીવ અને પુદ્‌ગલની પરિણતિ વચ્ચે કારણ તરીકે કાલ, સ્વભાવ, નિયતિ, પ્રારબ્ધ-પૂર્વકર્મ અને

પુરૂષાર્થ એ પાંચનો સમન્વય છે જેનું સ્વરૂપ કેટલુંક દાર્શનિક ઉત્તર પક્ષ પ્રકરણમાં બતાવેલ છે અને વધારે વિસ્તાર 'કારણસંવાદ' નામની પુસ્તિકામાં છે ત્યાંથી જિજ્ઞાસુએ જોઈ લેવું. આ પાંચ સમવાયિકારણના નિમિત્તથી જગત્‌ની હાનિ, વૃદ્ધિ, વિચિત્રતા, મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, રાજા, રાંક, સૌભાગી, દુર્ભાગી, બુદ્ધિમાન્, નિર્બુદ્ધિ, નદી, સરોવર, પહાડ ગામ, નગર, વન, જંગલ વગેરે સર્વ સાકાર દશ્યો બન્યાં છે, બને છે અને બનશે. પૃથ્વી, પાણી, આગ, વાયુ અને વનસ્પતિ એ સર્વ એકેન્દ્રિય જીવોનાં શરીરરૂપ છે. શરીરને બનાવનાર ખુદ જીવ છે, કારણકે '**अजीवा जीवपइट्ठिया**' શરીર રૂપ અજીવ જીવને આધારે રહેલ છે અને જીવે તેને બનાવેલ છે. '**जीवा कम्मपइट्ठिया**' જીવો કર્મને આધારે રહેલ છે, એટલે કર્મના યોગથી જીવોજ ન્હાનાં યા મ્હોટાં શરીર બનાવે છે. જીવ અને પુદ્‌ગલથી આખું જગત્ ઠાંસોઠાંસ ભર્યું છે. એક સરસવ માત્ર પૃથ્વી પણ સૂક્ષ્મ તથા બાદર જીવ વિનાની ખાલી નથી. જગત્‌માં જે કંઈ દેખાય છે તે સર્વ જીવોનાં વર્તમાન શરીર અથવા ભૂતકાલીન શરીર છે; જેમકે લીલું વૃક્ષ એ વૃક્ષના અસંખ્ય જીવોએ મલીને બનાવેલ છે, સુકું લાકડું તે વનસ્પતિના જીવોએ બનાવીને છોડેલ અચિત્ત શરીર છે. પહાડને પૃથ્વીના અસંખ્ય જીવો મલીને બનાવે છે. નદીને કે સમુદ્રને પાણીના અસંખ્ય જીવો મલીને બનાવે છે. એમ સ્થાવર ચીજો સ્થાવર જીવોની બનાવેલ છે અને ત્રસ શરીરો ત્રસ જીવોનાં બનાવેલ છે. કર્મપુદ્‌ગલની રચના જીવો કરે છે અને શરીરપુદ્‌ગલની રચના પણ જીવો કરે છે. જગત્‌ની રચના માટે ઇશ્વરનું ક્યાંય પણ સ્થાન નથી. જગત્‌ની રચના રાગદ્વેષવાળા જીવોની કૃતિ છે, જ્યારે ઇશ્વર રાગદ્વેષ અને કષાયરહિત નિર્દોષ હોવાથી યા કર્મરહિત હોવાથી તે સ્વાભાવિક પર્યાયનાજ કર્તા થઈ શકે છે. વૈભાવિક પર્યાયના કર્તા ન બની શકે. જગત્ છે તે

વૈભાવિક પર્યાયરૂપ છે માટે જગતની સાથે ઇશ્વરનો મેળ મળે તેમ નથી. ઇશ્વર તો શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપ પરમશુદ્ધ આનંદમય અને વિજ્ઞાનમય છે. તે શુદ્ધચેતનભાવનાજ કર્તા છે, પરભાવના કર્તા નથી. **सुज्ञेषु किं बहुना ?**

## જૈન ઈશ્વર : અરિહંત અને સિદ્ધ ભગવાન્.

આઠ કર્મોમાંથી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય–એ ચાર ઘાતીકર્મોનો સર્વથા ઉચ્છેદ કરવાથી કેવલજ્ઞાન, કેવલદર્શન, ક્ષાયક ચરિત્ર અને અનંતવીર્યની પ્રાપ્તિ કરનાર આત્મા અર્હત્ કહેવાય છે. આ અર્હત્ જીવન્મુક્ત હોય છે. રાગદ્વેષનો સર્વથા ક્ષય થવાથી વીતરાગ પદ ધારણ કરનાર અર્હત્ આખા વિશ્વને–સર્વ પ્રાણીઓને આત્મવત્ માને છે. કોઇના ઉપર શત્રુ કે મિત્ર ભાવ ન હોવાથી પૂર્ણ સમદર્શી હોય છે. એમનો ત્યાગ અને વૈરાગ્ય પરિપૂર્ણ હોય છે. જગતની કોઇ પણ લાલસા એમના મનમાં હોતી નથી. આશા અને તૃષ્ણા એમના ચરણની દાસી હોય છે. અઢારે પાપસ્થાનકનો સર્વથા ત્યાગ કરેલ હોય છે. આયુષ્યકર્મ બાકી હોય ત્યાંસુધી તે તેરમા સયોગી કેવલી ગુણસ્થાનકે બિરાજમાન હોય છે. ચરમશરીરી હોવાથી બીજો ભવ તેમને ધારણ કરવાનો હોતો નથી. આ ભવને અંતેજ આયુષ્યકર્મની સાથે વેદનીય, નામ અને ગોત્ર કર્મ સમાપ્ત કરી અયોગી ગુણસ્થાનકે પાંચ હ્રસ્વ અક્ષર ઉચ્ચારણકાલ પર્યંત રહી તેમને મુક્તિપદ પ્રાપ્ત કરવાનું હોય છે. કેવલજ્ઞાન અને કેવલદર્શન શિવાય બીજે કયાંય પણ તેમનું લક્ષ્ય જતું નથી. શરીરધારી છતાં મુક્તિદશાનું અનંત સુખ મ્હાણી રહ્યા છે. એટલા માટેજ તેઓ જીવન્મુક્ત કહેવાય છે. નમસ્કરણીય પાંચ પરમેષ્ઠી પદમાં પ્રથમ નંબર અરિહંતોનો છે કેમકે 'નમો અરિહંતાણં' પહેલાં અને પછી 'નમો સિદ્ધાણં'. તેઓ નીચે દર્શાવેલ ૧૮ દોષરહિત અને બાર ગુણે કરી સહિત હોય છે.

## અઢાર દોષ.

(૧) મિથ્યાત્વ. (૨) અજ્ઞાન. (૩) મદ—ગર્વ. (૪) ક્રોધ. (૫) માયા. (૬) લોભ. (૭) રતિ—પાપમાં આસક્તિ. (૮) અરતિ—ખેદ યા ઉદ્વેગ. (૯) નિદ્રા. (૧૦) શોક. (૧૧) જૂઠ. (૧૨) ચોરી. (૧૩) મત્સર, (૧૪) ભય. (૧૫) હિંસા. (૧૬) શત્રુમિત્ર ભાવ. (૧૭) ક્રીડા—ગમત. (૧૮) હાંસી—મશ્કરી. (**जै० त० प्र० पृ. ११**)

આ અઢાર દોષમાંનો એક પણ દોષ અરિહંત ભગવાન્માં હોતો નથી. સર્વ પ્રકારે એ અઢાર દોષથી અલિપ્ત છે.

## અર્હત્ના બે ભેદ.

અરિહંતના સામાન્ય રીતે બે પ્રકાર છે. (૧) કેવલી ભગવાન્. (૨) તીર્થંકર ભગવાન્. ઉપરનું વર્ણન તો કેવલી અને તીર્થંકર બન્નેને સરખી રીતે લાગુ પડે છે. નીચેની બાબતમાં કેવલીથી તીર્થંકર જુદા પડે છે. ચોત્રીશ પ્રકારના અતિશય—પ્રભાવક ચિહ્નો અને ૩૫ પ્રકારના વાણીના અતિશય તીર્થંકર નામકર્મના ઉદયવાળા તીર્થંકર ભગવાનને હોય છે. સામાન્ય કેવળીને નથી હોતા. એક હજાર આઠ ઉત્તમ લક્ષણો અને ચોસઠ ઈંદ્રની પૂજનીયતા તીર્થંકરમાં હોય છે, કેવલીમાં નથી હોતાં. તીર્થંકરો પોતપોતાના સમયમાં સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચતુર્વિધ સંઘની સ્થાપના કરે છે અને સંઘનાયક યા શાસનપતિ કહેવાય છે. એવા તીર્થંકર એક અવસર્પિણીકાલમાં કે ઉત્સર્પિણીકાલમાં ચોવીસ ચોવીસ થાય છે; જેમકે ગત અવસર્પિણીકાલમાં ઋષભદેવ સ્વામીથી મહાવીર સ્વામી પર્યંત ચોવીસ તીર્થંકર થયા. કેવલી તો હર સમય થોડામાં થોડા બે કરોડ અને વધારેમાં વધારે નવ કરોડ પંદર કર્મભૂમિનાં ક્ષેત્રોમાં હોય છે. એમ તીર્થંકરો પણ પંદર કર્મભૂમિનાં ક્ષેત્રોમાં મલીને ૧૬૦ યા ૧૭૦ હોય છે. ચોવીશ તો ભરતક્ષેત્ર અને ઈરવત ક્ષેત્રની અપેક્ષાએ કહ્યા, કેમકે અવસર્પિણી અને ઉત્સર્પિણીકાલ ભરત ઈરવત ક્ષેત્રમાંજ છે. પાંચ

મહાવિદેહ ક્ષેત્રમાં તો સદા સરખો કાલ છે, એટલે ત્યાં તો હમેશાં તીર્થંકર હોય જ છે.

## બાર ગુણ.

(૧) અનન્ત જ્ઞાન. (૨) અનન્ત દર્શન. (૩) અનન્ત ક્ષાયક ચારિત્ર. (૪) અનન્ત સુખ. (૫) અનન્ત બલ-વીર્ય. (૬) અનન્ત ક્ષાયક સમ્યક્ત્વ. (૭) વજ્રઋષભનારાચ સંઘયણ. (૮) સમચઉરંસ સંઠાણ. (૯) ચોત્રીશ અતિશય. (૧૦) પાંત્રીશ વાણીના ગુણ. (૧૧) એક હજાર આઠ ઉત્તમ લક્ષણ. (૧૨) ચોસઠ ઇંદ્રોથી પૂજનીયતા.

તીર્થંકરો કેવલીના પણ નાયક ગણાય છે, તેથી કેવલી જિન કહેવાય છે અને તીર્થંકરો જિનેંદ્ર કહેવાય છે. આ કેવલી અને તીર્થંકરો મલી અરિહંત ગણાય છે. તેમને પ્રથમ પદથી 'નમો અરિહંતાણં' એ પદથી નમસ્કાર કરવામાં આવે છે. એ જૈનાભિમત પ્રથમ ઈશ્વર છે. આંહિ ઈશ્વર શબ્દનો અર્થ પૂર્ણ આત્મિક સામર્થ્યવાન્ યા પૂર્ણ ઐશ્વર્યવાન્ એટલો જ થાય છે. ઈશ્ ધાતુથી બનેલ ઈશ્વર શબ્દમાંથી એજ અર્થ નીકળે છે. કર્તૃત્વ, કૃતિ કે પ્રયત્ન એવો અર્થ એ ધાતુમાંથી નીકળી શકતો નથી. સામર્થ્યનો અર્થ એવો થતો નથી કે તેણે જગત્‌ના ઉપર પોતાનું સામ્રાજ્ય જમાવવું. એનો અર્થ એ થાય છે કે આજસુધી જે આત્મા જડ પદાર્થ–પુદ્ગલ દ્રવ્યની સત્તા નીચે દબાયલો હતો–કર્મની આજ્ઞાને આધીન હતો તે આત્માએ કર્મના દલને ચૂર્ણ કરી, કર્મની સત્તાને જડમૂલથી ઉખેડી નાખી, અનંતજ્ઞાન અને અનંતદર્શનરૂપી પોતાની અતુલ સમૃદ્ધિનો કબ્જો મેળવી, સ્વાભાવિક પર્યાયની સત્તા ઉપર પૂર્ણ સ્વતંત્રપણે પોતાનું સામ્રાજ્ય જમાવવું અને અનંત પરમાનંદમાં લીન રહેવું યા પૂર્ણ બ્રહ્મપદ પ્રાપ્ત કરવું અને જગત્‌માં–ભવસાગરમાં ડુબકીઓ ન ખાતાં જગત્‌ની સપાટી ઉપર સ્થિર થઈ જવું, જન્મ જરા મરણના દુઃખનો સર્વથા અંત કરીને નિજાનંદમાં અનંતકાલને માટે લયલીન થઈ જવું. એજ

પૂર્ણ સામર્થ્યનું ફલ છે. અરિહંતો એ ફલસ્વરૂપ મુક્તિપદના સમીપમાં પહોંચી ચૂકયા છે છતાં જગત્‌નું શ્રેય સાધવામાં માર્ગપ્રદર્શનદ્વારા, શાસ્ત્રોપદેશદ્વારા, સંઘસ્થાપનદ્વારા અને અનેક જીવોને મુક્તિનો સાથ આપીને બનેલ સાર્થવાહદ્વારા મ્હોટો હિસ્સો આપે છે. તેથી આસન્ન ઉપકારી હોવાને લીધે આઠ કર્મ ખપાવનાર સિદ્ધપદથી બીજે નંબરે હોવા છતાં પ્રથમ નંબરે આપણે તેમને નમસ્કાર કરીએ છીએ: 'નમો અરિહંતાણું' ઇતિ.

## બીજા પરમેષ્ઠી સિદ્ધ ભગવાન્ઃ नमो सिद्धाणं.

તીર્થંકરો પણ જેને નમસ્કાર કરે છે **नमो सिद्धस्स** અથવા "**सिद्धाणं नमो किच्चा संजयाणं च भावओ**" ઇત્યાદિ અનેક સ્થલે તીર્થંકરોનો સિદ્ધ ભગવાન્ પ્રત્યે નમસ્કરણીય ભાવ જોવામાં આવે છે તે એટલા માટે કે અરિહંતોનાં ચાર કર્મ બાકી છે જ્યારે સિદ્ધ ભગવાને આઠે કર્મનો સર્વથા ક્ષય કરીને સંપૂર્ણ કૃતકૃત્યતા પ્રાપ્ત કરી છે. "**शिवमयलमरुयमणंतमक्खयमव्वाबाहम-पुणरावत्तियं सिद्धिगइ नामधेयं ठाणं संपत्ताणं.**" અર્થ–સિદ્ધિ-ગતિ નામનું સ્થાન જેમણે પ્રાપ્ત કર્યું છે. તે સ્થાન કેવું છે કે શિવ–ઉપદ્રવરહિત, અચલ, અરૂજ–રોગરહિત, અણંત–અંતરહિત, અક્ષય–ક્ષય ન પામનાર, અવ્યય–વ્યયરહિત, અવ્વાબાહ–વ્યાબાધા–પીડારહિત, અપુણરાવત્તિય–પુનરાવૃત્તિ રહિત, એવું સિદ્ધિગતિ નામનું સ્થાનક જેમણે પ્રાપ્ત કર્યું છે તે સિદ્ધ ભગવાન્ સિદ્ધશિલા નામની પૃથ્વીની ઉપર એક જોજનના છેલ્લા ગાઉના છઠા ભાગને વિષે ૩૩૩ ધનુષ્ય અને ૩૨ અંગુલ પરિમિત ક્ષેત્રમાં લોકને અગ્રભાગે અનંત અનંત સુખની લ્હેરમાં બિરાજી રહ્યા છે. તે કેવા છે? અવર્ણે, અગંધે, અરસે, અફાસે, અમૂર્ત, અવિનાશી, ભૂખ નહિ, દુઃખ નહિ, રોગ નહિ, સોગ નહિ, સંતાપ નહિ, દુઃખ નહિ, જન્મ નહિ, મરણ નહિ, કાયા નહિ, કર્મ નહિ, ચાકર નહિ, ઠાકર નહિ, આતમસ્વરૂપે સર્વ એક

સમાન છે. જ્યાં એક સિદ્ધ છે ત્યાં અનંત સિદ્ધ છે અને જ્યાં અનંત છે ત્યાં એક છે. કહ્યું છે કે—

**जत्थ य एगो सिद्धो, तत्थ अणंता भवक्खयविमुक्का ।**
**अण्णोण्णसमोगाढा, पुट्ठो य सव्वे य लोगंते ॥**

( उव० पृ० २१३ )

અર્થ—જ્યાં એક સિદ્ધ છે ત્યાં અનંત સિદ્ધો છે. એક બીજાને અવગાહીને રહેલા છે. સર્વ લોકના અંતને સ્પર્શેલા છે. જીવનો સ્વભાવ ઉર્ધ્વગામી હોવાથી નિર્લેપતુંબીવત્ એરંડબીજ બંધનમુક્તવત્ ધનુષ્યમુક્ત બાણવત્ અવિગ્રહગતિએ એક સમયમાં લોકને અંતે પહોંચે છે. ત્યારપછી ધર્માસ્તિકાય ન હોવાથી અલોકમાં ન જતાં લોકને અંતે મુક્ત જીવો અટકી જાય છે.

## સિદ્ધનું સૌખ્ય.

**णवि अत्थि मणुस्साण, तं सोक्खं णवि य सव्वदेवाणं ।**
**जं सिद्धाणं सोक्खं, अव्वाबाहं उवगयाणं ॥**
**जं देवाणं सोक्खं, सव्वद्धापिंडियं अणंतगुणं ।**
**णय पावइ मुत्तिसुहं, णंताहिं वग्गवग्गूहिं ॥**

( उव० पृ० २१३ )

અર્થ—જે સુખ મનુષ્યોમાં કોઈ પણ મનુષ્યને નથી, જે સુખ સર્વ દેવતાઓમાં નથી, તે સુખ અવ્યાબાધ સ્થિતિને પ્રાપ્ત થએલ સિદ્ધ ભગવંતોને છે. દેવતાઓનાં સર્વ સુખને પિંડીભૂત બનાવીને તેને અનંતગણું કરીએ તોપણ સિદ્ધના સુખની તુલના ન થઈ શકે. અથવા અનંત વર્ગનો વર્ગ કરીએ તોપણ સિદ્ધસુખની સમાનતા ન કરી શકાય. એ સુખ સ્વાનુભવગમ્ય છે. અનુભવનારજ જાણી શકે. તીર્થંકર પણ જીભથી વર્ણન ન કરી શકે. જેમ જંગલી માણસ નગરની વસ્તુઓનું વર્ણન ન કરી શકે તેમ સંસારી માણસ સિદ્ધના સુખનું બ્યાન ન કરી શકે. બીજ બળી જવાથી જેમ અંકુર ઉત્પન્ન ન થાય

તેમ કર્મબીજ બળી જવાથી સિદ્ધના જીવોને સંસારરૂપ અંકુર ઉત્પન્ન ન થાય, માટે સિદ્ધને ફરી સંસારમાં અવતરવું નથી. આવા પરમ વિશુદ્ધ આત્માઓ, મુક્ત આત્માઓ જૈનોની દૃષ્ટિએ પરમ ઈશ્વર–પરમેશ્વર તરીકે ગણાય છે. આ બે પદનો અધિકાર માત્ર મનુષ્યનેજ છે. મનુષ્ય તરીકે જન્મેલ આત્માજ કર્મોનો ઉચ્છેદ કરતો કરતો અરિહંત બનીને સિદ્ધપદને પ્રાપ્ત કરે છે. '**अप्पा सो परमप्पा**' જીવ તે શિવ, '**अहं ब्रह्मास्मि**' આ સર્વ ઉક્તિઓ આંહિ સાર્થક થાય છે. તાત્પર્ય એ છે કે આપણે પણ સતત શુદ્ધ પુરૂષાર્થ કરીએ તો ઈશ્વરપદને પ્રાપ્ત કરી શકીએ છીએ. તેથી પારકી આશા સદા નિરાશા એમ ધારી, અહો ભવ્યો! અધર્મને રોકી ધર્મનો સતત પુરૂ-પાર્થ કરો કે જેથી આપણે પણ જન્મમરણનો અંત કરી અરિહંત અને સિદ્ધપદ પ્રાપ્ત કરીએ, એજ આ ગ્રંથનો ઉદ્દેશ છે. **सुज्ञेषु किं बहुना ?**

## ग्रन्थप्रशस्तिः ।

### शार्दूलविक्रीडितवृत्तम् ।

**बाणाङ्काङ्कधराऽक्षयोत्तमतिथा–वारब्ध आग्रापुरे ।**
**षण्निध्यङ्करसाऽश्विने शुभदले, तिथ्यां दशम्यां रवौ ॥**
**ग्रन्थोऽयं विदितेऽजरामरपुरे, नीतः समाप्तिं परां ।**
**श्रीमद्वीरगुलाबचन्द्रविदुषः, शिष्येण रत्नेन्दुना ॥ १ ॥**

અર્થ—સ્થવિર મહારાજશ્રી વીરચંદ્રજી સ્વામીના વડીલ બન્ધુ પૂજ્યપાદશ્રી ગુલાબચંદ્રજીસ્વામીના શિષ્ય મુનિ રત્નચંદ્રે વિક્રમ સંવત્ ૧૯૯૫ ના અક્ષયતૃતીયા (વૈશાખ સુદ ૩) ના દિવસે આગ્રા શહેરમાં આરંભેલ આ ગ્રન્થ સંવત્ ૧૯૯૬ ના આશ્વિન શુક્લદશમી અર્થાત્ વિજયાદશમી અને રવિવારે પ્રસિદ્ધ અજમેર શહેરમાં પૂર્ણ કર્યો.

**स्वपर श्रेयोर्थम्** । ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# ઈશ્વર વિષે જૈન કવિ ન્યામતસિંહનો અભિપ્રાય.

( ૧ )

( તર્જ—હુવા સુત રામ દશરથકે, બહાદુર હો તો ઐસા હો. )

ન રાગી હો ન દ્વેષી હો, સદાનન્દ વીતરાગી હો,
સબ વિષયોંકા ત્યાગી હો, જો ઇશ્વર હો તો ઐસા હો. ટેક
ન ખુદ ઘટઘટમેં જાતા હો, મગર ઘટઘટકા જ્ઞાતા હો,
વહ સત ઉપદેશદાતા હો, જો ઈશ્વર હો તો ઐસા હો. ૧
ન કરતા હો ન હરતા હો, નહીં અવતાર ધરતા હો,
મારતા હો ન મરતા હો, જો ઈશ્વર હો તો ઐસા હો. ૨
જ્ઞાન કે નૂરસે [૧]પુરનૂર, હો જિસકા નહીં સાની,
સરાસર નૂર નૂરાની[૨], જો ઈશ્વર હો તો ઐસા હો. ૩
ન ક્રોધી હો ન કામી હો, ન દુશ્મન હો ન હામી હો,
વહ સારે જગકા સ્વામી હો, જો ઈશ્વર હો તો ઐસા હો. ૪
વહ જાતે પાક હો દુનિયાં—કે ઝગડોંસે મુર્બરા હો,
આલિમુલ[૩] ગૈબ હોવે, જો ઈશ્વર હો તો ઐસા હો. ૫
દયામય હો શાન્તરસ હો. પરમ વૈરાગ્યમુદ્રા હો,
ન જાબિર હો ન કાહિર હો, જો ઈશ્વર હો તો ઐસા હો. ૬
નિરંજન નિર્વિકારી હો, નિજાનન્દ રસવિહારી હો,
સદા કલ્યાણકારી હો, જો ઈશ્વર હો તો ઐસા હો. ૭
ન જગજંજાલ રચતા હો, કરમફલકા ન દાતા હો,
વહ સબ બાતોંકા જ્ઞાતા હો, જો ઈશ્વર હો તો ઐસા હો. ૮
વહ સચ્ચિદાનંદરૂપી હો, જ્ઞાનમય શિવસ્વરૂપી હો,
આપ કલ્યાણરૂપી હો, જો ઈશ્વર હો તો ઐસા હો. ૯
જિસ ઈશ્વરકે ધ્યાનસે હી, બને ઈશ્વર કહે "ન્યામત,"
વહી ઈશ્વર હમારા હૈ, જો ઈશ્વર હો તો ઐસા હો. ૧૦

૧ પ્રકાશથી ભરેલ. ૨ ચાંદની. ૩ સર્વજ્ઞ.

## ( ૨ )

( ગઝલ )

જગતકર્તા નહીં ઈશ્વિર, અગર હોવે તો મૈં જાનૂં,
સરે મુંહ ભી ફરક ઇસિમેં, અગર હોવે તો મૈં જાનૂં. ૧
જરા ઈન્સાફ કરકે ચાર, મેરી બાત સુન લીજે,
જો કર્તાકા તુમ્હેં વિશ્વાસ, અગર હોવે તો મૈં જાનૂં. ૨
જો ઈશ્વિર સર્વવ્યાપી હૈ, તો હરકત કર નહીં સકતા,
કભી આકાશ મુતહરરિક, અગર હોવે તો મૈં જાનૂં. ૩
જગત સાકાર હૈ, ઈશ્વિર– નિરાકાર આપ માને હૈં,
કોઈ નિરાકારસે સાકાર, અગર હોવે તો મૈં જાનૂં. ૪
વહ ઈશ્વિર સચ્ચિદાનંદ હૈ, સદા કલ્યાણકારી હૈ,
ન કર્તા હૈ ન હર્તા હૈ, અગર હોવે તો મૈં જાનૂં. ૫
વિના સમઝે જગતકર્તાકા, લોગોંકો હો રહા ધોખા,
ન્યાય પઢ દેખિયે ધોખા, ન દૂર હોવે તો મૈં જાનૂં. ૬
કહે ન્યામત ન્યાયપરમાણુ– સે તહકીક કર લીજે,
જગતકર્તા મેં કોઈ પ્રમાણ, અગર હોવે તો મૈં જાનૂં. ૭

## ( ૩ )

### ઈશ્વરની અવહેલના.

( તર્જ–નાથ કૈસે ગજકો બંધ છુડાયો )

માનવ મુજને માનવ સરિખો બનાવે, મારી સઘળી પ્રભુતા તજાવે. મા. ટેક
નાનકડું બાળક સમજીને, પારણીયામાં ઝુલાવે,
જન્મ જરા ને મરણ તજ્યાં છતાં, ફરી ફરી જન્મ ધરાવે. માનવ. ૧
ટાઢ ને તડકો પડે માનવને, મુજને વસ્ત્ર ધરાવે,
વસવાને મુજ માટે મોટાં, મંદિર માળ ચણાવે. માનવ. ૨
ભૂખ તરસ લાગે નહિ તોપણ, મોટા થાળ ધરાવે,
મારૂં નામ લઈને દુષ્ટો, માલ મલીદા ઉડાવે. માનવ. ૩

ઉંઘ કદી આવે નહિ તોપણ, સુંદર સેજ બિછાવે,
કામ–વિકાર નહિ તોએ પણ, પ્રેમ ધરી પરણાવે. માનવ. ૪
અશુદ્ધ થયેલ મને સમજીને, નિત નિત સ્નાન કરાવે,
શુદ્ધસ્વરૂપી હું છું તથાપિ, આમ અવિદ્યા જણાવે. માનવ. ૫
નિર્ધનીયાની પેઠે મુજને, ઘરઘર ભીખ મંગાવે,
નબોદિયાના માલ ખજાના, મારા નામે ચડાવે. માનવ. ૬
નિર્વિકારી નિર્લેપીને, વિકારી સરાગી ઠરાવે,
છેક ઉતારી નાખી મુજને, પામર આમ પુજાવે. માનવ. ૭

---

# આધુનિક વિદ્વાનોના અભિપ્રાયો.

---

## ईश्वर के सम्बन्ध में राहुल सांकृत्यायन का अभिप्राय.

ईश्वर का विचार हमारे सभी कामों में कठिनाई पैदा करता है। ईश्वर का ख्याल ही यह सिखलाता है कि हम अपने मालिक नहीं। कितने ही धर्म इसलिये सन्तान-निरोध के विरोधी हैं कि मनुष्य को ईश्वर के काम में दखल देने का अधिकार नहीं है। यदि जनसंख्या कम करना उसे मंजूर होगा, तो वह उसके लिये बड़ा काम नहीं है।

पिछले वर्ष जब हम कश्मीर राज्य के बाल्तिस्तान प्रदेश में थे। वह तृणवनस्पति शून्य पहाड़ी स्थान है। वहाँ इच्छानुसार पानी की नहरों और खेतों के बनाने का सुभीता भी उतना नहीं है। हम लोग जाते वक्त रास्ते के एक गाँव में ठहरे थे। गाँववालों की गरीबी वर्णनातीत थी। पूछने पर मालूम हुआ आधी सदी पहले इस गाँव में सिर्फ पाँच घर थे, किन्तु अब बीस हैं। यह लोग कुछ शता·

न्दियों पूर्व बौद्ध थे। और अपने धर्मभाई तिब्बतवासियों की भाँति बहुपतित्व के माननेवाले थे। तिब्बत में सभी भाइयों की एक स्त्री होने का कारण था जनवृद्धि की भीषणता का रोकना; किन्तु जब यह लोग मुसल्मान हो गये, तब खुदा के भरोसे पर लगे बच्चे पर बच्चे पैदा करने। हमारे जर्मन मित्रने उनसे पूछा–जब तुम्हारे पास खेतोंकी इतनी कठिनाई है, और जीवन–निर्वाह बहुत ही मुश्किल है, तब फिर तुम क्यों इतने बच्चे पैदा करते हो? उत्तर मिला–जो बच्चों को देता है (अर्थात् खुदा) क्या वह उन को नहीं सँभालेगा? हमारे मित्र ने कहा–हाँ वह न सँभालेगा तो हैजा–चेचक, भूख, अकाल तो जरूर सँभाल लेंगे। ल्हासा में एक मुसल्मान सज्जन ने अपना विश्वास इस प्रकार प्रकट किया–हमारे धर्म के अनुसार, यदि माँबाप को काफी सन्तानें हो जायँ तो उनके लिये हज करना आवश्यक नहीं रह जाता। हिन्दू भी तो 'अपुत्रस्य गतिर्नास्ति' मानते हैं।

इस प्रकार आप जितना ही सोचेंगे, मालूम होगा, ईश्वर का ख्याल हमारी सभी प्रकार की प्रगतियों का बाधक है। मानसिक दासता की वह सब से बड़ी बेड़ी है, शोषकों का जबर्दस्त अस्त्र है। क्योंकि उसके सहारे वह कहते हैं–'धनी गरीब उसी के बनाये हुये हैं', 'वह जो करता है सभी ठीक करता है', 'उस की मर्जी पर अपने को छोड दो', 'क्या जानें इन चन्द वर्षों के कष्ट के लिये मरने के बाद उसने क्या क्या आनन्द आपके लिये तैयार कर रक्खे हैं?' 'वह यंत्रचालक की भाँति सभी प्राणियों को चला रहा है', 'मनुष्य उस के हाथकी कठपुतली है।' यह ख्याल क्या हमें अपने भविष्य का मालिक बनने देंगे?

आप यह तर्क नहीं बधार सकते–यदि ईश्वर नहीं है, तो संसार को बनाता कौन है? क्या हर एक चीज के लिये बनानेवाला बहुत जरूरी है? यदि है, तो ईश्वर का बनानेवाला कौन है? यदि वह स्वयंभू है, तो वही बात प्रकृति के बारे में भी क्यों नहीं मान लेते?

एक ईश्वर माननेवाले धर्मों की अपेक्षा अनेक देवता माननेवाले धर्म हजार गुना उदार रहे हैं। उनके ईश्वरों की संख्या अपरिमित होने से वहाँ औरों के देवताओं का भी समावेश आसानी से हो सकता था। किन्तु एक ईश्वरवादी वैसा करके अपने अकेले ईश्वर की हस्तीको खतरे में नहीं डाल सकते थे। आप दुनिया के एक ईश्वरवादी धर्मों के पिछले दो हजार वर्षों के इतिहास को उठाकर देख डालिये, मालूम होगा कि वह सभ्यता, कला, विद्या, विचार-स्वातंत्र्य और स्वयं मनुष्य के प्राणों के भी सबसे बड़े शत्रु थे। उन्हों ने हजारों बड़े बड़े पुस्तकालय और करोडों पुस्तकें आग में डाल दीं। सौन्दर्य और कोमल भावों के साकार रूप, कितने ही कलाकारों की सुन्दर मूर्तियाँ चित्रों और इमारतों को नष्ट कर दिया। हजारों विद्याव्यसनियों और विद्वानों के जीवन को समाप्त कर, स्वतंत्र विचारों का गला घोंटा। मनुष्य की मानसिक प्रगति को कम से कम एक हजार वर्ष के लिये उन्हों ने रोक ही नहीं रक्खा, बल्कि पहिले की प्राप्त सफलताओं के प्रभाव को बहुत कुछ नष्ट कर डाला। और करोडों निर्दोष नर–नारियों और बच्चों की हत्या? यह तो उनके अपने धर्मप्रचार का एक प्रधान साधन थी। वह जिस जिस देश में गये, आग और तलवार ले कर गये। पहले तो इनके फन्दे में फँसी जातियां अफिमके नशे में थीं,

उन्हें इसका ख्याल ही न हो रहा था, कि उनकी चिर सञ्चित जातीय निधि नष्ट की जा रही है। पीछे जब नशा टूटा, तो देखा कि पूर्वजों की सभी उत्तम कृतियाँ नष्ट कर दी गईं। जर्मन जाति में एक ईश्वरवाद तलवार के बल ही फैलाया गया। उस समय पुराने धर्म के साथ २ जर्मन जाति का व्यक्तित्व भी मिटा देना आवश्यक समझा गया। उनकी लिपि को धत्ता बताया गया। उनके साहित्य को खोज खोज कर जलाया गया। उनके मन्दिरों को ही बर्बाद नहीं किया गया, बल्कि, यह सोच कर कि कहीं यह लोग अपने ओक वृक्षों की पूजा करके भ्रष्ट न हो जायें, लाखों विशाल ओक वृक्ष काट डाले गये। एक-ईश्वरवादियों के ऐसे कारनामें एशिया के ही नहीं, अमेरिका की माया और अजेतक जैसी सभ्यताओं के संहार के कारण हुये। अपने नाम पर सैंकडों वर्षों तक इस प्रकार के भयङ्कर अत्याचार करते, खून की नदी बहाते देख भी, यदि ईश्वर रोकने के लिये नहीं आया, तो इस से बढकर उस के न होने का और दूसरा प्रमाण क्या चाहिये?

("साम्यवाद ही क्यों?" पृ. ५८-५३)

## ईश्वर के सृष्टिकर्तृत्व के विषय में स्याद्वादवारिधि पं. गोपालदासजी बरैया का अभिप्राय।

ईश्वर का कर्तव्य है कि मनुष्य को पाप न करने दे, न कि उसके पाप करने पर उसको दण्ड दे। इसलिये यदि ईश्वर सरीखा सर्वज्ञ, सर्वशक्तिमान् और दयालु इस लोक का कर्त्ता होता तो लोक में किसी भी प्रकार पाप की

प्रवृत्ति नहीं होती। परन्तु ऐसा दीखता नहीं है, इस कारण इस लोक का कर्त्ता कोई ईश्वर नहीं है।

यदि ईश्वर का स्वभाव ही कर्तृरूप माना जाय तो क्या दोष है? इस प्रश्न का उत्तर यदि स्वभावतः ही कर्त्ता माना जाय तो जगत् में भी स्वभाव मानने से जगत् की उत्पत्ति आदि का सम्भव होने से असम्भव तथा अदृष्ट ईश्वर की कल्पना कहाँ तक सत्य है यह पाठकों की बुद्धिपर निर्भर करते हैं। ऐसा नहीं हो सकता कि, जगत् में यह स्वभाव नहीं हो सके और ईश्वर में सम्भव हो सके। यदि यह स्वभाव ही है तो कौन किस में रोक सकता है (तदुक्तं स्वभावोऽतर्क-गोचरः)। इस प्रकार कार्यत्वहेतु को सर्वतः विचारने पर भी बुद्धिमान् ईश्वर को कर्त्ता नहीं मना सकता। इसी प्रकार सन्निवेशविशेष अचेतनोपादानत्व अभूतभावित्व, इत्यादिक अन्य भी हेतु आक्षेप समाधान समान होने से ईश्वर को कर्त्ता सिद्ध नहीं कर सकते हैं।

(सृष्टिकर्तृत्व मीमांसा पृ. ७, २६)

ईश्वर के कर्तृत्व पर स्याद्वादवारिधि पं. गोपालदासजी ने अपनी पुस्तक 'सार्वधर्म' के पृष्ठ २४ पर भी बतलाया है कि-

संसार में जितने अनर्थ होते हैं उन सब का विधाता ईश्वर ठहरेगा। परन्तु उन सब कर्मोंका फल बेचारे निर्दोष जीवों को भोगना पड़ेगा। देखा! कैसा अच्छा न्याय है अपराधी ईश्वर और दण्ड भोगें जीव। इस प्रकार प्रमाण की कसौटी पर कसने से ऐसे कल्पित ईश्वर की सत्ता सिद्ध नहीं हो सकती।

पृ. २६ परः–'जो २ मित्र के पुत्र हैं वेर श्याम है और जो २ श्याम नहीं है वे २ मित्र के पुत्र भी नहीं हैं। गर्भस्थ मित्रका पुत्र है इस लिये श्याम होगा। परन्तु यदि मित्र का पुत्र गोरा हो जाय तो बाधक कोन?। इसी लिये विपक्ष में बाधक के अभाव से मित्रपुत्रत्व और श्यामत्व में व्याप्ति नहीं हो सकती। इस ही प्रकार कार्य और चेतन कर्ता में भी विपक्ष में बाधक के अभाव से व्याप्ति नहीं हो सकती। इस प्रकार कार्यत्वहेतु ईश्वर की सत्ता सिद्ध करने में असमर्थ है।

बा० सूरजभानुजी जैन ने भी अपनी पुस्तक 'जगदुत्पत्ति विचार' के पृष्ठ ४०–४१ में ईश्वर के कर्तृत्व पर लिखा है–

बाकी सब ही जंगल में गल सड़ जाते हैं. यदि ईश्वर इन वस्तुओं का बनानेवाला होता तो इतनी ही उत्पन्न करता जितनी काम आती हैं और ऐसे ही स्थान में पैदा करता जहाँ वह काम आवें।......यदि संसार का सर्व प्रबन्ध ईश्वर ही करता तो वह ऐसा कदाचित् नहीं करता कि चोर भी बनाता और चोरों के पकडने के वास्ते चौकीदार भी बिठाता।

(२७) क्यों जी? यदि संसार का सब कार्य ईश्वर ही करता है तो मैं जो उसका खंडन कर रहा हूँ वह भी वास्तव में वही कर रहा है, संसार को धोखे में डालने की कोशीश कर रहा है.

यदि ईश्वर को प्रबन्धकर्ता माना जावे तो मनुष्य का कर्तव्य कुछ भी नहीं है. कोई २ मनुष्य ऐसा मानते हैं कि कर्म करने में मनुष्य स्वतंत्र है परन्तु फल उसका ईश्वर देता है; परन्तु विचार करने पर यह बात बिलकुल असम्भव सिद्ध होती है।

ईश्वर कर्तृत्व पर चन्द्रसेन जैन वैद्य ने अपनी पुस्तक 'सृष्टिवाद–परीक्षा' के पृष्ठ ३ में भी कहा है–

"कृतार्थस्य विनिर्मित्सा कथमेवास्य युज्यते ।
अकृतार्थोऽपि न सृष्टुं विश्वमीष्टे कुलालवत्" ॥७॥

अब यह कहो कि तुम्हारा सृष्टिकर्ता ईश्वर कृतार्थ है अथवा अकृतार्थ है ? यदि कृतार्थ है अर्थात् उसे कुछ करना बाकी नहीं रहा, चारों पुरुषार्थों का साधन कर चुका है तो उसका कर्तापना कैसे बनेगा ? वह सृष्टि क्यों बनावेगा ? और यदि अकृतार्थ है अपूर्ण है, उसे कुछ करना बाकी है, तो कुंभकार के समान वह भी सृष्टि को नहीं बना सकेगा क्योंकि कुम्हार भी तो अकृतार्थ है. इसलिये जैसे उससे सृष्टि की रचना नहीं हो सकती है उसी प्रकार से अकृतार्थ ईश्वर से भी नहीं हो सकती है ।

"अमूर्तो निष्क्रियो व्यापी कथमेष जगत्सृजेत् ।
न सिसृक्षापि तस्यास्ति विक्रिया रहितात्मनः" ॥८॥

यदि ईश्वर अमूर्त, निष्क्रिय और सर्वव्यापक है, ऐसा तुम मानते हो, तो वह इस जगत् को कैसे बना सकता है ? क्योंकि जो अमूर्त है, उससे मूर्तिक संसार की रचना नहीं हो सकती है, जो क्रियारहित है वह सृष्टिरचना रूप क्रिया नहीं कर सकता है, और जो सब में व्यापक है, वह जुदा हुये बिना–अव्यापक हुये बिना सृष्टि नहीं बना सकता है ।

इसके सिवा ईश्वर को तुम विकाररहित कहते हो। और सृष्टि बनाने की इच्छा होना एक प्रकार का विकार है– विभावपरणति है, तो बतलाओ उस निर्विकार परमात्मा के

जगत् बनाने की विकारचेष्टा होना कैसे संभव हो सकती है ?

"कर्मापेक्षः शरीरादि देहिनां घटयेद्यदि ।
नन्वेवमीश्वरो न स्यात्पारतन्त्र्यात्कुविन्दवत् " ॥ ११ ॥

यदि सृष्टिकर्ता जीवों के किये हुए पूर्व कर्मोंके अनुसार उनके शरीरादि बनाता है, तो कर्मोंकी परतंत्रता के कारण वह ईश्वर नहीं हो सकता है जैसे कि जुलाहा। अभिप्राय यह है कि, जो स्वतंत्र है-समर्थ है उसी के लिये 'ईश्वर' संज्ञा ठीक हो सकती है, परतंत्र के लिये नहीं हो सकती। जुलाहा यद्यपि कपड़े बनाता है, परन्तु परतंत्र है और असमर्थ है इसलिये उसे ईश्वर नहीं कह सकते।

ईश्वर के प्रति श्री सम्पूर्णान्दजी के विचार ॥

निर्धन के धन और निर्बलके बल कोई भगवान हैं ऐसा कहा जाता है। यदि हैं तो उनसे किसी बलवान् या धनीको कोई आशंका नहीं है। वह उनके दरबार में रिश्वत पहुँचाने की युक्तियाँ जानता है। पर उनका नाम लेनेसे दुर्बल और निर्धनका क्रोध शान्त हो जाता है। जो हाथ सतानेवालों के विरूद्ध उठते वह भगवान् के सामने बँध जाते है। आँखोंकी क्रोधाग्नि आँसू बनकर ढ़ल जाती है। वह अपनी कमर तोड़ कर भगवान् का आश्रय लेता है। इसका परिणाम कुछ भी नहीं होता। उसके आर्त्त हृदय से उमँड़ी हुई कम्पित स्वरलहरी आकाशमंडल को चीर कर भगवान् के सूने सिंहासन से टकराती है। टकराती है और ज्योंकी त्यों लौटती है। कबीर साहब के शब्दों में 'वहाँ कुछ है नहीं, अरज अंधा करै, कठिन डंडौत नहिं टरत टारी'। आज हज़ारों कुलवधुओं का सतीत्व

बलात् लुट रहा है, हज़ारों को पेट की ज्वाला बुझानेके लिये अबला का एक मात्र धन बेचना पड़ रहा है, लाखों बेकस निरीह राजनीतिक और आर्थिक दमन और शोषण की चक्की में पिस रहे हैं, पर जो भगवान् कभी खम्भे फाड़ कर निकला करते थे और कोसों तक चीर बढ़ाया करते थे वह आज उस कला को भूल गये और अनन्त शयन का सुख भोग रहे हैं। फिर भी उनके नाम की लकड़ी दीन दुःखियों को थमाई जाती है। जो लोग ऐसा उपदेश देते हैं वह खूब जानते हैं कि अशान्तों को काबू में रखने का इस से अच्छा दूसरा उपाय नहीं है।

ईश्वरने विभिन्न मतानुयायियों को विभिन्न उपदेश दे रक्खे हैं। जगज्जनक होकर भी बलि और कुरबानी से प्रसन्न होता है। एक ओर विश्वेश्वर बनता है, दूसरी ओर विधर्मियों और कभी कभी स्वधर्मियों को भी मार डालने तक का उपदेश देता है। एक ही अपराध के लिये अलग अलग लोगों को अलग अलग दण्ड देता है और एक ही सत्कर्म्म के पुरस्कार भी अलग अलग देता है। अपने भक्तों के लिये कानून की पोथी को बेठन में बन्द कर के रख देता है।

प्रायः सभी सम्प्रदायों का यह विश्वास है कि उन को सीधे ईश्वर से आदेश मिला है पर हिन्दू का ईश्वर एक बात कहता है, मुसलमान का दूसरी और ईसाई का तीसरी। इटली की सेना अबीसीनिया पर आक्रमण करती है और उभय पक्ष ईश्वर, ईसा और ईसाकी माता से विजय की प्रार्थना करते हैं।

('समाजवाद' पृ. १५, १८, १३.)

## ईश्वर के विषयमें महात्मा गाँधी का अभिप्राय ॥

ईश्वर है भी और नहीं भी है। मूल अर्थ से ईश्वर नहीं है। मोक्ष के प्रति पहुँची हुई आत्मा ही ईश्वर है, इसलिये उस को सम्पूर्ण ज्ञान है। भक्ति का सच्चा अर्थ आत्मा का शोध ही है। आत्मा को जब अपनी पहचान हो जाती है, तब भक्ति नहीं रहती, फिर वहाँ ज्ञान प्रकट होता है।

नरसी मेहता इत्यादि ने ऐसी ही आत्मा की भक्ति की है। कृष्ण, राम इत्यादि अवतार थे, परन्तु, हम भी अधिक पुण्य से वैसे हो सकते हैं। जो आत्मा मोक्ष के प्रति पहुँचने के लगभग आ जाती है, वही अवतार है। उनके विषय में उसी जन्म में सम्पूर्णता मानने की आवश्यकता नहीं।

('महात्मा गांधी के निजी पत्र' पृ. ४७)

## भगवद्गीता का अवतरण ॥

न कर्तृत्वं न कर्माणि, लोकस्य सृजति प्रभुः।
न कर्मफलसंयोगं, स्वभावस्तु प्रवर्तते॥ (गी० ५-१४)

जगत का प्रभु न कर्तापन रचता है, न कर्म रचता है; न कर्म और फल का मेल साधता है। प्रकृति ही सब करती है।

टिप्पणी-ईश्वर कर्ता नहीं है। कर्म का नियम अटल और अनिवार्य है। और जो जैसा करता है उसको वैसा भरना ही पड़ता है।

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः॥ (गी० ५-१५)

ईश्वर किसी के पाप या पुण्य को अपने ऊपर नहीं ओढ़ता। अज्ञानद्वारा ज्ञान ढ़क जाने से लोग मोह में फँस जाते हैं।

टिप्पणी–अज्ञान से, 'मैं करता हूँ' इस वृत्ति से मनुष्य कर्मबन्धन बाँधता है। फिर भी वह भले बुरे फल का आरोप ईश्वर पर करता है, यह मोहजाल है।

(भगवद्गीता का अनुवाद–कर्मसंन्यासयोग)

## श्रीमद् परमहंस सोऽहं स्वामी का अभिप्राय॥

जो वेद को ब्रह्म से उत्पन्न मानता है, उसके लिये बाईबिल को ईश्वर के द्वारा निर्माण किया हुआ न मानना, अथवा जो लोग बाईबिल को ईश्वर की बनाई हुई मानते हैं, उनके लिये वेद का ब्रह्म से उत्पन्न होना न मानना युक्ति-संगत नहीं है। 'जगत के कर्ता ने विविध देशों में विविध नामों से प्रकट होकर विभिन्न दोशों में देश, काल और पात्र के भेदसे अलग अलग धर्म का उपदेश किया है', इस पर जो लोग विश्वास करते हैं, क्या वे विविध देशों के सृष्टितत्त्व विषयक मतों में जो भेद पड़ गया है, उस का निर्णय कर सकते हैं ?

(भगवद्गीता की समालोचना)
(अनु० गोपालचंद्र वेदान्तशास्त्री पृ. १८)

# સૃષ્ટિ સંબંધમાં પાશ્ચાત્ય દાર્શનિકો શું કહે છે?

## કાન્ટનો મત.

જો સંસાર દેશ અને કાલથી પરિચ્છિન્ન નથી તો અનંત અંશોને જોડવાથી બન્યો છે. આ અનંત અંશોને જોડવામાં અનંત કાલ લાગ્યો છે. એ કાલ તો વીતી ચુકયો છે. વીતેલો કાલ અનંત શી રીતે થઈ શકે? એટલા માટે સંસારને દેશકાલથી પરિચ્છિન્ન માનવો જોઈએ. પણ તેમાં મ્હોટી મુશ્કેલી છે, કેમકે સંસારનો અર્થ છે પ્રત્યક્ષ યોગ્ય વિષયોનો સમૂહ. તે જો પરિચ્છિન્ન છે તો પરિચ્છેદક દેશ એનાથી બ્હાર હોવો જોઈએ તે બ્હારનો દેશ પ્રત્યક્ષ યોગ્ય નહિ રહે, અર્થાત્ તે અમૂર્ત ઠરશે અને એમ થયું તો મૂર્ત અને અમૂર્તનો સંબંધ સ્થાપિત થશે કે જે અસંભવિત છે. આ વિરોધથી સંસારને ન તો પરિચ્છિન્ન કહી શકાશે તેમ ન અપરિચ્છિન્ન કહી શકાશે.

## પરમાણુઓથી બનેલ સંસાર?

એમજ જો સંસાર પરમાણુઓથી બનેલ માનવામાં આવે તો પરમાણુ મૂર્ત છે કે અમૂર્ત? જો મૂર્ત હોય તો તેનો વિભાગ થઈ શકે છે. જો અમૂર્ત છે તો તેનાથી મૂર્તનો આવિર્ભાવ શી રીતે થાય? કેમકે અસત્‌નો સત્ થઈ શકતો નથી. એટલા માટે પરમાણુ ન મૂત છે ન અમૂર્ત. અર્થાત્ પરમાણુ કોઈ ચીજ નથી.

## સંસાર મિશ્ર વસ્તુઓથી બનેલ છે?

જો સંસાર મિશ્ર વસ્તુઓથી બનેલ માનવામાં આવે તો અવયવીઓથી બનેલ માનવો પડે. અવયવીને અવયવ અવશ્ય હોવા જોઇએ. અવયવો એજ પરમાણુ રૂપ સિદ્ધ થયા. હવે મ્હોટી આપત્તિ આવી પડી કે પરમાણુ છે કે નહિ?

## કાર્યકારણભાવ.

એવીજ રીતે દરેક કાર્યનું નિયત પૂર્વ કોઈ કારણ છે કે કારણ વિનાનું પણ કાર્ય છે? જો સમસ્ત સંસાર કારણથી નિયત છે તો કારણોની અવસ્થા છે, કેમકે કોઇ આદિકારણ સ્વતંત્ર નથી. જો આદિકારણ કોઇ માનવામાં આવે તો તે આદિકારણ શું અમુક કાલસુધી સ્વતંત્ર નિષ્કાર્ય રહીને પછી કોઈ કાર્યને ઉત્પન્ન કરે છે? એમ શામાટે? શું તેમાં કાર્યોત્પાદન શક્તિ પાછળથી આવી? પાછળથી આવી તો ક્યાંથી આવી? આ મુશ્કેલીથી ન આદિકારણ માનવાથી સંસાર બને છે ન ન-માનવાથી બને છે.

## શું સ્વતંત્ર ઇશ્વર સંસારનું કારણ છે?

જો સ્વતંત્ર ઇશ્વર સંસારનું કારણ માનવામાં આવે તો એક પ્રશ્ન એ ઉઠે છે કે તે ઇશ્વર સંસારની અંદર છે કે બ્હાર? જો અંદર છે તો તે આરંભમાં હશે કે સમસ્ત સંસાર સ્વરૂપ હશે? આરંભમાં હોય તો આરંભનો તો એકજ ક્ષણ છે, તો તેની પહેલાં કોઇ ક્ષણ હતો કે નહિ? જો હતો તો આરંભને આરંભજ ન કહી શકાય. અગર આરંભ પહેલાં ક્ષણ ન હતો તો તે અસંભવિત છે, કેમકે કાલ અનાદિ અનંત છે. યદિ સ્રષ્ટાને સૃષ્ટિની બ્હાર માનવામાં આવે તો દેશકાલ પણ સૃષ્ટિની અંતર્ગત છે, એટલે સ્રષ્ટા દેશકાલથી અતીત થયો. દેશકાલાતીતનો દેશકાલ સાથે સંબંધ થવો અશક્ય છે. ન તેનાથી દેશકાલાવચ્છિન્ન સૃષ્ટિ બની શકે.

## ઉપસંહાર.

આ રીતે કાન્ટને મતે અનેક વિરોધો ઉભા થવાથી સૃષ્ટિવાદ માનવો ઉચિત નથી, અર્થાત્ કાલ અનાદિ અનંતની માફક સંસાર પણ અનાદિ અનંત માનવો ઉચિત છે.

**યુ० સ० હિં० પૃ० ११८—સારાંશ.**

## પીટર ધિ લોમ્બાર્ડનો અભિપ્રાય.

ઇશ્વર સૃષ્ટિમાં સ્વતંત્ર છે કે પરતંત્ર? જો સ્વતંત્ર હોય તો સૃષ્ટિનું જ્ઞાન તેને પહેલાં નહિ હોય કેમકે નિશ્ચયજ નહિ હોય કે સૃષ્ટિ થશે યા નહિ. જો પ્રથમ જ્ઞાન છે તો તે જ્ઞાનને અનુસારજ સૃષ્ટિ થશે; તેમાં ઇશ્વરની સ્વતંત્રતા ન રહી.

સૃષ્ટિની પહેલાં ઇશ્વર ક્યાં રહ્યો હશે? કેમકે સૃષ્ટિ પહેલાં કોઇ સ્થાન તો છે નહિ.

ઇશ્વરની વર્તમાન સૃષ્ટિથી બીજી કોઈ ઉત્તમ સૃષ્ટિ બની શકે કે નહિ? જો ન બની શકે તો ઇશ્વર સર્વશક્તિમાન્ ન રહ્યો. જો બીજી ઉત્તમ સૃષ્ટિ થઈ શકે તો હમણાંજ ઉત્તમ સૃષ્ટિ શા માટે ન બનાવી?

યુ० દ० હિં० પૃ० ૬૬—સારાંશ.

## છુટક છુટક શંકાઓ.

આરંભમાં પર્યાપ્ત કારણ પ્રકૃતિના પરમાણુઓ સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં સમર્થ હતા તો આજકાલ વિનાબીજ વૃક્ષ ઉગાડવામાં, વિનામાબાપ પુત્ર પેદા કરવામાં, ઓક્સીજન—હાયડ્રોજન વિના પાણી ઉત્પન્ન કરવામાં, વિનાજલ બર્ફ બનાવવામાં અને વિના માટી પર્વત બનાવવામાં કેમ સમર્થ થતા નથી?

પ્રકૃતિ ઉપાદાન અને ઇશ્વર નિમિત્ત માનીએ તો ઇશ્વર કુંભારસ્થાનાપન્ન થશે.

## ઇશ્વરની અલ્પશકિતમત્તાનાં કારણો.

(૧) ઇશ્વર સાધનની સિદ્ધિ માટે સાધનોનો પ્રયોગ કરે છે માટે ઇશ્વર સર્વશક્તિમાન્ નહિ સિદ્ધ થાય.

(૨) ઇશ્વર સાધનોનો બુદ્ધિ અને વિચારપૂર્વક પ્રયોગ કરે છે માટે સર્વશક્તિમાન્ નહિ.

(૩) ઇશ્વર સાધનોને પોતે બનાવે છે અને પોતાની ઈચ્છાનુસાર ગુણ તથા યોગ્યતા આપે છે. તેના નિર્વાચનમાં બુદ્ધિમત્તા દેખાતી નથી.

(૪) સાધનોનો પ્રયોગ તેજ કરે છે જેને કંઈ મુસીબત જણાતી હોય. ઇશ્વરને અવશ્ય કોઈ મુસીબત જણાતી હશે?

ઇશ્વરે શૂન્યમાંથી સૃષ્ટિ બનાવી કે પોતામાંથી? જો શૂન્યમાંથી પ્રકૃતિ બનાવી અને પ્રકૃતિમાંથી સંસાર બનાવ્યો તો શૂન્યમાંથી પ્રકૃતિને બદલે સંસારજ કેમ ન બનાવ્યો? સાયન્સનો તો સિદ્ધાંત છે કે કોઇ પણ વસ્તુ શૂન્યમાંથી ઉત્પન્ન થઈ શકતીજ નથી. જો કહો કે શૂન્યમાંથી નહિ પણ પોતામાંથીજ પ્રકૃતિ બનાવી, જેવી રીતે કરોળીયો પોતામાંથી જાળ બનાવે છે, તો એ પણ ઠીક નથી. કરોળીયામાં બે વસ્તુ છે. ચેતન અને પ્રકૃતિ–શરીર. જીવ વિશેષ પ્રકારથી શરીર-સ્થિત પરમાણુસમૂહમાંથી જાળ બનાવે તેમાં અસંગતિ નથી; પણ ઇશ્વર પરમાણુ વિના પોતામાંથી જગત્ કે પ્રકૃતિ બનાવે તે અસંગત છે. અપ્રાકૃતિક વસ્તુમાંથી પ્રાકૃતિક વસ્તુ નીકળે તે સંભવિત નથી.

## પ્લેટોનો અભિપ્રાય.

અનંત કાલથી અપરિવર્તનીય પરિવર્તનશીલ પદાર્થની સાથે સંમિલિત આવી રહેલ છે તેથી જગત્ અનાદિ અનંત બહિઃપ્રકાશ માત્ર છે.

## ન્યુ પ્લેટોનિષ્ટના અભિપ્રાય.

ઇશ્વર અને જગત્ બન્ને સમાન રૂપે અનાદિ અનંત છે.

## ગ્રીસનો પ્રાચીન મત (એરિસ્ટોટલ).

જગત્‌નું રૂપ અને સ્થિતિકાલ અનાદિ અનંત છે.



# The ARDHA MAGADHI DICTIONARY

## SOME OPINIONS

Your work deserves a cordial welcome from all students of Prakrit. It fills a decided gap in the literature devoted to this important branch of oriental studies and will be found invaluable to all who are interested in the language, literature and philosophy of Jainism.

*Helmuth Von Clarcnaph Ph D., private dozentder indischen Philologie ander Universitat, Berlin.*

An Illustrated Ardha Magadhi Dictionary is prepared with great devotion and care and deserves the attention of the European Prakritist in a high degree.

*Prof. W. Schubring Hamburgische Universital, Seminer. Furkulter and Geschichte Indiens, Hamburg.*

My opinion is that you are doing a very useful work and which will be greeted by all scholars. My compliments also for the illustrations which are a very happy feature of the work

*Silvain Levi, Professor, au college-de-France, Katmandu (Nepal).*

Can be had from

**Shree Jain Sahitya Pracharak Sam**

**Beawar**